# મહર્ષિ દયાનંદ

## જીવનચરિત્ર

દયાલ મુનિ

: સંપાદક :

ભાવેશ મેરજા

: પ્રકાશક :

**આર્યસમાજ**

ત્રણ હાટડી શેરી,

ટંકારા - ૩૬૩૬૫૦

જિ. મોરબી

**મહર્ષિ દયાનંદ - જીવનચરિત્ર**

(Maharshi Dayananda's Biography in Gujarati authored by Dayal Muni and edited by Bhavesh Merja)

**લેખક** : દયાલ મુનિ

**સંપાદક** : ભાવેશ મેરજા

**પ્રકાશક** : આર્યસમાજ, ત્રણ હાટડી શેરી, ટંકારા,
જિ. મોરબી - ૩૬૩૬૫૦, મો. : ૮૯૮૦૮૦૮૦૭૧

**સંશોધિત આવૃત્તિ** : પ્રથમ
સંવત ૨૦૭૮, જુલાઈ ૨૦૨૨, ૨,૦૦૦ પ્રત

**કિંમત** : ૧૨૫ રૂપિયા

**મુદ્રક** : રાજ ઓફસેટ, શનિદેવ મંદિર પાસે, ધોબીઘાટ, દૂધેશ્વર,
અમદાવાદ. ફોન : ૯૯૨૫૭૯૧૯૦૨



**નોંધ :** ઑક્ટોબર, ૧૮૭૪માં જબલપુરમાં ત્યાંના એક્સ્ટ્રા આસિસ્ટંટ કમિશનર કૃષ્ણરાવે પોતાના ઘરે મહર્ષિ દયાનંદને આમંત્રિત કરીને તેમનો આ ફોટો પડાવ્યો હતો. ત્યારે મહર્ષિનું પચાસમું વર્ષ ચાલતું હતું.



**નોંધ :** મહર્ષિ દયાનંદના જીવનકાળમાં અમેરિકામાં ન્યૂયૉર્કથી પ્રકાશિત થતાં 'ફ્રાન્ક લેસ્લિઝ સન્ડે મેગેઝિન'ના જુલાઈ-ડિસેમ્બર, ૧૮૭૮ના અંક (વોલ્યૂમ ૪, નંબર ૫.૪૨, પાન ૬૫૭-૬૬૧)માં તેમના વિશે પ્રકાશિત સંપાદકીય લેખ સાથે છપાયેલું તેમનું એક દુર્લભ ચિત્ર.

# અનુક્રમ



• • •

# લેખક પરિચય



શ્રી દયાલ મુનિ (પ્રો. દયાલ આર્ય)નો જન્મ ૨૮ ડિસેમ્બર, ૧૯૩૪ના રોજ મહર્ષિ દયાનંદની જન્મભૂમિ ટંકારામાં શ્રી માવજીભાઈ પરમારને ત્યાં થયો. તેમનું પ્રારંભિક શિક્ષણ સામાન્ય રહ્યું, પરંતુ બાદમાં તેમણે આયુર્વેદનો અભ્યાસ કરી આયુર્વેદાચાર્યની ઉપાધિ પ્રાપ્ત કરી. તેઓ વર્ષો સુધી આયુર્વેદ વિશ્વવિદ્યાલય, જામનગરમાં પ્રાધ્યાપક તથા કાયચિકિત્સા (મેડિસિન) વિભાગના અધ્યક્ષ રહ્યા. તેમણે મહર્ષિ દયાનંદના આર્યાભિવિનય, વેદભાષ્ય, આત્મકથા, ઉપદેશ મંજરી વગેરે ગ્રંથોના, સ્વામી સત્યપતિના યોગમીમાંસા તથા આનંદ સ્વામીના કેટલાંક હિંદી પુસ્તકોના સુંદર ગુજરાતી અનુવાદ આપ્યા છે. તેમણે મહર્ષિ દયાનંદના મુખ્ય ગ્રંથોના ગુજરાતી અનુવાદોને ઉત્તમ રીતે સંપાદિત કર્યા છે. મહાભારતથી મહર્ષિ દયાનંદ, ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની તથા મહર્ષિ દયાનંદનું જીવનચરિત્ર વગેરે તેમની પ્રસિદ્ધ કૃતિઓ છે. તેમણે વૃદ્ધાવસ્થામાં અતિ પુરુષાર્થ કરી ચારે વેદોનો ગુજરાતી અનુવાદ કર્યો, જેનું વાનપ્રસ્થ સાધક આશ્રમ, રોજડ દ્વારા આઠ ખંડોમાં સુંદર પ્રકાશન કરવામાં આવ્યું છે. મહર્ષિ દયાનંદના પ્રારંભિક જીવન વિષયક અનુસંધાનમાં તેમની વિશેષ રુચિ રહી છે. તેમણે એ વિશે લખેલી એક લેખમાળા આર્યજગત્ અને વેદવાણી જેવી પ્રતિષ્ઠિત પત્રિકાઓમાં પ્રકાશિત થઈ હતી, જેને અનેક વિદ્વાનોએ આવકારી હતી. શ્રી દયાલ મુનિની યોગમાં પણ રુચિ રહી. તેઓ કેટલાંક વર્ષો સુધી રોજડ સ્વામી સત્યપતિના સાંનિધ્યમાં રહીને સાધના કરતા રહ્યા. તેઓ રોચક વક્તા છે. તેમણે મહર્ષિ દયાનંદના જીવન પર અનેક પ્રવચનો કર્યાં છે. તેમણે વર્ષો સુધી ટંકારા આર્યસમાજ દ્વારા સંચાલિત આયુર્વેદિક દવાખાનામાં વૈદ્ય તરીકે નિઃશુલ્ક સેવા આપી છે. તેમણે આયુર્વેદ પર ૧૭ ગ્રંથોની રચના કરી છે, જેને ગુજરાત આયુર્વેદ વિશ્વવિદ્યાલય દ્વારા સંદર્ભગ્રંથ રૂપે માન્યતા મળી છે. અનેક સંસ્થાઓએ તેમની સાહિત્યિક સેવાઓની કદર કરીને તેમને સન્માનિત કર્યા છે. ૨૦૧૫માં ગુજરાત આયુર્વેદ વિશ્વવિદ્યાલય, જામનગર દ્વારા તેમને ડી.લિટ્. (આયુર્વેદ)ની માનદ્ પદવી પ્રદાન કરવામાં આવી. ગુજરાતના રાજ્યપાલના હસ્તે તેમને 'આયુર્વેદ ચૂડામણિ'નો પુરસ્કાર આપવામાં આવ્યો. ગુજરાત સંસ્કૃત સાહિત્ય અકાદમીએ તેમને સાહિત્ય ગૌરવ પુરસ્કાર-૨૦૨૦ અર્પણ કર્યો. તેઓ હંમેશાં ટંકારા આર્યસમાજને તથા સાહિત્ય પ્રકાશનના કાર્યમાં આર્થિક સહયોગ આપતા રહ્યા છે. છેલ્લાં અનેક વર્ષોથી તેઓ ટંકારામાં વાનપ્રસ્થ જીવન પસાર કરી રહ્યા છે.

**સંપર્કસૂત્ર :** શ્રી દયાલ મુનિ આર્ય, 'પ્રણવ', લક્ષ્મીનારાયણ સોસાયટી, ટંકારા, જિ. મોરબી. - **સંપાદક**

# શ્રી દયાલ મુનિ દ્વારા રચિત-અનુવાદિત-સંપાદિત પુસ્તકો

૧. આર્યસમાજનો સંદેશ
૨. મહાભારતથી મહર્ષિ દયાનંદ
૩. સત્યાર્થપ્રકાશની તેજધારાઓ
૪. હિંદુ એકાત્મતા
૫. ક્રાંતિના માર્ગે કદમ પહેલું
૬. ધર્મનું મૂળ વેદ
૭. આર્યવીર ગીત સંગ્રહ
૮. દયાનંદ સ્તવન
૯. દયાનંદ ગાથા
૧૦. સ્વામી દયાનંદ (જીવનચરિત્ર)
૧૧. ऋषि दयानन्द की प्रारम्भिक जीवनी

**અનુવાદ - સંપાદન**

૧૨. ચારે વેદોનો ગુજરાતી અનુવાદ (આઠ ખંડ)
૧૩. સત્યાર્થપ્રકાશ
૧૪. ઋગ્વેદાદિભાષ્યભૂમિકા
૧૫. સંસ્કારવિધિ
૧૬. આર્યાભિવિનય
૧૭. ઉપદેશ મંજરી
૧૮. આત્મકથા (સ્વામી દયાનંદ સરસ્વતી)
૧૯. એક જ માર્ગ
૨૦. ઉપનિષદોનો સંદેશ
૨૧. સુખી ગૃહસ્થ
૨૨. ઘનઘોર જંગલમાં
૨૩. યોગમીમાંસા
૨૪. વૈદિક ધર્મ અને વિશ્વશાંતિ
૨૫. સુખનાં સાધનો
૨૬ દયાનંદ : વ્યક્તિત્વ અને કાર્ય
૨૭. દયાનંદ અને વેદ
૨૮. ગાંધીહત્યા શા માટે ?

**આયુર્વેદ સાહિત્ય**

૨૯. ચરકસંહિતા ભાગ ૧
૩૦. ચરકસંહિતા ભાગ ૨
૩૧. માધવનિદાન ભાગ ૧
૩૨. માધવનિદાન ભાગ ૨
૩૩. આતુરપરીક્ષા
૩૪. ન્યાયવૈધક - અગદતંત્ર
૩૫. કાયચિકિત્સા ભાગ ૧
૩૬. કાયચિકિત્સા ભાગ ૨
૩૭. કાયચિકિત્સા ભાગ ૩
૩૮. કાયચિકિત્સા ભાગ ૪
૩૯. સ્વસ્થવૃત ભાગ ૧
૪૦. સ્વસ્થવૃત ભાગ ૨
૪૧. શાલાક્ય વિજ્ઞાન ભાગ ૧
૪૨. શાલાક્ય વિજ્ઞાન ભાગ ૨
૪૩. રોગવિજ્ઞાન
૪૪. શલ્યવિજ્ઞાન ભાગ ૧
૪૫. શલ્યવિજ્ઞાન ભાગ ૨

• • •

# પ્રાક્કથન

મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીજી વિદ્યા, બળ, ધર્મ, યોગ, તર્ક, યુક્તિ, પ્રમાણ, ઊહા, પ્રતિભા, દૃઢ ઈચ્છાશક્તિ, અદમ્ય સાહસ, કરુણા વગેરે અનેક દિવ્ય ગુણોથી યુક્ત અસાધારણ ધાર્મિક, આધ્યાત્મિક, રાષ્ટ્રભક્ત સંન્યાસી હતા. તેમણે સમાજથી અલગ થઈ કોઈ શાંત એકાંત વાતાવરણમાં બેસીને ફક્ત પોતાની વ્યક્તિગત એકાંત સાધના કે ઉન્નતિ માટે જ પોતાનાં સમસ્ત શક્તિ, બુદ્ધિ અને સમય લગાડ્યાં ન હતાં, પરંતુ સમાજ, રાષ્ટ્ર અને સમગ્ર માનવજાતિના ઉદ્ધાર અર્થે પણ તેમણે લેખન, પ્રવચન, શાસ્ત્રાર્થ, પ્રકાશન, અધ્યાપન, ચર્ચા-વિચારણા, સંમેલન વગેરે અનેકવિધ કાર્યો એકીસાથે ચલાવીને બહુ જ ટૂંકા સમયમાં એ સમયના ધાર્મિક, સામાજિક અને રાષ્ટ્રીય જીવન પર સૌથી વધારે પ્રભાવ ઉત્પન્ન કર્યો હતો.

ભર જુવાનીમાં વૈરાગ્ય પ્રાપ્ત કરી ગૃહત્યાગ કરીને તેમણે સંપૂર્ણ દેશમાં ભ્રમણ કર્યું. સમાજ અને દેશની સ્થિતિનું બારીકાઈથી અવલોકન કર્યું. તેમણે જોયું કે પ્રજા તો બહુદેવતાવાદ, જડપૂજા, મૃતક શ્રાદ્ધ, અવતારવાદ, પલાયનવાદ, બાળલગ્ન, સતીપ્રથા, ફલિત જ્યોતિષ, વિકૃત અને જટિલ કર્મકાંડ, જાતિપ્રથા, અસ્પૃશ્યતા, પશુહિંસા જેવી અનેક પ્રકારની કુરીતિઓ, વહેમો અને અંધશ્રદ્ધાઓથી ગ્રસ્ત છે. ભારતીય સમાજની જીવન પરંપરા ઈશ્વરોક્ત વૈદિક જ્ઞાનધારાથી બિલકુલ અલગ દિશામાં ફંટાઈ ગઈ છે. લોકો વેદ તથા ઉપનિષદ્ અને દર્શનશાસ્ત્રો જેવા આર્ષ ગ્રંથોમાં વર્ણિત એક, અદ્વિતીય, સર્વજ્ઞ, સર્વવ્યાપક, નિરાકાર ઈશ્વરને ભૂલીને તેના બદલે પુરાણો, તંત્રો તેમ જ બીજા આધુનિક સાંપ્રદાયિક ગ્રંથોમાં વર્ણિત મિથ્યા કપોલકલ્પિત દેવી-દેવતાઓની પૂજા-અર્ચના કરી રહ્યા છે. જે વાતો વેદાદિ સત્ય શાસ્ત્રો, સૃષ્ટિક્રમ અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સમર્થિત નથી તેવી વાતોને લોકો પોતાનો ધર્મ માનીને ચાલી રહ્યા છે. દેશના અંગ્રેજ શાસકો ફક્ત આર્થિક અને રાજનીતિક શોષણ જ નહોતા કરતા, પરંતુ દેશવાસીઓની સભ્યતા, સંસ્કૃતિ અને સ્વાભિમાનને ઠેસ પહોંચાડવાની કોઈ પણ તક જતી કરતા નહોતા.

સ્વામી દયાનંદજીએ ઉપર જણાવેલી અવૈદિક મિથ્યા માન્યતાઓના પ્રચલનથી સમાજ, રાષ્ટ્ર અને વિશ્વ માનવતાને થતી અનેક પ્રકારની હાનિઓ તથા તેનાં કુપરિણામોનો અનુભવ ભારે વ્યથા સાથે કર્યો. તેમણે એ સઘળી બાબતોને નિર્મૂળ કરી સંસારમાં વિશુદ્ધ વૈદિક મંતવ્યોને ફરીથી પ્રચલિત કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. એ પ્રયોજનની સિદ્ધિ માટે તેમણે દેશભરમાં નવજાગૃતિનો શંખનાદ ફૂંક્યો. પોતાનો જીવ જોખમમાં મૂકીને તેમણે દેશભરમાં ઠેરઠેર પ્રવચનો, વાર્તાલાપો, શાસ્ત્રાર્થો અને શંકા-સમાધાનોનાં માધ્યમથી લોકોની વિવેકબુદ્ધિ અને સ્વાભિમાનને ઢંઢોળ્યાં. તેઓ નવયુગના જ્યોતિર્ધર બન્યા. પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ હેતુ તેમણે ૧૮૭૭માં

દિલ્હીમાં એક અભૂતપૂર્વ સંમેલન બોલાવ્યું. તેમાં ઉપસ્થિત ધર્માચાર્યો, ગુરુઓ અને મતમતાંતરોના મુખ્ય પ્રચારકો તેમ જ સુધારકવૃત્તિના અગ્રેસરોને તેમણે માર્મિક નિવેદન કર્યું કે, જે બાબતો સર્વ સંપ્રદાયોને માન્ય છે, જેમાં સૌની સંમતિ છે, તેવી સર્વસંમત સત્ય વાતોનો સ્વીકાર કરવામાં આવે; અને જે આસ્થાઓ, માન્યતાઓ પરસ્પર વિરુદ્ધ છે, બુદ્ધિ અને તર્કથી વિરુદ્ધ છે, માનવસમાજમાં ફૂટ, વિરોધ અને સંઘર્ષ ઉત્પન્ન કરનારી છે, એકતાનો નાશ કરનારી છે, તેવી તમામ મિથ્યા વાતોને જાકારો આપવામાં આવે. આમ કરવાથી દેશ અને વિશ્વની પ્રજામાં એક મતની સ્થાપના થઈ શકશે. પ્રજામાં રાષ્ટ્રીય તથા ધાર્મિક ઐક્યભાવનું નિર્માણ કરવા અને એ દ્વારા એક વૈશ્વિક સાર્વભૌમ ધર્મનું પ્રવર્તન કરવાની દિશામાં સ્વામીજીનો આ યુગાંતરકારી પ્રયાસ હતો, જેને આગળ વધારીને મૂર્તિમંત કરવાની આજે પણ એટલી જ તાતી જરૂર છે.

સ્વામીજીએ એ વાતનો ઉચ્ચ સ્વરે અનેકવાર ઉદ્‌ઘોષ કર્યો કે, જ્યાં સુધી દેશવાસીઓમાં એક ધર્મ, એક ઈશ્વર, એક ભાષા, એક સંવિધાન, સ્વ-આત્મવત્ સુખ-દુઃખ અને હાનિ-લાભની સમાન ભાવના ઉત્પન્ન નહિ થાય, ત્યાં સુધી પરસ્પર શ્રદ્ધા, પ્રેમ, વિશ્વાસ, ન્યાય, કરુણા, નિર્ભયતા વગેરે ઉત્પન્ન નહિ થાય. જ્યાં સુધી આવી અનુકૂળ સ્થિતિ નિર્માણ નહિ થાય ત્યાં સુધી સુખ અને શાંતિની સ્થાપના થવી અસંભવ છે. આજે પણ જો દેશના પ્રતિષ્ઠિત ધર્માચાર્યો એક મંચ પર આવીને ન્યાયપૂર્વક સત્ય અને અસત્યનો વિચાર કરીને સત્યનો સ્વીકાર અને અસત્યનો પરિત્યાગ કરવાની ઉદારતા દાખવે તો પ્રજાને એક સાચા કલ્યાણકારી ધર્મ પ્રત્યે વાળવાનું કાર્ય સિદ્ધ થઈ શકે તેમ છે. એમ કરવાથી અજ્ઞાન, અંધવિશ્વાસ, પાખંડ, ભ્રમણા, ફૂટ, ઈર્ષા, દ્વેષ, કુરિવાજ,અવૈજ્ઞાનિક ચિંતન અને સાંપ્રદાયિક સંકીર્ણતા રૂપી જાતજાતના રોગોથી મૃતપ્રાય, નિર્વીર્ય, વેરવિખેર અને દિશાશૂન્ય બનેલી પ્રજા - ખાસ કરીને પોતાને મહાન પુરાતન વૈદિક ધર્મની વારસદાર ગણાવતી હિંદુ અથવા આર્ય પ્રજા - પોતાને દુઃખો, યાતનાઓ, શોષણ, મૂઢતાઓ, અપમાન, અવહેલના, અસુરક્ષા, હતાશા, ગરીબી વગેરેમાંથી મુક્ત કરી શકે છે.

મને વિશ્વાસ છે કે મહર્ષિ દયાનંદની જીવનગાથાના મર્મજ્ઞ વિદ્વાન શ્રી દયાલમુનિજી વાનપ્રસ્થ દ્વારા રચિત સ્વામીજીનું આ વિશદ જીવનચરિત્ર તેના પ્રત્યેક વાચકને માટે પ્રેરણાદાયી બની રહેશે. સત્યની સ્થાપના અને અસત્યના ઉન્મૂલન હેતુ મહર્ષિ દયાનંદે કરેલા યુગાંતરકારી કાર્યોથી સુપરિચિત થઈને ગુજરાતી પાઠકવર્ગ પોતાના સામર્થ્ય અનુસાર વ્યક્તિગત, સામાજિક અને રાષ્ટ્રીય કાર્યોમાં આર્યત્વની ભાવનાને સમુચિત સ્થાન આપીને માનવ ધર્મનું પરિપાલન કરવા અવશ્ય પ્રેરાશે, એવી આશા સાથે...

**- જ્ઞાનેશ્વરાર્યઃ**

મહા વદ ૧૪, વિ.સં. ૨૦૬૩ (શિવરાત્રિ), વાનપ્રસ્થ સાધક આશ્રમ
તા. ૧૬.૨.૨૦૦૭ (રોજડ)

# ભૂમિકા

આચાર્ય કુલ-કમલ-દિવાકર, પરિવ્રાટ સમ્રાટ મહર્ષિ દયાનંદ યુગપુરુષ હતા. તેમણે પોતાનું જીવન માનવ ઉત્થાન માટે અર્પણ કર્યું હતું. તેઓ માનવતાના પૂજારી અને કલ્યાણમાર્ગના દૃષ્ટા હતા. તેઓ સ્પષ્ટપણે જાહેર કરતા હતા કે, હું કોઈ નવીન મત, પંથ કે સંપ્રદાયનો સ્થાપક કે આચાર્ય નથી; પરંતુ બ્રહ્માથી લઈને જૈમિની સુધીના ઋષિઓની જે વેદાનુકૂળ માન્યતાઓ અને સિદ્ધાંતો છે, તેનો હું માત્ર ઉપદેશક છું, સત્યનો પ્રચારક છું. કંચનનો મોહ તેમને કદી ચલિત કરી શક્યો ન હતો. સત્તાનો મોહ તેમને કદી અભડાવી શક્યો ન હતો. ભય તેમનો પડછાયો ઝીલી શક્યો ન હતો. તેથી તો તેમણે જીવનમાં ફૂલો પણ ઝીલ્યાં, પથ્થરો પણ ખાધા અને ઝેર પણ પીધું. માન અને અપમાનમાં તેમની સ્થિતપ્રજ્ઞતા અજોડ હતી. તેમની નીડરતા તેમના જીવનના અંતનું નિમિત્ત બની. એ નીડરતા સત્યના પ્રચાર, પ્રસાર અને પરિપાલનની હતી. ભારતના ભૂતપૂર્વ રાષ્ટ્રપતિ અને વિખ્યાત ફિલસૂફ ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણને તેમને અંજલિ આપતાં સાચું જ કહ્યું છે :

> 'જ્યારે આધ્યાત્મિક અવ્યવસ્થા, સામાજિક કુરીતિઓ અને રાજનીતિક ગુલામીએ દેશને જકડી લીધો હતો ત્યારે મહર્ષિ દયાનંદે રાજનીતિક, ધાર્મિક અને સાંસ્કૃતિક ઉદ્ધારનું બીડું ઉપાડ્યું. તેમણે સત્ય, સામાજિક એકતા અને ઈશ્વર આરાધનાનો સંદેશ આપ્યો. ભારતના બંધારણમાં સામાજિક ક્ષેત્રની અનેક વ્યવસ્થાઆ તેમની પ્રેરણાથી જ પ્રાપ્ત થયેલી છે.'

ઋષિવર દયાનંદ યુગપ્રવર્તક, નવનિર્માતા, વેદોદ્ધારક, સત્યજ્ઞાનના પ્રેરક, સત્યશોધક, મહાન દાર્શનિક, ધર્મસંસ્થાપક, જાતિસંગઠનકર્તા, સ્વદેશનાયક, સંસ્કૃતિરક્ષક, સભ્યતાપોષક, સમાજસુધારક, અજ્ઞાનઅંધકારનાશક, જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશક, સંપ્રદાયસંહારક, પાખંડમર્દક, વીતરાગ સંન્યાસી, ઈશ્વરોપાસક, સ્વરાજ્યના ઉદ્‌ઘોષક, મૌલિક ચિંતક, ઓજસ્વી ઉપદેશક અને સિંહ સમાન નિર્ભીક મહામાનવ હતા. વાચકવર્ગને આ પુસ્તકમાં તેમનાં જીવન અને કાર્યોનું યથાર્થ દર્શન પ્રાપ્ત થશે.

બ્રહ્મર્ષિ દયાનંદ ગુજરાતના પનોતા પુત્ર હતા. તેમ છતાં દીવા નીચે અંધારાની માફક મોટાભાગના ગુજરાતીઓ તેમનાં જીવન, વ્યક્તિત્વ અને કાર્યોથી અજાણ છે, જેને આ જીવનચરિત્ર દ્વારા ઉજાગર કરવાનો નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે.

દેવર્ષિ દયાનંદનું જીવનકાર્ય વિશાળ સમુદ્ર સમાન છે. તેનું વર્ણન કરવા માટે અનેક બૃહદ્ ગ્રંથોની અપેક્ષા રહે છે. પરંતુ અહીં એક મધ્યમ કદના પુસ્તકમાં

તેને યથાસંભવ આવરી લેવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે કે જેથી વાચકોને એ સુલભ થઈ શકે. ઋષિ દયાનંદના વિરાટ જીવન-કાર્યનો આ પુસ્તકમાં સમાવેશ કરવા માટે મારી સામે તેની રૂપરેખા નક્કી કરવામાં અનેક સમસ્યાઓ હતી. છેવટે નક્કી કર્યું કે આ પુસ્તકમાં દરેક પ્રકરણની શરૂઆતમાં અવતરણિકા રૂપે ઋષિના ભાવિ કાર્યક્રમનો સંકેત કરવો અને તેમનાં વ્યક્તિત્વ અને કાર્યને ઉજાગર કરનારા પ્રેરક જીવનપ્રસંગોને ન અતિ સંક્ષેપમાં અને ન અતિ વિસ્તારથી રજૂ કરવા અને અંતે એ કાર્યની ફલશ્રુતિની ઉપસંહાર રૂપે થોડી વિવેચના કરવી.

આ પુસ્તકમાં પહેલી વાર ઋષિના જન્મથી લઈ નિવાર્ણ સુધીની ક્રમબદ્ધ યાત્રા તથા પ્રસંગોનાં વર્ષ, મહિના, તિથિ અને વાર ગુજરાતી પંચાંગ અનુસાર શુદ્ધ રૂપે આપવાનો પ્રયાસ કર્યો છે.

આ જીવનચરિત્રથી સામાન્ય વાચકવર્ગને તો સ્વામી દયાનંદનાં જીવન અને કાર્યોનો પરિચય મળશે જ, પરંતુ સાથે સાથે વિદ્વાનો, શોધકર્તા વિદ્યાર્થીઓ વગેરેને પણ એ ઉપયોગી જણાશે. આ પુસ્તક લખવામાં મને સ્વામીજી વિષયક અનેક પુસ્તકો ઉપયોગી થયાં છે. તે બધા વિદ્વાન લેખકોની લાંબી યાદી ન આપી તે તમામનો તથા વિશેષ રૂપે ડૉ. ભવાનીલાલ ભારતીયનો તેમણે આપેલી અગત્યની સૂચનાઓ બદલ હૃદયથી આભાર માનું છું.

આ જીવનચરિત્ર લખવા માટે મને વારંવાર પ્રોત્સાહિત કરીને પ્રકાશન માટે ઉત્સુકતા બતાવનાર આચાર્ય શ્રી જ્ઞાનેશ્વરજી આર્ય (રોજડ)નો અત્યંત આભારી છું.

પુસ્તકના પ્રકાશન પૂર્વ કાળજીપૂર્વક પ્રૂફ સંશોધન કરનાર તેમ જ સંપાદન અંગેના સહયોગ બદલ સ્વામી દયાનંદજી વિષયક તથા વૈદિક સાહિત્યના અનુરાગી એવા શ્રી ભાવેશ મેરજાનો પણ હૃદયપૂર્વક આભાર માનું છું.

છેવટે વર્ષોથી હૃદયમાં સંઘરી રાખેલી ઋષિ દયાનંદની જીવનગાથા લખવાની ઈચ્છા આજે પૂર્ણ કરીને ગુરુઋણ ચૂકવ્યાનો આનંદ અનુભવું છું અને એ આનંદમાં સહભાગી થવા સૌને સહર્ષ નિમંત્રણ પાઠવું છું.

- વિદુષામનુચરઃ

**દયાલ મુનિ આર્ય**

'પ્રણવ'
ટંકારા.
દીપાવલી - સં. ૨૦૬૨
૨૧.૧૦.૨૦૦૬

### સંપાદકીય

# સ્વામી દયાનંદ સરસ્વતીનાં જીવનચરિત્રોની ઝાંખી

સ્વામી દયાનંદ સરસ્વતી (૧૮૨૫-૧૮૮૩)એ સંન્યાસ આશ્રમની મર્યાદા અનુસાર પોતાના પૂર્વાશ્રમ વિશે ખાસ વિગતો પ્રગટ કરવાનું હંમેશાં ટાળ્યું હતું. તેમણે પોતાના જન્મસ્થાન વિશે તથા માતાપિતા વગેરેનાં નામ વિશે કોઈ ફોળ પાડ્યો નથી. પરંતુ ૧૮૭૫માં પુણે ખાતે તેમને પોતાના જીવન વિશે કંઈક જાહેર કરવાની ફરજ પડી. અહીં મહાદેવ ગોવિંદ રાનડેના અનુરોધ પર આયોજિત પોતાની એક પ્રવચનમાળાના ૪ ઑગસ્ટ, ૧૮૭૫ના અંતિમ પ્રવચનમાં સ્વામીજીને પોતાના જીવનનું સંક્ષિપ્ત વૃત્તાંત આપવું જરૂરી લાગ્યું. આ પ્રવચનમાં તેમણે પોતાના જન્મથી લઈને ત્યાર સુધીની એટલે કે પોતાની લગભગ પચાસ વર્ષની જીવનયાત્રાનો ટૂંક ચિતાર આપ્યો છે. તેમનું આ પ્રવચન 'ઉપદેશ મંજરી' અથવા 'પૂના પ્રવચન' નામના પુસ્તકમાં આજે પણ સુરક્ષિત છે. જોકે આ પ્રવચનમાં પણ તેમણે પોતાના જન્મના ચોક્કસ સ્થાનનો તેમ જ માતાપિતા અને કુટુંબના અન્ય સભ્યોનાં નામનો ઇરાદાપૂર્વક કોઈ જ ઉલ્લેખ કર્યો નથી. સ્વામીજીએ આવું કરવા પાછળનું કારણ આપતાં આ જ પ્રવચનની શરૂઆતમાં કહ્યું હતું :

> **'અનેક લોકો મને પૂછે છે કે તમે બ્રાહ્મણ છો એ અમને શી રીતે ખબર પડે ? માટે તમે તમારાં સગાંસંબંધીઓ કે મિત્રો વગેરેના પત્રો મંગાવીને અમને બતાવો અથવા તમારા કોઈ પરિચિત વ્યક્તિનો મેળાપ કરાવો તો અમને ખબર પડે કે તમે કોણ છો. બીજા પ્રદેશો કરતાં ગુજરાતના લોકોમાં મોહ વધારે છે. આથી જો હું મારા પૂર્વાશ્રમનાં સગાંસંબંધીઓ, મિત્રો કે પરિચિત વ્યક્તિઓનો સંપર્ક કરું કે તેઓની આગળ પ્રસિદ્ધ થાઉં તો મારા માટે બહુ જ મુશ્કેલીઓ ઊભી થશે અને હું જે ઉપાધિઓ કે જંજાળથી છૂટી ગયો છું એ બધી પાછી મારી પાછળ પડશે. એટલા જ માટે હું તેઓના પત્ર વગેરે મંગાવવાનું ટાળું છું'**

સ્વામીજીના જીવનકાળમાં જ તેમની ખ્યાતિ દેશની સરહદો ઓળંગી ગઈ હતી. તેમના મહાન વિચારો તથા લોકહિતકારી કૃતિત્વથી દેશ-વિદેશના અગણિત લોકો પ્રભાવિત થયા હતા. સુપ્રસિદ્ધ પ્રાચ્યવિદ્યાવિદ પ્રો. ફ્રેડરિક મેક્સમૂલર (૧૮૨૩-૧૯૦૦) અને પ્રો. મોનિયર વિલિયમ્સ (૧૮૧૯-૧૮૯૯) સ્વામીજીના વેદભાષ્યના - કે જે ત્યારે માસિક અંકો રૂપે ક્રમશઃ પ્રકાશિત થતું હતું - ગ્રાહક હતા.

સ્વામીજીએ સત્યાર્થપ્રકાશ, ઋગ્વેદાદિભાષ્યભૂમિકા તથા વેદભાષ્યોમાં પ્રો. મેક્સમૂલરના સંસ્કૃત જ્ઞાનની તથા તેમની વેદ અને વેદાર્થ વિષયક ધારણાઓની પ્રમાણપુરઃસર સમાલોચના કરી છે. છતાંય મેક્સમૂલરે પોતાના કેટલાક ગ્રંથોમાં સ્વામીજીનો તથા તેમનાં કાર્યોનો સાદર ઉલ્લેખ કર્યો છે. સ્વામીજીના અવસાન બાદ મેક્સમૂલરે સ્વામીજીનું જીવનચરિત્ર લખવાનો નિર્ધાર કર્યો હતો, જેનો ઉલ્લેખ ફરુખાબાદથી પ્રકાશિત થતાં 'ભારત સુદશા પ્રવર્તક' હિંદી માસિકના એપ્રિલ, ૧૮૮૫ના અંકમાં જોવા મળે છે. પરંતુ તેમને સ્વામીજીના એ સમયના અનુયાયીઓ તરફથી અપેક્ષિત સામગ્રી ન મળવાથી અથવા કોઈ અન્ય કારણસર તેમનો આ સંકલ્પ મૂર્તિમંત થઈ શક્યો નહિ. તેમણે સ્વામીજીના અવસાન બાદ લંડનથી પ્રકાશિત થતાં 'પૉલ માલ ગેઝેટ'માં તેમના વ્યક્તિત્વ અને કૃતિત્વનું મૂલ્યાંકન કરતો લેખ લખ્યો હતો, જેનો બાદમાં તેમના 'બાયોગ્રાફિકલ એસેઝ' નામના પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. મેક્સમૂલરે 'ઇન્ડિયા : વૉટ કૅન ઇટ ટીચ અસ ?', 'માય ઇન્ડિયન ફ્રેન્ડ્સ' વગેરે પુસ્તકોમાં પણ સ્વામીજી વિશે લખ્યું છે. સ્વામી દયાનંદના એક પ્રસિદ્ધ જીવનચરિત્રમાં પ્રો. મેક્સમૂલરે સ્વામીજીને લખેલા એક પત્ર વિશે લખ્યું છે :

> 'મુંબઈમાં જ મેક્સમૂલર સાહેબનો જર્મનીથી આ વિશે પત્ર આવ્યો હતો, જેમાં તેમણે સ્વામીજીને લખ્યું હતું કે - આપ અહીં પધારશો તો બહુ જ મોટી કૃપા થશે અને આપે જ્યાં જન્મ લીધો છે ત્યાંનાં ધન્યભાગ્ય છે, વગેરે. સ્વામીજીએ તેના પ્રત્યુત્તરમાં લખ્યું હતું : **મારી ત્યાં આવવાની ઇચ્છા જરૂર હતી, પરંતુ અહીંના લોકો હજુ સુધી મને 'નાસ્તિક' કહે છે ! આથી જ્યાં સુધી હું આ દેશને સારી રીતે બતાવી ન દઉં કે હું કેવો 'નાસ્તિક' છું, ત્યાં સુધી હું ત્યાં આવી શકીશ નહિ.** મેક્સમૂલર સાહેબનો આ પત્ર મળ્યો ત્યારે મુંબઈના ભાટિયાઓએ સ્વામીજીને પોતાના જહાજમાં વિદેશ લઈ જવાનું વચન પણ આપ્યું હતું, પરંતુ સ્વામીજી સ્વયં ન ગયા.'[૧]

૧૮ એપ્રિલ, ૧૮૮૬ના રોજ આર્યસમાજ લંડનનું પ્રથમ અધિવેશન થયું. આર્યસમાજ લંડનના મંત્રી બેરિસ્ટર લક્ષ્મીનારાયણે પ્રો. મેક્સમૂલરને આર્યસમાજના અધિવેશનમાં પધારવાનું આમંત્રણ પાઠવ્યું, જેના ઉત્તરમાં પ્રો. મેક્સમૂલરે નીચે મુજબનો પત્ર લખ્યો :

ઑક્સફર્ડ

૧૪ મે, ૧૮૮૭

પ્રિય મહાશય,

આર્યસમાજ લંડનના ઉત્સવમાં સામેલ થઈ યોગ્ય સેવા આપવામાં મને અત્યંત આનંદ પ્રાપ્ત થાત. હું જાણું છું કે દયાનંદ સરસ્વતીજીના આંતરિક અભિપ્રાયો

---

૧. પંડિત લેખરામ દ્વારા સંગૃહીત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર', પાન ૨૭૧, છઠ્ઠું સંસ્કરણ ૨૦૦૭, આર્ષ સાહિત્ય પ્રચાર ટ્રસ્ટ, દિલ્હી.

બહુ જ પ્રશંસનીય હતા. તેમણે પોતાના દેશવાસીઓનું અત્યંત કલ્યાણ કર્યું છે. જો તેઓ વધુ સમય જીવિત રહ્યા હોત તો તેઓ ભારતનું અધિક કલ્યાણ કરી શક્યા હોત. હવે તેમના અનુયાયી આર્યોએ તેમનાં આચરણોમાંથી શિક્ષા ગ્રહણ કરીને આગળ વધવાનું છે. તેઓ જે કંઈ કરવા ઇચ્છતા હતા તેની પૂર્તિ હવે આર્યોએ કરવી રહી. ફક્ત આર્યસમાજમાં નામ માત્ર લખાવી દેવાથી કે પોતાને વેદમતાનુયાયી કહેવડાવવા માત્રથી જ સંતુષ્ટ કે કૃતકૃત્ય થઈને બેસી ના રહેવું જોઈએ. પરંતુ જેમ સ્વામીજી કોઈના અનુયાયી થઈ આળસુ બનીને બેસી રહ્યા ન હતા, તેમ આર્યોએ પણ તેમની ઇચ્છા અનુરૂપ તેમનાં કાર્યોને આગળ ધપાવવાં રહેવું જોઈએ. એટલે કે ફક્ત નામમાત્રના જ અનુયાયી ન રહી, તેમનાં કાર્યોને આગળ લઈ જવામાં પ્રવૃત્ત થઈ જવું જોઈએ. હું એવાં તમામ કાર્યોમાં આપ લોકોની પ્રસન્નતાપૂર્વક મદદ કરવા તૈયાર છું. આજકાલ ઑક્સફર્ડમાં પરીક્ષાના નિરીક્ષણના કાર્યમાં વ્યસ્ત છું અને પરીક્ષા પૂરી થઈ જાય પછી ઘરે જવાનો છું, કારણ કે મારા ઘરનાં લોકો ઇંગ્લૅન્ડથી જતાં રહ્યાં છે. પરીક્ષાને કારણે હું તેઓની સાથે જઈ શક્યો નથી. આથી હું અત્યારે ઑક્સફર્ડ છોડી શકું તેમ નથી. પરંતુ ભવિષ્યમાં્ અન્ય કોઈ પ્રસંગે હું આર્યસમાજના સભાસદોને જરૂર મળવા ઇચ્છું છું.

આપનો હિતેચ્છુ
એફ. મેક્સમૂલર[૧]

પ્રો. મોનિયર વિલિયમ્સે ૧૮૭૬માં મુંબઈમાં સ્વામી દયાનંદ સાથે વાર્તાલાપ કર્યો હતો અને તેમનું એક ભાષણ પણ સાંભળ્યું હતું. તેમણે ‘બ્રાહ્મનિઝમ ઍન્ડ હિંદુઇઝમ’ નામના પોતાના પુસ્તકમાં લખ્યું છે :

‘સ્વામી દયાનંદ સાથે મારો પરિચય ૧૮૭૬માં મુંબઈમાં થયો. હું તેમની ભવ્ય મુખમુદ્રા અને દેહાકૃતિ જોઈને અતિ પ્રભાવિત થયો. મેં તેમને આર્ય જાતિના ધાર્મિક વિકાસ પર એક છટાદાર ભાષણ આપતા સાંભળ્યા. તેમણે પોતાનું ભાષણ ઓમ્ સહિત એક વેદમંત્રના સુમધુર ઉચ્ચારણથી આરંભ કર્યું...મારા આ એકવારના મેળાપમાં મેં તેમની દૃષ્ટિએ ધર્મની શી પરિભાષા છે એવો પ્રશ્ન પૂછ્યો. તેમણે સંસ્કૃતમાં ઉત્તર આપતાં કહ્યું કે, ધર્મ એટલે સત્ય અને ન્યાયયુક્ત દૃષ્ટિ તથા પક્ષપાતરહિત આચરણ; ઇન્દ્રિય, તર્ક અને ઈશ્વરપ્રદત્ત (વેદ) જ્ઞાનની મદદથી સત્યનું પક્ષપાતરહિત અન્વેષણ, એ જ ધર્મ છે.’... હું ૧૮૮૩ની પાનખરમાં જ્યારે ભારત પહોંચ્યો તેના થોડા

૧. ડૉ. ભવાનીલાલ ભારતીય કૃત ‘સ્વામી દયાનંદ સરસ્વતી : પશ્ચિમ કી દૃષ્ટિ મેં’, પાન ૧૨૬, સંસ્કરણ ૨૦૦૧; તથા પંડિત ઇન્દ્ર વિદ્યાવાચસ્પતિ કૃત ‘આર્યસમાજ કા ઇતિહાસ’, ભાગ ૧, પાન ૧૭૭-૮, સંસ્કરણ ૧૯૫૭.

જ સમય પહેલાં તેમનું અજમેરમાં દિવાળીના દિવસે અસામયિક - કેટલાક કહે છે કે ઝેર આપવાથી - મૃત્યુ થઈ ગયું હતું. હું ૧૮૮૪ની વસંતમાં અજમેર ગયો અને જ્યાં તેમની અંત્યેષ્ટિ કરવામાં આવી હતી એ સ્થાન જોયું...તેઓ મૂર્તિપૂજા અને બહુદેવતાવાદના ઘોર વિરોધી હોવાથી અનેક બ્રાહ્મણો તેમના કટ્ટર શત્રુ હતા.'[૧]

માંડવી (કચ્છ)માં જન્મેલા ઉગ્ર રાષ્ટ્રવાદી તથા વિદેશમાં ભારતીય ક્રાંતિકારી ચળવળના આદ્ય સ્થાપક પંડિત શ્યામજી કૃષ્ણવર્મા (૧૮૫૭-૧૯૩૦) સ્વામીજીના પટ્ટશિષ્ય હતા. તેઓ સ્વામીજીની સંમતિથી ૧૮૭૯માં ઑક્સફર્ડ (ઇંગ્લૅન્ડ) ગયા અને ત્યાં પ્રો. મોનિયર વિલિયમ્સના સંસ્કૃત ભાષાના મદદનીશ તરીકે કાર્ય શરૂ કર્યું. સ્વામીજી અને શ્યામજી વચ્ચે પત્રવ્યવહાર થતો હતો. સ્વામીજીએ ૧૩ જુલાઈ, ૧૮૮૦ના રોજ મેરઠથી સંસ્કૃત ભાષામાં લખેલા એક પત્રમાં શ્યામજીને લખ્યું હતું :

**'પ્રિયવર શ્રીયુત અધ્યાપક મુનિયર (મોનિયર) વિલિયમ્સ તથા મોક્ષમૂલર (મેક્સમૂલર) નામના વિદ્વાનોનો વેદાદિના વિષયમાં કેવો નિશ્ચય છે ?...આપ શ્રીમાન પ્રિયવર અધ્યાપક મુનિયર વિલિયમ્સ વગેરેને મારા નમસ્તે કહીને ક્ષેમકુશળ પૂછશો અને તેઓ જે કંઈ પ્રતિભાવ આપે તેમાં જો કોઈ વિશેષ વાત હોય તો એ વિશે મને વિસ્તારપૂર્વક લખી જણાવશો.'**[૨]

મોનિયર વિલિયમ્સ તો શ્યામજીના સંસ્કૃત જ્ઞાનથી પ્રભાવિત હતા જ. પરંતુ સ્વામીજીએ શ્યામજીને સરળ, સુબોધ અને લલિત સંસ્કૃતમાં લખેલા આ પત્રથી તો તેઓ અત્યંત પ્રભાવિત થયા. તેમણે લંડનથી પ્રકાશિત થતા 'એથિનિયમ' નામના અંગ્રેજી સાપ્તાહિકના ૨૩ ઑક્ટોબર, ૧૮૮૦ના અંકમાં 'સંસ્કૃત : અ લિવિંગ લેંગ્વેઝ' એટલે કે 'સંસ્કૃત : એક જીવિત ભાષા' શીર્ષક હેઠળ સ્વામીજીએ લખેલા આ પત્રનો અંગ્રેજી અનુવાદ પ્રકાશિત કર્યો અને એ સાથે લખ્યું :

'શ્યામજીએ એક એવા મહાત્મા પાસેથી વિદ્યા ગ્રહણ કરી છે કે જે ફક્ત પ્રાચીન સંસ્કૃત સાહિત્યના જ મહાન પંડિત નથી, પરંતુ જેમણે બહુદેવતાવાદ, સર્વેશ્વરવાદ (પેન્થિઝમ એટલે કે બધું જ બ્રહ્મ છે, બ્રહ્મ સિવાય બીજી કોઈ જ સત્તા નથી, એવી માન્યતા), મૂર્તિપૂજા વગેરેના વિરોધમાં ભારતના ધાર્મિક જગતમાં એક ક્રાંતિ ઉત્પન્ન કરી દીધી છે. તેઓ વિશુદ્ધ એકેશ્વરવાદનો ઉપદેશ આપે છે અને કહે છે કે, વેદોમાં આ જ એકેશ્વરવાદનું પ્રતિપાદન

---

૧. 'બ્રાહ્મનિઝમ ઍન્ડ હિંદુઇઝમ', પાન ૫૨૯-૫૩૧, લંડનથી પ્રકાશિત ચોથું સંસ્કરણ, ૧૮૯૧.

૨. ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પાન ૩૪૯-૩૫૦, પૂર્ણ સંખ્યા ૩૦૧, પત્ર ૧૯૭, ત્રીજું સંસ્કરણ, નવેમ્બર-૧૯૮૦.

છે અને આ જ એકેશ્વરવાદ આર્યજાતિને માન્ય હતો. આ સુધારકનું નામ દયાનંદ સરસ્વતી છે. તેઓ સંસ્કૃતના પ્રગલ્ભ વક્તા અને સુલેખક છે.'[1]

પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ ૧૮૮૧માં આયોજિત પાંચમા આંતરરાષ્ટ્રીય પ્રાચ્યવિદ્યા સંમેલનના બર્લિન અધિવેશનમાં 'સંસ્કૃત : ભારતની જીવિત ભાષા' વિષય પર પોતાનો પ્રસિદ્ધ નિબંધ વાંચ્યો હતો. આ નિબંધમાં શ્યામજીએ સ્વામી દયાનંદની ચર્ચા કરતાં કહ્યું હતું : 'સ્વામી દયાનંદ તો નાનાં બાળકો સાથે પણ સંસ્કૃતમાં સંભાષણ કરે છે, જે આ ભાષાની લોકપ્રિયતાનું પ્રમાણ છે.' પ્રો. મેક્સમૂલર અને પ્રો. મોનિયર વિલિયમ બંને પંડિત શ્યામજી કૃષ્ણવર્માના સંસ્કૃત જ્ઞાન પર મુગ્ધ હતા.

સ્વામી વિવેકાનંદે ૧૮૯૩માં અમેરિકાનો પ્રવાસ કરી શિકાગોમાં આયોજિત વિશ્વ ધર્મપરિષદમાં આપેલાં પોતાનાં ભાષણોથી પ્રસિદ્ધિ મેળવી હતી. પરંતુ યુરોપ-અમેરિકા તો તેના લગભગ બે દસક પહેલાં જ સ્વામી દયાનંદના વિચારો અને કાર્યોથી પ્રભાવિત થઈ ચૂક્યાં હતાં. આથી જ કેલિફોર્નિયાના આર.એચ. હાક્સ, કંબરલૅન્ડના જી. માઈલ્ડ એમ.ડી., જર્મનીના શિક્ષાશાસ્ત્રી ડૉ. જી. વીજે, સ્કૉટલૅન્ડના પીટર ડેવિડસન, શ્રીલંકાના ડી.એ. રાજા પાકસા વગેરે અનેક વિદેશી મહાનુભાવોએ સ્વામી દયાનંદ સાથે પત્રવ્યવહાર કર્યો હતો.

સ્વામી દયાનંદના જીવનકાળમાં જ ન્યૂયૉર્કથી પ્રકાશિત થતાં 'ફ્રાન્ક લેસ્લિઝ સન્ડે મેગેઝિન'ના જુલાઈ-ડિસેમ્બર, ૧૮૭૮ના (વોલ્યૂમ ૪, નંબર ૫.૪૨, પાન ૬૫૭-૬૬૧) અંકમાં સ્વામીજી વિશે ડેવિસ એ. કર્ટિસનો એક વિસ્તૃત સંપાદકીય લેખ પ્રકાશિત થયો હતો, જેનું શીર્ષક હતું : 'ધ માર્ટિન લૂથર ઑફ ઇન્ડિયા'. આ લેખમાં લખવામાં આવ્યું હતું :

> 'આર્યસમાજની સ્થાપના પહેલાં ભારતમાં બ્રહ્મસમાજ, પ્રાર્થનાસમાજ વગેરે સંસ્થાઓ સમાજસુધાર તથા ધર્મપ્રચાર માટે સ્થાપિત કરવામાં આવી હતી, પરંતુ આ બધી સંસ્થાઓ ખ્રિસ્તી મત તથા પશ્ચિમની દેણ હતી, એ પશ્ચિમના ખ્રિસ્તી મતના રંગે રંગાયેલ હતી. પરંતુ આર્યસમાજ તો વિશુદ્ધ ભારતીય વૈદિક સંસ્થા છે, જે સરકારના સંરક્ષણ અને સહયોગની બિલકુલ અભિલાષા કરતી નથી...એવું લાગે છે કે શાસકોના સંરક્ષણ અને સહયોગ વગર જ આર્યસમાજ આગળ વધશે અને ફેલાશે અને સ્વામી દયાનંદનું નામ વિશ્વના સૌથી મહાન સુધારકોમાં સ્થાન પામશે એમાં બિલકુલ શંકા નથી.'

આર્યસમાજના ઇતિહાસજ્ઞ લેખક પ્રો. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'ના મત અનુસાર : 'અમેરિકામાં જે ભારતીય વિચારક, સુધારક, મુનિ, મહાત્મા, મહાપુરુષ અને દેશભક્ત પર કોઈ પત્રમાં સૌથી પહેલાં કોઈ વિસ્તૃત લેખ પ્રકાશિત થયો હોય તો એ મહર્ષિ દયાનંદ વિશે જ હતો. અમેરિકાના કોઈ પ્રતિષ્ઠિત પત્રમાં સૌથી

---

૧. ડૉ. ભવાનીલાલ ભારતીય રચિત 'સ્વામી દયાનંદ ઔર ભારત મેં ઈસાઈયત', પાન ૧૮૨.

પ્રથમ જે ભારતીય વિભૂતિનું ચિત્ર છપાયું હોય તો એ કોઈ બીજાનું નહિ, પરંતુ સ્વામી દયાનંદનું જ હતું.'[1]

'ફ્રાન્ક લેસ્લિઝ સન્ડે મેગેઝિન'ના જુલાઈ-ડિસેમ્બર, ૧૮૭૮ના અંકમાં છપાયેલ સ્વામીજીનું આ દુર્લભ ચિત્ર આ ગુજરાતી જીવનચરિત્રના પાન ૭ ૫ર આપવામાં આવ્યું છે.

સ્વામીજીના અવસાનનાં બે વર્ષ બાદ અમેરિકાના વિખ્યાત ચિંતક અને દાર્શનિક એન્ડ્રૂ જેક્સન ડેવિસે (૧૮૨૬-૧૯૧૦) 'બિયોન્ડ ધ વેલિ' નામની આત્મકથામાં સ્વામીજીનાં અદ્વિતીય વ્યક્તિત્વ અને ક્રાંતિકારી કાર્યોનો ગદ્યકાવ્યની શૈલીમાં ભરપેટ પ્રશસ્તિ પાઠ કર્યો છે. તેમણે સ્વામી દયાનંદને એક એવી દિવ્ય અગ્નિની ઉપમા આપી છે કે જે સંસારભરનાં અજ્ઞાન, અન્યાય, પાખંડ અને અંધવિશ્વાસોની રાશિને સંપૂર્ણ ભસ્મીભૂત કરવા કૃતસંકલ્પ છે.

૧૮૭૫માં મુંબઈમાં આર્યસમાજ સ્થપાયો એ જ વર્ષે ન્યૂયૉર્કમાં કર્નલ ઑલ્કાટ અને મેડમ બ્લેવેટ્સ્કીએ થિયોસોફિકલ સોસાયટીની સ્થાપના કરી હતી. તેઓએ સ્વામી દયાનંદની કીર્તિ સાંભળીને ૧૮૭૮માં તેમની સાથે અમેરિકાથી પત્રવ્યવહાર સ્થાપિત કર્યો અને ૧૫ ફેબ્રુઆરી, ૧૮૭૯ના રોજ તેઓ સ્વામીજીને મળવા માટે ભારત આવ્યાં. આ વિદેશી મિત્રોના આગ્રહને વશ થઈને સ્વામીજીએ પોતાનું 'જન્મચરિત્ર' એટલે કે આત્મકથા લખવાની શરૂઆત કરી. પરંતુ પોતાની અનેક વ્યસ્તતાઓને લીધે સ્વામીજી આત્મકથા લખવાના કાર્યને અપેક્ષિત સમય અને પ્રાથમિકતા આપી શક્યા નહિ અને તેના ફક્ત ત્રણ જ હપતા અથવા લેખ લખી શક્યા. આ 'જન્મચરિત્ર' અથવા આત્મકથામાં જન્મથી શરૂ કરીને તેઓ લગભગ ૩૩ વર્ષના થયા ત્યાં સુધીનું એટલે કે નર્મદાના ઉદ્‌ગમસ્થાન તરફની યાત્રા સુધીનું જ સંક્ષિપ્ત વિવરણ આપવામાં આવ્યું છે. હિંદી સાહિત્યની પ્રથમ આત્મકથા સ્વામી દયાનંદ દ્વારા લિખિત આ આત્મકથા છે. ગાંધીજીની આત્મકથાની પ્રસ્તાવનામાં એવું વાંચવા મળે છે કે, આત્મકથા લખવી એ તો 'પશ્ચિમની પ્રથા છે' અને 'પૂર્વમાં કોઈએ લખી જાણી નથી'. પરંતુ સ્વામીજીની આ આત્મકથાથી તો એ વાત અસંગત પુરવાર થતી જણાય છે. સ્વામીજીએ પોતાનું આ આત્મકથાત્મક વૃત્તાંત હિંદીમાં લખ્યું હતું, જેનો અંગ્રેજી અનુવાદ મુંબઈથી પ્રસિદ્ધ થતાં 'ધ થિયૉસોફિસ્ટ' માસિકના ૧૮૭૯ના ઑક્ટોબર અને ડિસેમ્બરના તથા ૧૮૮૦ના નવેમ્બરના એમ કુલ ત્રણ અંકોમાં 'ધી ઓટોબાયોગ્રાફી ઑફ દયાનંદ સરસ્વતી સ્વામી' શીર્ષક હેઠળ પ્રકાશિત થયો હતો. આગળ જતાં 'ધ થિયૉસોફિસ્ટ'માં પ્રકાશિત સ્વામીજીની આ અંગ્રેજી આત્મકથાના હિંદી સહિત અનેક પ્રાદેશિક ભાષાઓમાં ભાષાંતર પ્રકાશિત થયાં અને બાદમાં સ્વામીજીએ લખેલી મૂળ હિંદી

૧. પ્રો. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ' રચિત 'મહર્ષિ દયાનંદ પર ઇતિહાસ બોલ પડા', સંપાદકીય, પાન ૧૧ તથા 'નવયુગ કી આહટ - મહર્ષિ દયાનંદ સરસ્વતી', પાન ૧૨, ૧૬૪.

આત્મકથા પણ પ્રકાશિત કરવામાં આવી. સ્વામીજીના પ્રારંભિક જીવનનાં તથ્યોને જાણવા માટે આપણી પાસે આ આત્મકથાથી વધારે પ્રમાણભૂત કે અધિકૃત બીજી કોઈ સામગ્રી નથી.

યોગાનુયોગ બન્યું એવું કે સ્વામીજીએ 'ધ થિયૉસોફિસ્ટ' માટે લખેલું આ આત્મકથાત્મક વિવરણ લગભગ સન ૧૮૫૭ - સંવત ૧૯૧૪ સુધીનું જ છે. અહીંથી આ આત્મકથા અધૂરી રહી ગયેલ છે અને ત્યાર પછીનું વિવરણ સ્વામીજીએ કદાચ પોતાની અન્ય વ્યસ્તતાઓને કારણે લખ્યું નથી. ૧૮૮૦ના અંત સુધીમાં કેટલાક સૈદ્ધાંતિક મતભેદને કારણે આર્યસમાજ અને થિયોસોફિકલ સોસાયટી વચ્ચે પણ પહેલાં જેવા મધુર સંબંધો રહ્યા ન હતા, જેને પણ કેટલાક વિદ્વાનો સ્વામીજીની આ આત્મકથાનું આગળ લેખન તથા પ્રકાશન ન થવા પાછળનું એક સંભવિત કારણ માને છે. આથી કેટલાક લેખકો તથા ભાવુક અનુયાયીઓ અનુમાન આધારિત એવું તારણ કાઢવા પ્રેરાયા કે આત્મકથાનો આ ક્રમ ૧૮૫૭ની આસપાસ આવીને અટકી ગયો છે અને ત્યાર પછીનાં બે-ત્રણ વર્ષ દરમિયાન સ્વામીજીના ક્રિયાકલાપો વિશે જીવનચરિત્રકારોને પણ ખાસ વિવરણ ઉપલબ્ધ થઈ શક્યું નથી એટલે સ્વામીજીએ ૧૮૫૭ના વિપ્લવમાં જરૂર કોઈ અગ્રિમ ભૂમિકા ભજવી હોવી જોઈએ. જોકે પંડિત લેખરામ, બાબુ દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, સ્વામી સત્યાનંદ, લાલા લાજપતરાય, પંડિત લક્ષ્મણ આર્યોપદેશક, હરવિલાસ શારડા વગેરે સ્વામીજીના આદ્ય જીવનચરિત્રકારોએ ૧૮૫૭ના વિપ્લવમાં સ્વામીજીની કોઈ ભૂમિકા હતી એવો સંકેત કરતી એક પણ વાત ક્યાંય લખી નથી. એટલું જ નહિ, પંડિત ગંગાપ્રસાદ ઉપાધ્યાય, ડૉ. ભવાનીલાલ ભારતીય, સ્વામી વિદ્યાનંદ સરસ્વતી, પંડિત યુધિષ્ઠિર મીમાંસક, સ્વામી સત્યપ્રકાશ સરસ્વતી, પ્રો. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ' વગેરે જેવા સ્વામી દયાનંદનાં જીવન અને કાર્યોના મર્મજ્ઞ આર્ય વિદ્વાનોએ પણ સ્વામીજીની ૧૮૫૭ના વિપ્લવમાં તથાકથિત ભૂમિકાની વાતને બિલકુલ સમર્થન આપ્યું નથી.

અહીં એ હકીકત પણ ધ્યાનાર્હ છે કે સ્વામીજીની આત્મકથા અનુસાર તેઓ ગૃહત્યાગ બાદ અનેક વર્ષોથી **'સત્ય વિદ્યા, યોગ, મોક્ષ અને પોતાના આત્માની પવિત્રતા વગેરે ગુણો દ્વારા ધર્માત્મતાપૂર્વક ઉન્નતિ કરવી'** આ જ લક્ષ્ય લઈને દેશમાં નિરંતર પરિભ્રમણ કરી રહ્યા હતા. તેમણે આ વાત ૧૮૫૭ના વિપ્લવનાં લગભગ બે વર્ષ પહેલાં ઓખીમઠના મહંતને કહી હતી. વિપ્લવ શરૂ થયો એ પહેલાં તેઓ ચંડાળગઢ (ચુનાર)માં રાત-દિવસ **'યોગવિદ્યાના અધ્યયન અને અભ્યાસમાં'** જ ગાળે છે, અને નર્મદાનું ઉદ્‌ગમસ્થાન જોવાના દૃઢ સંકલ્પ સાથે ત્યાંથી નીકળી પડે છે, એ વાતનો ઉલ્લેખ તેમણે આત્મકથામાં કર્યો જ છે. આમ એ વખતે તેમનો ઉદ્દેશ્ય અને મનોભૂમિકા બિલકુલ ભિન્ન હતાં, જેનો વિપ્લવ સાથે કોઈ જ સંબંધ ન હતો. અને આથી જ તેઓ આ વિપ્લવ શાંત થઈ ગયા પછી પણ ૧૮૬૦માં મથુરા જઈને દંડી સ્વામી વિરજાનંદની પાસે ત્રણેક વર્ષ સુધી અષ્ટાધ્યાયી,

મહાભાષ્ય વગેરે વ્યાકરણ ગ્રંથોનું વિધિવત્ અધ્યયન કરવામાં લગાવે છે. આથી કેટલાક લોકો દ્વારા ૧૮૫૭ના વિપ્લવ સાથે સ્વામી દયાનંદને સાંકળતી જે કાલ્પનિક અને પ્રમાણશૂન્ય વાતો કરવામાં આવે છે એ અંગે સતર્ક રહેવું જરૂરી છે.

૧૮૬૯માં સ્વામીજીનો કાશીના પંડિતો સાથે ઐતિહાસિક શાસ્ત્રાર્થ થયો હતો. આ શાસ્ત્રાર્થને કારણે તેમનું નામ દેશભરમાં ગુંજવા લાગ્યું. આ શાસ્ત્રાર્થનું વિવરણ પંડિત સત્યવ્રત સામશ્રમીએ કલકત્તાથી નીકળતી 'પ્રત્નકમ્રનંદિની' (અંગ્રેજી નામ 'ધ હિંદુ કોમેન્ટેટર') પત્રિકાના ડિસેમ્બર ૧૮૬૯ના અંકમાં સંસ્કૃતમાં પ્રકાશિત કર્યું હતું. પંડિત સત્યવ્રત આ શાસ્ત્રાર્થમાં હાજર હતા. ડૉ. રુડોલ્ફ હાર્નલી નામના એક ખ્રિસ્તી વિદ્વાન સ્વામીજીથી પરિચિત હતા. તેઓ પણ આ શાસ્ત્રાર્થના પ્રત્યક્ષ દ્રષ્ટા હતા. તેમણે આ શાસ્ત્રાર્થનો વિસ્તૃત અહેવાલ કલકત્તાથી નીકળતા 'ધ ક્રિશ્ચિયન ઈન્ટેલિજન્સર' નામના પત્રના માર્ચ ૧૮૭૦ના અંકમાં 'એ હિંદુ રિફોર્મર' (એક હિંદુ સુધારક) શીર્ષક હેઠળ અંગ્રેજીમાં પ્રકાશિત કર્યો. આ રિપોર્ટમાં શાસ્ત્રાર્થના વિવરણની સાથે સાથે સ્વામીજીના વ્યક્તિત્વ અને મંતવ્યો વિશે પણ અનેક મહત્ત્વપૂર્ણ વાતો લખવામાં આવી હતી. આ જ રીતે કલકત્તાના પ્રસિદ્ધ અંગ્રેજી સાપ્તાહિક 'ધ હિંદુ પૅટ્રિઅટ', પ્રયાગથી પ્રકાશિત થતા 'ધ પાયોનિયર' નામના અંગ્રેજી વર્તમાનપત્ર વગેરેમાં પણ કાશી શાસ્ત્રાર્થના સમાચારો પ્રકાશિત થયા હતા, જેને લીધે સ્વામીજીને પ્રસિદ્ધિ મળી. સ્વામી દયાનંદનું ૩૦ ઑક્ટોબર ૧૮૮૩ના રોજ અજમેરમાં બલિદાન થયું. તેમના જીવનકાળમાં જ દેશ-વિદેશના અગણિત જિજ્ઞાસુઓ તેમનાં વ્યક્તિત્વ અને કર્તૃત્વ વિશે જાણવા ઉત્સુક હતા.

પંજાબના વિખ્યાત સુધારક અને પ્રભાવશાળી લેખક મુંશી કન્હૈયાલાલ અલખધારીએ ૧૮૭૪-૭૫માં પોતાની 'નીતિપ્રકાશ' નામની ઉર્દૂ માસિક પત્રિકાના કેટલાક અંકોમાં સ્વામી દયાનંદના જીવન અને કાર્યો વિશે છુટક છુટક લખ્યું હતું. પંજાબના લોકોને સ્વામી દયાનંદના પ્રખર વ્યક્તિત્વથી પરિચિત કરાવવાનું શ્રેય તેમને જ જાય છે. ૧૮૭૭ના આરંભમાં દિલ્હીમાં દિલ્હી દરબારના સમયે સ્વામીજી દ્વારા આયોજિત દેશના પ્રથમ એકતા સંમેલનમાં મુંશી કન્હૈયાલાલ પણ પધાર્યા હતા. પંજાબમાં સ્વામી દયાનંદને આમંત્રિત કરનાર પણ તેઓ જ હતા. મેરઠના લાલા રામચંદ્રના પ્રયત્નથી સ્વામીજી વિષયક 'નીતિપ્રકાશ'માં છપાયેલા મુંશી કન્હૈયાલાલના આ લેખોને સંકલિત કરીને એક નાનું ઉર્દૂ પુસ્તક ૧૮૮૭માં પ્રકાશિત કરવામાં આવ્યું હતું, જેનું શીર્ષક હતું : 'સ્વામી દયાનંદ સરસ્વતીજી કા હાલ'. બાદમાં આ પુસ્તકનો હિંદી અનુવાદ પણ પ્રકાશિત થયો. આ પુસ્તક બહુ જ નાનું હતું, પરંતુ ખૂબ જ મહત્ત્વપૂર્ણ હતું. આ કોઈ વ્યવસ્થિત જીવનચરિત્ર તો ન જ હતું. છતાંય કેટલાક વિદ્વાનો આને સ્વામી દયાનંદનું પ્રથમ જીવનવૃત્તાંત ગણે છે, કારણ કે એ તત્કાલીન પંજાબના એક પ્રસિદ્ધ લેખક અને સુધારક દ્વારા લખવામાં આવ્યું હતું અને સ્વામી દયાનંદના જીવનકાળમાં જ 'નીતિપ્રકાશ'માં પ્રકાશિત થયું હતું.

સ્વામીજીના જીવનકાળમાં જ એટલે કે ૧૮૮૧માં તેમના એક નોંધપાત્ર હિંદી જીવનચરિત્ર 'દયાનંદ દિગ્વિજયાર્ક'ના પ્રથમ બે ખંડ પ્રકાશિત થયા હતા. આ જીવનચરિત્રના લેખક પંડિત ગોપાલરાવ હરિ પ્રણતાંકર હતા કે જેઓ ગોપાલ શાસ્ત્રી શર્માના નામથી પ્રસિદ્ધ હતા. તેનો ત્રીજો ખંડ સ્વામીજીના અવસાન બાદ ૧૮૮૭માં પ્રકાશિત થયો. પંડિત ગોપાલરાવ હરિ રચિત આ ગ્રંથમાં સ્વામીજીના જીવન તથા વ્યકિતત્વના સંબંધમાં પ્રથમ વાર ઐતિહાસિક સામગ્રી પ્રામાણિક રૂપે સંગૃહીત કરવામાં આવી હતી. આગળના જીવની લેખકોએ આ ગ્રંથનો આધાર રૂપે ઉપયોગ કર્યો છે.

આ જ રીતે 'લોકહિતવાદી'ના નામથી પ્રખ્યાત મરાઠીના પ્રસિદ્ધ લેખક અને ન્યાયાધીશ પંડિત ગોપાલરાવ હરિ દેશમુખે ૧૮૮૪માં પોતાની 'લોકહિતવાદી' પત્રિકાના જાન્યુઆરી-ફેબ્રુઆરી, ૧૮૮૪ના સંયુક્ત અંકમાં સ્વામી દયાનંદનું જીવનચરિત્ર 'પંડિત સ્વામી શ્રીમદ્દયાનંદ સરસ્વતી' મરાઠીમાં લખીને પ્રકાશિત કર્યું. આ જીવનચરિત્રમાં સ્વામીજીના વ્યક્તિત્વ, કર્તૃત્વ અને વિચારો પર પ્રકાશ ફેંકવામાં આવ્યો હતો. બાદમાં ડૉ. કુશલદેવ શાસ્ત્રીએ આ મરાઠી જીવનચરિત્રનો હિંદી અનુવાદ કર્યો, જેનો સમાવેશ ૨૦૧૨માં પ્રકાશિત તેમના 'મહર્ષિ દયાનંદ સરસ્વતી ઔર મહારાષ્ટ્ર' નામના હિંદી પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

સ્વામીજીના મૃત્યુનાં પાંચ વર્ષ બાદ ૧૮૮૮માં પંજાબની આર્ય પ્રતિનિધિ સભાએ પંડિત લેખરામને સ્વામીજીના જીવનચરિત્ર માટે અનુસંધાન કરવાનું કામ સોંપ્યું. ૧૮૮૧માં સ્વામી દયાનંદ અજમેરમાં હતા ત્યારે પંડિત લેખરામ તેમનાં દર્શન કરવા પેશાવરથી આવ્યા હતા. તેમણે સ્વામીજી સાથે શંકા-સમાધાન પણ કર્યું હતું. પંડિત લેખરામ આર્યસમાજના અગ્રિમ પંક્તિના પ્રચારક હતા. તેમણે લગભગ ચાર વર્ષ સુધી દેશભરમાં ભ્રમણ કરીને સ્વામીજીના જીવન વિશે પુષ્કળ સામગ્રી એકઠી કરી. આ એકઠી કરેલી સામગ્રી અને તેમને અનેક લોકોના સંપર્કથી સ્વામીજી વિશે જે જે નોંધપાત્ર વિગતો જાણવા મળી હતી, એ બધાંના આધારે તેઓ લાહોરમાં સ્વામીજીના જીવનચરિત્રનું લેખનકાર્ય કરી રહ્યા હતા ત્યારે ૬ માર્ચ, ૧૮૯૭ના રોજ એક મતાંધ વિધર્મીએ તેમની હત્યા કરી નાખી. આથી તેમનું આ કાર્ય અધૂરું રહ્યું. બાદમાં પંડિત આત્મારામ અમૃતસરીએ તેને વ્યવસ્થિત કરીને પૂરું કર્યું. પંડિત લેખરામ દ્વારા સંગૃહીત આ ઉર્દૂ જીવનચરિત્ર ૧૮૯૭માં પ્રકાશિત થયું, જેની ભૂમિકા મુંશીરામ જિજ્ઞાસુ (કે જેઓ આગળ જતાં સ્વામી શ્રદ્ધાનંદના નામે વિખ્યાત થયા)એ લખી હતી. બાદમાં છેક ૧૯૭૧માં તેનો કવિરાજ રઘુનંદનસિંહ 'નિર્મલ' દ્વારા કરવામાં આવેલ હિંદી અનુવાદ પ્રકાશિત થયો. આ જીવનચરિત્ર અનેક દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ અને બેજોડ છે.

બાબુ દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય નામના એક બંગાળી વિદ્વાન લેખકે સ્વામી દયાનંદ વિશે અન્વેષણ કરી તેમનું જીવનચરિત્ર લખવાનો દૃઢ સંકલ્પ કર્યો. એ પહેલાં તેઓ ખ્રિસ્તી સંત પૉલનું બંગાળીમાં એક જીવનચરિત્ર લખીને સાહિત્યના

ક્ષેત્રે નામના મેળવી ચૂક્યા હતા. દેવેન્દ્રનાથ આર્યસમાજના સભ્ય પણ નહોતા અને તેમણે ક્યારેય સ્વામી દયાનંદનાં દર્શન પણ કર્યાં નહોતાં. તેમ છતાં તેમને સ્વામીજી પ્રત્યે અનહદ આકર્ષણ હતું. તેમની આર્થિક સ્થિતિ પણ ઠીક ન હતી. છતાંય તેમણે પોતાની જિંદગીનાં લગભગ પંદરેક વર્ષ આ જ કાર્ય પાછળ લગાવી દીધાં. તેમણે દેશમાં સર્વત્ર ભ્રમણ કરીને સ્વામીજી વિશે અનેક પ્રકારની જાણકારી એકઠી કરી. તેમણે શરૂઆતમાં સ્વામીજીનું એક નાનું બંગાળી જીવનચરિત્ર 'દયાનંદ ચરિત' લખ્યું, જે ૧૮૯૬માં પ્રકાશિત થયું. પંડિત ઘાસીરામે આ પુસ્તકનો હિંદી અનુવાદ કર્યો, જે ૧૯૧૨માં પ્રકાશિત થયો. બાદમાં વિશેષ અનુસંધાન કર્યા બાદ બાબુ દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય કાશીમાં બેસીને સ્વામીજીનું એક બૃહદ્ જીવનચરિત્ર લખવામાં પ્રવૃત્ત થયા. પરંતુ હજુ તો તેની ભૂમિકા અને શરૂઆતના ફક્ત ચાર જ અધ્યાય લખ્યાં હતાં ત્યાં પક્ષઘાતના હુમલાથી ૧૦ જાન્યુઆરી, ૧૯૧૭ના રોજ તેમનું અવસાન થઈ ગયું. આમ સ્વામીજીના જીવનચરિત લેખનનું આ કાર્ય પણ અધૂરું જ રહી ગયું. આ અગાઉ ૧૯૧૬માં પ્રકાશિત 'સ્વામી દયાનંદ જન્મસ્થાનાદિ નિર્ણય' પુસ્તક દ્વારા દેવેન્દ્રનાથે ટંકારાને સ્વામીજીનું જન્મસ્થળ પુરવાર કર્યું અને સ્વામીજીના પ્રારંભિક જીવન અંગે બીજાં પણ અનેક તથ્યો ઉદ્‌ઘાટિત કર્યાં.

દેવેન્દ્રનાથના આકસ્મિક નિધન બાદ આર્યસમાજના એક સંન્યાસી સ્વામી સત્યાનંદે સ્વામીજીનું જીવનચરિત્ર લખવાનું કાર્ય હાથમાં લીધું. તેમણે પણ પાંચેક વર્ષ સુધી દેશમાં ભ્રમણ કરીને સ્વામીજી વિષયક અનેક જાણકારી પ્રાપ્ત કરી અને તેના આધારે તેમણે 'શ્રીમદ્દયાનંદપ્રકાશ' નામનું એક સુંદર હિંદી જીવનચરિત્ર લખ્યું. આ જીવનચરિત્ર ૧૯૧૮માં પ્રકાશિત થયું અને તેના ઉત્કૃષ્ટ ભાષા લાલિત્યને કારણે એ અત્યંત લોકપ્રિય થયું. આ પુસ્તકનો ઉર્દૂ અનુવાદ પ્રસિદ્ધ વાર્તાકાર સુદર્શને ૧૯૨૪માં લાહોરથી પ્રકાશિત કર્યો હતો.

દેવેન્દ્રનાથના અધૂરા કાર્યને મેરઠના પંડિત ઘાસીરામે ખૂબ જ સફળતાપૂર્વક પૂરું કર્યું. તેમણે દેવેન્દ્રનાથ દ્વારા એકઠી કરેલી અત્યંત મૂલ્યવાન સામગ્રીના આધારે 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત'નું લેખનકાર્ય કર્યું, જે ૧૯૩૩માં હિંદીમાં બે ભાગમાં પ્રકાશિત થયું. દેવેન્દ્રનાથ દ્વારા સંગૃહીત આ બૃહદ્ જીવનચરિતમાં પંડિત ઘાસીરામે જરૂર પડ્યે પંડિત લેખરામ તથા સ્વામી સત્યાનંદ કૃત જીવનચરિત્રોની પણ મદદ લીધી. આ જીવનચરિત્ર પણ પંડિત લેખરામ દ્વારા સંગૃહીત જીવનચરિત્રની માફક અત્યંત મહત્ત્વપૂર્ણ સાબિત થયું. આ બધાં જીવનચરિત્રો દ્વારા સંસારને સ્વામી દયાનંદના વિરાટ વ્યક્તિત્વનો પરિચય પ્રાપ્ત થયો.

ઉપરોક્ત જીવનચરિત્રો ઉપરાંત સ્વામી દયાનંદનાં બીજાં પણ અનેક સુંદર જીવનચરિત્રો જુદા જુદા લેખકો દ્વારા લખવામાં આવ્યાં છે. તે પૈકી ઉર્દૂ, હિંદી અને અંગ્રેજીમાં પ્રકાશિત થયેલાં કેટલાંક પ્રસિદ્ધ જીવનચરિત્રોની એક ટૂંકી યાદી અત્રે પ્રસ્તુત છે :

**ઉર્દૂ** : લાલા લજપતરાય કૃત 'મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી ઔર ઉનકા કામ' (જેનો હિંદી અનુવાદ ગોપાલદાસ દેવગણ શર્માએ કર્યો છે), પંડિત લક્ષ્મણ આર્યોપદેશક કૃત 'મુકમ્મલ જીવનચરિત્ર મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી' (જેનો હિંદી અનુવાદ 'મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર' પ્રો. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ' દ્વારા કરવામાં આવ્યો છે), મેહતા રાધાકૃષ્ણ કૃત 'મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી ઔર ઉનકી તાલીમ', વગેરે.

**હિંદી** : મુંશી ચિમ્મનલાલ વૈશ્ય કૃત 'સરસ્વતીન્દ્ર જીવન', રામવિલાસ શારદા કૃત 'આર્યધર્મેન્દ્રજીવન', સત્યવ્રત શર્મા દ્વિવેદી કૃત 'શ્રી ૧૦૮ મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી કા જીવનચરિતમ્', ડૉ. ભવાનીલાલ ભારતીય કૃત 'નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી' અને 'સ્વામી દયાનંદ જીવનગાથા' વગેરે, યદુવંશ સહાય કૃત 'મહર્ષિ દયાનંદ', પંડિત ઇન્દ્ર વિદ્યાવાચસ્પતિ કૃત 'મહર્ષિ દયાનંદ', સ્વામી વેદાનંદ તીર્થ કૃત 'ઋષિ બોધ કથા', સ્વામી જગદીશ્વરાનંદ કૃત 'બ્રહ્મર્ષિ દયાનંદ ચરિત', વિષ્ણુ પ્રભાકર કૃત 'ભારતીય સાહિત્ય કે નિર્માતા : સ્વામી દયાનંદ સરસ્વતી', સંતરામ કૃત 'દયાનંદ', ડૉ. કુશલદેવ શાસ્ત્રી કૃત 'મહર્ષિ દયાનંદ કાલ ઔર કૃતિત્વ', પ્રો. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ' કૃત 'નવયુગ કી આહટ : મહર્ષિ દયાનંદ સરસ્વતી', વગેરે.

**અંગ્રેજી** : બાવા અર્જુનસિંહ કૃત 'દયાનંદ સરસ્વતી : ફાઉન્ડર ઑફ આર્યસમાજ', દુર્ગાપ્રસાદ કૃત 'મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી', બાવા છજ્જૂસિંહ કૃત 'ધ લાઇફ ઍન્ડ ટીચિંગ્સ ઑફ સ્વામી દયાનંદ સરસ્વતી', દીવાન બહાદુર હરવિલાસ શારડા કૃત 'લાઇફ ઑફ દયાનંદ સરસ્વતી', પંડિત ચમૂપતિ કૃત 'ગ્લિમ્પ્સસ ઑફ દયાનંદ', સાધુ ટી.એલ. વાસવાણી કૃત 'ટૉર્ચ બેઅરર', બહાદુરમલ કૃત 'દયાનંદ : અ સ્ટડી ઈન હિંદુઈઝમ', ગોકુલચંદ નારંગ કૃત 'ધ લૂથર ઑફ ઈન્ડિયા', તારાચંદ ગાજરા કૃત 'ધ લાઇફ ઑફ સ્વામી દયાનંદ સરસ્વતી', વિશ્વપ્રકાશ કૃત 'ધ લાઇફ ઍન્ડ ટીચિંગ્સ ઑફ સ્વામી દયાનંદ', શિવનંદન પ્રસાદ કુલ્યાર કૃત 'સ્વામી દયાનંદ હિઝ લાઇફ ઍન્ડ ટીચિંગ્સ', ડૉ. બ્રજમોહન શર્મા કૃત 'સ્વામી દયાનંદ : હિઝ લાઇફ ઍન્ડ ટીચિંગ્સ', સૂરજભાન કૃત 'દયાનંદ - હિઝ લાઇફ ઍન્ડ વર્ક', કે.એસ. આર્ય અને પી.ડી. શાસ્ત્રી કૃત 'સ્વામી દયાનંદ : અ સ્ટડી ઑફ હિઝ લાઇફ ઍન્ડ વર્ક', ડૉ. જે.ટી.એફ. જોર્ડન્સ કૃત 'દયાનંદ સરસ્વતી - હિઝ લાઇફ ઍન્ડ આઇડિયાઝ', વગેરે.

આ ઉપરાંત અન્ય દેશી-વિદેશી ભાષાઓમાં સ્વામીજીનાં નાનાં-મોટાં અનેક જીવનચરિત્રો પ્રકાશિત થયાં છે અને વર્તમાનમાં પણ થઈ રહ્યાં છે. સ્વામીજીનું ઘટનાબહુલ અને કર્મઠ જીવન તથા તેમનું વૈદિક ચિંતન અનેક જીવનચરિત્રોની અપેક્ષા ધરાવે છે.

ઉપરોક્ત જીવનચરિત્રકારો ઉપરાંત સ્વામી સ્વતંત્રાનંદ, સ્વામી શ્રદ્ધાનંદ (મહાત્મા મુંશીરામ), પંડિત ભગવદ્દત્ત, પંડિત મહેશપ્રસાદ મૌલવી, પંડિત વિજયશંકર મૂલશંકર, પંડિત યુધિષ્ઠિર મીમાંસક, ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રી,

પ્રો. રામપ્રકાશ, ડૉ. વેદપાલ, દયાલ મુનિ આર્ય (પ્રો. દયાલ પરમાર) વગેરેએ પણ સ્વામી દયાનંદનાં જીવનચરિત્રના આનુષંગિક વિષયો જેવા કે તેમનું જન્મસ્થાન, તેમના પ્રારંભિક જીવનને લગતાં તથ્યો, તેમના ગ્રંથોનો ઈતિહાસ, તેમનાં પત્રવ્યવહાર, પ્રવચન, શાસ્ત્રાર્થ વગેરેને લગતા અત્યંત મહત્ત્વપૂર્ણ અને ઉપયોગી સંદર્ભ ગ્રંથો આપીને સ્વામીજીના ભાવિ જીવનચરિત્રકારોનો માર્ગ સુગમ કરી આપ્યો છે. આ જ રીતે અરવિંદ ઘોષ, દીનબંધુ સી.એફ. એન્ડ્રૂઝ, રોમે રોલાં, ડૉ. રઘુવંશ, પ્રો. કેનેથ ડબ્લ્યૂ. જૉન્સ, ડૉ. જે.ઈ. લેવેલિન વગેરેએ કરેલી સ્વામી દયાનંદના જીવન, વ્યક્તિત્વ અને કાર્યોની સમીક્ષા અથવા મૂલ્યાંકન પણ વિશિષ્ટ અને મહત્ત્વપૂર્ણ સ્થાન ધરાવે છે.

ગુજરાતી ભાષામાં પણ સ્વામીજીના જીવન વિષયક કેટલાંક પુસ્તકો પ્રકાશિત થયાં છે, જેમાં રત્નસિંહ દીપસિંહ પરમાર કૃત 'સ્વામી દયાનંદ સરસ્વતીનું જીવનચરિત', બાલાભાઈ જમનાદાસ વ્યાસ કૃત 'સ્વામી દયાનંદ સરસ્વતીનું જીવનચરિત', સસ્તુ સાહિત્ય પ્રકાશન દ્વારા પ્રકાશિત શંકરદત્ત શાસ્ત્રી કૃત 'મહર્ષિ દયાનંદ', ઝવેરચંદ મેઘાણી અને કકલભાઈ કોઠારી કૃત 'ઝંડાધારી', ધનવંત ઓઝા કૃત 'દયાનંદ સરસ્વતી', સ્વામી સચ્ચિદાનંદ કૃત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી', ઓમ્ પ્રકાશ ઉદાસી કૃત 'સ્વામી દયાનંદ સરસ્વતી', નરેન્દ્ર દવે કૃત 'ક્રાંતિગુરુ દયાનંદ', શ્રીકાંત ભગતજી કૃત 'ઋષિકથા', પ્રસાદ બ્રહ્મભટ્ટ કૃત 'સ્વામી દયાનંદ સરસ્વતી' વગેરેનો સમાવેશ થાય છે. આ ઉપરાંત ડૉ. ભવાનીલાલ ભારતીયના હિંદી પુસ્તકનો ભાવેશ મેરજા કૃત ગુજરાતી અનુવાદ 'મહર્ષિ દયાનંદ જીવનકથા' તથા ધનપતિ પાંડેય અને બી.કે. સિંહ કૃત જીવનચરિત્રોના ગુજરાતી અનુવાદ પણ પ્રકાશિત થયા છે. વર્ષો પહેલાં ભરૂચ આર્યસમાજના પુસ્તકાલયમાં એક અતિ જીર્ણશીર્ણ ગુજરાતી પુસ્તક જોવામાં આવ્યું હતું, જે બનતાં સુધી રામવિલાસ શારદા કૃત હિંદી જીવનચરિત્ર 'આર્યધર્મેન્દ્રજીવન'નો અનુવાદ હતો.

આજે ગુજરાતીમાં સ્વામી દયાનંદના જીવન વિષયક જે કંઈ પુસ્તકો ઉપલબ્ધ છે, એ સ્વામીજીનાં બહુઆયામી ચિંતન, કાર્યો અને ઘટનાપ્રચુર જીવનને જોતાં બહુ જ અપર્યાપ્ત છે. આ અભાવની પૂર્તિ માટે રોજડના આચાર્ય શ્રી જ્ઞાનેશ્વર આર્યની પ્રેરણાથી ૨૦૦૭માં ટંકારાવાસી શ્રી દયાલ મુનિ દ્વારા લિખિત સ્વામીજીનું લગભગ અઢીસો પાનનું એક ગુજરાતી જીવનચરિત્ર 'સ્વામી દયાનંદ' પ્રકાશિત થયું હતું, જેમાં લેખકે સ્વામીજીનાં હિંદી જીવનચરિત્રોના આધારે સ્વામીજીનું પ્રામાણિક જીવનવૃત્તાંત રજૂ કર્યું હતું. આ પુસ્તકને વાચકોએ આવકાર્યું અને વાનપ્રસ્થ સાધક આશ્રમ, રોજડથી તેનું ત્રણ વાર પ્રકાશન પણ કરવામાં આવ્યું. શ્રી આચાર્ય જ્ઞાનેશ્વરે તેની પ્રથમ આવૃત્તિનાં પ્રૂફ જોવાંનું તેમ જ સંપાદનની દૃષ્ટિએ જરૂરી સંશોધન કરવાનું કામ મને સોંપ્યું હતું. પરંતુ પ્રકાશન જલદી કરવાનું હોઈ એ સમયે જોઈએ એવું સંશોધન થઈ શક્યું નહોતું. શ્રી દયાલ મુનિ રચિત સ્વામીજીનું આ જીવનચરિત્ર ખૂબ જ ઉપયોગી હોવાથી તેનું નવીન સંસ્કરણ પ્રકાશિત થવું જોઈએ એમ હું ઈચ્છતો હતો. આથી એક દિવસ ફોન પર ટંકારા આર્યસમાજના મંત્રી શ્રી દેવકુમાર પડસુંબિયા

સાથે થઈ રહેલા વાર્તાલાપ દરમિયાન મેં તેમને જણાવ્યું કે સ્વામીજીની જન્મભૂમિ પર આવેલા આપના આર્યસમાજ દ્વારા ટંકારાનિવાસી શ્રી દયાલ મુનિ દ્વારા લિખિત મહર્ષિ દયાનંદના આ જીવનચરિત્રનું પુનઃ પ્રકાશન કરવા જેવું છે. મેં તેમને એ પણ જણાવ્યું કે, જો ટંકારા આર્યસમાજ આ માટે તૈયાર થાય તો હું આ પુસ્તકને આરંભથી અંત સુધી પુનઃ સંશોધિત કરીને તેના પ્રકાશનની સઘળી વ્યવસ્થા કરવા તૈયાર છું. મને સુખદ આશ્ચર્ય થયું કે શ્રી દેવકુમારે તત્કાળ આ માટે સહર્ષ સંમતિ આપી અને આ જીવનચરિત્રના પ્રકાશન માટે મને આગળ વધવા જણાવ્યું. મેં આ બાબતે આ પુસ્તકની પૂર્વ પ્રકાશક સંસ્થા વાનપ્રસ્થ સાધક આશ્રમ, રોજડના મેનેજિંગ ટ્રસ્ટી શ્રી મુનિ સત્યજિત્ તથા લેખક શ્રી દયાલ મુનિ બંને સાથે વાત કરી અને તેઓને ટંકારા આર્યસમાજ દ્વારા આ પુસ્તકના નવીન સંશોધિત સંસ્કરણના પ્રકાશનની યોજના વિશે જણાવ્યું અને એ માટેની અનુમતિ મેળવી.

આ સંસ્કરણમાં મૂળ આવૃત્તિમાં રહી ગયેલી મુદ્રણ ત્રુટિઓને દૂર કરીને ભાષા તથા વિષયવસ્તુ બંનેની ગુણવત્તા સુધરે એ દૃષ્ટિએ જરૂરી સંશોધન કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. તેમાં પ્રયુક્ત કેટલાક તળપદા અને સ્થાનિક બોલીના શબ્દો તથા આલંકારિક શૈલીમાં લખાયેલાં કેટલાંક કઠિન વાક્યોનું થોડું સરલીકરણ કરવામાં આવ્યું છે. આ ઉપરાંત કોઈ કોઈ સ્થાને સુગમતા તથા સ્પષ્ટતા માટે તેમ જ ભાષાનો પ્રવાહ બની રહે એ માટે વાક્યરચનામાં જરૂરી પરિવર્તન કરી વધારાનાં શબ્દો તથા વાક્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કાશી શાસ્ત્રાર્થના પ્રકરણમાં મૂળ શાસ્ત્રાર્થના આધારે કેટલીક વધારાની સામગ્રીનો યથાસ્થાને સમાવેશ કરવામાં આવ્યો છે કે જેથી વાચકો બંને પક્ષોનો અભિપ્રાય સારી રીતે સમજી શકે અને આ ઐતિહાસિક શાસ્ત્રાર્થનું યથાતથ વિવરણ વાચકોને સુલભ થઈ શકે. બીજાં કેટલાંક પ્રકરણોમાં પણ કેટલીક અગત્યની વિગતો આપવાનો તથા રજૂઆતને સરળ, લોકભોગ્ય અને રસપ્રદ બનાવવાનો પ્રયાસ કર્યો છે. એક મોટા પ્રકરણને થોડી વિષય ભિન્નતાને ધ્યાનમાં લઈને બે પ્રકરણોમાં વિભાજિત કરવામાં આવ્યું છે. પુસ્તકમાં ક્યાંક ક્યાંક સંપાદકીય પાદટિપ્પણીઓ પણ આપવામાં આવી છે.

આ જીવનચરિત્રમાં વર્ણિત પ્રશ્નોત્તરો, સંવાદો અને શાસ્ત્રાર્થોના માધ્યમથી વાચકોને વૈદિક ધર્મના મૂળભૂત સિદ્ધાંતોની જાણકારી પણ મળી રહેશે. એટલું જ નહિ, પરંતુ સાંપ્રત સમાજમાં પ્રચલિત કેટલાંક અંધવિશ્વાસો અને પાખંડોનું નિરસન કરવામાં ઉપયોગી થઈ શકે એવી પણ અનેક વાતો જાણવા મળશે. ગુજરાતનું ધાર્મિક વાતાવરણ વિભિન્ન મત-પંથ-સંપ્રદાયો અને મજહબો દ્વારા પ્રચારિત અનેક વિરોધાભાસી માન્યતાઓ અને આસ્થાઓથી છલકાઈ રહ્યું છે. સત્યશોધક માટે કોઈ પણ દૃઢ નિર્ણય કે નિશ્ચયાત્મક મંતવ્ય પર પહોંચવું અતિ મુશ્કેલ થઈ રહ્યું છે. ભ્રમ, સંશય, ગેરસમજ અને મુંઝવણના આવા માહોલમાં સ્વામી દયાનંદનું આ જીવનચરિત્ર અને તેમાં ગૂંથાયેલા વૈદિક સિદ્ધાંતો જિજ્ઞાસુઓ માટે દીવાદાંડીની માફક પથપ્રદર્શક બની રહેશે એવી આશા છે. અનેક દૃષ્ટિએ પ્રગતિશીલ ગણાતા ગુજરાતમાં આજે પણ ધાર્મિક અને સામાજિક સુધારાઓની ખૂબ જ આવશ્યકતા

છે. સમાજમાં આજે પણ અસંખ્ય અંધવિશ્વાસો, અંધશ્રદ્ધાઓ, કુરીતિઓ, વહેમો, સૃષ્ટિક્રમ વિરુદ્ધ માન્યતાઓ અને અર્થહીન કર્મકાંડો પ્રવર્તિત છે, જે આપણા સર્વાંગી વિકાસ તથા એકતામાં બાધારૂપ બની રહેલ છે. આવી બાધાઓના ઉન્મૂલનમાં સ્વામી દયાનંદનું આ જીવનચરિત્ર પ્રેરક અને વરદાનરૂપ સાબિત થશે.

સ્વામી દયાનંદનું આ જીવનચરિત્ર તેના વાચકોને વેદો તથા વૈદિક ઋષિઓ દ્વારા રચિત આર્ષ ગ્રંથો વિશે વધુ જાણવા માટે પ્રેરિત કરશે. આ પુસ્તક તેના વાચકોને એક વિશિષ્ટ અને દુર્લભ દૃષ્ટિ પ્રદાન કરશે કે જેનાથી તેઓ સત્ય અને અસત્ય વચ્ચેના ભેદને સુગમતાથી પારખી શકવાને સમર્થ બનશે. આ જીવનચરિત્રના પ્રકાશનનો ઉદ્દેશ્ય સ્વામી દયાનંદને મહિમામંડિત કરીને તેમની વ્યક્તિપૂજાને પ્રોત્સાહિત કરવાનો હરગિજ નથી. પરંતુ તેમની વાસ્તવિક જીવનકથાને આલેખીને તેના માધ્યમથી એ દર્શાવવાનો છે કે દૃઢ આસ્તિક્ય અને વૈદિક આદર્શોના પરિપાલનથી એક વ્યક્તિ પોતાના જીવનને કેટલું ભવ્ય અને દિવ્ય બનાવી શકે છે અને માનવતાની સેવા તથા પરોપકારનો કેવો ઉચ્ચ આદર્શ સ્થાપિત કરી શકે છે.

વર્તમાનમાં ગુજરાતી ભાષામાં ઉપલબ્ધ સ્વામી દયાનંદનાં જીવનચરિત્રોમાં આ સૌથી મોટું જીવનચરિત્ર છે, જેમાં તેમના જીવનના લગભગ તમામ મુખ્ય પ્રસંગોને આવરી લેવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. આ જીવનચરિત્ર સ્વામીજીનાં સૌથી અધિકૃત અને વિશ્વસનીય ગણાતાં પ્રસિદ્ધ હિંદી જીવનચરિત્રો પર આધારિત છે, જેમાં સ્વામીજીને યથાર્થ સ્વરૂપે પ્રસ્તુત કરવામાં આવ્યા છે. આશા છે કે આ જીવનચરિત્રના તમામ ગુજરાતી વાચકો હર્ષ અને આત્મગૌરવની લાગણી અનુભવશે કે ગુજરાતે માનવતાનાં ચરણોમાં સ્વામી દયાનંદના રૂપમાં કેવું વિરાટ અને પ્રભાવી વ્યક્તિત્વ ભેટ ધર્યું છે.

પુસ્તક પૂરા મનોયોગપૂર્વક અને સાધુ-ભાવથી સંપાદિત કર્યું છે. છતાંય અલ્પજ્ઞતા કે અસાવધાનીને લીધે આમાં કોઈ ભૂલ-ચૂક રહી ગઈ હોય એ સંભવ છે. આથી જો કોઈ સુજ્ઞ વાચકને આમાં એવું કંઈ જણાય તો એ અંગે સંપાદકને સંદર્ભ અને પ્રમાણ-સહિત સૂચિત કરવા વિનંતી છે કે જેથી આગામી આવૃત્તિમાં યથાયોગ્ય સંશોધન થઈ શકે.

આશા છે કે આ જીવનચરિત્ર મહર્ષિ દયાનંદના જીવન, ચિંતન અને કૃતિત્વથી પરિચિત થવામાં વાચકવર્ગને ખૂબ જ ઉપયોગી નીવડશે અને આર્યસમાજના નેતાઓ તથા કાર્યકર્તાઓ આ પુસ્તકને વધુ ને વધુ વાચકોના હાથમાં પહોંચતું કરીને પોતાના પુનિત કર્તવ્યનું પાલન કરશે.

**- ભાવેશ મેરજા**

૮-૧૭, જીએનએફસી ટાઉનશિપ, નર્મદાનગર,
ભરૂચ - ૩૯૨૦૧૫. મો. ૯૮૭૯૫૨૮૨૪૭
ઈમેલ : bcmerja@gmail.com
૩૦ મે, ૨૦૨૨

: ૧ :

# જન્મ, પ્રબોધ અને વૈરાગ્ય

## અવતરણિકા

ઓગણીસમી શતાબ્દી. ઈતિહાસનો ભયંકર અંધકાર યુગ હતો. ભારતવર્ષમાં અવિદ્યા-અંધકારની ઘનઘોર ઘટાઓ છવાયેલી હતી. મહર્ષિ દયાનંદનું અવતરણ થયું ત્યારે આર્યધર્મ એટલે કે વૈદિક ધર્મ જુગ જૂના જામેલાં પડો નીચે સડી રહ્યો હતો. તેના પર હિંદુધર્મરૂપી ભંગારનાં જાળાં-ઝાંખરાં બાઝી ગયાં હતાં. આર્યધર્મ વહેમ, અંધવિશ્વાસો, ભ્રાંત માન્યતાઓ અને રૂઢિઓના કલેવરમાં કેદ પડ્યો હતો. ધર્મના નામે અસત્ય, અન્યાય, અનીતિ, અત્યાચાર અને અનાચારનાં વાદળોના સાત સાત થર જામ્યા હતા. ધર્મ સંપ્રદાયોના સકંજામાં સપડાઈને સંકુચિતતાના કુંડાળામાં તડફડિયાં મારી રહ્યો હતો. ધર્મના નામે લૂંટ, દગાબાજી અને દગાખોરીનાં સામ્રાજ્ય સ્થપાયાં હતાં. વૈદિક ઉપાસનાને બદલે જડ પ્રતિમાઓ પૂજીને, તેને પ્રતીક બનાવીને, પુરોહિતો દુકાનદારીના દરવાજા ખોલીને, પરમપિતા પરમાત્માની મહાનતાને ખુલ્લંખુલ્લા લિલામ કરી રહ્યા હતા. અંધવિશ્વાસ અને અંધશ્રદ્ધાના કરાલ કોળિયામાં ધર્મના નામે નિર્દોષ પશુઓનાં ગળાઓ પર ઝાટકા દેવાતા હતા. દેવીઓને ભોગ ચઢાવવા મંદિરોમાં રક્તની શેડો ફૂટતી હતી, તેની નીકો ચાલતી હતી. યજ્ઞના કર્મકાંડના નામે પશુહિંસાનું તાંડવ ખેલાતું હતું. યજ્ઞવેદીઓ પશુઓનાં માંસ અને રક્તથી સડસડતી હતી. રક્તના આંધણમાં માંસ ખદબદતું હતું. વૈદિક જ્ઞાનની સરિતા સુકાઈને ઉજ્જડ થઈ ગઈ હતી. તેના વેરાન ભેડામાંથી ઊઠતા ભેંકાર રૂદનના ધગધગતાં આંસુઓથી ભારતના કિનારાઓ રગરગતા હતા. પૌરાણિક અમાવસ્યાની કાળી ઘોર મેઘલી રાત રાસડા લઈ રહી હતી. ઘોરતમ અંધકાર ઓકતી પૌરાણિકતા નાચી રહી હતી. બાળલગ્નનો પિશાચ તાંડવ ખેલીને ભારતનાં બાલુડાંને પોતાના ખપ્પરમાં હોમતો ઘૂમરીઓ દેતો હતો. વિધવાઓ અને દેવદાસીઓના છાતીકૂટ રુદનથી દેશની દિશાઓ ભેંકાર બની હતી. અનાથો અને અછૂતો પર જુલમોની ઝડી વરસી રહી હતી. કાળા કાયદાના પાપે પાપી પેટના ખાડામાં ભાંભરડા નાખતી ગૌમાતાનો કરુણ ચિત્કાર હવામાં જ વિલીન થઈ જતો હતો. ગરીબોનાં લોહી ચૂસીને મોજ માણતા ધનસંચયવાદના પૂજારીઓ વિલાસિતામાં રાચતા હતા. ઈસુની ઈમાનદારી પઢાવતા પાદરીઓ અને અઝાન પોકારતા મુલ્લાઓ ભારતને - આર્યજાતિને બોડીબામણીનું ખેતર સમજી તેને ધર્મભ્રષ્ટ કરી મૂછે વળ દઈ દાઢીઓ પસારતા હતા. ભારતીય સભ્યતા અને સંસ્કૃતિના

નાશ માટે લૉર્ડ મેકોલે ઘોર પ્રયત્ન કરી રહ્યો હતો. અંગ્રેજીયતના પ્રવાહમાં તણાતો કહેવાતો સુધરેલ વર્ગ નાસ્તિકતાના વમળમાં ગડથોલાં ખાતો ગળકાં ખાઈ રહ્યો હતો. શાહીવાદી સામ્રાજ્યની લોહ સાંકળમાં રિબાતી ભારતમાતા પરાધીનતાના પિંજરમાં હૈયાફાટ આક્રંદ કરતી હતી. પૃથ્વીના પ્રલય પર્યંત આઝાદ રહેવા અવતરેલો આર્યાવર્ત ગુલામીના પાશમાં જકડાયેલો હતો. આર્યાવર્તના નભોમંડળમાં ધોળે દિવસે અંધકારના ઓળા નાચતા હતા. આવા આપાત્કાળમાં ત્રાહિમામ્ પોકારતો ભારતનો તેત્રીસ કરોડનો માનવસમુદાય જાણે કોઈ પુનરુદ્ધારકની પ્રતીક્ષા કરી રહ્યો હતો.

## જન્મ અને જન્મસ્થળ

ભારતવર્ષની આવી અવદશા હતી એટલામાં જાણે કે ભારતના સાગરમાં તાપ, સંતાપ અને વ્યાધિનાં મોજાંઓ ઊઠ્યાં અને એ અથડાયાં સૌરાષ્ટ્રના કિનારે ! સૌરાષ્ટ્રની ભૂમિ આળસ મરડીને બેઠી થઈ.

**સૌરાષ્ટ્ર અને ટંકારા :** આ ધન્ય ધરણી સૌરાષ્ટ્ર કે જેના ગામેગામના ગોંદરે જવાંમર્દીની જબાનને વાચા આપતા હારબંધ પાળિયા ઊભા છે, જ્યાં સંતોના સદુપદેશની સરવાણીઓ વહી રહી છે, જ્યાં ભક્તોએ ગાયેલાં ગીતોની સૂરાવલીઓ રણકી રહી છે, જ્યાં મહાત્માઓએ વહેંચેલો પ્રભુપ્રેમનો પ્રસાદ પડ્યો છે, જે ભોમકાનાં ચરણોને મહેરામણ મોતી જેવાં પાણીની છોળોથી પખાળી રહ્યો છે, જે ધરણી સાવજની ગર્જનાઓથી ધમધમે છે, અને એવું લાગે છે કે જાણે ભારતમાતાની કાંખમાં તેડેલું બાળક ઘુઘવાટા કરી રહ્યું છે. આવા સૌરાષ્ટ્રની ધીંગી ધરામાં મોરબી રાજ્યમાં ટંકારા નામનું એક ગામ છે. ખારોળી ભોમકાવાળું આ ગામ ચોપાટની માફક પથરાયેલું છે, જેની ઐતિહાસિકતાની શાખ પૂરતી ગઢની રાંગ - કિલ્લાની દિવાલ ઊભી છે. ગોદમાં દયામયી ડેમી નદી અડધા ગામને આંટો લઈને વહી રહી છે. બીજી બાજુ જાણે ભારતના દુઃખથી આંસુઓની ધારા વહાવતો આસુંધરો ખળખળી રહ્યો છે. એવા ટંકારા ગામમાં નરશાર્દૂલ દયાનંદે જન્મ લઈને સર્વ પ્રથમ મૂળશંકરના રૂપમાં પોતાનાં બાળ લોચનિયાં ખોલ્યાં.

## પૂર્વજો અને માતાપિતા

મહર્ષિ દયાનંદે પોતાના સંન્યાસ ધર્મની મર્યાદા અનુસાર બને ત્યાં સુધી કોઈને પોતાનાં જન્મસ્થાન, કુળ, પરિવાર અને માતાપિતા વગેરેનાં નામ બતાવ્યાં નથી. પરંતુ તેમણે લખેલી સંક્ષિપ્ત આત્મકથામાં કરવામાં આવેલા કેટલાક નિર્દેશો પરથી તેમના જીવનચરિત્રનું અનુસંધાન કરનારા વિદ્વાનોએ બાદમાં શોધખોળ કરીને એ વિશેની કેટલીક જાણકારી પ્રાપ્ત કરી છે.

**પૂર્વજો :** સ્વામી દયાનંદના પૂર્વજો મૂળરાજ સોલંકીના સમયે ઉદીચી એટલે કે ઉત્તર દિશામાંથી આવેલ હોઈ ઔદીચ્ય સંજ્ઞાથી પ્રખ્યાત થયા. આગળ જતાં તેમાંના થોડાક કચ્છમાં આવીને વસ્યા. બાદમાં કચ્છથી ત્યાંના રાજાઓ સાથે મોરબી

આવ્યા. તેમાંથી મેઘજી ત્રિવાડીએ ટંકારામાં નિવાસ કર્યો. આ ટંકારાવાસી મેઘજી ત્રિવાડીને વિશ્રામજી અને ડોસાજી નામના બે પુત્રો થયા. તેમાંથી મોટા વિશ્રામજી ટંકારા પાસે જીવાપર ગામની સંવત ૧૭૭૮માં સ્થાપના થઈ ત્યારે જીવાપર રહેવા આવી ગયા. આ જીવાપરવાસી વિશ્રામજીને કરસનજી નામનો પુત્ર થયો અને તે કરસનજીના વંશજો જીવાપર અને હડમતિયામાં સ્થિર થયા. મેઘજી ત્રિવાડીના નાના પુત્ર ડોસાજી ટંકારામાં સ્થિર થયા. આ ડોસાજીના પુત્રનું નામ લાલજી હતું અને લાલજીના પુત્રનું નામ કરસનજી હતું. આ કરસનજી ત્રિવાડી જ આપણા ચરિત્રનાયક સ્વામી દયાનંદના પિતા બનવાને ભાગ્યશાળી બન્યા.[૧]

**કરસનજી ત્રિવાડી :** આમ સ્વામી દયાનંદના પિતા કુળ પરંપરાથી સામવેદી ઔદીચ્ય બ્રાહ્મણ હતા. બ્રાહ્મણ હોવા છતાં તેમના ઘરમાં ભિક્ષાવૃત્તિથી ગુજરાન થતું ન હતું એવું સ્વામીજીએ પોતાની આત્મકથામાં લખ્યું છે. કરસનજી જમીનદાર હોવાથી ખેતીની પણ ખૂબ જ સારી આવક હતી. તેઓ ધીરધારનો ધંધો કરતા હોવાથી શ્રીમંત હતા. તેઓ મોરબી રાજ્યના ઉચ્ચ વહીવટી અમલદાર હતા. ટંકારામાં જમાદાર હોવાથી તેમની સેવામાં સિપાઈઓ રહેતા હતા. તેમની અશ્વશાળા પણ હતી. કરસનજી વિક્રમ સંવત ૧૮૬૯માં ટંકારા તાબાના કાગદડી ગામમાં માળિયાના મિયાણાઓના જૂથે કરેલા ઉપદ્રવને ડામવા તેમની સામે લડ્યા હતા. આ ઉપરાંત તેઓ પરમ શિવભક્ત હતા અને તેમણે સંવત ૧૮૮૭માં ટંકારામાં કુબેરનાથનું મંદિર બનાવ્યું હતું.

**માતા :** સ્વામી દયાનંદની માતા વિશે સ્વામીજીના આદ્ય જીવનચરિત્રકાર અને શોધકર્તા પંડિત દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયે માત્ર એટલો જ નિર્દેશ કર્યો છે : 'મૂલજી એટલે કે દયાનંદ કી જનની કે સંબંધ મેં હમ કુછ નહીં જાનતે.' તેમ છતાં કેટલાક જીવનચરિત્રકારોએ ભાવાવેશમાં અથવા ગેરસમજને લીધે મૂળશંકરની માતાનું નામ રુક્મિણી, યશોદા અથવા અમૃતબહેન બતાવેલ છે. પરંતુ તેનું કોઈ પ્રમાણ ન હોવાથી એ માત્ર અનુમાન અને કલ્પના જ છે. વાસ્તવમાં જગતમાં જનનીની કૂખને દીપાવનાર દયાનંદની માતાનું નામ આજ સુધી અજ્ઞાત અને અન્વેષણીય છે.

સ્વામી દયાનંદની માતાના નામની જેમ તેમનાં કાકા, ભાઈ, બહેન વગેરેનાં નામો અંગે પણ કેટલાક લોકોએ ભ્રમ ફેલાવ્યો છે અને તેમના વિશે અન્ય પણ કેટલીક ભ્રાંતિઓ ફેલાવી છે, જેના વિશે આગળ નિરાકરણ કરવામાં આવશે.

**જન્મ :** સ્વામી દયાનંદે આત્મકથામાં લખ્યું છે : **'મારો જન્મ સંવત ૧૮૮૧ના વર્ષમાં દક્ષિણ ગુજરાત પ્રાંત, દેશ કાઠિયાવાડ (સૌરાષ્ટ્ર) મજોકાંઠા (મચ્છુકાંઠા) દેશના મોરબી રાજ્યમાં ઔદીચ્ય બ્રાહ્મણના ઘરમાં થયો હતો.'**

---

૧. અહીં કરસનજી નામની બે વ્યક્તિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે : એક હતા જીવાપરવાસી વિશ્રામજીના પુત્ર કરસનજી, અને બીજા હતા ટંકારાવાસી લાલજીના પુત્ર કરસનજી. સ્વામીજીના પિતા કરસનજી આ ટંકારાવાસી લાલજી ડોસાજીના પુત્ર હતા. - સંપાદક

સ્વામી દયાનંદનો જન્મ ટંકારામાં આવેલી 'જીવાપરા' નામની શેરીમાં આવેલા મકાનમાં થયો હતો. તેમની જન્મતિથિ વિશે સર્વસંમત કોઈ વિચાર મળતો નથી. પરંતુ મૂળ નક્ષત્રમાં જન્મ થયો હોવાની ધારણા અનુસાર તેમનો જન્મદિન સંવત ૧૮૮૧, મહા વદ દશમ, શનિવાર-૧૨ ફેબ્રુઆરી, ૧૮૨૫ માનવામાં આવે છે. આર્યસમાજ દ્વારા પણ આ જ દિવસને મહર્ષિ દયાનંદના જન્મદિન તરીકે ઊજવવામાં આવે છે.[૧]

## કરસનજીનો વંશ

સ્વામીજીએ આત્મકથામાં લખ્યું છે : **'મારાથી નાની એક બહેન, તેથી નાનો ભાઈ, ત્યાર પછી એક બહેન અને ભાઈ - એટલે કે મારાથી નાના બે ભાઈઓ અને બે બહેનો હતી.'**

**પૂર્વાશ્રમનું નામ :** સ્વામી દયાનંદ કરસનજી ત્રિવાડીના મોટા પુત્ર હતા. તેમનું મૂળ નામ મૂળશંકર હતું. પરંતુ સૌરાષ્ટ્રમાં મોટે ભાગે બાળકોનું વહાલથી ઉપનામ પણ રાખવામાં આવે છે. એ મુજબ કોઈ કોઈ સ્વામીજીનું નામ દયારામ કે દયાલજી પણ બતાવે છે.

કરસનજીના વંશમાં ઉપર જણાવ્યાં એ પાંચ સંતાનોમાંથી મૂળશંકર ઘરે હતા તે સમયે એક પુત્રીનું કૉલેરાથી મૃત્યુ થઈ ગયું હતું, જેનું વર્ણન આગળ કરવામાં આવશે. આ પુત્રીનું નામ પણ અજ્ઞાત છે. કોઈ લેખકે તેનું નામ રત્નાબહેન બતાવીને ભ્રાંતિ ફેલાવી છે.

કરસનજીના મૂળશંકર ઉપરાંત જે બે પુત્રો હતા તેમાંના એક પુત્રના નામ કે તેના વિશે બીજી કશી જ વિશેષ જાણકારી મળી નથી. એ પુત્રનું મૃત્યુ સંવત ૧૯૧૮માં થયું હતું એમ કહેવામાં આવે છે. કોઈ લેખકે આ પુત્રનું નામ નવલશંકર કલ્પિત કર્યું છે, પરંતુ એ પ્રામાણિક અને માન્ય નથી.

કરસનજીના નાના પુત્રનું નામ વલ્લભજી હતું. મૂળશંકરના ગૃહત્યાગ પછી તેનો વિવાહ કરવામાં આવ્યો હતો અને પુત્રવધૂનું નામ મોંઘીબાઈ હતું. આ વલ્લભનું પણ વિવાહ પછી બે મહિના બાદ મૃત્યુ થઈ ગયું હતું એવું માનવામાં આવે છે.

આમ કરસનજીના વંશમાં (મૂળશંકરના ગૃહત્યાગ પછી) એક માત્ર પુત્રી જ જીવિત રહેલ, જેનું નામ પ્રેમબાઈ હતું. કરસનજીએ પ્રેમબાઈનો વિવાહ ગોંડલ નજીકના ગુંદાળા ગામના બ્રાહ્મણ મંગળજી લીલાધર રાવલ સાથે કરીને તેમને ટંકારા લાવીને પોતાના વારસદાર બનાવ્યા હતા. તેમના વંશમાં મંગળજીના પુત્ર બોઘા, બોઘાના પુત્ર કલ્યાણજી અને કલ્યાણજીના બે પુત્રોમાં એક પોપટલાલ અને

---

૧. ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રીએ 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કી પ્રામાણિક જન્મતિથિ' પુસ્તકમાં વ્યક્ત કરેલ મત અનુસાર સ્વામી દયાનંદની પ્રામાણિક જન્મતિથિ ફાગણ વદ દસમી - ગુજરાતી પંચાંગ અનુસાર મહા વદ દસમી, શનિવાર, વિક્રમ સંવત ૧૮૮૧, તદનુસાર ૧૨ ફેબ્રુઆરી, ૧૮૨૫ છે. પંડિત ભીમસેન શાસ્ત્રીનો મત પણ આવો જ હતો. સાર્વદેશિક સભાએ પણ આ જ જન્મતિથિને માન્ય ઘોષિત કરેલ છે. - સંપાદક

બીજા પ્રાણશંકર હતા. તેમની પાસે કરસનજીની જમીન, જાગીર, ધન-સંપત્તિ વગેરે હતાં. આ બંનેના વંશજો હયાત છે.[૧] આ વંશવૃક્ષ નીચે મુજબ છે :




---

૧. પોપટલાલના પુત્ર જયંતિલાલ અને પ્રાણશંકરના પુત્ર પ્રભુલાલ આ પંક્તિ લેખકના સહપાઠી રહ્યા હતા. - લેખક

૨. જીવાપર નિવાસી વિશ્રામજીના પુત્રનું અને ટંકારા નિવાસી ડોસાજીના પૌત્રનું - બંનેનું નામ કરસનજી જ હોવાથી નામની આ સમાનતાને લીધે ભ્રમિત થઈને કોઈએ મૂળશંકરનો જન્મ ટંકારામાં નહિ પરંતુ પાસેના જીવાપર ગામમાં થયો હતો એવું લખી માર્યું છે. વાસ્તવમાં ટંકારામાં જ સ્વામીજીનો જન્મ થયો હતો. - લેખક

મહર્ષિ દયાનંદના આદ્ય જીવનચરિતકાર બાબુ દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયની શોધના પરિણામે ટંકારા મહર્ષિના જન્મસ્થાન તરીકે સુપ્રસ્થાપિત થયેલ છે. ૧૯૨૬માં ટંકારામાં આયોજિત ટંકારા જન્મ શતાબ્દી મહોત્સવમાં તારીખ ૧૧ ફેબ્રુઆરી, ૧૯૨૬ના રોજ મહર્ષિની સગી બહેન પ્રેમબાઈના પ્રપૌત્ર પોપટલાલ કલ્યાણજી રાવલે તથા મહર્ષિના બાળસખા ઈબ્રાહીમે ઉપસ્થિત વિશાળ જનસમુદાય સમક્ષ આપેલાં વક્તવ્યો બાદ દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયનો એ નિષ્કર્ષ નિર્વિવાદ રૂપે સત્ય પુરવાર થયો છે કે ટંકારા જ મહર્ષિનું જન્મસ્થાન છે. ૧૯૩૦માં મુંબઈથી પ્રકાશિત વિજયશંકર મૂલશંકરે લખેલા ‘દયાનંદ જન્મસ્થાન નિર્ણય તથા ટંકારા શતાબ્દી મહોત્સવ’ નામના પુસ્તકમાં પાન ૨૧-૨૪ પર આ બંનેનાં વક્તવ્યો આપવામાં આવ્યાં છે. ૨૦૧૫માં સત્યાર્થ પ્રકાશન ન્યાસ, કુરુક્ષેત્રથી પ્રકાશિત દયાલ મુનિના હિંદી પુસ્તક ‘ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની’ના પરિશિષ્ટ-૪માં પાન ૧૩૫-૧૪૭ પર પણ સંપાદક ભાવેશ મેરજાએ આ બંને વક્તવ્યો અવિકલ આપ્યાં છે. - સંપાદક

**પ્રારંભિક વિદ્યાધ્યયન :** સંવત ૧૮૮૬માં મૂળશંકર પાંચ વર્ષનો થયો ત્યારે તેને દેવનાગરી અક્ષરો ભણાવવાની શરૂઆત કરવામાં આવી અને કુળની પરંપરા અનુસાર ધર્મશાસ્ત્રના શ્લોકો પણ કંઠસ્થ કરાવવામાં આવ્યા.

**યજ્ઞોપવીત :** સંવત ૧૮૮૯માં મૂળશંકર આઠ વર્ષનો થયો ત્યારે 'अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत्' - એ ગૃહ્યસૂત્ર અનુસાર તેનો યજ્ઞોપવીત સંસ્કાર કરવામાં આવ્યો અને ગાયત્રીમંત્ર તથા સંધ્યા-ઉપાસનાની વિધિ શીખવવામાં આવી.

**વિશેષ અધ્યયન :** કરસનજી સામવેદી હોવા છતાં પરંપરાગત શૈવમતના કટ્ટર અનુયાયી હતા. આથી તેમણે મૂળશંકરને યજુર્વેદ સંહિતાના પઠનનો આરંભ કરાવ્યો અને તેમાં રુદ્રાષ્ટાધ્યાયીનું મહત્ત્વ હોવાથી તેનું વિશેષ અધ્યયન કરાવતા હતા. તે સમયે વ્યાકરણનો થોડો વિષય તથા વેદોનો પાઠ પણ ભણાવવામાં આવતો હતો.

પિતા પોતાનો પુત્ર દૃઢ શૈવ સંપ્રદાયનિષ્ઠ અને કર્મકાંડ અભિમુખ બને એમ ઇચ્છતા હતા. એ માટે તેઓ મૂળશંકરને મંદિરો અને સત્સંગોમાં તેમ જ પોતાના મિત્રોને ત્યાં પોતાની સાથે લઈ જતા હતા અને પોતાની પાસે બેસાડીને તેને શિવપુરાણની કથા પણ સંભળાવતા હતા. કરસનજી પુત્રને માટીનું શિવલિંગ બનાવીને તેનું પૂજન કરવાની પ્રેરણા આપતા હતા અને શિવની ઉપાસના જ સર્વશ્રેષ્ઠ છે તેમ સમજાવતા હતા. શૈવમતના પ્રદોષાદિ સમસ્ત વ્રતોનું પાલન કરવાનું કહેતા હતા. પરંતુ માતા તેનો બચાવ કરતાં કહેતી હતી : 'મૂળશંકર હજુ નાનો છે, તેને સવારમાં નાસ્તો કરવા જોઈએ છે; માટે તે વ્રત-પૂજા નહિ કરી શકે.' પરંતુ પિતા કુળની પરંપરા અનુસાર એ બધું કરવાનો આગ્રહ રાખતા હતા.

આ રીતે મૂળશંકરે સંવત ૧૮૯૪માં ચૌદ વર્ષની કિશોરવય પ્રાપ્ત થતાં સુધીમાં સંપૂર્ણ યજુર્વેદ સંહિતા તથા બીજા વેદોનો પણ કેટલોક પાઠ પૂરો કરી લીધો હતો અને સંસ્કૃતના પ્રવેશદ્વાર એવા વ્યાકરણના શબ્દ-રૂપાવલી વગેરે નાના નાના ગ્રંથોનું અધ્યયન પણ પૂરું કરી લીધું.

## શિવરાત્રિનું વ્રત અને બોધપ્રાપ્તિ

કિશોર મૂળશંકરના જીવનમાં એક અપૂર્વ ક્રાંતિકારી ઘટના બની. એ ઘટના શિવરાત્રિએ ઘટી, જેના કારણે તેને એક વિશેષ બોધ પ્રાપ્ત થયો અને મૂર્તિપૂજા પરથી તેનો વિશ્વાસ હંમેશને માટે ઊઠી ગયો અને તેના મનમાં સાચા શિવનો સાક્ષાત્કાર કરવાની અભીપ્સા જાગી.

સંવત ૧૮૯૪ના મહા વદ ચૌદસના દિવસે મહાશિવરાત્રિનું પર્વ આવ્યું. પિતાએ મૂળશંકરને વ્રત, પૂજા અને ઉપવાસ રાખવા આજ્ઞા કરી. પરંતુ મૂળશંકર પહેલાં તો તૈયાર ન થયો. માતાએ પણ કહ્યું કે, મૂળશંકરથી ઉપવાસ અને રાત્રિભર જાગરણ નહિ થાય. પરંતુ પિતાએ મૂળશંકરને શિવરાત્રિનું વ્રત કરવા કહ્યું અને

તેને આ વ્રતના માહાત્મ્યની કથા સંભળાવી. આ કથા સાંભળીને બાળક મૂળશંકર વ્રત રાખવા તૈયાર થઈ ગયો અને તેણે વ્રતનો આરંભ કર્યો.

શિવરાત્રિની સાંજે ટંકારાની દક્ષિણે દેરીનાકા બહાર આવેલા કુબેરનાથના મંદિરમાં જાગરણ માટે અનેક શિવભક્તો ભેગા થયા હતા. મૂળશંકર પણ પિતાજીની સાથે અહીં આવી પહોંચ્યા. કુબેરનાથનું આ મંદિર સંવત ૧૮૮૭માં કરસનજીએ જ નિર્માણ કર્યું હતું. રાત્રિના પહેલા પહોરની પૂજા થઈ ગઈ. બીજા પહોરની પૂજા પણ થઈ ગઈ. હવે રાત્રિના બાર વાગ્યા. શિવભક્તો એક પછી એક ઝોકાં ખાવા માંડ્યા અને ઊંઘવા લાગ્યા. થોડીવારમાં કરસનજીને પણ ઊંઘ આવી ગઈ. પૂજારીઓ પણ બહાર જઈને સૂઈ ગયા. મૂળશંકર પર પણ નિદ્રાદેવીનું આક્રમણ થયું. પરંતુ વ્રત સફળ રહે અને શિવનાં દર્શન થાય એ માટે અધીરો બનેલો એ બાળ મહાત્મા મૂળશંકર પોતાની આંખે પાણીની છાલકો મારીને સતત જાગતો જ રહ્યો. રાત્રિના આ ગંભીર, નીરવ, નિસ્તબ્ધ, સૂમસામ સમયે આ શિવાલયમાં ફક્ત બે જ જ્યોતિઓ પ્રકાશિત થઈ રહી હતી : એક હતી દીપકની જ્યોત અને બીજી હતી મૂળશંકરના ચિત્તમાં ઝગમગતી જ્યોત. દીપકની જ્યોત તો જ્ઞાનશૂન્ય અને ગ્રહણશક્તિ વગરની હોઈ કોઈ ઘટનાનું પરિણામ આપવાને અસમર્થ હતી. એ તો માત્ર પ્રકાશ ફેંકી શકતી હતી. પરંતુ મૂળશંકરની ચિત્તવૃત્તિની અદ્ભુત જ્યોત જ્ઞાનવાન, ગ્રહણશક્તિ સંપન્ન અને તત્કાળ ઘટનાનું પરિણામ મેળવવાને સમર્થ હતી.

**શિવલિંગ પર ઉંદરોની દોડાદોડી :** મંદિરમાં સંપૂર્ણ નિસ્તબ્ધતા પ્રસરી રહી હતી. એટલામાં મંદિરના દરમાંથી કેટલાક ઉંદરો બહાર આવીને શિવલિંગ પર દોડાદોડી કરવા લાગ્યા. તેના પર ચડીને પ્રસાદ આરોગવા માંડ્યા અને તેને અપવિત્ર કરવા લાગ્યા. મૂળશંકરે આ દૃશ્ય જોયું. જેમ વાદળાંમાંથી છૂટીને આભ અને ધરતીને વારણા લેતી વીજળીનું તાંડવ ખેલાય અથવા શાંત અને સ્થિર સરોવરમાં પવનના તોફાનથી તરંગો ઊઠે, તેમ મૂળશંકરના ચિત્તરૂપી આકાશમાં વિચારોનું તાંડવ મચ્યું, શંકાઓનું તોફાન ઊઠ્યું, પ્રશ્નોની હારમાળા ઊઠી. તેને થયું કે, કથામાં જેનું વર્ણન કરવામાં આવ્યું હતું આ એ જ મહાદેવ છે ? કથાના મહાદેવ તો મનુષ્યની માફક દેવ છે, જે પોઠિયા પર સવારી કરે છે, ખાય છે, પીએ છે, હરેફરે છે, કૈલાસવાસી છે, વરદાન અને શ્રાપ આપે છે. એ તો દેવોનો દેવ મહાદેવ છે. મહાદેવ તો કામારિ, ત્રિપુરારિ, નીલકંઠ, જટાધારી, ડમરુ વગાડી તાંડવ ખેલનાર, ધનુષધારી, દૈત્યોનો નાશ કરનાર, ગળામાં ખોપરીની અને સર્પની માળા ધારણ કરનાર મહાસમર્થ છે. શું આ મૂર્તિ કે જેની પર આ ઉંદરો ફરી રહ્યા છે એ જ પેલા કથામાં વર્ણિત શિવ છે ? મૂળશંકરના મનમાં વિચારોનું

તાંડવ નૃત્ય ચાલ્યું. આમ મૂળશંકરના મનમાં વિચારોની ઊથલ-પાથલ મચી રહી કે, આવો મહાદેવ હોવા છતાં આ નાના ઉંદરોને પણ હટાવી શકતો નથી. તો આ શંકરમાં અને કંકરમાં - પથ્થરમાં કોઈ ભેદ જ ક્યાં રહ્યો ?[૧]

**પિતા પાસે શંકા :** મૂળશંકરે પોતાના મનના વિચારોના સમાધાન માટે પિતાને જગાડ્યા. પરંતુ પિતા પાસે પોતાના પ્રતિભાશાળી પુત્રની આ શંકાનું સમાધાન કયાં હતું ? તેમણે કહ્યું : 'કૈલાસ પર જે મહાદેવ રહે છે તેની મૂર્તિ બનાવીને આવાહન કરીને પૂજા કરવામાં આવે છે. અત્યારે કળિયુગમાં તે શિવનાં સાક્ષાત્ દર્શન થતાં નથી. એટલા માટે પથ્થર વગેરેની મૂર્તિ બનાવીને તેમાં મહાદેવની ભાવના કરીને પૂજા કરવાથી કૈલાસવાસી મહાદેવ પ્રસન્ન થાય છે.' (આત્મકથા) પરંતુ પિતાજીની આ વાતથી મૂળશંકરની શંકાનું સમાધાન ન થયું. તેને થયું કે આમાં જરૂર કંઈક ગરબડ છે. તેથી તેણે સંકલ્પ કર્યો : 'જ્યારે હું એ ત્રિશૂલધારી શિવને પ્રત્યક્ષ જોઈશ ત્યારે જ પૂજા કરીશ, નહિ તો નહિ કરું.' ભૂખ અને નિદ્રાથી સંતપ્ત થયેલા મૂળશંકરે પિતા પાસે ઘરે જવાની આજ્ઞા માગી. પિતાએ તેને સિપાઈને સાથે લઈને ઘરે જવા કહ્યું અને ઘરે પહોંચીને ભોજન કરી ઉપવાસ તોડી વ્રતભંગ ન કરવાની કડક સૂચના પણ આપી.

**વ્રત-ભંગ :** પરંતુ મૂળશંકરને સખત ભૂખ લાગી હતી. આથી તેણે માતા પાસે ભોજનની ઈચ્છા વ્યક્ત કરી. માતા તો પહેલેથી જ મૂળશંકરને વ્રત-ઉપવાસ કરાવવાના પક્ષમાં ન હતી. તેણે મીઠાઈ આપી અને પિતાને ઉપવાસ તોડ્યાની જાણ ન કરવા મૂળશંકરને તાકીદ કરી. મૂળશંકર ભોજન કરીને રાત્રે એક વાગ્યે

---

૧. કચ્છી લોકસાહિત્યકાર કવિ દુલેરાય કારાણીએ મૂળશંકરના ચિત્તની આ અવસ્થાનું વર્ણન કરતાં લખ્યું છે :

*શંકર કો મૂલ દેખ, કંકર કે મૂલ,*
*મૂલશંકર લગત મૂલ શોચન શંકર કો.*
*કહા યહી દેવન કો, દેવ મહાદેવ આપ ?*
*યહી નીલકંઠ, વઈકુંઠ કો વિહારી હૈ ?*
*અનાથોં કો નાથ આપ, એસો હૈ અનાથ ?*
*ડાક-ડમરુ કે સાથ જો પિનાક હસ્તધારી હૈ ?*
*કાલ હુ કો કાલ, રૂંઢમાલ જટાધારી કહા,*
*યહી હૈ કામારિ જાકો નેત્ર પ્રલેકારી હૈ ?*
*શંકર કો મૂલ, મૂલશંકર શોચત મહા-*
*ત્રિશૂલ કો ધારી કહા યહી ત્રિપુરારિ હૈ ?*
(દયાનંદ બાવની, પાન ૩, બીજી આવૃત્તિ) - લેખક

સૂઈ ગયો અને સવારે આઠ વાગે ઊઠ્યો. પિતાને સવારે વ્રત ભંગ કર્યાની જાણ થતાં જ તેઓ મૂળશંકર પર ગુસ્સે થયા. પરંતુ માતા અને કાકાએ તેમને શાંત પાડ્યા. મૂળશંકરને મૂર્તિપૂજા અને વ્રત-ઉપવાસ પર હવે કોઈ જ શ્રદ્ધા કે વિશ્વાસ રહ્યો ન હતો. તેથી તેમણે કાકાના માધ્યમથી તેમાંથી મુક્તિ મેળવી લીધી. તેણે શાસ્ત્ર અધ્યયનમાં એકાગ્ર થઈને એક પંડિત પાસે નિઘંટુ, નિરુક્ત, પૂર્વમીમાંસા તથા કર્મકાંડના ગ્રંથોનો અભ્યાસ કર્યો.

**બોધ-પ્રાપ્તિ :** શિવરાત્રિની આ ઘટના મૂળશંકરના જીવનમાં એક મહાન પરિવર્તનનું કારણ બની.[૧] મૂળશંકરની નાનપણથી જ પ્રકૃતિ હતી કે કોઈ વાત 'बाबा वाक्यं प्रमाणम्' કરીને એટલે કે આંખ મીંચીને માની ન લેવી. દરેક વાતને પ્રમાણની એરણ પર તર્કના હથોડાથી ટીપવી અને પરીક્ષણને અંતે જે અસત્ય, નિઃસાર, નિઃસત્ત્વ અને અર્થહીન જણાય તેનો ત્યાગ કરવો અને જે સત્ય ઠરે તેનો સ્વીકાર કરવો એ જ તેમનું જીવનદર્શન બની રહ્યું. આ જીવનદર્શનને કારણે જ તેઓ સમાજ અને દેશમાં બુદ્ધિવાદ અને તાર્કિકતાનું સ્થાપન કરી શક્યા અને એક યુગપ્રર્વતક તથા વેદોદ્ધારક રૂપે આદર પામ્યા. શિવરાત્રિની આ ઘટનાએ મૂળશંકરને સાચા શિવનાં - પરમાત્માનાં દર્શન કરવા હડસેલો મારીને બેઠો કર્યો. તેમને સાચા શિવને મેળવવાની ધૂન જાગી, જાણે અલખની ધૂણીના દેવતા પરની રાખને ફૂંક મારતાં તેનું પડળ ઊડી જાય, તેમ બાળ મહાત્મા મૂળશંકરના આત્મા આડેના પડળ પર શિવરાત્રિએ ફૂંક મારીને દયાનંદ બનાવ્યો.[૨]

---

૧. કોઈ કોઈ વાર કેટલાક મૂર્તિપૂજાનું સમર્થન કરનારા લોકો દ્વારા સ્વામી દયાનંદના જીવનમાં બનેલા આ મહત્ત્વપૂર્ણ પ્રસંગની ઐતિહાસિકતાને નકારવાના પ્રયત્નો પણ કરવામાં આવે છે. સ્વાધ્યાય પરિવારના સ્થાપક શ્રી પાંડુરંગ શાસ્ત્રી આઠવલેના 'સંસ્કૃતિ-પૂજન' નામના પ્રવચન પુસ્તકના 'મૂર્તિપૂજા' પ્રકરણમાં આવો જ પ્રયાસ કરવામાં આવ્યો હતો, જેમાં સ્વામીજીના આ શિવરાત્રિ પ્રસંગને એક જોડી કાઢેલી વાર્તા લખવામાં આવી હતી. પરંતુ ભરૂચ આર્યસમાજના પ્રયત્નોના પરિણામે 'સંસ્કૃતિ-પૂજન'ની ઓગસ્ટ ૧૯૯૬માં પ્રકાશિત સત્તરમી આવૃત્તિમાં પ્રકાશક સંસ્થા સદ્‌વિચાર દર્શને તેનાં પાન ૨૧૭-૨૧૮માં સ્વામી દયાનંદનો ઉલ્લેખ ધરાવતી વીસેક પંક્તિઓ કાઢી નાખીને થોડું સંશોધન કરી લીધું છે. સદ્‌વિચાર દર્શને ૩૧ ઓક્ટોબર, ૧૯૯૬ના પત્ર સહિત આ સંશોધિત આવૃત્તિની એક પ્રત આર્યસમાજ ભરૂચને સાભાર મોકલી હતી. - સંપાદક

૨. પંડિત નારાયણ પ્રસાદ બેતાબ નામના કવિએ શિવરાત્રિને સંબોધીને કહ્યું છે :

*સુન અય શિવરાત્રિ અગર તૂ ન હોતી,*
*તો મિલતા ન હમ કો દયાનંદ સા મોતી;*
*અગર ચૂહોં ને ગરબડ કી ન હોતી,*
*તો જલતી ન જગ મેં વેદોં કી જ્યોતિ.* - લેખક

# વૈરાગ્ય

**બહેનનું મૃત્યુ :** શિવરાત્રિની ઘટના પછી બે વર્ષે એટલે કે સંવત ૧૯૯૬માં કે જ્યારે મૂળશંકરનું સોળમું વર્ષ ચાલતું હતું ત્યારે તેમનાથી બે વર્ષ નાની બહેન મૃત્યુ પામી. મૂળશંકર એ રાતે કુટુંબના અન્ય સભ્યોની સાથે ગામમાં આયોજિત તરગાળાના નાચવા-ગાવાનો કે નાટકનો કાર્યક્રમ જોવા ગયા હતા. ત્યારે તેમના ઘરનો એક નોકર દોડતો આવ્યો અને તેઓને બહેનને કૉલેરા થઈ ગયા હોવાની જાણ કરી. આથી બધા તરત જ ઘરે દોડી ગયા. ત્યાં પહોંચીને જોયું તો બહેન બેસુધ અને અવાક્ પડી હતી. તરત જ વૈદ્યને બોલાવીને અનેક ઉપચારો કરવામાં આવ્યા. પરંતુ ચાર જ કલાકમાં વહાલી બહેન મૃત્યુ પામી. ઘરનાં બધાં જ લોકો શોકસાગરમાં ડૂબી ગયાં.

મૂળશંકરે આટલા નજીકથી મૃત્યુને પહેલી જ વાર જોયું હતું. જ્યારે એક બાજુ આખો પરિવાર રોકકળ, કરુણ ક્રંદન અને કલ્પાંત કરી હીબકાં ભરી રહ્યો હતો, આંસુ વહાવી રહ્યો હતો, ત્યારે મૂળશંકર બહેનની પથારી પાસે દીવાલના ટેકે ગમગીન અને ભયભીત બનીને ઊભા હતા. તેમના મનમાં 'મૃત્યુ એટલે શું ? શું બધાને આ રીતે મરવું જ પડશે ? શું હું પણ આ રીતે એક દિવસ મૃત્યુ પામીશ ? શું આ શરીર ક્ષણભંગુર છે ? શું મૃત્યુથી બચવાનો કોઈ ઉપાય નથી ?' - આવા પ્રશ્નોની શૃંખલા ચાલી.

મૂળશંકરનું મન વિચારોનાં વમળમાં પવનના તોફાનમાં સૂકું પાંદડું ઊડે તેમ ઊડી રહ્યું હતું અને તેઓ જડ મૂર્તિની સમાન સ્તબ્ધ ઊભા હતા. તેમની આંખોમાંથી આંસુનું એક પણ ટીપું નીકળ્યું નહિ. તેમની આવી દશા જોઈને પિતા, માતા અને સગાસંબંધીઓએ તેમને પથ્થર-હૃદય કહ્યા અને ત્યાંથી દૂર જઈને સૂઈ જવા માટે કહ્યું. પરંતુ મૃત્યુના દૃશ્યે કિશોર મૂળશંકરને ભયભીત કરી દીધા હતા અને તેઓ ઊંઘમાં પણ ભયથી ધ્રૂજીને જાગી જતા હતા. કારણ કે મૃત્યુનો ભય તો વિદ્વાનોને પણ સતાવતો હોય છે. તેથી મહર્ષિ પતંજલિએ પણ કહ્યું છે : 'स्वरसवाही विदुषोऽपि तथा रूढोऽभिनिवेशः' (યોગદર્શન ૨.૯). સ્વામીજીએ આત્મકથામાં લખ્યું છે : **'એ જ સમયથી મારા મનમાં વૈરાગ્યનું મૂળ પડી ગયું.'** મૃત્યુ પછીના દિવસોમાં જ્યારે સગાસંબંધીઓ રિવાજ મુજબ સહાનુભૂતિ પ્રગટ કરવા આવતાં અને રોકકડ કરતા ત્યારે પણ મૂળશંકર એક વાર પણ રડ્યા નહિ. આથી બધા તેમને ધિક્કારતા હતા. પરંતુ તેઓ તો સદાને માટે રડવાથી બચવાના ઉપાય વિચારી રહ્યા હતા.

મૃત્યુની આ ઘટનાથી જેમ કાળમીંઢ શિલાને અથડાઈને નદીનો પ્રવાહ બદલાઈ જાય તેમ મૂળશંકરનું મન મૃત્યુના ક્લેશથી છૂટવાના વિચારોના ચકરાવે ચડ્યું. તેમના કિશોર હૃદયમાં વૈરાગ્યની ચિનગારી પ્રજળી ઊઠી. સદા સર્વદા મૃત્યુના દુઃખમાંથી મુક્ત થવાના ઉપાયની શોધમાં તેમનાં રાત-દિવસ પસાર થવાં માંડ્યાં. પરંતુ તેમણે પોતાના મનમા શું ચાલે છે એ કોઈની સામે પ્રગટ કર્યું નહિ.

**કાકાનું મૃત્યુ :** મૂળશંકરના કાકા તેમને અતિ પ્રેમ કરતા હતા. તેઓ ધાર્મિક અને વિદ્વાન હતા. તેમનું નામ હજુ સુધી જાણી શકાયું નથી, પરંતુ કેટલાક લેખકોએ તેમનું નામ માવજી કલ્પિત કર્યું છે, જે અપ્રમાણિત હોવાથી સાચું નથી. મૂળશંકર સંવત ૧૮૯૯માં ૧૯ વર્ષના યુવક હતા ત્યારે તેમના આ અતિ પ્રિય કાકાને પણ કૉલેરા થઈ ગયો. તેઓ મરણપથારીએ પડ્યા હતા. લોકો તેમની નાડી જોઈ રહ્યા હતા. કાકાએ મૂળશંકરને બોલાવ્યો અને પોતાની પાસે બેસાડ્યો. મૂળશંકર તરફ જોઈને તેમની અશ્રુધારા વહેવા લાગી. કાકાની આ અવસ્થા જોઈને મૂળશંકરથી પણ રહેવાયું નહિ. તેઓ કરુણ ક્રંદન કરવા લાગ્યો. આત્મકથામાં લખ્યું છે : **‘મને પણ એ સમયે બેસુમાર રડવું આવ્યું. રડી રડીને મારી આંખો સૂજી ગઈ. એટલું રડવું મને ક્યારેય નહોતું આવ્યું.’**

**અમરપદની ધારાઓ :** મૂળશંકરના મનમાં શિવરાત્રિની ઘટના ઘોળાતી હતી. ત્યાં વહાલી બહેનને મોતનું ખપ્પર ભરખી ગયું. મોત એટલે શું ? - મનમાં એ વિચારોની ઊથલ-પાથલ ચાલતી હતી એટલામાં પોતાને બહુ જ વહાલ કરનાર કાકાનું મૃત્યુ થયું. આ ઘટનાઓથી મૂળશંકર મૃત્યુનો ભેદ ઉકેલવાના અને મૃત્યુંજય બનવાના વિચારોમાં ગરકાવ થઈ ગયા.

શિવરાત્રિએ મૂળશંકરના મનમાં સાચા શિવનાં દર્શનનો તણખો પેટાવ્યો. એ તણખાને બહેન અને કાકાનાં મૃત્યુએ વૈરાગ્યની હવા ફૂંકી. તેમના ચિત્તમાં રાજકુમાર સિદ્ધાર્થ (બુદ્ધ)ની માફક વૈરાગ્યનો હુતાશન ભડભડવા માંડ્યો. વિરક્તિના કુંડમાં ઘીની ધારાઓ પડી. મૃત્યુંજયી બનવાના વિચારોની જ્વાળાઓ દાવાનળ બની ઊઠી. તેમના ચિત્તમાં અમરપદની ધારાઓ વહેવા માંડી.

મૂળશંકરે પોતાના આ વિચારો માતા-પિતા સમક્ષ ક્યારેય પ્રગટ ન કર્યા. પરંતુ કેટલાક મિત્રો અને પંડિતોને અમર થવાનાં ઉપાયો પૂછતાં તેઓએ યોગાભ્યાસને જ આ માટેનો ઉપાય બતાવ્યો. આથી મૂળશંકરના મનમાં ગૃહત્યાગ કરવાનો વિચાર ધીરે ધીરે જોર પકડવા માંડ્યો. માતા-પિતા તેમની આવી મનોદશા જોઈને તેમને વિવાહના બંધનમાં બાંધી દેવાની તૈયારી કરવા લાગ્યાં. પરંતુ મૂળશંકરે પોતાના કેટલાક ખૂબ જ નજીકના મિત્રો દ્વારા માતા-પિતાને સમજાવીને વિવાહનો

પ્રસંગ એક વર્ષ માટે રોકાવી રાખ્યો. ત્યારે મૂળશંકર વીસ વર્ષ પૂરાં કરીને એકવીસમા વર્ષની યુવાનીમાં પ્રવેશ કરી રહ્યા હતા.

**ભણવા માટે કાશી જવાનો પ્રસ્તાવ :** મૂળશંકરે પિતા સમક્ષ વ્યાકરણ, જ્યોતિષ, વૈદક વગેરેના અધ્યયન માટે કાશી મોકલવાનો પ્રસ્તાવ મૂક્યો. પરંતુ માતા-પિતા અને કુટુંબીજનોએ તેની સંમતિ આપી નહિ. તેઓએ કહ્યું : 'કન્યાનાં માતા-પિતા આવતા વર્ષે વિવાહ કરવાની ઉતાવળ કરી રહ્યાં છે; આથી હવે કાશી અભ્યાસ કરવા જવાની જરૂર નથી, ઘરે રહીને જ અભ્યાસ કરો.' જ્યારે મૂળશંકરે આગ્રહ કર્યો ત્યારે હંમેશાં પોતાનો પક્ષ લેનારી માતા પણ તેમને કાશી મોકલવાની વાતમાં સંમત ન થઈ; કારણ કે તેને પોતાનો આ પુત્ર કાશી જઈને વૈરાગી થઈ જશે એવો ડર હતો. પિતા મૂળશંકરને ગૃહકાર્યમાં જોતરવા અને જમીનદારીનું કામ સોંપવા ઇચ્છતા હતા, પરંતુ મૂળશંકરે એ માટે તૈયાર ન થયા.

મૂળશંકરે ટંકારાથી ત્રણ ગાઉ દૂર પોતાની જમીનદારીના ગામમાં એક વિદ્વાન પંડિત હતા તેમની પાસે વિદ્યાધ્યયન માટે મોકલવા કહ્યું. તેમાં સંમતિ મળતાં તેઓ હવે એ પંડિતજીની પાસે જઈને અભ્યાસ કરવા લાગ્યા. ત્યાં એક દિવસ તેમણે વાર્તાલાપ દરમિયાન જણાવ્યું કે પોતે વિવાહ કરવા ઇચ્છતા નથી. આ પંડિતે તેમના મનની આ વાત તેમના પિતાજીને જણાવી. આથી પિતાએ પુત્રને ઘરે પાછો બોલાવી લીધો અને તેઓ તેમના વિવાહની તૈયારી કરવા લાગ્યા. ત્યારે મૂળશંકરને એકવીસમું વર્ષ પૂરું થઈ ગયું હતું. આ રીતે જ્યારે વિવાહની તૈયારી થઈ રહી હતી અને એક મહિનામાં વિવાહ થવાનું નિશ્ચિત હતું ત્યારે તેમની પાસે ગૃહત્યાગ કરવા સિવાય બીજો કોઈ વિકલ્પ ન હતો.

• • •

: ૨ :

# ગૃહત્યાગ અને સંન્યાસ

સંવત ૧૯૦૩માં મૂળશંકરે બાવીસમા વર્ષમાં પ્રવેશ કર્યો. મદમાતી, ઊભરાતી, ઊછળતી ભરજુવાની અને છલકતા વૈરાગ્યમાં તેઓ સાચા શિવને શોધવા અને અમરપદ પ્રાપ્ત કરવા એક દિવસ સાંજે પોતાના ઘરેથી નીકળી રહ્યા છે.

મૂળશંકર માતા-પિતાની વાત્સલ્યમય ગોદમાંથી જગત-પિતા અને જગત-માતાની ગોદમાં બેસવા અને ભાઈ, બહેન, સગાંસંબંધીઓ અને મિત્રોનાં બંધન તોડીને જગત-બંધુ અને જગત-સખા સાથે પોતાનો સંબંધ જોડવા સદાને માટે ઘરેથી નીકળી રહ્યા છે. તેઓ ઋષિની પદવી પ્રાપ્ત કરવા સાંસારિક ગૃહને તિલાંજલિ આપીને આત્માના અવિનાશી ગૃહ અને બ્રહ્મલોકની ખોજ કરવા નીકળી રહ્યા છે.

**ગૃહત્યાગ :** મૂળશંકરે ટંકારા ગામ છોડ્યું, ઘર છોડ્યું, જાગીર છોડી. ધન-સંપત્તિ, સુંદર-સુમધુર ભોજન અને સુખને અલવિદા કર્યું. વાત્સલ્યમૂર્તિ માતા-પિતા, સ્નેહલ બહેન અને પ્રેમાળ ભાઈઓનો સંબંધ સદાને માટે છોડ્યો. જગતની મોહજાળ તોડીને, સંસારી સંબંધ-બંધન તોડીને વૈરાગ્યના કઠિન માર્ગનું અવલંબન કરી મૃત્યુંજય બનવા નીકળેલા આ યુવાન મૂળશંકરના ગૃહત્યાગનું દૃશ્ય કેવું અદ્‌ભુત રહ્યું હશે !

જેમ પિંજરે પડેલો વનરાજ કેસરી પિંજરું તોડીને જંગલ ભણી છલાંગો ભરવા માંડે, જેમ પિંજરે પુરાયેલો રાજહંસ પિંજરાનું દ્વાર ખૂલતાં જ માનસરોવરના પથ પર ધસવા માંડે, તેમ માતા-પિતાના પ્રેમપિંજરમાંથી છૂટીને મૂળશંકર પણ સાચા શિવને શોધવા, મૃત્યુંજય બનવા જંગલની વાટે નીકળી પડ્યા. તેઓ હવે અરણ્યને વીંધતા, વિઘ્નોને ફંગોળતા, ગામોને ઓળંગતા સત્‌ધામના કેડે ડગલીઓ માંડી રહ્યા છે.

**પહેલી રાત :** મૂળશંકરે સાંજે ઘર છોડ્યું અને ટંકારાથી ચાર ગાઉ દૂર કોઈ એક ગામમાં પહેલી રાત પસાર કરી.[૧]

**બીજી રાત્રિ :** મૂળશંકર પહેલી રાત્રિનો એક પહોર એટલે કે ત્રણ કલાક બાકી હતા ત્યારે ઊઠીને બીજા દિવસે પોતાને કોઈ પરિચિત મળે અને ઓળખી ન જાય એ માટે જાણીતાં ગામ અને સડકનો માર્ગ છોડીને આડાઅવળા રસ્તે પંદર ગાઉ ચાલ્યા. છતાં ટંકારાથી દસ ગાઉ દૂર આવેલા એક ગામના હનુમાનના મંદિરમાં નિવાસ કર્યો, એવું તેમણે આત્મકથામાં લખ્યું છે.[૨]

**ત્રીજો દિવસ :** મૂળશંકરના ગૃહત્યાગ પછી તેમના પિતા દ્વારા તેમની શોધખોળ ચાલી રહી હતી. ત્રીજા દિવસે મૂળશંકરને કોઈ રાજ્યના નોકર પાસેથી સાંભળવા મળ્યું કે તેમને શોધવા માટે કેટલાક ઘોડેસવારો અને પગપાળા માણસો અહીં સુધી આવ્યા હતા.

---

૧. સ્વામીજીએ પોતાની આત્મકથામાં આ પહેલી રાત ક્યા ગામે કે સ્થાને પસાર કરી હતી એ વિશે કોઈ નિર્દેશ કર્યો નથી. પરંતુ ગૃહત્યાગ પછી મોરબી રાજ્યની સરહદમાં તેમને કોઈ ઓળખી ન જાય એ માટે ટંકારાથી ચાર ગાઉ દૂર કે જ્યાંથી વાંકાનેર રાજ્યની હદ શરૂ થઈ જતી હતી, ત્યાંના કોઈ ગામમાં તેમણે આ રાત પસાર કરી હોવી જોઈએ. કોઈ લેખકે મૂળશંકરે આ રાત મોટા રામપુર (રામપર) ગામના હનુમાન મંદિરમાં પસાર કરી એમ લખ્યું છે. પરંતુ આ વાત યુક્તિયુક્ત નથી અને ભૌગોલિક દૃષ્ટિએ પણ યોગ્ય નથી. રામપુર ટંકારાથી અઢી ગાઉ દૂર છે. આ પંક્તિ લેખકે રામપુર જઈને શોધ કરતાં જોયું કે એ હનુમાન મંદિર એટલું નાનું છે કે તેમાં બેસવાની જગ્યા નથી. સૂવાની તો કલ્પના પણ કરી શકાય તેમ નથી. આના વિસ્તૃત વર્ણન માટે વેદવાણી માસિક પત્રિકાનો જાન્યુઆરી ૧૯૮૬નો દયાનંદ વિશેષાંક દ્રષ્ટવ્ય છે. – લેખક

લેખકના હિંદી પુસ્તક 'ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની' (સંપાદક : ભાવેશ મેરજા)ના નવમા પ્રકરણમાં આ વિશે વિશદ વિવેચના કરવામાં આવી છે. – સંપાદક

૨. સ્વામીજીની આત્મકથા અનુસાર તેમનું ગંતવ્ય સ્થાન સાયલા હતું. ટંકારાથી ૧૦ ગાઉ દૂર વચ્ચેનાં ગામ અને હનુમાનનાં મંદિરોની શોધખોળ કરવા આ લેખકે પ્રવાસ કરીને આજુબાજુનાં સાત જૂનાં હનુમાનનાં મંદિરોની તપાસ કરી છે. તેમાં વાંકાનેરથી સાયલા જતાં બે ગાઉ પર કેરાળા નામનું ગામ છે. તેની વચ્ચે મચ્છુ નદીના સામા કાંઠે 'લુણસરિયા' ગામ છે. એ ગામમાં નદીના કાંઠે 'રાણીમાના હનુમાન'નું મંદિર છે. આથી સ્વામીજીની આત્મકથાના વર્ણન અનુસાર આ લુણસરિયા ગામના રાણીમાના હનુમાન મંદિરમાં તેમણે રાત્રિ પસાર કરી હોવી જોઈએ. આનું વિસ્તૃત વર્ણન વેદવાણી માસિકના જાન્યુઆરી ૧૯૮૭ના વિશેષાંક-૪માં દ્રષ્ટવ્ય છે. – લેખક

લેખકના હિંદી પુસ્તક 'ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની'ના દસમા પ્રકરણમાં આ વિશે વિશદ વિવેચના કરવામાં આવી છે. – સંપાદક

**ઠગ સાધુઓનો મેળાપ :** મૂળશંકરની પદયાત્રા આગળ ધપી રહી હતી. તેમને રસ્તામાં કેટલીક મૂર્તિઓ રાખીને બેઠેલા વેશધારી ઠગ વૈરાગીઓની એક મંડળી મળી. મૂળશંકરના હાથમાં સોનાની વીંટીઓ વગેરે આભૂષણો જોઈને એ લોકોએ તેમને ચીડવ્યા : 'વાહ ! વૈરાગી બનવા નીકળ્યો છે અને આંગળીઓમાં તો સોનાની વીંટીઓ પહેરી રાખી છે ! તારી પાસે જે કંઈ છે તેનો ત્યાગ કરી દે તો જ સાચો વૈરાગી કહેવાઈશ.' આ ટકોર સાંભળીને મૂળશંકરે પોતાના હાથમાં પહેરેલી ત્રણેય વીંટીઓ અને બીજું જે કંઈ તેમની પાસે હતું એ બધું જ તેઓને આપી દીધું અને આગળ ચાલવા માંડ્યા. આ વેષધારી ઠગ સાધુઓને ક્યાં ખબર હતી કે આ જ યુવક ભવિષ્યમાં એમના જેવા ધર્મની દુકાનદારી ખોલીને લૂંટ ચલાવનારાઓની પોલ ખોલવાનો છે !

**સાયલા :** મૂળશંકરે સાંભળેલું કે સાયલામાં લાલા ભગત રહે છે અને ત્યાં તેમની જગ્યા છે. આથી થયું કે ત્યાં કોઈ સાધુ-સંત અને યોગી મળશે કે જેમની પાસેથી યોગસાધના શીખવાથી પોતાનું ધ્યેય સિદ્ધ થઈ શકશે. આવું વિચારીને મૂળશંકર સાયલા પહોંચ્યા.

**ભૂતનો ડર :** મૂળશંકર સાયલામાં લાલા ભગતની જગ્યામાં એક રાતે ઝાડ નીચે બેસીને સાધના કરી રહ્યા હતા ત્યારે ઝાડ પર પક્ષીઓનો ઘૂ-ઘૂ એવો વિચિત્ર અવાજ સંભળાયો. તેમણે નાનપણમાં ભૂતપ્રેતની વાતો સાંભળેલી. તેથી ભૂતના ડરથી તેઓ મઠની અંદર ચાલ્યા ગયા.[૧]

**બ્રહ્મચારી શુદ્ધચૈતન્ય :** સાયલામાં મૂળશંકરને એક બ્રહ્મચારી મળ્યા, જેમનું નામ અજ્ઞાત છે. તેમણે મૂળશંકરને નૈષ્ઠિક બ્રહ્મચારી થઈ જવા પ્રેરિત કર્યા. તેમની પાસે બ્રહ્મચર્યની દીક્ષા લઈને મૂળશંકરે ભગવાં વસ્ત્રો અને તુંબીપાત્ર ધારણ કર્યાં અને **'શુદ્ધચૈતન્ય'** એવું નવું નામ પણ ધારણ કર્યું. મૂળશંકર હવે બ્રહ્મચારી શુદ્ધચૈતન્ય બન્યા.

સાયલામાં તેમની ઇચ્છા મુજબ યોગાભ્યાસની કોઈ પ્રાપ્તિ થઈ નહિ; કારણ કે લાલા ભક્ત (સંવત ૧૮૫૬-૧૯૧૮) યોગી ન હતા. તેઓ નામ-જપ કરતા, કંઠી ધારણ કરતા, માળા ફેરવવા, ભજન ગાતા અને ભક્ત ગણાતા હતા.[૨]

---

૧. સ્વામીજીએ સત્યાર્થપ્રકાશના બીજા સમુલ્લાસમાં ભૂત-પ્રેતના અંધવિશ્વાસનું ખંડન કર્યું છે અને માતા-પિતાને માટે લખ્યું છે : 'જે જે વિદ્યા-ધર્મની વિરુદ્ધ ભ્રાંતિજાળમાં નાખનારા વ્યવહાર છે, તેનો પણ (પોતાનાં સંતાનોને) ઉપદેશ કરી દેવો કે જેથી ભૂત-પ્રેત વગેરે મિથ્યા વાતો પર વિશ્વાસ ન થાય.' - સંપાદક

૨. લેખકના હિંદી પુસ્તક 'ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની'ના અગિયારમા પ્રકરણમાં આ વિશે વિશદ વિવેચના કરવામાં આવી છે.- સંપાદક

શુદ્ધચૈતન્યને આ જગ્યાએ બીજા કોઈ યોગીનો મેળાપ પણ થયો નહિ. તેથી અહીં તેમને કશું વિશેષ પ્રાપ્ત થયું નહિ. સ્વામીજીએ આત્મકથન (ઉપદેશ-મંજરી અથવા પૂના-પ્રવચન)માં લખ્યું છે : 'ત્યાં (સાયલામાં) મને શાંતિ પ્રાપ્ત ન થઈ.' આથી સાયલામાં થોડા દિવસ નિવાસ કરીને તેમણે ત્યાંથી પ્રસ્થાન કર્યું.[1]

**કોઠ-ગાંગડ :** સાયલામાં થોડો સમય નિવાસ કરીને શુદ્ધચૈતન્ય અમદાવાદ નજીક કોઠ-ગાંગડ આવ્યા. અહીં એક જગ્યાએ ઘણા વૈરાગીઓ રહેતા હતા, જેઓના ફંદામાં કોઈ એક રાણી ફસાઈ હતી. આ વૈરાગીઓ શુદ્ધચૈતન્યને પણ પોતાની જમાત અને માયાજાળમાં ફસાવવા માંગતા હતા. તેઓ તેમનાં વસ્ત્રો જોઈને તેમની મશ્કરી કરવા લાગ્યા. આથી તેમણે પોતાનું રેશમી કોરનું ધોતિયું ફેંકી દીધું અને પોતાની પાસે માત્ર ત્રણ જ રૂપિયા બચ્યા હતા તેમાંથી એક સાદું ધોતિયું ખરીદીને ધારણ કર્યું. તેમણે એ ધૂર્ત વૈરાગીઓની જમાતમાંથી નીકળીને બીજી કોઈ જગ્યાએ રહીને કોઠ-ગાંગડમાં ત્રણ મહિના નિવાસ કર્યો.

**સિદ્ધપુર પ્રસ્થાન :** શુદ્ધચૈતન્યે કોઠ-ગાંગડમાં સાંભળ્યું કે સિદ્ધપુરમાં કારતક સુદ પૂનમે મેળો ભરાવાનો છે. આથી ત્યાં કોઈ યોગી મળી જશે એવી આશાથી તેમણે સિદ્ધપુર તરફ પ્રસ્થાન કર્યું.

**પરિચિત વૈરાગી મળ્યો :** સિદ્ધપુરના રસ્તે તેમને ટંકારા બાજુના ગામનો એક વૈરાગી મળ્યો, જે તેમના કુટુંબથી પરિચિત હતો. તેની સાથેના વાર્તાલાપમાં શુદ્ધચૈતન્યે પોતાના ગૃહત્યાગ અને ત્યાર પછીની બધી વાતો જણાવી અને અહીંથી પોતે સિદ્ધપુરના કાર્તિકી મેળામાં જઈ રહ્યા છે એ પણ જણાવ્યું.

**સિદ્ધપુરમાં સત્સંગ :** શુદ્ધચૈતન્યે સિદ્ધપુર પહોંચીને નીલકંઠ મહાદેવના મંદિરમાં નિવાસ કર્યો.[2] વૈરાગ્યના પાકા રંગમાં રંગાયેલ શુદ્ધચૈતન્ય ભવભય-ભંજની ભગવતી યોગવિદ્યા અને અમરપદનો માર્ગ મળી જાય એ માટે અહીં ભેગા થયેલા સંન્યાસીઓ, બ્રહ્મચારીઓ, પંડિતો અને મહાત્માઓની પાસે જિજ્ઞાસુ બનીને સત્સંગ કરવા લાગ્યા.

---

૧. કોઈ લેખકે મૂળશંકર સાયલામાં દોઢ મહિનો રહ્યા હતા એવી કલ્પના કરી છે, પરંતુ આ વાત પ્રામાણિક નથી. મેં સ્વયં સાયલા જઈને શોધખોળ કરી હતી, પરંતુ આવી કોઈ માહિતી મળી નથી. આ વિશે વધુ જાણવા માટે 'વેદવાણી'નો જાન્યુઆરી ૧૯૮૬નો દયાનંદ વિશેષાંક-૩ દ્રષ્ટવ્ય છે. - લેખક

આ ઉપરાંત લેખકના હિંદી પુસ્તક 'ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની'ના અગિયારમા પ્રકરણમાં પણ આ વિશે વિશદ વિવેચના કરવામાં આવી છે. - સંપાદક

૨. આ લેખકે ઋષિ દયાનંદના પ્રારંભિક જીવન વિશે શોધકાર્ય કરવા અનેક સ્થાનોનું ભ્રમણ કરીને માહિતી પ્રાપ્ત કરવાનો પ્રયાસ કર્યો હતો, જેમાં આચાર્ય જ્ઞાનેશ્વરજી આર્ય (રોજડ)ની સાથે ૧૦ માર્ચ, ૨૦૦૬ના રોજ સિદ્ધપુરના નીલકંઠ મહાદેવના મંદિરની પણ મુલાકાત લીધી હતી. - લેખક

**પિતાનું આગમન :** સિદ્ધપુરના માર્ગે જે વૈરાગી મળ્યો હતો તેણે ટંકારા કરસનજી ત્રિવાડીને સમાચાર આપ્યા કે, આપનો પુત્ર મને ભગવાં વસ્ત્રોમાં મળેલો અને તે સિદ્ધપુરના મેળામાં ગયો છે. આ જાણીને પિતા તરત જ ચાર સિપાહીઓને સાથે લઈને સિદ્ધપુર પહોંચ્યા અને મેળામાં પુત્રને શોધવા લાગ્યા. એક દિવસ સવારે કેટલાક પંડિતોની વચ્ચે બેઠેલા પુત્રનો ભેટો થઈ ગયો.

**પિતાનો ક્રોધ :** પુત્રને ભગવી કફની પહેરેલો અને તુંબીપાત્ર ધારણ કરેલો જોઈને કરસનજી અત્યંત ગુસ્સે થયા. તેમણે બહુ જ આકરા શબ્દોમાં કહ્યું : 'તું આપણા કુળને કલંક લગાડનારો પેદા થયો છે. તારી માતા રોઈ રોઈને અધમૂઈ થઈ ગઈ છે. તું તેના મોતનું કારણ બનવા જઈ રહ્યો છે', વગેરે. પિતાજીના ક્રોધથી ડરી ગયેલ શુદ્ધચૈતન્ય પાસે માત્ર એક જ ઉપાય હતો. તેમણે ઊઠીને પિતાજીને નમસ્કાર કરીને તેમના પગ પકડી લીધા અને કહ્યું : 'આપ ગુસ્સો ના કરો. હું કોઈ ધુતારાના ભોળવવાથી ચાલ્યો આવ્યો છું અને આથી મને પોતાને પણ ઘણું જ દુઃખ વેઠવું પડ્યું છે. હવે હું ઘરે પાછો ફરવાનો જ હતો ત્યાં આપ આવી ગયા એ બહુ જ સારું થયું. હું હવે આપની સાથે જ ઘરે પાછો આવવા તૈયાર છું.' પરંતુ પિતાનો ક્રોધ શાંત ન થયો. તેમણે પુત્રનાં ભગવાં વસ્ત્રો ફાડી નાખ્યાં, તુંબડું પણ તોડીને ફેંકી દીધું અને ખૂબ જ કઠોર વચન કહ્યાં. ત્યાર બાદ દેશાચાર મુજબનાં શ્વેત વસ્ત્રો પહેરાવીને તેમને પોતાના ઉતારે લઈ આવ્યા.

**નજરકેદ :** પુત્રે અનુનય-વિનયપૂર્વક ઘરે પાછા આવવાનું કહ્યું હોવા છતાંય પિતાએ તેમના વચન પર વિશ્વાસ મૂક્યો નહિ અને એક ક્ષણ માટે પણ તેમને એકલા ન છોડવા સિપાઈઓનો ચોકી-પહેરો ગોઠવી દીધો. રાતે પણ એક સિપાઈ તેમના માથા પર જાગતો રાખીને તેમને નજરકેદ કરી દીધા.

**પિતાનો અંતિમ મેળાપ :** પરંતુ જેટલા પિતા પોતાના પુત્રને ઘરે પાછો લઈ જવા દૃઢ હતા, તેટલા જ શુદ્ધચૈતન્ય પણ પોતાના શિવદર્શન અને મૃત્યુંજય બનવાના સંકલ્પમાં દૃઢ હતા. 'तत्परं पुरुषख्यातेर्गुणवैतुष्ण्यम्' (યોગદર્શન ૧.૧૬) અનુસાર પૂર્વજન્મના સંસ્કારોથી પર એટલે કે ઉત્કૃષ્ટ વૈરાગ્યની કક્ષાએ પહોંચેલો તેમનો આત્મા પિતાની નજરકેદમાંથી ભાગી છુટવા ઇચ્છતો હતો.

પિતાએ નાખેલા આ બંધનમાં બે દિવસ અને બે રાત પસાર થઈ ગયાં. શુદ્ધચૈતન્ય રાતે ઊંઘી જવાનો ડોળ કરીને નસકોરાં બોલાવતા હતા. ત્રીજો દિવસ પસાર થઈ ગયો. રાતના ત્રણ વાગ્યે સિપાઈ બેઠો બેઠો ઝોલે ચડ્યો અને ઊંઘી ગયો. આ તક મળતાં જ શુદ્ધચૈતન્ય કોઈ જોઈ જાય તો 'લઘુશંકા માટે જાઉં છું' તેમ કહી શકાય એ માટે એક લોટો લઈને ભાગી નીકળ્યા.

શુદ્ધચૈતન્ય ત્યાંથી સતત દોડતાં દોડતાં અડધા ગાઉ દૂર એક બગીચામાં પહોંચ્યા અને પાણીનો લોટો ભરીને ઝાડ પકડીને એક મંદિરના શિખર પર ચડી ગયા અને તેની બખોલમાં અને ઝાડની ઘટામાં છુપાઈને બેસી ગયા અને હવે શું થાય છે તેની પ્રતીક્ષા કરવા લાગ્યા.

આ બાજુ પિતા પુત્રના ભાગી જવાની જાણ થતાં તેમની શોધખોળ કરવા ચારે બાજુ નીકળી પડ્યા. સવારના ચાર વાગ્યે સિપાઈઓ શુદ્ધચૈતન્ય જે બગીચામાં સંતાઈને બેઠા હતા ત્યાં આવીને તપાસ કરવા લાગ્યા અને તેઓએ માળીને પણ પૂછ્યું. આ દૃશ્ય શુદ્ધચૈતન્યની નજર સમક્ષ બની રહ્યું હતું. તેઓ છુપાઈને આ બધું જોઈ રહ્યા હતા. આમ કરસનજીને પુત્ર દૃષ્ટિગોચર થયો નહિ. અંતે નિરાશ થઈને ભગ્ન હૃદયે તેઓ પાછા ચાલ્યા ગયા. પિતા-પુત્રનો આ અંતિમ મેળાપ હતો. સ્વામીજીએ આત્મકથનમાં કહ્યું છે : **'મારા ગામના તથા ઘરના માણસોનો આ છેલ્લો મેળાપ હતો એમ કહું તો ચાલે.'** (ઉપદેશ-મંજરી અથવા પૂના-પ્રવચન)

શુદ્ધચૈતન્યે મંદિરના આ શિખર પર ચુપચાપ કશું હલનચલન કર્યા વિના અને કશું પણ ખાધા વિના માત્ર લોટાના જળનું આચમન કરીને આખો દિવસ પસાર કર્યો. જ્યારે સાંજનું થોડું અંધારું થયું ત્યારે સાત વાગ્યે તેઓ નીચે ઊતર્યા અને સડકનો માર્ગ છોડીને કોઈને પૂછીને બે ગાઉ દૂર એક ગામમાં જઈને વિશ્રામ કર્યો. સવાર પડતાં એ ગામથી પણ પ્રસ્થાન કર્યું.

**રાજકુમાર અને બ્રહ્મકુમાર :** મૂળશંકર અથવા શુદ્ધચૈતન્યને ગૃહત્યાગ કરવા અને વૈરાગ્યના માર્ગે ચાલવા માટે અનેક કષ્ટ સહન કરવાં પડ્યાં. જ્યારે કપિલવસ્તુના યુવરાજ શાક્યસિંહ - સિદ્ધાર્થને ગૃહત્યાગ કરવામાં અને વૈરાગ્યના માર્ગે ચાલવામાં આવાં કષ્ટ સહન કરવાં પડ્યાં નહોતાં. ૨૯ વર્ષના રાજકુમાર સિદ્ધાર્થે ગૃહત્યાગનો નિર્ણય કર્યો ત્યારે પોતાના સારથી અને નોકર છંદક (છન્ન)ને અશ્વ તૈયાર રાખવા આજ્ઞા કરી હતી. જ્યારે તેનાં માતા, પિતા, પત્ની, પુત્ર, નોકર-ચાકર બધાં મધરાતે ઊંઘમાં હતાં ત્યારે તે રાજકુમાર ઊઠીને છંદકને સાથે લઈને કોઈ પણ અવરોધ વિના ઘરેથી નીકળી ગયો હતો. તેના પ્રવ્રજ્યા-માર્ગમાં કોઈ રોકટોક કે અવરોધ ન હતો. આમ ગૌતમ બુદ્ધનો પ્રવ્રજ્યા-માર્ગ કંટકશૂન્ય હતો. જ્યારે ટંકારાના બ્રહ્મકુમાર મૂળશંકરનો ગૃહત્યાગ અને વૈરાગ્ય-માર્ગ બુદ્ધની સરખામણીમાં મુશ્કેલ અને કાંટાળો હતો. છતાંય ઉપર જણાવેલા તમામ અવરોધોની વચ્ચે પણ મૂળશંકર અટલ અને દૃઢ રહ્યા. તેમણે તો ધરતીની પથારી, અંબરનું ઓઢણું અને વિપદાઓનું દૂધપાન કરીને અને કાંટાળા પથને કંડારીને પોતાના સંકલ્પનો દૃઢ નિર્ધાર ચરિતાર્થ કર્યો હતો.

• • •

: ૩ :

# ગુરુ અને યોગીની શોધમાં

**વડોદરા :** (સંવત ૧૯૦૩-૦૪, સન ૧૮૪૬-૪૭) શુદ્ધચૈતન્ય અમૃતની ખોજમાં અમદાવાદ થઈને વડોદરા પહોંચ્યા. ત્યાં ચૈતન્ય મઠમાં શાંકરવેદાંત અથવા અદ્વૈતમતમાં નિષ્ઠા ધરાવતા બ્રહ્માનંદ વગેરે સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓનો મેળાપ થયો. તેમની સાથે સત્સંગ કરવાથી શુદ્ધચૈતન્ય દૃઢ અદ્વૈતવાદી - વેદાંતી થઈ ગયા અને સ્વયંને બ્રહ્મ - 'अहं ब्रह्मास्मि' માનવા લાગ્યા.

**સચ્ચિદાનંદનો મેળાપ :** વડોદરામાં વારાણસીની રહેવાસી એક વૈરાગી બાઈનો આશ્રમ છે, એવું સાંભળીને શુદ્ધચૈતન્ય યોગીની શોધમાં ત્યાં પહોંચ્યા. અહીં સચ્ચિદાનંદ પરમહંસ સાથે તેમનો મેળાપ થયો. તેમની સાથે શાસ્ત્રોના તત્ત્વજ્ઞાન વિશે અનેક પ્રકારની ચર્ચાઓ કરી.

**ચાણોદ-કરનાળી :** સચ્ચિદાનંદ પાસેથી જાણવા મળ્યું કે આજકાલ (સંવત ૧૯૦૪ના ચૈત્રમાં) ચાણોદ-કરનાળીમાં મોટા-મોટા સંન્યાસીઓ, બ્રહ્મચારીઓ અને વિદ્વાન બ્રાહ્મણો રહે છે. આથી શુદ્ધચૈતન્ય ત્યાં ગયા. એ સ્થાન પર દીક્ષિત અને ચિદાશ્રમ વગેરે સંન્યાસીઓ, બ્રહ્મચારીઓ અને પંડિતો સાથે અનેક વિષયો પર વાર્તાલાપ કર્યો. ત્યાં એક પરમાનંદ પરમહંસ નામના મહાત્માની પાસે વેદાંતસાર, આર્યહરિમીડે તોટક, વેદાંત પરિભાષા વગેરે ગ્રંથોનો થોડાક મહિના અભ્યાસ કર્યો. આ રીતે તેમણે શાંકર વેદાંતના પ્રચલિત ગ્રંથોનું અધ્યયન કરીને તેમાં દૃઢ વિશ્વાસ સંપાદિત કર્યો.[૧]

**સંન્યાસ દીક્ષા :** શુદ્ધચૈતન્યનું વિદ્યાધ્યયન ચાલી રહ્યું હતું. પરંતુ બ્રહ્મચર્ય આશ્રમના નિયમ અનુસાર તેમને જાતે રસોઈ કરવી પડતી હતી. આથી શાસ્ત્રોના અધ્યયનમાં મુશ્કેલી પડતી હતી. તેથી તેમણે સંન્યાસ ગ્રહણ કરવાનો સંકલ્પ કર્યો. એ માટે તેમણે પોતાના એક દક્ષિણી પંડિત મિત્ર દ્વારા ચિદાશ્રમ સ્વામીને સંન્યાસની

---

૧. જોકે આગળ જતાં વેદાદિ ગ્રંથોના ગહન અધ્યયન અને ચિંતન બાદ સ્વામી દયાનંદ અદ્વૈતવાદી મટી ઈશ્વર-જીવ-પ્રકૃતિ આ ત્રણ અનાદિ સત્તાઓમાં વિશ્વાસ કરવા માંડ્યા હતા, જેને 'ત્રૈતવાદ' પણ કહેવામાં આવે છે. તેમણે આ વૈદિક દર્શનનું પ્રતિપાદન સત્યાર્થપ્રકાશ તથા વેદાંતિધ્વાંતનિવારણ નામના ગ્રંથોમાં કર્યું છે. - સંપાદક

દીક્ષા આપવા માટે વિનંતી કરાવી. પરંતુ તેઓ બ્રહ્મચારી શુદ્ધચૈતન્ય હજુ યુવક હોવાથી તેમને સંન્યાસ આપવા સંમત ન થયા.

**સ્વામી પૂર્ણાનંદનો મેળાપ :** બે મહિના પછી એક સુયોગ પ્રાપ્ત થયો. દક્ષિણ ભારતના શૃંગેરી મઠથી એક પૂર્ણાનંદ નામના દંડી સ્વામી તથા એક બ્રહ્મચારી આવ્યા. તેઓ દ્વારકા જઈ રહ્યા હતા. તેમણે ચાણોદથી દોઢ ગાઉ દૂર જંગલમાં નિવાસ કર્યો હતો. શુદ્ધચૈતન્ય પેલા દક્ષિણી પંડિત મિત્ર સાથે ત્યાં ગયા. તેમની સાથે શાસ્ત્ર વિષયક વાર્તાલાપ કરવાથી શુદ્ધચૈતન્યને તેઓ વિદ્વાન અને વેદાંતના નિષ્ણાત જણાયા. તેથી પોતાના સંન્યાસ-ગ્રહણના સંકલ્પને પૂર્ણ કરવા તેમને ઉત્કટ ઇચ્છા થઈ. શુદ્ધચૈતન્યે પોતાના પંડિત મિત્ર દ્વારા સંન્યાસની દીક્ષા આપવા માટે સ્વામી પૂર્ણાનંદને વિનંતી કરાવી : 'આ બ્રહ્મચારી અત્યંત સદાચારી, અધ્યયનશીલ અને વૈરાગ્યવાન હોવાથી સંન્યાસ ગ્રહણ કરવા માટે સર્વથા યોગ્ય છે.' સ્વામી પૂર્ણાનંદે બ્રહ્મચારીની યુવાવસ્થા જોઈને પહેલાં તો ના જ પાડી. વળી તેમણે એમ પણ જણાવ્યું : 'હું મહારાષ્ટ્રીય હોવાથી ગુજરાતીને દીક્ષા ન આપી શકું. આથી કોઈ ગુર્જર સંન્યાસી પાસે દીક્ષા લેવી યોગ્ય રહેશે.' આના સમાધાનમાં શુદ્ધચૈતન્યના મિત્રે કહ્યું : 'દક્ષિણી સ્વામીઓ જ્યારે ગૌડ આદિ બંગદેશમાં ઉત્પન્ન થયેલાઓને દીક્ષા આપે છે, તો પછી આ બ્રહ્મચારી તો ગુજરાતી શ્રેષ્ઠ ઔદીચ્ય બ્રાહ્મણ છે, જેની પાંચ દ્રવિડોમાં ગણના કરવામાં આવે છે. પછી શો વાંધો હોઈ શકે ?' આ સમાધાનથી સ્વામી પૂર્ણાનંદ સંમત થયા અને તેમણે ત્રીજા દિવસે શાસ્ત્રોક્ત વિધિથી શુદ્ધચૈતન્યને સંન્યાસ આશ્રમમાં દીક્ષિત કર્યા. તેમના હાથમાં દંડ અને કમંડળ આપી તેમનું **'દયાનંદ સરસ્વતી'** નામ જાહેર કર્યું. આ રીતે પહેલેથી જ ત્રિવિધ એષણાઓથી મુક્ત એવા શુદ્ધચૈતન્ય ચતુર્થ આશ્રમમાં પ્રવેશ કરીને વિશ્વબંધુત્વના શિખર પર બિરાજમાન થયા. સંન્યાસની મર્યાદા અનુસાર દંડ ધારણ કરવામાં અનેક કર્મકાંડ કરવા પડે અને તેથી અધ્યયનમાં સમય ન મળે, એમ વિચારીને દયાનંદે ગુરુની આજ્ઞા લઈને તેઓની સમક્ષ જ દંડ વિસર્જિત કરી દીધો. ત્યાર બાદ સ્વામી પૂર્ણાનંદજી દ્વારકા તરફ ચાલ્યા ગયા.

**વ્યાસ આશ્રમ :** સ્વામી દયાનંદ થોડો સમય ચાણોદ-કરનાળીમાં રહીને વ્યાસ આશ્રમ આવ્યા. અહીં યોગાનંદ નામના એક યોગવિશારદ પાસે થોડો સમય રહીને યોગાભ્યાસ કર્યો.

**શિનોર :** સ્વામીજીએ ત્યાંથી (સંવત ૧૯૦૫માં) શિનોર આવીને કૃષ્ણશાસ્ત્રી નામના વ્યાકરણના વિદ્વાન અને દક્ષિણી ચિતપાવન બ્રાહ્મણ પાસે સંસ્કૃત વ્યાકરણનો થોડો અભ્યાસ કર્યો. ત્યાર પછી ચાણોદમાં રાજગુરુ પાસે વેદોનું અધ્યયન કર્યું. ચાણોદથી વ્યાસ આશ્રમ અને શિનોર અઢાર કિલોમીટર દૂર છે.

**ચાણોદમાં યોગાભ્યાસ :** સંવત ૧૯૦૬. સ્વામીજી આ સમયે ચાણોદમાં થોડો અધિક સમય રહ્યા. અહીં તેમને જ્વાલાનંદપુરી અને શિવાનંદગિરિ નામના

બે યોગીઓનો મેળાપ થયો. સ્વામીજીએ તેઓની સાથે યોગાભ્યાસ વિશે વાર્તાલાપ કર્યો. એ યોગી-મહાત્માઓ અહીંથી અમદાવાદ જઈ રહ્યા હતા. આથી તેઓએ સ્વામીજીને કહ્યું : 'તમે અમદાવાદ આવો. અમે ત્યાં નદીના કિનારે દૂધેશ્વર મહાદેવના મંદિરમાં નિવાસ કરીશું. ત્યાં આવશો તો અમે તમને યોગાભ્યાસની પદ્ધતિ શીખવીશું.' એમ કહીને એ બંને યોગીઓ અમદાવાદ ચાલ્યા ગયા.

**અમદાવાદ :** એક મહિના પછી સ્વામીજી પણ અમદાવાદ પેલા બે યોગી-મહાત્માઓ પાસે પહોંચી ગયા અને તેઓની પાસે યોગાભ્યાસની રીતિ શીખ્યા. સ્વામીજીએ આત્મકથામાં આ બંને યોગ-ગુરુઓનો નામોલ્લેખ કર્યો છે અને લખ્યું છે : 'ત્યાર બાદ એક મહિના પછી હું પણ અમદાવાદ જઈને તેઓને મળ્યો અને યોગાભ્યાસની રીતિ શીખ્યો.'

**આબુ પર યોગાભ્યાસ :** અહીંથી સ્વામીજી ગુજરાતથી વિદાય લઈને દેશનું ભ્રમણ આરંભ કરી રહ્યા છે. ભ્રમણ કરતાં કરતાં સંવત ૧૯૦૯માં તેઓ આબુ પર્વત પર પહોંચ્યા. ત્યાં અર્બુદા ભવાની વગેરે શિખરો પર યોગીઓની તપાસ કરતા રહ્યા. અહીં તેમને ભવાનીગિરિ તથા અન્ય યોગીઓનો મેળાપ થયો. તેઓની પાસેથી યોગાભ્યાસની થોડી વધુ રીત શીખ્યા.

## ઉત્તરાખંડ પરિભ્રમણ

**હરદ્વાર :** સ્વામી દયાનંદ પોતાના લક્ષ્યની પ્રાપ્તિ માટે ભ્રમણ કરતાં કરતાં હવે હરદ્વાર પહોંચ્યા. સંવત ૧૯૧૧માં ભરાયેલ કુંભમેળામાં વિશાળ માનવ મેદની ભેગી થઈ હતી. આ તેમની પહેલી હરદ્વાર યાત્રા હતી. આ વિશે તેમણે આત્મકથામાં લખ્યું છે :

> 'હું સંવત ૧૯૧૧ના વર્ષ (ઉત્તરીય પંચાગ અનુસાર ચૈત્ર વદ)ના અંતમાં હરદ્વારના કુંભના મેળામાં ગયો. ત્યાં અનેક સાધુ-સંન્યાસીઓને મળ્યો. જ્યાં સુધી મેળો રહ્યો ત્યાં સુધી (ત્યાંની ભીડ અને કોલાહલથી બચવા ગંગાની સામે પાર) ચંડી પહાડના જંગલમાં યોગાભ્યાસ કરતો રહ્યો.'

**ૠષિકેશ :** મેળો પૂરો થયો પછી સ્વામીજી ૠષિકેશ ગયા અને ત્યાં સંન્યાસીઓ અને યોગીઓ પાસે યોગની વિધિઓનો અભ્યાસ કર્યો અને સત્સંગનો લાભ લીધો. ઉનાળાની ગરમીમાં સાધુ-સંતો ગંગાના ઉપરના ભાગમાં ચાલ્યા જાય છે. પરંતુ સ્વામીજીએ થોડો સમય ૠષિકેશમાં એકાંતવાસ કર્યો.

**ટેહરી :** સંવત ૧૯૧૧ વૈશાખ માસમાં સ્વામીજી ટેહરી આવ્યા. તેમની સાથે એક બ્રહ્મચારી અને બે પહાડી સાધુઓ હતા. ટેહરી ગઢવાલ પ્રાંતની રાજધાની

હતું અને ત્યારે વિદ્યાવૃદ્ધ સાધુજનો અને અનેક વિદ્વાન રાજપંડિતો માટે પ્રસિદ્ધ હતું. અહીંના એક પ્રસંગનું વર્ણન કરતાં સ્વામીજીએ આત્મકથામાં લખ્યું છે :

'એક દિવસ એક પંડિતે મને અને બ્રહ્મચારીને પોતાના ઘરે ભોજન માટે નિમંત્રણ આપ્યું. ભોજન સમયે તેનો એક માણસ અમને તેડવા આવ્યો. અમે તેના ઘરે ગયા. તેના ઘરના બારણામાં પગ મૂકતાં જ જોયું તો એક બ્રાહ્મણ માંસ કાપતો હતો. અંદર ગયા તો બહુ બધા પંડિતો એક તંબૂની અંદર બેઠેલા જોયા. ત્યાં બકરાનું માંસ, ચામડાં અને માથાં જોઈને અમે પાછા ફર્યા. અમને પાછા ફરતાં જોઈને પંડિત અમને બોલાવવા લાગ્યો. ત્યારે મેં તેને કહ્યું : 'તમે તમારું કામ કરો. અમે બહાર જઈએ છીએ.' એમ કહીને અમે અમારા ઉતારા પર પાછા આવતા રહ્યા.' થોડી વાર પછી એ પંડિત અમને બોલાવવા આવ્યો. મેં તેને કહ્યું : 'તમે અનાજ મોકલી આપો. અમારો બ્રહ્મચારી રસોઈ બનાવી લેશે.' પંડિત બોલ્યો : 'તમારા માટે તો આ બધી રસોઈ બનાવી છે.' મેં તેને કહ્યું : 'હું તમારા ઘરે ભોજન કદાપિ નહિ કરું, કારણ કે તમે લોકો માંસાહારી છો. મારા માટે માંસાહાર કરવો તો દૂર રહ્યો, મને તો માંસ જોઈને પણ ઘૃણા થાય છે.' ત્યાર બાદ પંડિતે અનાજ મોકલી આપ્યું.'

**તંત્ર ગ્રંથોનું અવલોકન :** ટેહરીમાં સ્વામીજીને સંસ્કૃતના જુદા જુદા ગ્રંથો જોવાની ઇચ્છા થઈ. તેમને તંત્ર ગ્રંથો જોઈને તેના પર ઘૃણા થઈ. તેનું વર્ણન કરતાં સ્વામીજીએ આત્મકથામાં લખ્યું છે :

'મેં પંડિતોને પૂછ્યું : 'આ પહાડી પ્રદેશોમાં કયાં કયાં શાસ્ત્રોના ગ્રંથો જોવા મળે છે?' ત્યારે તેમણે કહ્યું : 'વ્યાકરણ, કાવ્ય, કોશ, જ્યોતિષ અને તંત્ર ગ્રંથો અધિક જોવા મળે છે?' ત્યારે મેં કહ્યું : 'બીજા ગ્રંથો તો મેં જોયા છે, પરંતુ તંત્ર ગ્રંથો જોવાની ઇચ્છા છે.' ત્યારે તેમણે મને તંત્રનાં નાનાં-મોટાં પુસ્તકો આપ્યાં. મેં એ વાંચ્યાં. તેમાં ખૂબ જ ભ્રષ્ટાચારની વાતો જોવામાં આવી, જેમ કે મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન આ પાંચ મકારોના સેવનથી મોક્ષ પ્રાપ્ત થાય છે. તેમાં આવા પ્રકારની વાતો લખેલી જોઈને મારા મનમાં આવું લખનારની પ્રત્યે ઘૃણા થઈ આવી કે એ કેવા નષ્ટ-બુદ્ધિ મનુષ્યો હશે.'[૧]

**કેદારઘાટ :** સંવત ૧૯૧૧ના વૈશાખમાં સ્વામીજી ટેહરીથી અલખનંદાના તટ પર વસેલા શ્રીનગર આવ્યા અને ત્યાંના કેદારઘાટના મંદિરમાં નિવાસ કર્યો. અહીં પંડિતો અને પૂજારીઓ સાથે શાસ્ત્રીય ચર્ચા થતી ત્યારે સ્વામીજી તંત્ર ગ્રંથોના

---

૧. સ્વામીજીએ સત્યાર્થપ્રકાશના અગિયારમા સમુલ્લાસમાં આ તંત્ર-આશ્રિત વામમાર્ગના અનાચારોની કઠોર આલોચના કરી છે. - લેખક

ગર્હિત અને જુગુપ્સાજનક પ્રસંગોનો ઉલ્લેખ કરીને તેઓને નિરુત્તર કરી દેતા હતા. કેદારઘાટમાં સ્વામીજીને ગંગાગિરિ નામના એક સહૃદયી વિદ્વાન સાધુનો મેળાપ થયો, જે હંમેશાં પર્વત પર જ રહેતા હતા. તેમની સાથે યોગ તથા બીજા વિષયો પર વાર્તાલાપ થતો રહ્યો. અહીં બંને મિત્રો બનીને બે મહિના આનંદથી સાથે રહ્યા.

**ઉત્તરાખંડ :** વર્ષાઋતુના પ્રારંભ (અષાઢ, સંવત ૧૯૧૧)માં સ્વામીજી પોતાના એક બ્રહ્મચારી તથા પેલા પહાડી સાધુઓ સાથે કેદારઘાટથી નીકળીને રુદ્રપ્રયાગ વગેરે સ્થાનોમાં ફરીને અગસ્ત્ય આશ્રમે આવ્યા. ત્યાંથી શિવપુરી નામના પર્વત-શિખર પર પહોંચ્યા.

સ્વામીજી ઉત્તરાખંડના આ પર્વતીય પ્રદેશમાં તેમના સાથીઓને છોડીને એકલા શિવપુરીથી નીચે ઊતરીને ગુપ્તકાશીમાં થોડા દિવસ રહ્યા અને ત્યાંથી ગૌરીકુંડ, ભીમગુફા અને ત્રિયુગીનારાયણ થઈને ફરી કેદારઘાટ આવ્યા. આ પ્રવાસ ચાર માસમાં પૂરો કર્યો.

કેદારઘાટનું સુરમ્ય સ્થાન સ્વામીજીને અતિ પ્રિય હતું. અહીંના સાધુઓ, પંડાઓ અને પૂજારીઓ જંગમ સંપ્રદાયના હતા. સ્વામીજીએ આ સંપ્રદાયનાં નીતિ, સિદ્ધાંત, આચારવિચાર વગેરેની જાણવા યોગ્ય વાતો સહજતાથી જાણી લીધી. ત્યાં સુધીમાં પેલા સાથી બ્રહ્મચારી અને સાધુઓ પણ આવી પહોંચ્યા. ઉત્તરાખંડના આ ઘટાટોપ જંગલોમાં તેમને કોઈ યોગસાધકનો મેળાપ ન થયો. પરંતુ તીર્થસ્થાનોમાં ધર્મના નામે ચાલતાં ઢોંગ, પાખંડ, આડંબર વગેરે જરૂર જોવાં મળ્યાં. આથી સ્વામીજીને આવી બાબતો પ્રત્યે તીવ્ર વિરક્તિ થઈ આવી.

**હિમાલયમાં ખોજ :** સ્વામીજીને મનમાં વિચાર આવ્યો કે હિમાલયની દુર્ગમ પર્વતમાળાઓમાં સિદ્ધયોગીઓની ખોજ કરવી જોઈએ. તેમણે કાતિલ ઠંડી અને પર્વતયાત્રાની ભારે મુશ્કેલીઓ વચ્ચે બરફની ચાદર ઓઢેલાં હિમાલયનાં શિખરો ખૂંદવા માંડ્યા. ત્યાંની ગુફાઓ અને કંદરાઓ જોઈને અને અતિ ઠંડીને લીધે તેમના ત્રણેય સાથીઓ ગભરાઈને એક-બે દિવસ સાથે રહીને ચાલ્યા ગયા. સ્વામીજીએ અહીં વીસ દિવસ સુધી પરિભ્રમણ કર્યું, પરંતુ ક્યાંય કોઈ યોગીનો મેળાપ થયો નહિ.

**તુંગનાથ :** સંવત ૧૯૧૨ના આસો મહિનામાં સ્વામીજી તુંગનાથના શિખરે પહોંચ્યા. તેમને ત્યાંનાં મંદિરો, મૂર્તિઓ, પૂજારીઓ વગેરેની લીલાઓ જોવા મળી. તેમની ધર્મપિપાસા શાંત કરે એવું અહીં કોઈ ન મળ્યું. આથી એ જ દિવસે ત્રીજા પહોરમાં નીચે ઊતરવા માંડ્યા. નીચે ઊતરીને જોયું તો એક માર્ગ પશ્ચિમ તરફ અને બીજો નૈઋત્ય તરફ જતો હતો. પર્વતીય દુર્ગમ માર્ગ પર એકલા ભ્રમણ

કરનાર એ લંગોટધારી દિગંબર પરિવ્રાજકને જે શારીરિક અને માનસિક કષ્ટો સહન કરવાં પડ્યાં તેનું વર્ણન તેમણે આત્મકથામાં નિમ્નલિખિત શબ્દોમાં કર્યું છે :

> 'જંગલ તરફ જે માર્ગ જતો હતો એ રસ્તે હું ભૂલથી ચડી ગયો. થોડેક દૂર જઈને જોયું તો ઘનઘોર જંગલ, પહાડ, તેની શિલાઓ અને એક બહુ જ સુકાઈ ગયેલું નાળું હતાં. અહીંથી આગળ જવાનો કોઈ જ માર્ગ ન હતો.
>
> **ઘનઘોર ઘટાટોપ જંગલમાં :** વિચાર કર્યો કે હવે શું કરવું ? જો પહાડ પર ચડીશ તો રાત પડી જશે અને પહાડનો રસ્તો પણ વિકટ છે, ત્યાં પહોંચી નહિ શકું. એમ વિચાર કરીને એ નાળામાં ખૂબ જ મુશ્કેલથી ઘાસ અને ઝાડને પકડતો-પકડતો નીચે ઊતરવા માંડ્યો. નાળાના કાંઠા પર ચડીને જોયું તો પહાડ અને જંગલ જ દૃષ્ટિગોચર થતાં હતાં. ક્યાંય રસ્તો દેખાતો ન હતો. એ સમયે સૂરજ પણ અસ્તાચલ પર આથમી રહ્યો હતો. થયું કે હમણાં રાત પડી જશે. આ અઘોર વનની વાટમાં સાથે પાણી અને અગ્નિ પણ નથી. તો પછી હું કરીશ શું ? આ ભયંકર જંગલમાં ભીષણ રાત્રિ શી રીતે પસાર કરીશ ? એવો વિચાર કરીને હું આગળ વધ્યો. જંગલમાં ચાલતાં-ચાલતાં અનેક વાર પડ્યો, આખડ્યો, કાંટાઓ ભોંકાયા, વસ્ત્રો ફાટી ગયાં. આમ મહામુશ્કેલીએ પહાડમાંથી બહાર નીકળ્યો ત્યારે એક સડક જોવા પામ્યો.'

સ્વામીજી એ કષ્ટદાયક પહાડના ઘનઘોર જંગલમાંથી તુંગનાથની તળેટી પર આવી પહોંચ્યા. એ સમયે નિસ્તબ્ધ, નિરવ નિશા (રાત્રિ)નું સામ્રાજ્ય છવાયું હતું. અડાબીડ અંધકારમાં અટકળે માર્ગ શોધીને સડકના રસ્તે આગળ ધપી રહ્યા હતા. અંતે થોડી ઝૂંપડીઓ નજરે પડી. તેમાં નિવાસ કરતા લોકોને પૂછતાં ખબર પડી કે આ રસ્તો ઓખીમઠ જાય છે. એ રસ્તે આગળ ચાલીને મોડી રાતે ઓખીમઠ જઈને વિશ્રામ કર્યો.

**ઓખીમઠ :** સ્વામીજી ઓખીમઠમાં રાત્રે વિશ્રામ કરીને સવારે ત્યાંથી ચાલીને ગુપ્તકાશી આવ્યા. હજી નિર્જન પર્વતીય પ્રદેશ, દુર્ગમ ગુહા-કંદરાઓમાં ભ્રમણ કરવાની ઇચ્છા હોવાથી ત્યાં થોડી વાર રોકાઈને ફરી ઓખીમઠ પાછા આવ્યા. ઓખીમઠમાં થોડા દિવસ રહીને તેમણે જોયું કે અહીં ભારે 'પોપલીલા' એટલે કે ધર્મના નામે મોટો વેપલો ચાલી રહ્યો છે. મંદિરોમાં જ્ઞાન અને વૈરાગ્ય વગરના સાધુઓનાં ટોળાં જામ્યાં છે. મઠાધીશોનાં જીવનમાં ઠાઠમાઠ અને આડંબર જોવા મળે છે.

**મહંતનું પ્રલાભેન :** ઓખીમઠના મુખ્ય મહંતે સ્વામીજીના બ્રહ્મચર્યનું ઓજ, વૈરાગ્ય, તિતિક્ષા, સાધનાની દૃઢતા વગેરે જોઈને તેમને પોતાનો શિષ્ય બનવા,

લાખોની સંપત્તિનો માલિક બનવા અને કાળાંતરે પોતાનો વારસદાર એટલે કે આ ગાદીનો મહંત બનવાનું પ્રલોભન આપ્યું. સ્વામીજીએ ઉત્તર આપ્યો : 'જો મને ધન-સપંત્તિની લાલસા હોત તો મારા પિતાની સંપત્તિ તમારા કરતાં પણ અધિક હતી; તેનો શા માટે ત્યાગ કરત ? માતા, પિતા, બંધુ, કુટુંબ અને ઘરનો શા માટે ત્યાગ કરત ? જે ઉદ્દેશ્યથી મેં ઘર છોડ્યું છે અને સાંસારિક ઐશ્વર્યનો ત્યાગ કર્યો છે, એ વાત તમારામાં જરા પણ જોવા મળતી નથી.' મહંતે પૂછ્યું : 'બોલ, એવી તે શી વાત છે ?' સ્વામીજીએ ઉત્તર આપ્યો : **'સત્યવિદ્યા, યોગ, મોક્ષ અને આત્માની પવિત્રતા વગેરે ગુણો દ્વારા ધર્મપૂર્વક ઉન્નતિ કરવી, એ મારો ઉદ્દેશ્ય છે.'** મહંતે સ્વામીજીને થોડા દિવસ ત્યાં રોકાવાનો આગ્રહ કર્યો. પરંતુ સ્વામીજીએ જોયું કે આ મહંત પાસે ધન-સંપત્તિ અને ઐશ્વર્ય તો હતું, પરંતુ સત્યવિદ્યા, યોગ, મોક્ષનો ઉપાય વગેરે ન હતાં. આથી મહંત સ્વામી દયાનંદને બાંધી ન શક્યો અને સ્વામીજી ત્યાંથી બીજે દિવસે સવારે ચાલી નીકળ્યા.

**જોશીમઠ :** ઓખીમઠથી સ્વામીજી જોશીમઠ આવ્યા. ત્યાં તેમને ઘણા વિદ્વાન દક્ષિણી સંન્યાસીઓ અને યોગીઓનો મેળાપ થયો. તેઓની સાથે સત્સંગ કરી યોગવિદ્યા સંબંધી તેમ જ બીજા કેટલાક વિષયોનું નવીન જ્ઞાન સંપાદિત કર્યું.

**બદ્રીનારાયણ :** સંવત ૧૯૧૨ના કારતકમાં સ્વામીજી બદ્રીનારાયણ આવ્યા. એ સમયે મંદિરના મુખ્ય મહંત રાવલજી નામના એક વિદ્વાન હતા. સ્વામીજી તેમની સાથે કેટલાક દિવસ રહ્યા. ક્યારેક બંને વચ્ચે વેદો અને દર્શનો વિશે વાર્તાલાપ પણ થતો રહ્યો.

એક દિવસ સ્વામીજીએ રાવલજીને પૂછ્યું : 'હાલમાં આજુબાજુના પર્વતો પર કોઈ સાચો વિદ્વાન કે સાચો યોગી નિવાસ કરે છે ?' ત્યારે તેમણે ખેદ સાથે જણાવ્યું : 'હાલમાં તો એવો કોઈ યોગી નથી, પરંતુ મારા સાંભળવા મુજબ એવા યોગીઓ કોઈ કોઈ વાર આ મંદિરે દર્શન કરવા આવતા હોય છે.' રાવલજીની આ વાત સાંભળીને સ્વામીજીએ એ સમસ્ત પ્રદેશમાં અને એમાંય ખાસ કરીને પર્વતીય સ્થાનોમાં ભ્રમણ કરીને સાચા યોગીઓની ખોજ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો.

**અલકનંદાના તટ પર :** સ્વામીજીને યોગીજનોની શોધ કરવાની પ્રબળ ઉત્કંઠા હતી. આથી તેમણે હિમાલયનાં આભે વાતો કરતાં હિમધવલ ગિરિશિખરોમાં ભ્રમણ કર્યું. આમાં હાડમાંસ શોષી લે અને લોહી થિજાવી દે એવી કડકડતી ઠંડીમાં બરફના થરથી જામી ગયેલી અલકનંદા નદીને પાર કરવામાં તેમણે જે અનેક કષ્ટો અને પારાવાર યાતનાઓ સહન કર્યાં એ તેમની તપશ્ચર્યા અને મનોબળનો પુરાવો

આપે છે. સ્વામીજીએ આવા જ એક પ્રસંગનું વિસ્તારથી વર્ણન આત્મકથામાં નિમ્નલિખિત શબ્દોમાં કર્યું છે :

'એક દિવસ સૂર્યોદય થતાં જ હું મારી યાત્રા પર નીકળી પડ્યો અને પર્વતની તળેટીમાં ચાલતાં ચાલતાં અલકનંદાના કાંઠે આવી પહોંચ્યો. મેં એ નદીના સામે કાંઠે માના નામનું એક મોટું ગામ જોયું. તેથી મારા મનમાં નદીના પેલે પાર જવાની જરા પણ ઇચ્છા ન હતી. તેથી મેં પર્વતની તળેટીમાં જતો માર્ગ પકડીને નદીના વહેણની સાથે જંગલમાં ચાલવા માંડ્યું.

એ પર્વત, રસ્તો અને ટેકરાઓ બધાં જ બરફની ચાદર ઓઢીને પડ્યાં હતાં. તેના પર બરફના થર જામ્યા હતા. આથી અત્યંત કષ્ટ વેઠીને હું અલકનંદાના ઉદ્‌ગમસ્થળે પહોંચી શક્યો. પરંતુ એ સ્થળ તો મારા માટે તદ્દન અપરિચિત હતું. ત્યાં પહોંચીને જોયું તો મારી ચારે તરફ ગગનચુંબી પર્વતમાળાઓ ખડી છે. તેમાં આગળ જવાનો કોઈ માર્ગ મને ક્યાંય દેખાયો નહિ.

જરા આગળ વધીને નજર નાખી તો રસ્તાનાં કોઈ ચિહ્‌ન જોવા ન મળ્યું. મને આગળના રસ્તાની કશી ખબર ન પડી. એટલે હું મૂંઝવણમાં મુકાયો અને વિચારવા લાગ્યો કે હવે શું કરવું ? છેવટે મારો માર્ગ ખોળવા મેં નદીને પાર કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

એ સમયે મેં બહુ જ થોડાં અને પાતળાં કપડાં પહેર્યાં હતાં અને ઠંડી અતિશય હતી. થોડી જ વારમાં ઠંડીનું એવું મોજું ફરી વળ્યું કે એ સહન થઈ શકે તેમ ન હતું. ભૂખ અને તરસથી મારું શરીર થાકી ગયું હતું. ભૂખ ખૂબ લાગી હતી. આથી મેં બરફનો એક ટુકડો ખાધો કે જેથી ભૂખ શાંત થાય. પરંતુ એ ખાવાથી મને જરાય આરામ કે સંતોષ ન થયો.

**ભયંકર કષ્ટ અને મૃતવત્ અવસ્થા :** પછી હું સામે કાંઠે જવા નદીમાં ઊતર્યો અને નદી પાર કરવા માંડ્યો. તેમાં કોઈ ઠેકાણે પાણી ઘણું જ ઊંડું હતું અને ક્યાંક ક્યાંક છીછરું પણ હતું. પરંતુ તેમાં પણ ક્યાંય એક હાથ અથવા અડધા ગજથી ઓછું તો નહિ જ હોય. અલકનંદાનો પ્રવાહ પહોળાઈમાં દશ હાથ જેવો એટલે કે ચાર-પાંચ ગજ જેવો હતો. નદી નાના નાના અને તીરછા બરફના ટુકડાઓથી ભરી હતી. તેથી મારા ઉઘાડા પગમાં ખૂબ જ ચીરા પડ્યા અને તેમાંથી લોહી વહેવા લાગ્યું. ઠંડીના કારણે મારા પગ એકદમ ખોટા પડી ગયા. પગમાં મોટા મોટા ચીરાઓ પડી ગયા હોવાથી થોડો સમય હું બેભાન જેવો થઈ ગયો. બેભાન થઈને બરફ પર પડી જવાની અણી પર હતો ત્યારે મનમાં થયું કે, જો હું અહીં આવી હાલતમાં આ રીતે પડી જઈશ તો અહીંથી ફરી ઊઠવું મારા માટે અત્યંત અસંભવ અને મુશ્કેલ થઈ

પડશે. એટલે ભારે પ્રયત્ન કરીને, અતિ કષ્ટપૂર્વક દોડીને હું ક્ષેમકુશળપૂર્વક નદીને પાર કરી ગયો.

નદીના સામે પાર પહોંચ્યો ત્યારે મારી હાલત થોડી વાર સુધી તો જાણે જીવિત કરતાં મૃતવત્ વધારે હતી. છતાંય મેં શરીરના ઉપરના ભાગનાં બધાં જ કપડાં કાઢીને તેનાથી તળિયાથી ગોઠણ સુધીના પગના ભાગ વીંટી લીધાં અને એ સ્થળે હું તદ્દન શક્તિહીન, ગભરાયેલો અને આગળ હલનચલન કરવામાં અસમર્થ બનીને ઊભો રહ્યો.

આવી દશામાં હું આગળ જઈ શકું એ માટે કોઈની મદદ મળે તેની રાહ જોઈ રહ્યો હતો. પરંતુ એ વાતની કોઈ આશા જણાતી ન હતી, કારણ કે અહીં ક્યાંથી કોઈની મદદ મળી શકે ? આમ તદ્દન વિવશ હાલતમાં કોઈની મદદની આશા રાખીને બેઠો હતો. મને થયું કે આ નિર્જન સ્થાને મદદ મળવાની આશા રાખવી વ્યર્થ છે. તેમ છતાં છેવટે ફરી એક વાર મેં મારી નજર ચારે તરફ ફેરવી તો જરા છેટે બે પહાડી જણ મારી તરફ આવતા જણાયા. થોડી વારે તેઓ મારી પાસે આવી પહોંચ્યા અને પોતાના ‘કાશસમ્ભ’થી મને પ્રણામ કર્યા.[૧]

તેઓએ મને પોતાની સાથે તેઓના ઘરે લઈ જવાનો આગ્રહ કર્યો અને કહ્યું : ‘ચાલો, અમે ઘરે પહોંચીને તમને ખાવાનું પણ આપીશું.’ જ્યારે તેઓએ મારી આપવીતી સાંભળી અને વિપત્તિ જાણી ત્યારે કહેવા લાગ્યા : ‘અમે તમને સિદ્ધપત નામના તીર્થસ્થાન સુધી પણ પહોંચાડી દઈશું.’ પરંતુ મને તેઓની વાત પસંદ ન આવી. મેં તેઓની વાત મંજૂર ન રાખી અને કહ્યું : ‘મહારાજ, માફ કરશો, હું આપની આ બધી કૃપા સ્વીકાર કરી શકું તેમ નથી, કારણ કે મારામાં ચાલવાની બિલકુલ શક્તિ નથી.’ તેમ છતાં એ લોકોએ મને ખૂબ જ આગ્રહ કર્યો અને પોતાની સાથે આવવા અતિશય વિનંતી કરી. પરંતુ હું ત્યાંનો ત્યાં જ મારા પગ જમાવીને ઊભો રહ્યો અને ત્યાંથી તસુય હલ્યો નહિ. હું તેઓની આજ્ઞા અને ઇચ્છા મુજબ તેઓની સાથે ચાલવાનું સાહસ કરી શક્યો નહિ. મેં તેઓને કહી દીધું : ‘અહીંથી ડગવાનો પ્રયત્ન કરવો એ કરતાં તો હવે મરી જવું વધારે સારું છે.’ તેમ કહીને મેં તેઓની વાત ઉપર ધ્યાન આપવાનું પણ બંધ કરી દીધું અને પછી મેં તેઓની કોઈ વાત સાંભળી નહિ. એ સમયે મને થતું હતું કે, જો હું પાછો વળી ગયો હોત અને મારા પાઠને સ્થિર રાખ્યો હોત તો

---

૧. પરોપકારિણી સભાના ભૂતપૂર્વ મંત્રી તથા પ્રધાન ગજાનંદ આર્યના મત મુજબ આ ‘કાશસમ્ભ’ શબ્દ ખ્રિસ્તીઓના ‘ક્રૉસ-સ્તંભ’નો સૂચક છે. (દ્રષ્ટવ્ય : પરોપકારી પત્રિકાનો ઑગસ્ટ ૧૯૯૯નો અંક) - સંપાદક

સારું હતું. એટલી વારમાં પેલા બંને સજ્જન ત્યાંથી ચાલ્યા ગયા અને થોડી જ વારમાં પર્વતમાળામાં ક્યાંક અદશ્ય થઈ ગયા. એ સ્થાને જ્યારે મને થોડી શાંતિ વળી ત્યારે હું પણ આગળ ચાલવા માંડ્યો અને થોડો સમય વસુધારા (પ્રસિદ્ધ તીર્થ અને યાત્રાસ્થાન)માં આરામ કરીને માના ગામની પડખેથી પસાર થઈને એ જ દિવસે સાંજે આઠેક વાગ્યે બદ્રીનારાયણ પહોંચી ગયો.

**રાવલજીનો અંતિમ મેળાપ :** ત્યાં રાવલજી અને તેમના મિત્રો જે ગભરાયેલા હતા તેઓ મને જોઈને વિસ્મય પામ્યા અને મને પૂછવા માંડ્યા : 'આજે આખો દિવસ તમે ક્યાં ગાળ્યો ?' મેં તેઓને ક્રમબદ્ધ સંપૂર્ણ વૃત્તાંત કહી સંભળાવ્યો. એ રાતે થોડું ભોજન કર્યું તેથી મને ફરી પાછી શક્તિ પ્રાપ્ત થતી હોય એમ જણાયું. ત્યાર બાદ હું સૂઈ ગયો. બીજે દિવસે સવારે વહેલો ઊઠ્યો અને રાવલજી પાસે આગળ જવાની રજા માંગી. આમ મારી યાત્રામાં હું રામપુર તરફ ચાલી નીકળ્યો.'

**રામપુર :** સંવત ૧૯૧૨ના માગસરમાં સ્વામીજીએ રામપુર માટે પ્રસ્થાન કર્યું. રસ્તે ચાલતાં ચાલતાં સાંજના સમયે એક યોગીના ઘરે પહોંચ્યા. તેઓ મોટા તપસ્વી હતા. રાત પણ તેમને ત્યાં જ પસાર કરી. આ પુરુષ જીવિત ઋષિઓ અને સાધુઓમાં ઉચ્ચ કોટિના ઋષિ હોવાનું ગૌરવ ધરાવતા હતા. તેમની સાથે ધાર્મિક વિષયો પર લાંબા સમય સુધી વાર્તાલાપ કર્યો. સવારે ઊઠી સ્વામીજી પોતાના સંકલ્પને પહેલાંથી પણ અધિક દઢ કરીને ત્યાંથી આગળ પોતાની યાત્રા પર ચાલી નીકળી ગયા. રસ્તામાં જંગલો વટાવી કેટલાય પર્વતોને ઓળંગીને ચિલકા ઘાટીથી ઊતરીને અંતે રામપુર (રામનગર) પહોંચ્યા.

**રામગિરિ સાધુ :** રામપુરમાં રામગિરિ નામના એક સાધુના મઠમાં નિવાસ કર્યો. આ સાધુ પવિત્ર આચરણ અને આધ્યાત્મિક જીવન માટે ખૂબ જ પ્રખ્યાત હતા. તેમના વિશે સ્વામીજીએ આત્મકથામાં લખ્યું છે : 'મને તેમની પ્રકૃતિ વિચિત્ર લાગી, કારણ કે તેઓ રાતે સૂતા નહોતા અને આખી રાત એકલા રહીને પોતાની જ સાથે મોટે મોટેથી વાતો કરતા રહેતા, ચીસો પાડતા અથવા જોરથી રડ્યા કરતા.' આથી સ્વામીજીને આશ્ચર્ય થયું. જ્યારે સ્વામીજીએ તેમના શિષ્યોને પૂછ્યું તો એ બિચારાઓએ એટલું જ કહ્યું : 'તેમની પ્રકૃતિ જ એવી છે.' પરંતુ આમ કરવા પાછળનું રહસ્ય શું છે, એ કોઈ બતાવી ન શક્યું. છેવટે સ્વામીજીએ એકાંતમાં એ સાધુની સાથે ચર્ચા કરી તો જાણવા મળ્યું કે એ વિચિત્ર ટેવનું કારણ શું છે. સ્વામીજી સમજી ગયા કે, આ સાધુ જે કંઈ કરી રહ્યા છે એ પૂરી પૂરી યોગવિદ્યાનું ફળ નથી, પરંતુ પૂરી યોગવિદ્યામાં હજુ કંઈક ન્યૂનતા છે. તેમની પાસે એ વસ્તુ

ન હતી કે જેની સ્વામીજીને જિજ્ઞાસા હતી. સ્વામીજીએ એ સાધુ માટે લખ્યું છે : ‘તેમની યોગમાં ગતિ તો છે, પરંતુ હજુ તેમણે પૂર્ણ યોગ સાધ્યો નથી.’

**ઉત્તરાખંડ પરથી અવતરણ :** સ્વામીજીએ યોગ વિશેની જિજ્ઞાસા અને યોગીજનોનાં દર્શનની ઇચ્છાથી ઉત્તરાખંડમાં પરિભ્રમણ કર્યું. પરંતુ તેમની એ કામના પૂર્ણ ન થઈ. આથી તેઓ ત્યાંથી આગળ ગંગાતટ પર ભ્રમણમાં નીકળી પડ્યા.

**દેહત્યાગ**નો **વિચાર :** ઉત્તરાખંડના પર્વતીય પ્રદેશથી નીચે ઊતરીને સ્વામીજી રામપુર અને કાશીપુર થઈને દ્રોણસાગર આવ્યા અને અહીં તેમણે આખી શરદઋતુ પસાર કરી. અહીં તેમના મનમાં એવો વિચાર આવ્યો કે હિમાલય પર્વત પર જઈને દેહત્યાગ કરી નાખવો. પરંતુ તેમણે નિરાશાના આ ક્ષણિક આવેગને ખંખેરી નાખ્યો અને એ વિચાર કર્યો કે : **‘મરી જવું એ કોઈ પુરુષાર્થ નથી. પરંતુ જ્ઞાન પ્રાપ્ત કરીને પરોપકાર કરવો એ જ પુરુષાર્થ છે. એટલે કે જ્ઞાનપ્રાપ્તિ કર્યા પછી દેહ છોડવો જોઈએ.’** આથી સ્વામીજી જ્ઞાનગુરુની શોધમાં પરિભ્રમણ કરતાં કરતાં દ્રોણસાગરથી મુરાદાબાદ, સંભલ (સંવત ૧૯૧૨ના ફાગણમાં) અને ગઢમુક્તેશ્વર થઈને ગંગાતટ પર આવીને વિચરણ કરતા રહ્યા.

એ સમયે સ્વામીજી પાસે અન્ય ધાર્મિક પુસ્તકો ઉપરાંત શિવસંધ્યા, હઠયોગપ્રદીપિકા, કેશારાણિ સંગીત (?) વગેરે પુસ્તકો પણ હતાં. સ્વામીજી યાત્રા દરમિયાન આ પુસ્તકો વાંચતા રહેતા હતા. એ પૈકી કેટલાંક પુસ્તકોમાં નાડીચક્રનું બહુ જ વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું હતું. સ્વામીજીને આ નાડીચક્રની વાતોની સચ્ચાઈ પર સંશય હતો. તેઓ આ સંશય દૂર કરવા પ્રયત્ન કરતા રહ્યા, પરંતુ હજુ સુધી એ દૂર થઈ શક્યો નહોતો અને ન તો તેને દૂર કરવાનો કોઈ અવસર હાથ લાગ્યો હતો.

**શબનું પરીક્ષણ :** સ્વામીજી એક દિવસ ગંગાતટ પર વિચરણ કરતા હતા ત્યારે તેમણે દૈવયોગથી નદીના પ્રવાહમાં એક શબ વહેતું જોયું. આથી તેમને પેલાં પુસ્તકો વિશે જે શંકા હતી તેની પરીક્ષા કરવાનો વિચાર આવ્યો. તેઓ પુસ્તકોને નદીના તટ પર રાખી કપડાં ઊંચાં ચડાવીને નદીમાં ઊતર્યા અને એકદમ શબ પાસે પહોંચીને તેને બહાર ખેંચી લાવ્યા. સ્વામીજીએ એક તીક્ષ્ણ ચપ્પુથી સાવધાનીપૂર્વક યથાયોગ્ય રીતે શબને ચીરીને તેનું હૃદય બહાર કાઢ્યું અને તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું અને પુસ્તકમાં આપવામાં આવેલ વર્ણન સાથે તેની તુલના કરી. આવી જ રીતે મસ્તિષ્ક અને ગરદનનાં અંગો કાપીને સામે રાખ્યાં અને પુસ્તકમાં વર્ણિત નાડીચક્રોની તુલના કરી. આથી તેમણે નિશ્ચય કર્યો કે પુસ્તક અને શબ બંને લેશમાત્ર પણ મળતાં આવતાં નથી. તેમણે પુસ્તકોને ફાડીને તેના ટુકડા પેલા શબની સાથે નદીમાં ફેંકી દીધાં. ત્યારથી સ્વામીજી ધીમે ધીમે એ નિષ્કર્ષ

પર આવ્યા કે વેદો, ઉપનિષદો, પાતંજલ યોગ અને સાંખ્ય શાસ્ત્ર સિવાયનાં અન્ય સમસ્ત પુસ્તકો કે જે વિજ્ઞાન અને યોગવિદ્યા પર લખાયેલ છે, એ મિથ્યા અને અશુદ્ધ છે. સ્વામીજીમાં સત્યની ખોજ માટે કેટલી પ્રબળ ઉત્કંઠા હતી એ શિવરાત્રિની ઘટના તથા અન્ય કેટલાય પ્રસંગે જોવા મળી છે. આ જ ઉદ્દેશ્યથી તેમણે શબની વાઢકાપ જેવું આ જુગુપ્સાપ્રેરક કાર્ય કર્યું હતું.

**વિવિધ સ્થાનોમાં વિચરણ :** સ્વામીજી ગંગાતટ પર વિચરણ કરતાં કરતાં સંવત ૧૯૧૨ના ચૈત્રમાં ફરુખાબાદ પહોંચ્યા. ત્યાંથી શૃંગીરામપુર થઈને છાવણીની પૂર્વ તરફની સડકથી તેમણે કાનપુર જવાનો વિચાર કર્યો. ત્યાર બાદ પાંચ મહિના કાનપુર અને પ્રયાગ વચ્ચેનાં અનેક પ્રસિદ્ધ સ્થાનો જોવામાં પસાર કર્યા. ભાદરવાની શરૂઆતમાં મિરજાપુર પહોંચીને ત્યાં વિંધ્યાચળના અશોલજી મંદિરમાં એક મહિનાથી અધિક નિવાસ કર્યો.

**કાશી :** આસોના આરંભમાં સ્વામીજી કાશી પહોંચ્યા. તેમની કાશીની આ પ્રથમ યાત્રા હતી. અહીં તેઓ ગંગા અને વરણાના સંગમ પર આવેલી આનંદ નામની એક ગુફામાં રહ્યા. ત્યારે આ ગુફા સ્વામી ભવાનંદ સરસ્વતીના અધિકારમાં હતી.[૧] આ ગુફામાં સ્વામીજી બાર દિવસ રહ્યા અને અહીં રાજારામ, કાકારામ વગેરે અનેક પંડિતો અને શાસ્ત્રીઓ સાથે પરિચય કર્યો.

**ચુનાર :** સ્વામીજી પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ હેતુ કાશીથી (સંવત ૧૯૧૨ આસો સુદ ૨) ચંડાળગઢ (ચુનાર) પહોંચ્યા. ત્યાં દુર્ગાકુંડના મંદિરમાં દસ દિવસ નિવાસ કર્યો. અહીં ભાત (અન્નાહાર)નો ત્યાગ કરીને માત્ર દૂધ પર જ નિર્વાહ કરીને રાતદિવસ યોગવિદ્યાના અધ્યયન અને અભ્યાસમાં જ તત્પર રહ્યા.

ભારતના સાધુ-સંન્યાસી વર્ગમાં સંસર્ગ દોષથી ભાંગ પીવાનું પ્રચલિત છે. સ્વામીજીએ પણ ભાંગપાનની એક મનોરંજક ઘટનાનું વર્ણન પોતાની આત્મકથામાં કર્યું છે.

**નર્મદાનું ઉદ્‌ગમસ્થાન :** ગંગાતટે આવેલાં સ્થાનોમાં ભ્રમણ કર્યા પછી સ્વામીજીને નર્મદા નદીનો મૂળ સ્રોત જોવાની ઇચ્છા થઈ. આથી તેમણે નર્મદાના તટ પર આવેલાં સ્થાનોનું ભ્રમણ શરૂ કર્યું, જેમાં તેમને અગણિત કષ્ટોનો સામનો કરવો પડ્યો. સ્વામીજીએ તેમની આ યાત્રાના રોમાંચક અનુભવોનું વર્ણન પોતાની આત્મકથામાં વિસ્તારથી કર્યું છે, જેમ કે :

---

૧. સ્વામી ભવાનંદ સ્વામી બ્રહ્માનંદના નામે પણ જાણીતા હતા. તેઓ ગુજરાતી ધાર્મિક મહિલા માજી હરિકુંવરી વડનગરીના પિતા હતા. તેમનું મૂળ નામ રામેશ્વર દવે હતું. 'ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની'ના પરિશિષ્ટ-૨માં સ્વામી ભવાનંદ તથા માજી હરિકુંવરી વડનગરી વિશે વિશદ વર્ણન કરવામાં આવ્યું છે. - સંપાદક

'સંવત ૧૯૧૪ (ગુજરાતી સંવત ૧૯૧૩)ના ચૈત્રમાં હું ત્યાંથી ભ્રમણ માટે આગળ ચાલી નીકળ્યો અને નર્મદાનું ઉત્પત્તિસ્થાન જોવાના અભિપ્રાયથી પાસે આવેલી પર્વતમાળાઓ તરફ મેં ચાલવા માંડ્યું. મેં રસ્તામાં ક્યારેય કોઈને માર્ગ પૂછ્યા વિના દક્ષિણ દિશા તરફ ચાલવા માંડ્યું. થોડી જ વારમાં હું એક ઉજ્જડ અને નિર્જન એવા સ્થાને આવી પહોંચ્યો. એ સ્થાન ચારે તરફ અઘોર વન અને જંગલવાળું હતું. એ જંગલની ઝાડીઓમાં ક્રમ વિનાનાં અને એકસરખા અંતર વિનાનાં કેટલાંક સ્થળે ગંદાં અને ઉજ્જડ ઝૂંપડાંઓ આવેલાં હતાં. ક્યાંક ક્યાંક જુદાં જુદાં અને સુઘડ ઝૂંપડાંઓ પણ નજરે પડતાં હતાં. આવા એક ઝૂંપડામાં ઘડીક રોકાઈને મેં થોડુંક દૂધ પીધું અને આગળ ચાલવા માંડ્યો. પરંતુ તેનાથી લગભગ પોણો ગાઉ આગળ જતાં હું ફરી એક એવા જ સ્થાને આવી પહોચ્યોં કે જ્યાં કોઈ મોટો સાફ રસ્તો દેખાતો ન હતો. ત્યાં આવેલા નાના નાના રસ્તાઓ (કેડીઓ)માંથી કોને પસંદ કરવો એ બાબતે હું મૂંઝવણમાં પડ્યો. હું થોડી જ વારમાં એક નિર્જન વનમાં દાખલ થઈ ગયો. એ જંગલમાં બોરડીનાં ઘણાં ઝાડ હતાં. પરંતુ ઘાસ એટલું ગીચ અને ઊંચું હતું કે રસ્તો બિલકુલ જ દેખાતો ન હતો.

**રીંછનો સામનો :** એ જંગલમાં મને એક મોટા કાળા રીંછનો ભેટો થયો. તેણે એકદમ મોટી ગર્જના કરી અને પોતાના પાછલા પગે ઊભા થઈને મારો કોળિયો કરી જવા મોઢું ફાડ્યું. હું થોડીવાર બિલકુલ ડગ્યા વગર સ્તબ્ધ ઊભો રહ્યો. પછી ધીરે ધીરે મેં મારો સોટો તેની તરફ ઉગામ્યો. એ જોઈને રીંછ ભયભીત થઈને ઊભે પગે ભાગ્યું. રીંછની જોરદાર ગર્જના દૂરથી સાંભળીને મને થોડીવાર પહેલાં મળેલા પેલા ગ્રામ્ય લોકો લાકડીઓ અને શિકારી કૂતરાઓ લઈને મારી રક્ષા કરવા દોડી આવ્યા.

**ચેતવણી :** એ લોકો હવે મને આગળ ન જવા અને પોતાની સાથે પાછા ફરવા સમજાવવા લાગ્યા. તેમણે કહ્યું : 'આ જંગલમાં જો તમે જરા પણ આગળ વધશો તો તમારે સંકટોનો સામનો કરવો પડશે. આ પર્વત અને જંગલમાં તમને રીંછ, હાથી, સિંહ વગેરે ભયંકર ક્રૂર અને હિંસક જંગલી પશુઓ મળશે.'

**ઈશ્વર-વિશ્વાસ :** મેં તેઓને કહ્યું : 'તમે મારા કુશળ-મંગળની ચિંતા ના કરશો; કારણ કે હું કુશળ-મંગળ અને સુરક્ષિત છું.' હું નર્મદાનું ઉદ્‌ગમસ્થાન જોવા મારા મનમાં દૃઢ હતો. એટલે સમસ્ત ભય અને કષ્ટ મારા સંકલ્પને વિચલિત કરવામાં અસમર્થ હતાં. જ્યારે પેલા લોકોએ જોયું કે તેઓની ગમે તેટલી ભયંકર ભયની વાતોની મારા પર કોઈ અસર થતી નથી અને હું

મારા સંકલ્પમાં દૃઢ નિશ્ચય છું, ત્યારે તેઓએ મને આત્મરક્ષા માટે મારા સોટા કરતાં મોટો એક ડંડો આપ્યો, પરંતુ મેં એ ડંડો તરત જ ફેંકી દીધો.

**નિર્જનતા :** એ દિવસે જ્યાં સુધી ચોતરફ અંધકાર છવાઈ ન ગયો એટલે કે રાત પડી ન ગઈ ત્યાં સુધી હું આખો દિવસ ચાલતો જ રહ્યો. એ જંગલમાં કેટલાય કલાકો સુધી મને માનવવસ્તીનું એક પણ નિશાન જોવા ન મળ્યું. દૂર દૂર સુધી કોઈ ગામ જોવા મળતું ન હતું. દૂર દૂર સુધી કોઈ ઝૂંપડી પણ નજરે પડતી ન હતી અને ન તો કોઈ માણસ મારા જોવામાં આવ્યો. પરંતુ એક વસ્તુ જે મારા માર્ગમાં જોવામાં આવતી હતી એ હતાં વૃક્ષો અને એ પણ અનેક તો હાથીઓએ મૂળમાંથી ઉખેડીને ફેંકી દીધેલાં અને તૂટેલાં પડ્યાં હતાં.

**ભયંકર જંગલ :** અહીંથી આગળ થોડે દૂર મને એક વિશાળ અને વિકટ જંગલ દેખાયું. એમાં પ્રવેશ કરવો મુશ્કેલ હતો. હું એ નિબિડ જંગલમાં આવી પડ્યો. આ જંગલ બોરડીનાં અને એવાં જ બીજાં કાંટાવાળાં અસંખ્ય ઝાડથી ભરેલું હતું. તેની વચ્ચેથી બહાર નીકળીને જંગલમાં પહોંચવું અતિ મુશ્કેલ જ નહિ, પરંતુ અસંભવ જણાતું હતું. પહેલાં તો મને તેની અંદરથી બહાર નીકળવાનું અસંભવ જણાયું. પરંતુ જરૂર પડ્યે ક્યાંક ગોઠણભેર ચાલીને, ક્યાંક ઊંધો પડીને પેટ પર સાપની જેમ ચાલીને ધીરે ધીરે એ ઝાડની ઘટાઓમાંથી પાર નીકળ્યો. આવી રીતે એ વિપદાઓ અને મુશ્કેલીઓ પર વિજય મેળવ્યો. આ દિગ્વિજય પ્રાપ્ત કરવા મારે મારા શરીરના માંસની પણ ભેટ ધરવી પડી. હું આ રીતે ઘાયલ અને અધમૂઓ થઈને બહાર નીકળ્યો. એ સમયે ચારે બાજુ અંધકાર વ્યાપી ગયો હતો. અંધકાર સિવાય બીજું કંઈ જ નજરે પડતું ન હતું.

**દૃઢ સંકલ્પ :** આગળ કોઈ રસ્તો દેખાતો ન હતો. પરંતુ મારો આગળ વધવાનો વિચાર મક્કમ હતો. મને એવી આશા હતી કે આગળ કોઈ ને કોઈ માર્ગ મળી જ આવશે. માટે જરા પણ રોકાયા વિના નિરંતર આગળ ને આગળ ચાલતો જ ગયો. છેવટે હું એક એવા ભયાનક સ્થળે આવી પહોંચ્યો કે જ્યાં ચારે તરફ ઊંચી ઊંચી શિલાઓ અને પર્વતો જ હતાં. તેની ઉપર ચારે તરફ ગાઢ ઔષધિઓ અને વનસ્પતિઓ છવાયેલી હતી. પરંતુ તેમાં ક્યાંક ક્યાંક મનુષ્યના નિવાસનાં ચિહ્નો અને સંકતો જરૂર જણાતાં હતાં. થોડી જ વારમાં મને ત્યાં કેટલીક ઝૂંપડીઓ અને નાનાં કાચાં ઘર જોવામાં આવ્યાં. તેની ચારે તરફ છાણના ઢગલાઓ પડ્યા હતા. પાસે એક સ્વચ્છ પાણીની નાનકડી નદી હતી. તેના કાંઠે ઘણાં બકરાં ચરતાં હતાં. ઝૂંપડાંઓ અને તૂટ્યાંફૂટ્યાં ઘરોનાં બારણાં અને છિદ્રોમાંથી ટમટમતો પ્રકાશ દેખાતો

હતો. એ જાણે ત્યાંથી નીકળતા પથિકને સ્વાગત અને વધામણીના શબ્દો સંભળાવતો હોય એવું લાગતું હતું. મેં ત્યાં એક ઝૂંપડી પર ફેલાયેલા એક વિશાળ ઝાડની નીચે રાત ગાળી. સવારે ઊઠીને મેં મારા જખમી હાથ-પગ, સોટો વગેરે નદીના પાણીમાં ધોયા. પછી સંધ્યા-પ્રાર્થના કરવા બેસવાની તૈયારી કરતો જ હતો ત્યાં કોઈ જંગલી પશુની ગર્જના જેવું મને સંભળાયું. એ ટમ-ટમ એવો (ઢોલ કે નગારાનો) ઊંચો ધ્વનિ સંભળાતો હતો.

**વનવાસીઓનો મેળાપ :** થોડી વારમાં મને એક મોટી સવારી - લોકોનું ટોળું આવતું નજરે પડ્યું. એમાં ઘણાંબધાં સ્ત્રી-પુરુષો અને બાળકો હતાં. તેઓની પાછળ ઘણીબધી ગાયો અને બકરાં હતાં. એ બધાં લોકો એક ઝૂંપડી કે ઘરમાંથી નીકળ્યાં. કદાચ તેઓ રાતે કોઈ ધાર્મિક તહેવારની ક્રિયા પૂરી કરવા આવ્યાં હતાં. જ્યારે તેઓએ મને જોયો કે આ કોઈ અજાણ્યો માણસ લાગે છે, ત્યારે એ પૈકી ઘણાં બધાં મારી આજુબાજુ એકઠાં થઈ ગયાં. છેવટે એમાંના એક વૃદ્ધ પુરુષે આગળ આવીને મને પૂછ્યું : 'તમે ક્યાંથી આવો છો ?' મેં તે બધાંને કહ્યું : 'હું કાશીથી આવું છું અને આગળ નર્મદા નદીના ઉદ્‌ગમસ્થાન તરફ યાત્રા માટે જઈ રહ્યો છું.' એટલું પૂછીને એ બધાં મને ઉપાસના કરવામાં નિમગ્ન છોડીને ચાલ્યાં ગયાં. અડધો કલાક પછી તેઓનો એક મુખી બે પહાડી પુરુષો સાથે મારી પાસે આવ્યો અને એક બાજુ બેસી ગયો. હકીકતમાં તે એ બધાંનો પ્રતિનિધિ બનીને મને પોતાની ઝૂંપડીઓએ લઈ જવા આવ્યો હતો. પરંતુ એ બધાં મૂર્તિપૂજક હોવાથી મેં પહેલાંની જેમ ત્યારે પણ તેના નિમંત્રણનો સ્વીકાર ન કર્યો. ત્યારે તેણે પોતાની સાથે આવેલાઓને મારી પાસે અગ્નિ સળગાવવાનો હુકમ કર્યો અને બે જણાને ત્યાં રોકાવાનું કહ્યું. એ બંને જણા મારી રક્ષા કરતા આખી રાત જાગતા રહ્યા. જ્યારે તેણે મને ભોજન માટે પૂછ્યું તો મેં કહ્યું : 'હું માત્ર દૂધ પીને નિર્વાહ કરું છું.' ત્યારે પેલા દયાવાન મુખીએ મારું કમંડળ માંગ્યું. તે પોતાની કુટિયા પર ગયો અને તેમાં દૂધ ભરીને મને પહોંચાડ્યું. મેં એ રાતે તેમાંથી થોડુંક દૂધ પીધું. પછી તે મુખી પેલા બે માણસોને મારા ચોકીપહેરાનું કામ સોંપીને ચાલ્યો ગયો. એ રાતે હું ગાઢ નિદ્રામાં સૂતો અને સૂર્યોદય સુધી સૂતો રહ્યો. ઊઠીને સંધ્યા વગેરે કરીને હું યાત્રા માટે આગળ ચાલી નીકળ્યો.'

**અધૂરું આત્મવૃત્તાંત :** અહીં 'ધ થિયોસૉફિસ્ટ' પત્રિકામાં પ્રકાશિત થયેલી સ્વામીજીની સ્વ-લિખિત આત્મકથાનો ત્રીજો અને છેલ્લો ભાગ પૂરો થાય છે. એવું લાગે છે કે વેદભાષ્યના લેખન તથા ધર્મપ્રચારની અનેક વ્યસ્તતાઓને કારણે સ્વામીજી આત્મકથાના આગળના ભાગ લખી ન શક્યા. આમ તેમની આ આત્મકથા અધૂરી રહી ગઈ છે. પરંતુ તેમનાં દૃઢ મનોબળ અને ઇચ્છાશક્તિ જોતાં નિશ્ચિત

રૂપે તેમણે ભયંકર સંકટોનો સામનો કરીને પણ નર્મદાના ઉદ્‌ગમસ્થાન અમરકંટક પહોંચીને પોતાનો આ સંકલ્પ જરૂર પૂરો કર્યો હશે.

## ગુરુની ખોજમાં તપસ્યા

આમ સ્વામી દયાનંદ સાચા શિવનો સાક્ષાત્કાર કરવા અને મૃત્યુંજય બનવા પરમ યોગી અને સદ્‌ગુરુની શોધમાં પંદર-પંદર વર્ષો સુધી નિરંતર ભ્રમણ કરતા રહ્યા. આ ભ્રમણ દરમિયાન તેઓ હિમની ચાદર ઓઢીને જુગ જુગની ગાથાઓ ગાતા અને ગગનને ગેલ કરતા હિમાલયનાં ધવલગિરિ શિખરો પણ ખૂંદી વળ્યા. પોતાના આ સંકલ્પની પૂર્તિ માટે અવધૂત દયાનંદ પર્વતો ઓળંગ્યા, તેનાં ગગનચુંબી શિખરો પર જઈ પહોંચ્યા, ભયાનક જંગલો અને અડાબીડ ઝાડીઓમાંથી પસાર થયા. આ માટે તેઓ મેદાનો, વન-ઉપવનો, ગુફાઓ, કંદરાઓમાં બધે જ ફરી વળ્યા. કડકડતી ઠંડીમાં સરિતાના તટ પરની રેતીને જ પોતાની પથારી બનાવીને પોઢી જતા દયાનંદે આ માટે અગણિત કષ્ટો સહન કર્યાં.

અમરપંથના પથિક દયાનંદે ગુરુની ખોજમાં આબુ અને ટેહરી જોયાં, કેદારઘાટ અને રુદ્ર પ્રયાગ ફર્યા, ગુપ્તકાશી અને ગૌરીકુંડમાં ઘૂમ્યા, તુંગનાથ અને અલકનંદામાં દેહની ચારણી કરી નાખી, બદ્રીનારાયણ અને દ્રોણસાગરમાં રઝળપાટ કર્યો. પરંતુ તેમને ક્યાંય સત્‌ધામનો કેડો દેખાડનાર ગુરુ ન મળ્યા. જિજ્ઞાસુ દયાનંદની જ્ઞાનપિપાસાને ગંગા અને નર્મદાનાં જળ પણ છિપાવી ન શક્યાં. તેમના હૃદયમાં પ્રજ્વલિત જ્ઞાન-ક્ષુધાને હિમાલયની ઠંડી પણ બુઝાવી ન શકી. છેવટે દયાનંદે દંડી સ્વામી વિરજાનંદ સરસ્વતી પાસે મથુરા જવા પ્રસ્થાન કર્યું.

## ૧૮૫૭નો સ્વાતંત્ર્ય સંગ્રામ અને સ્વામી દયાનંદ

સ્વામી દયાનંદ નર્મદાના ઉદ્‌ગમસ્થાને પહોંચવા માટે ભ્રમણ કરી રહ્યા હતા ત્યારથી લઈ તેઓ ગુરુ વિરજાનંદ પાસે મથુરા પહોંચ્યા એ બંને વચ્ચેનાં લગભગ ત્રણેક વર્ષ દરમિયાન તેઓ ક્યાં ક્યાં ગયા, તેમણે શું-શું કર્યું વગેરે વિષયો લગભગ અજ્ઞાત છે, અને એ વિશે કુતૂહલ બની રહ્યું છે. સ્વામીજીની સ્વ-લિખિત આત્મકથા કે જેનો અંગ્રેજી અનુવાદ સૌપ્રથમ થિયોસૉફિસ્ટ પત્રિકામાં પ્રકાશિત થયો હતો એમાં પણ આ સમયગાળાના વૃત્તાંતનો સમાવેશ નથી. સ્વામીજીના વિખ્યાત જીવનચરિત્રકારો પણ આ ત્રણેક વર્ષો અંગે લગભગ મૌન જ છે.

મહર્ષિ દયાનંદના જીવન-કાર્યમાં, તેમનાં પ્રવચનો અને ઉપદેશોમાં તથા તેમના ગ્રંથોમાં સર્વત્ર સ્વદેશપ્રેમ, દેશભક્તિ અને રાષ્ટ્રહિતની ઉત્કટ ભાવનાઓ છલકે છે. આથી કેટલાક લોકો સ્વામીજીએ સન ૧૮૫૭ - સંવત ૧૯૧૪ના સ્વાતંત્ર્ય

સંગ્રામમમાં ભાગ લીધો હોવો જોઈએ, એવું અનુમાન કરે છે. જોકે આ વિશે વિદ્વાનો અને લેખકોમાં મતભેદ પ્રવર્તે છે અને આ વિશે લેખો-પ્રતિલેખો તથા પુસ્તકો પણ પ્રકાશિત થયાં છે. જ્યાં સુધી ઠોસ પ્રમાણ હાથ ન લાગે ત્યાં સુધી ફક્ત વ્યક્તિગત ધારણા કે અનુમાનના આધારે કોઈ નિષ્કર્ષ પર પહોંચવું યોગ્ય નથી.[૧]

નિષ્કર્ષ રૂપે એમ કહી શકાય કે સ્વામી દયાનંદ અને ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સંગ્રામ વિશેની ચર્ચા-વિવેચના એક સ્વતંત્ર પુસ્તકનો વિષય બની શકે તેમ છે. અનેક વિદ્વાન લેખકોએ આ વિશે લખ્યું પણ છે. આ ઐતિહાસિક સંશોધનનો વિષય હોઈ પૂરતા અનુસંધાન બાદ જ આ વિશે મત વ્યક્ત કરવો જોઈએ એમ સમજીને અહીં માત્ર આટલો જ નિર્દેશ કરીને વિરામ લઈએ છીએ.

• • •

---

૧. **લેખક દ્વારા સંશોધન :** ૧૮૫૭ના નિષ્ફળ ગયેલા સ્વાતંત્ર્ય સંગ્રામમાં અસંખ્ય સેનાનીઓ ખપી ગયા હતા. નાનાસાહેબ પેશવાએ સંન્યાસીના ગુપ્તવેશમાં સૌરાષ્ટ્ર આવીને પોતાનું શેષ જીવન મોરબી (કે શિહોર)માં વિતાવ્યું હતું. તેઓ મોરબીના નગરશેઠને ત્યાં રહ્યા હતા અને મોરબીના શંકરાશ્રમમાં તેમની સમાધિના પુરાવા મળે છે. આથી કેટલાક લોકો એવું અનુમાન કરે છે કે, સ્વામી દયાનંદ અને નાનાસાહેબ મળ્યા હોવા જોઈએ અને સ્વામીજીની જન્મભૂમિ ટંકારા હોવાથી તેમણે નાનાસાહેબને મોરબીમાં ગુપ્તવાશ કરવાની ભલામણ કરી હશે.

આ પંક્તિના લેખકે આ વિશે સંશોધન કરવા તારીખ ૧.૬.૧૯૮૮ના રોજ મોરબીના નગરશેઠના વર્તમાન વંશજ ચંદ્રકાંતભાઈની મુલાકાત લીધી હતી. તેમની પાસે નાનાસાહેબે બનાવેલાં તાત્યાટોપે, માધવરાવ પેશ્વા, બહાદુરશાહ જફર, અવધની બેગમ હજરત મહલ, વિક્ટોરિયા તથા પોતાનાં (નાનાસાહેબનાં) ચિત્રો હતાં. આ ચિત્રો કાચ પર બનાવવામાં આવ્યાં હતાં અને વોટર કલરનાં હતાં. લેખકે આ ચિત્રોનું નિરીક્ષણ કર્યું હતું.

**અન્ય કાર્ય :** સ્વામી દયાનંદે સત્યાર્થપ્રકાશના અગિયારમા સમુલ્લાસમાં દ્વારકા મંદિર અને વાઘેર લોકો વિશે કરેલા ઉલ્લેખનો ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સંગ્રામ સાથે શો સંબંધ હોઈ શકે, એ અંગે શોધ કરવા માટે આ લેખકે દ્વારકા-ઓખાનો પ્રવાસ કર્યો હતો અને એ સમયની ઘટનાઓનું સાહિત્ય પ્રાપ્ત કરીને સંશોધનાત્મક લેખો પ્રકાશિત કર્યા હતા. આ લેખો માટે ''આર્યજગત્'' સાપ્તાહિકનો તારીખ ૮.૫.૧૯૮૮નો અંક તથા સ્વામી વિદ્યાનંદ સરસ્વતીના સત્યાર્થ-ભાસ્કર ગ્રંથનો બીજો ભાગ (પાન ૧૮૭-૧૮૮) દ્રષ્ટવ્ય છે. - લેખક

લેખક શ્રી દયાલ મુનિના 'ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની'ના પરિશિષ્ટ-૧માં આ વિશે વિસ્તારથી લખવામાં આવ્યું છે. - સંપાદક

: ૪ :

# ગુરુ વિરજાનંદની પાઠશાળામાં

જ્ઞાનપિપાસુ સ્વામી દયાનંદ મથુરામાં નિવાસ કરતા પ્રજ્ઞાચક્ષુ દંડી સ્વામી વિરજાનંદ સરસ્વતીની વિદ્વત્તા, પુણ્યકીર્તિ અને પ્રસિદ્ધિ સાંભળી હતી. આથી તેઓ તેમને મળવા ઉત્સુક હતા. તેમણે મથુરા તરફ પ્રસ્થાન કર્યું. માર્ગમાં હાથરસ અને મુરસાન રોકાઈને તેઓ ઉત્તરીય કારતક સુદ બીજ, સંવત ૧૯૧૭, બુધવાર- ૧૪ નવેમ્બર, ૧૮૬૦ના રોજ મથુરા પહોંચ્યા. ત્યાં રંગેશ્વર મહાદેવના મંદિરમાં થોડો સમય નિવાસ કર્યો.

**દંડી સ્વામી વિરજાનંદ :** સ્વામી વિરજાનંદને બાળપણમાં શીતળાનો રોગ થયો હતો, જેમાં તેમની બંને આંખોની જ્યોતિ ચાલી થઈ હતી. પરંતુ તેઓ પોતાના અંતર્ચક્ષુ ખોલીને પ્રજ્ઞાચક્ષુ બન્યા હતા. તેઓ સંસ્કૃત વ્યાકરણના અષ્ટાધ્યાયી, મહાભાષ્ય વગેરેના વિષયમાં સૂર્ય સમાન દેદીપ્યમાન હતા. તેમને કૌમુદી, શીઘ્રબોધ, ભાગવત પુરાણ વગેરે અનાર્ષ (ઋષિ ન હોય તેવા લોકોએ લખેલા) આધુનિક ગ્રંથો પ્રત્યે ભયંકર ઘૃણા હતી. તેઓ પોતાનો વયોવૃદ્ધ જર્જર દેહ છૂટી જાય એ પહેલાં પોતાના એ આર્ષ જ્ઞાનને ઝીલનાર કોઈ સુપાત્ર શિષ્યની પ્રતીક્ષા કરી રહ્યા હતા.

સંવત ૧૯૧૭, સન ૧૮૬૦માં લગભગ ૩૫-૩૬ વર્ષના બ્રહ્મચારી તથા સંન્યાસી દયાનંદે એક દિવસ વિરજાનંદની પાઠશાળાનું દ્વાર ધીરેથી ખડખડાવ્યું. અંદરથી અવાજ આવ્યો -

'કોણ ?'

'સંન્યાસી.'

'તમારું નામ ?'

'દયાનંદ સરસ્વતી.' દયાનંદે વિનયપૂર્વક ઉત્તર આપ્યો.

વિરજાનંદની કુટિયાનું દ્વાર ખુલ્યું. દયાનંદ ગુરુચરણોમાં નતમસ્તક થયા. વિરજાનંદે પૂછ્યું : 'શું કાંઈ વ્યાકરણ વગેરે ભણ્યા છો ?'

દયાનંદે કહ્યું : 'સારસ્વત વગેરે વ્યાકરણ ગ્રંથ ભણ્યો છું.'

વિરજાનંદે કહ્યું : 'તમે આજ સુધી જે કંઈ ગ્રંથો ભણ્યા છો એ સામાન્ય મનુષ્યકૃત એટલે કે અનાર્ષ હોવાથી ત્યાજ્ય છે. જ્યાં સુધી તમારા પર એ ગ્રંથોનો પ્રભાવ રહેશે ત્યાં સુધી તમારા હૃદયમાં ઋષિપ્રણીત આર્ષગ્રંથોનો પ્રકાશ નહિ થાય. માટે તમારી પાસે જે આધુનિક ગ્રંથો છે તેને તમે પહેલાં યમુનામાં પધરાવી દો.'

દયાનંદે ગુરુની આજ્ઞા શિરોધાર્ય કરી અને પોતાની પાસે રહેલા અનાર્ષ ગ્રંથો યમુનામાં ફેંકી દીધા.

સ્વામી દયાનંદે આત્મકથામાં લખ્યું છે :

> 'મથુરામાં મને એક સંન્યાસી સત્પુરુષ મળ્યા. એમનું નામ સ્વામી વિરજાનંદ હતું. તેઓ પહેલાં અલવરમાં રહેતા હતા. હું મળ્યો ત્યારે તેઓ ૮૧ વર્ષના હતા. તેમને વેદશાસ્ત્રાદિ આર્ષ ગ્રંથોમાં અધિક અભિરુચિ હતી. તેઓ બંને આંખે અંધ હતા અને તેમને પેટમાં ઉદરશૂળનો રોગ હતો. તેમને કૌમુદી, શેખર વગેરે ગ્રંથો પસંદ ન હતા. ભાગવત વગેરે પુરાણોનો તેઓ ખૂબ જ તિરસ્કાર કરતા હતા. મારો તેમની સાથે પરિચય થતાં તેમણે કહ્યું : 'વ્યાકરણ ત્રણ વર્ષમાં આવડી જાય', આથી મેં તેમની પાસે જ અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો.'

**કસોટી :** દંડી સ્વામી વિરજાનંદની પાઠશાળામાં દયાનંદને પ્રવેશની અનુમતિ તો મળી ગઈ, પરંતુ હજુ એક કસોટી બાકી હતી. વિરજાનંદે કહ્યું : 'દયાનંદ, હું સંન્યાસીને ભણાવતો નથી, કારણ કે તેની રહેવા-જમવાની નિશ્ચિત વ્યવસ્થા હોતી નથી. તમે સંન્યાસી છો. માટે તમારે તમારા રહેવાની અને ભોજનની વ્યવસ્થા કરવી પડશે. એ વગર મનોયોગપૂર્વક વિદ્યાધ્યયન થઈ શકશે નહિ. માટે પહેલાં તમે એ વ્યવસ્થા કરી લો, ત્યાર પછી અધ્યયન શરૂ થશે.' એ સમયે આખા પશ્ચિમ-ઉત્તર ભારતમાં ભયંકર દુકાળ પડેલો. એવામાં સ્વામી દયાનંદ જેવા અકિંચન સર્વત્યાગી સંન્યાસી માટે અહીં અપરિચિત સ્થાને આ વ્યવસ્થા કરવી સરળ ન હતી.

**વિદ્યાપ્રાપ્તિમાં સહાયતા :** દયાનંદને વિશ્રામઘાટના ઉપરના ભાગમાં આવેલા લક્ષ્મીનારાયણ મંદિરમાં એક નાની ઓરડી રહેવા માટે મળી ગઈ. આ ઓરડી એટલી નાની હતી કે એમાં સ્વામીજી મુશ્કેલીથી પગ લાંબા કરી શકતા હતા. તેઓ શરૂમાં દુર્ગાપ્રસાદ ખત્રીને ત્યાંથી શેકેલા ચણા-દાળિયા અને કોઈવાર ચણાના રોટલા લાવીને નિર્વાહ કરતા રહ્યા. પરંતુ માત્ર ચણા પર જ નિર્વાહ કરવો મુશ્કેલ હતું. દુષ્કાળના અંતિમ દિવસોમાં દયાનંદને જોશી અમરલાલ નામના એક સંપન્ન

સદ્‌ગૃહસ્થનો મેળાપ થયો. તેઓ 'જોશીબાબા'ના નામથી પ્રખ્યાત હતા અને દયાનંદની જેમ ગુજરાતી ઔદીચ્ય બ્રાહ્મણ હતા. તેમને મહારાજા સિંધિયા તરફની ૧૦-૧૨ ગામની જમીનદારી મળી હતી. તેમણે સ્વામી દયાનંદને મથુરામાં રહ્યા ત્યાં સુધી ભોજનની ચિંતામાંથી મુક્ત કરી દીધા. સ્વામીજીએ પોતાના આ અન્નદાતા પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરતાં કહ્યું છે :

'મથુરામાં અમરલાલ નામના એક ભદ્રપુરુષ હતા. હું અભ્યાસ કરતો હતો તે દરમિયાન તેમણે મારા પર જે ઉપકાર કર્યો છે, તેને હું ભૂલી શકું તેમ નથી. તેમણે પુસ્તકો વગેરેની સામગ્રી તથા ભોજન વગેરેનો પ્રબંધ શ્રેષ્ઠ રીતે રાખ્યો હતો. પોતાને બીજે જમવા જવાનું થાય ત્યારે પહેલાં મને ઘરે રસોઈ કરીને જમાડતા અને પછી પોતે જતા હતા. એવા તે ઉદાર મનના પુરુષ હતા.'

સ્વામી દયાનંદના જીવનચરિત્રકાર દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયે અમરલાલ જોશીને જે ભાવપૂર્ણ શ્રદ્ધાંજલિ આપી છે, તેને અહીં ટાંકવાની લાલચ હું રોકી શકતો નથી. તેમણે લખ્યું છે :

> 'અમરલાલ એ નિઃસહાય સંન્યાસીની સહાયતા કરીને પોતે અમર થઈ ગયા છે. કોણ જાણતું હતું કે એક દિવસ આ સંન્યાસી વૈદિક ધર્મનો પુનરુદ્ધારક અને આર્યજાતિનો ઉન્નાયક થશે. અમરલાલને ક્યાં ખબર હતી કે હું આ અપરિચિત સંન્યાસીનું પાલન-પોષણ કરીને માત્ર ભારતના જ નહિ, પરંતુ સંપૂર્ણ સંસારના ધર્મ-બુભુક્ષુઓને અન્ન આપી રહ્યો છું. અમરલાલ, તમને ધન્ય છે ! દયાનંદ દિવાકરમાં જે તેજ-પૂંજ હતો તેના સંચયમાં તારો પણ ભાગ છે; અને જેમણે એ દિવાકરના પ્રકાશથી પાતાના હૃદયમાં રહેલા અવિદ્યારૂપી અધંકારને છિન્નભિન્ન કર્યો છે, તે સૌની શ્રદ્ધાંજલિનો તું પણ હક્કદાર છે.'

અમરલાલ ઉપરાંત દયાનંદને રાતે વાંચવા માટે દીવાના તેલ માટે ખેતામલ નન્નુમલ શરાફ તરફથી દર મહિને ચાર આના મળતા હતા. વળી દૂધ માટે હરદેવ પથ્થરવાળા દર મહિને બે રૂપિયા આપતા હતા. આમ દયાનંદને મદદ કરનારા આ દાનીઓને પણ પુણ્યસંચયનો યોગ રહ્યો.

**વિદ્યાધ્યયન :** સ્વામીજીએ નિવાસ અને ભોજનની ચિંતાથી મુક્ત થઈને વિદ્યાભ્યાસ આરંભ કર્યો. વિરજાનંદનું પાંડિત્ય અપૂર્વ હતું. તેમની પ્રતિભા અસાધારણ હતી. તેમની સ્મૃતિ આશ્ચર્યજનક હતી. તેઓ 'વ્યાકરણના સૂર્ય' કહેવાતા હતા. તેમનો દૃઢ વિશ્વાસ હતો કે આર્ષગ્રંથોના અધ્યયન વિના યથાર્થ જ્ઞાન સંભવ નથી. આથી તેમણે દયાનંદને પાણિનિમુનિકૃત અષ્ટાધ્યાયી ભણાવવાની શરૂઆત કરી અને સાથે સાથે પતંજલિમુનિકૃત મહાભાષ્ય પણ ભણાવતા હતા. એમ પણ જાણવા

મળ્યું છે કે દયાનંદે વિરજાનંદ પાસે વેદોના અર્થઘટનમાં ઉપયોગી એવાં નિરુક્ત, નિઘંટુ અને બીજાં કેટલાંક વેદાંગોનું પણ અધ્યયન કર્યું હતું. મથુરામાં ગુરુ વિરજાનંદ પાસે દયાનંદે બે વર્ષથી અધિક સમય અધ્યયન કર્યું.

**કાલજિહ્વ અને કુલક્કર :** વિરજાનંદ પાસે જેટલા વિદ્યાર્થીઓ અધ્યયન કરતા હતા તેમાં દયાનંદ સૌથી પ્રૌઢ, યોગાભ્યાસી અને ખૂબ જ મેધાવી હતા. આથી તેઓ ગુરુજી પાસે બેસીને પોતાની અનેક શંકાઓનું સમાધાન મેળવતા હતા. ક્યારેક ગુરુ-શિષ્ય વચ્ચે શાસ્ત્રચર્ચા પણ થતી હતી, જેથી વિરજાનંદ પ્રસન્ન થતા. તેઓ દયાનંદને 'કાલજિહ્વ' અને 'કુલક્કર'નાં હુલામણાં નામે પણ બોલાવતા હતા. 'કાલજિહ્વ' એટલે જેની જીભ એટલે કે વાણી અસત્યના ખંડન અને ભ્રાંતિઓના છેદનમાં સાક્ષાત્ કાળ સમાન હોય તે; અને 'કુલક્કર'નો અર્થ થાય છે - ખીલો અથવા ખૂંટો, જે ખૂંટાની સમાન દૃઢ અને અવિચળ રહીને વિપક્ષીનો પરાભવ કરે તે. દયાનંદે પોતાના ભાવિ જીવનમાં ગુરુજીએ આપેલાં આ બંને ઉપનામો સાર્થક કર્યાં.

સ્વામી દયાનંદના જીવનપ્રસંગોનું સંશોધન કરનાર પંડિત લેખરામે સ્વામીજીના મથુરા અધ્યયનકાળની કેટલીક ઘટનાઓનું વર્ણન નીચે મુજબ કર્યું છે :

**ગુરુસેવા :** વિરજાનંદજીનો નિયમ હતો કે તેઓ રોજ યમુનાના જળથી સ્નાન કરતા. દયાનંદ ગુરુજી માટે દરરોજ ૧૫-૨૦ ઘડા પાણી લઈ આવતા.

**ગુરુભક્તિ :** વિરજાનંદજી નેત્રહીન અને વયોવૃદ્ધ હોવાથી કોઈ કોઈ વાર સહજ ગુસ્સે થઈ જતા. એકવાર તેમણે ક્રોધિત થઈને દયાનંદના હાથ પર જોરથી સોટી મારી. આથી ગુરુજીના હાથમાં વેદના થવા લાગી. ત્યારે દયાનંદે કહ્યું : 'ગુરુદેવ, મારું શરીર તો વજ્ર સમાન છે. તેના પર પ્રહાર કરતાં આપના કોમળ હાથમાં વેદના થશે. આથી આપ મને મારશો નહિ.' આ સોટીનું નિશાન દયાનંદના હાથ પર જીવનભર રહ્યું હતું, જેને જોઈને તેઓ પોતાના ગુરુના ઉપકારોનું સ્મરણ કરતા હતા.

એક અન્ય અવસર પર જ્યારે વિરજાનંદે ક્રોધાવેશમાં આવીને દયાનંદ પર પ્રહાર કર્યો, ત્યારે નયનસુખ જડિયા નામના એક ભક્તે દંડીજીને કહ્યું : 'મહારાજ, દયાનંદ અમારા જેવા ગૃહસ્થી નથી, તેઓ સંન્યાસી છે. માટે આશ્રમ મર્યાદા અનુસાર તેમની શારીરિક તાડના કરવી યોગ્ય ન કહેવાય.' દંડીજીએ તેમની વાતનો સ્વીકાર કર્યો. પરંતુ જ્યારે દયાનંદને આ વાતની ખબર પડી તો તેમણે નયનસુખને ઠપકો આપ્યો : 'ગુરુજી મને શત્રુભાવથી થોડો દંડિત કરે છે ? એ તો જેમ કુંભાર ટપલાં મારી મારીને ઘડો બનાવે છે, તેમ મને ઘડવા માટે, મારા સુધાર માટે મને દંડિત કરે છે.'

**દ્વાર બંધ :** વિદ્યા સમાપ્ત થવાને હવે થોડા જ દિવસ રહ્યા હતા. દયાનંદે ગુરુજીની આજ્ઞા અનુસાર તેમની બેઠકમાં સાવરણથી કચરો સાફ કરીને એક જગ્યાએ એકઠો કર્યો હતો. એ કચરામાં ગુરુનો પગ પડતાં તેમણે દયાનંદને કઠોર વચન કહ્યા અને પાઠશાળામાંથી બહાર કાઢી મૂક્યા અને તેમના માટે દ્વાર બંધ કરી દીધાં. આથી દયાનંદને ખૂબ ચિંતા થઈ. પરંતુ બાદમાં નયનસુખ જડિયા અને નંદન ચોબાએ ગુરુજીને મનાવી લીધા. ગુરુજીએ પણ પોતાના પ્રિય શિષ્ય દયાનંદને ક્ષમા આપી અને અંદર લઈ લીધા.

દયાનંદ માટે પાઠશાળાનાં દ્વાર બંધ થવાનો એક બીજો પ્રસંગ પણ બન્યો હતો. દંડીજી વિદ્યાર્થીઓ સિવાય બીજા કોઈ બહારના લોકોને મળવાનું ટાળતા. પરંતુ એક દિવસ દંડીજીના પૂર્વાશ્રમના એક સંબંધી તેમનાં દર્શન કરવા મથુરા આવ્યા. દયાનંદ તેમને પાઠશાળામાં લઈ ગયા. દંડીજીને આ વાતની જાણ થતાં તેઓ અપ્રસન્ન થયા અને તેમણે દયાનંદને બહાર કાઢી મૂક્યા અને તેમના માટે પાઠશાળાનાં દ્વાર બંધ કરી દીધાં. આ વખતે પણ નયનસુખ જડિયાની મદદથી ગુરુજીએ દ્વાર ખોલી આપ્યાં અને દયાનંદને અંદર લઈ લીધા.

**પાઠ વિસ્મૃતિ અને દૃઢ સંકલ્પ :** સ્વામી દયાનંદ અતિ મેધાવી હતા. તેમની સ્મરણશક્તિ અને ધારણાશક્તિ અદ્‌ભુત હતી. એક જ વાર સાંભળેલો પાઠ તેમને યાદ રહી જતો. પરંતુ એક દિવસ ગુરુજીએ બતાવેલ અષ્ટાધ્યાયીની પ્રયોગ-સિદ્ધિ વિસ્મૃત થઈ ગઈ. ગુરુજીને ફરી વાર બતાવવા પ્રાર્થના કરી. પરંતુ દૃઢ અનુશાસનપ્રિય ગુરુજીએ બીજી વાર બતાવવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો અને સાથે એમ પણ કહ્યું : 'એ પ્રયોગ-સિદ્ધિ યાદ કરીને આવો, નહિ તો મારી પાસે ન આવશો - યમુનામાં ડૂબી મરજો.' ગુરુજીનાં આ કઠોર વચન દયાનંદને સ્પર્શી ગયાં. તેમણે દૃઢ સંકલ્પ કર્યો કે, જો એ પ્રયોગ-સિદ્ધિનું સ્મરણ ન થાય તો યમુનામાં કૂદીને જળસમાધિ લઈ લઈશ. આ સંકલ્પ સાથે તેઓ યમુનાના કિનારે સિતાઘાટ પહોંચ્યા. ત્યાં ધ્યાનમગ્ન થઈને વિસ્મૃત પાઠનું સ્મરણ કરવા લાગ્યા. થોડી જ વારમાં એ પ્રયોગ-સિદ્ધિ યાદ આવી ગઈ. ગુરુજી સમક્ષ આવીને એ સંભળાવી દીધી. ગુરુજી અત્યંત પ્રસન્ન થયા.

**પ્રાયશ્ચિત્ત :** સ્વામી દયાનંદ નૈષ્ઠિક બ્રહ્મચારી હોવાથી યતિમય જીવન જીવતા હતા. એક દિવસ નિત્યક્રમ મુજબ તેઓ યમુનાના કાંઠે સમાધિસ્થ બેઠા હતા ત્યારે એક સ્ત્રીએ આવીને ભક્તિભાવથી તેમનાં ચરણોમાં નમસ્કાર કર્યા. દયાનંદ ચોંકી ઊઠ્યા અને 'માતા-માતા' બોલતાં ઊભા થઈ ગયા. તરત જ યમુનામાં વસ્ત્રસહિત સ્નાન કરીને ગોવર્ધન પર્વત પર એક નિર્જન સ્થાને પહોંચી ગયા અને ત્યાં ત્રણ દિવસ સુધી નિરાહાર રહીને ધ્યાનમગ્ન રહ્યા. ચોથા દિવસે દંડીજીએ ગેરહાજરીનું

કારણ પૂછતાં તેમણે ઉક્ત ઘટના કહી સંભળાવી. આથી દંડીજી પ્રસન્ન થયા અને તેમણે પોતાના શિષ્યની પ્રશંસા કરી અને તેમને આશીર્વાદ આપ્યા.

**દેવેન્દ્રનાથનું મંતવ્ય :** સ્વામી દયાનંદના જીવનચરિત્રના વિખ્યાત અને ગંભીર અન્વેષક દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દયાનંદના મથુરા અધ્યયન સમયની કેટલીક બાબતોને સત્ય માનતા નથી. તેમણે દયાનંદ દ્વારા યમુનામાંથી દરરોજ પાણીના ઘડા ભરી લાવવા, પાઠશાળામાં ઝાડું લગાવવું તથા ગુરુજી દ્વારા કોઈ કોઈ વાર તેમને સોટી મારવી વગેરે ઘટનાઓને નિર્મૂળ બતાવી છે. તેમનું કહેવું છે કે, વિરજાનંદજી પાસે નોકર હતા અને દયાનંદ પણ પોતાના હાથ પરનું સોટીનું નિશાન લોકોને શા માટે બતાવે ? આથી દેવેન્દ્રનાથની દૃષ્ટિએ વિરજાનંદનો દયાનંદ પ્રત્યેનો આવો વ્યવહાર માનવા યોગ્ય નથી.

વિરજાનંદ પોતાના વિદ્યાર્થીઓને ખૂબ જ લાગણીપૂર્વક ભણાવતા હતા અને સ્નેહપૂર્વક રાખતા હતા અને હંમેશાં તેઓના કલ્યાણ માટે પ્રયત્નશીલ રહેતા હતા. દેવેન્દ્રનાથે રંગદત્ત ચોબા, પુરુષોત્તમ ચોબા અને પંડિત યુગલકિશોર નામના દયાનંદના સહપાઠીઓને મળીને ઉક્ત ઘટનાઓ વિશે પૂછતાં તેઓએ જણાવ્યું હતું કે, આ બાબતો સાચી જણાતી નથી. આથી દેવેન્દ્રનાથે લખેલા સ્વામી દયાનંદના જીવનચરિતમાં ઉક્ત ઘટનાઓનું વર્ણન કરવામાં આવ્યું નથી અને એ ઘટનાઓને મિથ્યા બતાવેલ છે.[૧]

**અધ્યયન પૂરું થયું :** દયાનંદે ગુરુચરણોમાં બેસીને વ્યાકરણના આર્ષગ્રંથોનું એટલે કે અષ્ટાધ્યાયી, મહાભાષ્ય વગેરેનું સાંગોપાંગ અધ્યયન કર્યું. તેઓ દંડી વિરજાનંદ પાસે બીજું શું-શું ભણ્યા હતા તેનું સ્પષ્ટ વિવરણ પ્રાપ્ત થતું નથી. પરંતુ એ નિશ્ચિત છે કે દંડીજી પાસેથી તેમને શાસ્ત્રોનાં અધ્યયન અને પર્યાલોચન (સંપૂર્ણ આલોચન - સમીક્ષા)ના વિષયમાં આર્ષ-અનાર્ષ ગ્રંથોનો વિવેક કરવાની વિશેષ દૃષ્ટિ પ્રાપ્ત થઈ. આર્ષ એટલે કે ઋષિકૃત ગ્રંથો પોતાના વિષયનું સરળતાથી પ્રતિપાદન કરે છે, તેમ જ તર્કની કસોટી પર ખરા ઊતરે છે. જ્યારે અનાર્ષ એટલે કે સાધારણ મનુષ્યકૃત ગ્રંથો આથી વિપરીત હોય છે. ગુરુ પાસેથી મળેલી આ

---

૧. જોકે સ્વામી વિરજાનંદના પ્રસિદ્ધ જીવનચરિત્રકાર ડૉ. રામપ્રકાશે આ વિશે લખ્યું છે : 'પંડિત લેખરામે બધી જ ઘટનાઓ યુગલકિશોર, દામોદર ચોબે, હરિકૃષ્ણ ગંગાદત્ત (બધાય સ્વામી દયાનંદના સહપાઠીઓ), નયનસુખ જડિયા, રામચંદ્ર (લક્ષ્મીનારાયણ મંદિરના પૂજારી) વગેરેને ડિસેમ્બર, ૧૮૮૮માં સ્વયં પૂછીને લખી હતી.' (ગુરુ વિરજાનંદ દંડી, સંસ્કરણ માર્ચ ૨૦૦૨, પાન ૮૧, પાદટીપ ૧૧) પંડિત લેખરામ દ્વારા સંગૃહીત સ્વામીજીના જીવનચરિત્રના પાન ૫૯ પર પણ આવી જ પાદટીપ વાંચવા મળે છે. (છઠ્ઠું સંસ્કરણ, ૨૦૦૭) - સંપાદક

દૃષ્ટિના પરિણામે જ દયાનંદને વેદો સર્વોપરી અને સ્વતઃપ્રમાણ છે, એ સત્ય હાથ લાગ્યું હતું. અને આગળ જતાં તેમણે પોતાનાં તમામ મંતવ્યો, સિદ્ધાંતો અને કાર્યોમાં વેદોને જ આધાર તરીકે સ્વીકાર્યા હતા.

**ચિનગારીની જ્વાળા :** ગુરુ અને શિષ્ય બંને વિરક્ત સંન્યાસીઓ હતા. તેથી તેઓની વચ્ચે થતા વાર્તાલાપના વિષય પણ સાંસારિક નહિ, પરંતુ પ્રાયઃ દાર્શનિક, આધ્યાત્મિક અને સ્વદેશસુધાર વિષયક જ રહેતા હતા. વિરજાનંદ પોતાના શિષ્યોને કહેતા : **'હું તમારા હૃદયમાં વિચારોની એક ચિનગારી પેટાવી રહ્યો છું, જે સમય આવ્યે પ્રચંડ જ્વાળારૂપ બનશે. તેમાં દેશમાં ફેલાયેલા અનેક સપ્રંદાયજન્ય આડબંરો, મિથ્યા વિશ્વાસો અને ભ્રાંત મતો સળગીને રાખ થઈ જશે.'** અન્ય શિષ્યોના હૃદયમાં તો ગુરુજીની અપેક્ષા અનુસાર એ ચિનગારી ન પ્રગટી, પરંતુ દયાનંદના હૃદયમાં એ જરૂર પ્રગટી અને પ્રચંડ જ્વાળા બની, જેણે સંસારમાં ફેલાયેલાં અજ્ઞાન, અવિદ્યા અને અંધવિશ્વાસોને બાળીને ભસ્મીભૂત કરી નાખ્યાં.

**જ્ઞાનપ્રાપ્તિ :** દયાનંદને જે જ્ઞાન પર્વતોનાં શિખર પર પ્રાપ્ત ન થયું, ગિરિ-તળેટીઓ, કંદરાઓ અને ગુફાઓમાં પ્રાપ્ત ન થયું, સરિતાઓના તટ પર પ્રાપ્ત ન થયું, મહંતોના મઠોમાં પ્રાપ્ત ન થયું, તે જ્ઞાન તેમને અહીં મથુરામાં યોગીવર દંડી સ્વામી વિરજાનદનાં ચરણોમાં પ્રાપ્ત થયું. ગુરુએ દયાનંદને વિદ્યાના સ્રોતમાં ઝબોળ્યો. દયાનંદે આર્ષગ્રંથોની અમૃત-સરિતામાં ધરાઈ ધરાઈને ડૂબકીઓ મારી. તેમની તપશ્ચર્યા અને આશાઓ અહીં ફળીભૂત થઈ. જ્ઞાનરૂપી અગ્નિમાં સોનું દિવ્ય કુંદન બનીને ઝળહળી ઊઠ્યું.

**ગુરુદક્ષિણા :** વિદ્યાધ્યયન સમાપ્ત થયું. વિરજાનંદ શિષ્યો પાસેથી કોઈ દક્ષિણા લેતા નહિ. પરંતુ દયાનંદે વિચાર કર્યો કે પ્રાચીન પરંપરા અનુસાર ગુરુચરણોમાં કંઈક તો ભેટ ધરવી જ જોઈએ. દયાનંદ તો અકિંચન સંન્યાસી હતા. તેમની પાસે ભેટ આપવા જેવું કંઈ જ ન હતું. તેમ છતાં ગુરુજીને લવિંગ બહુ પ્રિય હોવાથી તેઓ ક્યાંકથી લવિંગ માંગી લાવ્યા અને એ લઈને ગુરુ સમક્ષ ઉપસ્થિત થયા. ગુરુચરણોમાં વંદન કરીને કહ્યું : 'ગુરુદેવ, આપની અસીમ કૃપાથી મને વિદ્યા પ્રાપ્ત થઈ છે. તેથી હું કૃતાર્થ થયો છું. ભગવન્, આપનો આ શિષ્ય હવે દેશાટનની આજ્ઞા ઇચ્છે છે. ગુરુદક્ષિણા માટે આપના આ ભિક્ષુક શિષ્ય પાસે કંઈ જ નથી. હું અકિંચન આ થોડા લવિંગ લાવ્યો છું. કૃપા કરીને આપ મારી આ તુચ્છ ભેટના સ્વીકાર કરીને મને આશીર્વાદ આપો.' વિરજાનંદે કહ્યું : 'વત્સ, શું તમે મને આ તુચ્છ લવિંગની દક્ષિણા આપીને ગુરુ-ઋણથી મુક્ત થઈ જશો ? મેં તો તમારી પાસે ખૂબ જ ઉચ્ચ આશાઓ રાખી છે, જેની પૂર્તિ કરવાનું સામર્થ્ય હું તમારામાં જોઈ રહ્યો છું.' દયાનંદે ચરણસ્પર્શ કરીને વિનમ્ર ભાવે કહ્યું : 'ગુરુદેવ,

આજ્ઞા કરો. મારાં તન-મન આપનાં ચરણોમાં સમર્પિત છે.' આ સાંભળી વિરજાનંદનું હૃદય ભરાઈ આવ્યું. તેમણે ગદ્‌ગદ સ્વરે કહ્યું : 'દયાનંદ, મને તમારી પાસે આ જ આશા હતી.' વિરજાનંદજીએ ગુરુદક્ષિણા માંગતાં કહ્યું :

**'વત્સ, આપણો આ મહાન દેશ આજે દીન-હીન થઈ ગયો છે. તમે તેનો ઉદ્ધાર કરો. જુદા જુદા મતમતાંતરોની સાંપ્રદાયિકતાને કારણે જે અવિદ્યા-અંધકાર ફેલાયો છે, તેનું નિવારણ કરો. વેદ અને આર્ષ ગ્રંથોનો પ્રચાર-પ્રસાર કરી તેને પુનઃ પ્રતિષ્ઠિત કરો. જનહિતને સમર્પિત થઈને વૈદિક ધર્મનો પુનરુદ્ધાર કરો. આ જ મારો આદેશ છે, આ જ મારો ઉપદેશ છે. તમે આમ કરશો એ વચન આપો. આ જ મારી ગુરુદક્ષિણા છે.'**

દયાનંદે ગુરુચરણોમાં શિર રાખીને કહ્યું :

**'ગુરુદેવ, આપની આજ્ઞા શિરોધાર્ય છે. હું મારા પ્રાણ અર્પણ કરીને પણ આપના આ આદેશનું પાલન કરીશ.'**

ગુરુ વિરજાનંદ ભાવવિભોર થઈ ગયા. તેમણે પોતાના પ્રિય શિષ્યને આશીર્વાદ આપ્યા : 'ઈશ્વર તમને આનંદમાં રાખે અને તમારા ઉદ્દેશ્યમાં સફળતા પ્રદાન કરે.' અંતે વિદાય વેળાએ તેમણે પોતાના પ્રિય શિષ્યને અંતિમ ભલામણ કરતાં કહ્યું :

**'દયાનંદ, એક વાત હંમેશાં યાદ રાખજો કે મનુષ્ય-કૃત ગ્રંથોમાં પરમાત્મા અને ઋષિઓની નિંદા ભરી છે, એટલે કે તેમાં પરમાત્માનું યથાર્થ વર્ણન કરવામાં આવ્યું નથી અને ઋષિઓનાં મંતવ્યો વિરુદ્ધ વાતો લખવામાં આવી છે; જ્યારે આર્ષ - ઋષિપ્રણીત ગ્રંથો એ દોષથી બિલકુલ મુક્ત છે. આ આર્ષ-અનાર્ષ ગ્રંથોની પરીક્ષા છે. માટે આ કસોટી ક્યારેય ન છોડશો.'**

ગુરુદેવથી વિદાય લઈને સ્વામી દયાનંદે આગ્રા તરફ પ્રયાણ કર્યું. ગુરુદેવને દેશનો ઉદ્ધાર કરવા, વેદાદિ સત્ય શાસ્ત્રોનો પુનરુદ્ધાર કરવા અને મતમતાંતર અને પંથવાદના અવિદ્યા-અંધકારને દૂર કરવાનું વચન આપીને મહારથી દયાનંદ નીકળી પડ્યા. હવે આગળનાં પ્રકરણોમાં જોઈશું કે આપણા ચરિત્રનાયકની સામે કેવા-કેવા પડકારો ખડા છે અને તેઓ કેવા અદમ્ય ઉત્સાહથી તેનો સામનો કરને વિજય મેળવે છે.

• • •

: ૫ :

# કાર્યક્ષેત્રમાં પ્રવેશ

ગુરુ વિરજાનંદ પાસેથી નીકળીને સ્વામી દયાનંદે ધર્મોપદેશ અને ધર્મ-સુધાર કરવાની શરૂઆત કરી. પરંતુ એ કાર્યની રૂપરેખા હજુ વિસ્તૃત અને સ્પષ્ટ ન હતી. સ્વામીજી પાસે ત્યારે વ્યાકરણ વગેરે શાસ્ત્રોનું પાંડિત્ય હતું; નૈષ્ઠિક બ્રહ્મચર્ય, અદમ્ય ઉત્સાહ, અદ્ભુત પ્રતિભા, વાક્ચાતુર્ય વગેરે ગુણો હતા; દેશ, જાતિ અને ધર્મની અવદશા જોઈને તેમાં જરૂરી સંશોધન અને સુધારણા કરવાની અભિલાષા કે જે એક સુધારકમાં હોવી જોઈએ, એ પણ બીજરૂપે વિદ્યમાન હતી. પરંતુ હજુ સુધી સ્વામીજીને સંપૂર્ણ વેદો પ્રાપ્ત થયા ન હતા. સંસારનું વિસ્તૃત જ્ઞાન મેળવવા અને રોગી દેશનું પરીક્ષણ કરવા હજુ ભ્રમણ કરવાનું હતું. આથી મથુરા છોડ્યા પછીનાં પ્રથમ ત્રણેક વર્ષ સ્વામીજીનું કાર્ય પરીક્ષણાત્મક અને ભાવિ ક્રાંતિકારી અને સર્વાંગી સુધારણાની તૈયારી રૂપ રહ્યું.

પ્રચારકાર્યનાં આ પ્રથમ ત્રણ વર્ષમાં સ્વામીજીએ લોકો સમક્ષ મુખ્ય રૂપે ઈશ્વરનું સત્ય સ્વરૂપ પ્રગટ કરીને મૂર્તિપૂજાનું ખંડન કર્યું. તેમના હૃદયમાં સુધારાની ભાવનાનો ઉદય તો શિવરાત્રિની ઘટનાથી જ થઈ ગયો હતો. ત્યારથી જ મૂર્તિપૂજા પ્રત્યે વિરક્તિ થઈ આવી હતી. ઈશ્વર સંબંધી ભ્રામક વિચારોના મૂળમાં એ કુહાડાનો પહેલો ઘા હતો. પછી જેમ જેમ વિદ્યાની વૃદ્ધિ થતી ગઈ, જ્ઞાનચક્ષુ ખૂલતાં ગયાં, ગુરુ-ઉપદેશ મળતો ગયો, તેમ તેમ એ ભાવના અધિક દૃઢ થતી ગઈ.

**આગ્રામાં નિવાસ :** સ્વામી દયાનંદે સંવત ૧૯૧૯ - સન ૧૮૬૩ના વૈશાખના અંતમાં આગ્રા તરફ પ્રસ્થાન કર્યું. ત્યાં યમુનાના તટ પર ભૈરવ મંદિરની નજીક સેઠ ગુલ્લામલના બગીચામાં નિવાસ કર્યો. ત્યાં એક સાધુ રહેતો હતો. તે સ્વામીજીનો ભક્ત થઈ ગયો. તેણે પોસ્ટ માસ્તર જનરલના કાર્યાલયમાં જઈ રાયબહાદુર પંડિત સુંદરલાલ વગેરેને જાણ કરી કે એક વિદ્વાન સંન્યાસી આવ્યા છે. આથી પંડિત સુંદરલાલ, પંડિત બાલમુકુંદ, પંડિત દયારામ વગેરે અનેક લોકો સ્વામીજી પાસે સત્સંગ માટે આવવા માંડ્યા. પંડિત સુંદરલાલે સ્વામીજી પાસે ભગવદ્ગીતા અને

અષ્ટાધ્યાયીનું અધ્યયન શરૂ કર્યું અને યોગની કેટલીક ક્રિયાઓ પણ શીખી. આ વ્યક્તિ સાથે સ્વામીજીનો આજીવન સંબંધ રહ્યો.

થોડા દિવસ બાદ કૈલાસપર્વત નામના એક સંન્યાસી આવ્યા અને તેમણે આ જ બગીચામાં વાસ કર્યો. તેમણે ગીતાની કથા શરૂ કરી. એક દિવસ તેઓ એ કથામાં 'सर्वधर्मान् परित्यज्य' શ્લોકનો અર્થ સમજાવતા હતા, પરંતુ શ્રોતાઓને તેમના અર્થથી સંતોષ ન થયો. સ્વામીજી ત્યાં હાજર હતા. આથી એક ભક્તે તેમને આ શ્લોકનો અર્થ કરવા વિનંતી કરી. સ્વામીજીએ તેની મનોહારી, મૌલિક વ્યાખ્યા કરતાં કહ્યું કે, આ પદમાં જે સમાસ છે, તેમાં અકારનો લોપ થયો છે. આથી તેનો અર્થ 'સર્વ અધર્મોને છોડીને' એવો કરવો જોઈએ. સ્વામીજીની આ વાત સાંભળીને શ્રોતાઓ પ્રસન્ન થયા. કૈલાસપર્વતે પણ સ્વામીજીની વિદ્વત્તાની પ્રશંસા કરી અને લોકોને કહ્યું : 'જો તમારે કંઈ અધ્યયન કરવું હોય તો સ્વામી દયાનંદ પાસે કરજો.' આ પ્રસંગથી સ્વામીજીની કીર્તિ પ્રસરી અને અનેક ધર્મજિજ્ઞાસુઓ અધ્યયન અને સત્સંગ માટે તેમની પાસે આવવા લાગ્યા. સ્વામીજીએ પણ અહીં કેટલાક દિવસ સુધી ગીતા પર પ્રવચનો કર્યાં અને કોઈ કોઈ વાર તેઓ દેવી ભાગવતમાંથી પણ અમુક પ્રસંગો સંભળાવતા હતા. હજુ સુધી સ્વામીજીની દાર્શનિક ધારણાઓ અદ્વૈત વેદાંત અભિમુખ હતી.

**પંચદશીની કથા :** અહીં લોકોના આગ્રહથી સ્વામીજીએ વિદ્યારણ્ય સ્વામી કૃત પંચદશીની કથા શરૂ કરી. એક દિવસ કથા દરમિયાન આ ગ્રંથમાં એવી વાત આવી કે, ઈશ્વરને પણ ભ્રમ થઈ જાય છે. આ વાત વાંચતાં જ સ્વામીજીએ પુસ્તક નીચે મૂકી દીધું અને કહ્યું : 'જેને ભ્રમ થઈ જાય તે ઈશ્વર કેવી રીતે હોઈ શકે? ઈશ્વરને કદી ભ્રમ ન થાય. આ પુસ્તક ભ્રમમૂલક અને મનુષ્યકૃત છે, ઋષિકૃત નથી.' લોકોએ કથા આગળ ચલાવવા આગ્રહ કર્યો, પરંતુ સ્વામીજીએ પંચદશીની આ કથા અહીં જ સમાપ્ત કરી દીધી.

**રોગનિવૃત્તિ માટે નૌલી ક્રિયા :** આગ્રામાં ઉદર-વિકારને કારણે સ્વામીજીના પગ પર નાની નાની ફોલ્લીઓ નીકળી આવી. આથી એક દિવસ સ્વામીજી ત્રણ-ચાર જણાને સાથે લઈને યમુનાના રાજઘાટ પર ગયા. ત્યાં પાણીમાં બેસીને ત્રણ વાર નીચેથી પાણી ચડાવીને બહાર આવી નાભિચક્ર ઘુમાવીને બહાર કાઢી નાખ્યું. આમ કરવાથી ઉદર-શુદ્ધિ થઈ ગઈ. એ દિવસે તેમણે માત્ર દાળભાત જ લીધાં. સ્વામીજીએ કહ્યું : 'હું આ નૌલી ક્રિયા નર્મદાના કિનારે કાનફટા નાથ સંપ્રદાયના એક સાધુ પાસે થોડા દિવસ રહીને શીખ્યો હતો.'

પંડિત સુંદરલાલના મસ્તિષ્કમાં કોઈ દોષ ઉત્પન્ન થવાથી તેમને સુગંધ-દુર્ગંધની સંવેદના બંધ થઈ ગઈ હતી. સ્વામીજીએ તેમને નેતિ-ધોતી અને નૌલી

ક્રિયાઓ વિધિપૂર્વક શીખવાડીને તેમનો એ રોગ દૂર કર્યો. સ્વામીજીએ અન્યોને પણ આ ક્રિયાઓ શીખવી હતી.

**પ્રથમ ગ્રંથ 'સંધ્યા' :** આગ્રામાં સ્વામીજીએ 'સંધ્યા' નામનું એક નાનું પુસ્તક લખ્યું. આ તેમની પ્રથમ રચના હતી. શેઠ રૂપલાલે દોઢ હજાર રૂપિયા ખર્ચીને તેની ત્રીસ હજાર નકલો છપાવી. તેનું મૂલ્ય એક આનો હતું. આ પુસ્તકના અંતમાં લક્ષ્મીસૂક્ત આપવામાં આવ્યું હતું. વર્તમાનમાં આ પુસ્તક અપ્રાપ્ય છે. તેની એક પણ નકલ હજુ સુધી કોઈને મળી નથી.

**મૂર્તિપૂજા-ખંડન :** સ્વામીજી મૂર્તિપૂજાનું ખંડન કરતા હતા. તેમના ઉપદેશથી પંડિત સુંદરલાલે શિવલિંગની પૂજાનો ત્યાગ કર્યો. મથુરાથી પંડિત ઘાસીરામ આગ્રા આવ્યા હતા. તેમણે પણ સ્વામીજીના સત્સંગથી પ્રભાવિત થઈને મૂર્તિપૂજા છોડી દીધી. આગ્રામાં ચેતુલાલ અને કાલિદાસ નામના બે પ્રસિદ્ધ પંડિત હતા. તેઓ સ્વામીજીની એ વાત સાથે સંમત હતા કે, મૂર્તિપૂજા વેદવિરુદ્ધ છે. પરંતુ તેઓ ગૃહસ્થી હોવાથી આજીવિકાના કારણે ખંડન કરી શકતા નહોતા. અહીં સ્વામીજી સવાર-સાંજ બહુ વાર સુધી સમાધિસ્થ રહેતા હતા.

સ્વામીજી આગ્રામાં લગભગ બે વર્ષ જેવું રહ્યા. અહીં તેઓ ભાગવત પુરાણનું જોરદાર ખંડન કરતા હતા અને મહાભારત પર ચિંતન કરતા હતા. જ્યારે કોઈ વિષયમાં શંકા થતી તો ગુરુ વિરજાનંદજીને પત્ર લખીને અથવા રૂબરૂ મળીને તેનું સમાધાન કરી લેતા હતા.

આગ્રામાં સ્વામીજીની સાથે એક બ્રહ્મચારી રહેતો હતો. તે રસોઈ બનાવતો હતો અને વસ્ત્રાદિ પણ ધોઈ આપતો હતો. આ બ્રહ્મચારી યોગનાં અનેક આસનો જાણતો હતો. આથી સ્વામીજી કોઈ કોઈ વાર તેની પાસે આસનો કરાવીને મનોરંજન પણ કરતા હતા.

**વેદોની ખોજ :** સ્વામીજી ચારે વેદો પર ગહન વિચાર કરવા માંગતા હતા. આથી તેમણે પોતાના વિશ્વાસુ ભક્ત સુંદરલાલને વેદોનાં પુસ્તકો શોધી લાવવા કહ્યું. સુંદરલાલે ચેતુલાલ અને કાલિદાસ દ્વારા વેદોનાં હસ્તલિખિત પાનાં મંગાવીને આપ્યાં, પરંતુ એથી સ્વામીજીને સંતોષ ન થયો. તેમણે કહ્યું : **'આ તો બહુ થોડાં છે, આનાથી કામ નહિ ચાલે. મારે જ ક્યાંકથી સંપૂર્ણ વેદોની વ્યવસ્થા કરવી પડશે.'**

**ધોલપુર અને ગ્વાલિયર :** આગ્રામાં વેદો પ્રાપ્ત ન થયા. આથી સ્વામીજી વેદોની ખોજમાં સંવત ૧૯૨૧ના કારતકમાં ધોલપુર આવ્યા અને અહીં પંદર દિવસ રોકાયા. અહીંથી તેઓ ગ્વાલિયર ગયા અને ત્યાંના મહારુદ્ર મોટેશ્વરના

મંદિરમાં નિવાસ કર્યો. તેમના આગમનના સમાચાર નગરમાં વાયુવેગે પહોંચી ગયા. સ્વામીજી અહીં ભાગવતી પંડિતોને મળીને તેમની સાથે વિચારવિમર્શ કરવા ઈચ્છતા હતા, પરંતુ તેમાં સફળતા ન મળી. પરંતુ માધ્વ સંપ્રદાયના અનુયાયી હનુમંતાચાર્યનો નાટકીય રૂપે મેળાપ થઈ ગયો, જેનો ઉલ્લેખ સ્વામીજીએ આત્મકથનમાં આ મુજબ કર્યો છે : 'ત્યાં એક હનુમંતાચાર્ય નામના માધ્વ કારકુન (લહિયા)ના વેશમાં વાદ વગેરે સાંભળવા આવતો. એકવાર મારા મોઢેથી કોઈ અશુદ્ધ શબ્દ નીકળી ગયો. તેણે એ અશુદ્ધિ પકડી લીધી. મેં તેને અનેક વાર પૂછ્યું : તમે કોણ છો ? પરંતુ તે ઉત્તરમાં એમ જ કહેતો રહ્યો : હું માત્ર એક કારકુન છું; સાંભળી સાંભળીને થોડુંક જાણતો થયો છું. એક દિવસ વૈષ્ણવ લોકો ઊભી લીટી જેવું તિલક તાણે છે એ વિશે મેં કહ્યું : જો આવી ઊભી લીટી કરવાથી સ્વર્ગ મળતું હોય તો આખું મોઢું કાળું કરવાથી તો સ્વર્ગથી પણ કોઈ ઊંચું પદ મળતું હોવું જોઈએ ! મારી આ વાત સાંભળીને તેને ખૂબ જ ક્રોધ આવ્યો અને તે ઊઠીને ચાલ્યો ગયો. ત્યાર બાદ તપાસ કરતાં ખબર પડી કે એ હનુમંતાચાર્ય હતો.'

**ભાગવતકથા અને ખંડન :** એ દિવસોમાં ગ્વાલિયર નરેશ મહારાજા જિયાજીરાવ સિંધિયાએ ભાગવત પારાયણનું આયોજન કર્યું હતું, જેમાં દૂર દૂરથી અનેક પંડિતોને બોલાવવામાં આવ્યા હતા. મહારાજાને પંડિત વિષ્ણુ દીક્ષિતને સ્વામીજી પાસે મોકલીને ભાગવત સપ્તાહનું માહાત્મ્ય જાણી લાવવા કહ્યું. સ્વામીજીની પ્રતિક્રિયા સહજ, પરંતુ તીખી હતી. તેમણે કહ્યું : 'આવાં કાર્યોનું ફળ કષ્ટ અને ક્લેશ સિવાય બીજું કંઈ ન હોઈ શકે.' આ સાંભળીને મહારાજા એક વાર તો સ્તબ્ધ થઈ ગયા અને એટલું જ બોલ્યા : 'સ્વામીજી સંન્યાસી છે, સમર્થ છે; તેઓ જેમ ફાવે તેમ બોલે. પરંતુ આપણે ગૃહસ્થ છીએ, આપણે તો બધું કરવું પડે. અને આમ પણ આપણે બધી તૈયારીઓ કરી ચૂક્યા છીએ.' મહારાજાએ સ્વામીજીને કથાનું આમંત્રણ પાઠવ્યું. સ્વામીજીએ કહ્યું : 'ગાયત્રીમંત્રના જપનું આયોજન - પુરશ્ચરણ થવું જોઈએ. હું ભાગવત સપ્તાહમાં તો નહિ આવી શકું.'

સંપૂર્ણ નગરમાં ભાગવત કથાની ચર્ચા થઈ રહી હતી. પરંતુ સ્વામીજીએ રામકૂવા પર ભાગવતનું ખંડન કરતાં પ્રવચનો આપવાં માંડ્યાં. તેમનાં આ પ્રવચનોમાં લોકોની ભીડ જામવા લાગી. સ્વામીજી દરરોજ શાસ્ત્રાર્થ માટે પડકાર ફેંકતા અને એ માટે વિજ્ઞાપન પણ પ્રસિદ્ધ કરાવતા હતા. પરંતુ કોઈ વિદ્વાને તેમની સામે આવવાની હિંમત ન કરી.

ભાગવત કથાની પૂર્ણાહુતિના દસ દિવસ બાદ સંયોગવશ મહારાણીને ગર્ભપાત થઈ ગયો. એક જ મહિનામાં નગરમાં ભયંકર કૉલેરા ફાટી નીકળ્યો, જેમાં સેંકડો

લોકો મૃત્યુ પામ્યા. મહારાજાના પાંચ વર્ષના નાના કુંવર પણ કૉલેરાનો શિકાર બન્યા. સંપૂર્ણ રાજધાનીમાં હાહાકાર મચી ગયો. આથી કેટલાક લોકોને કહેવાનો અવસર મળી ગયો કે ભાગવત કથાનું કોઈ શુભ પરિણામ ન આવ્યું.

**કરોલી :** સંવત ૧૯૨૧ના જેઠમાં સ્વામીજી ગ્વાલિયરથી કરોલી આવ્યા. અહીં તેમણે ભદ્રવતીના તટ પર આવેલા ગોપાલસિંહના બગીચામાં નિવાસ કર્યો. કરોલીમાં મહારાજા મદનપાલ સાથે ધર્મ વિષયક ચર્ચા કરી અને પંડિતો સાથે શાસ્ત્ર વિષયક વાર્તાલાપ થતો રહ્યો. અહીં એક કબીરપંથી સાથે થયેલી વાતચીતનો ઉલ્લેખ કરતાં સ્વામીજીએ આત્મકથનમાં કહ્યું છે : 'કરોલીમાં એક કબીરપંથી મળ્યો. તેણે કહ્યું કે 'એકવીર' શબ્દનો અર્થ 'કબીર' થાય છે, અને કહ્યું કે એક કબીરોપનિષદ્ પણ છે.'

**ખુશાલગઢ :** સ્વામીજી કરોલીમાં થોડાક મહિના રહીને ખુશાલગઢ (ગંગાપુર) આવ્યા. ત્યાં એક-બે દિવસ રોકાઈને જયપુર જવા પ્રસ્થાન કર્યું.

**જયપુર :** સંવત ૧૯૨૨ કારતકમાં સ્વામીજી જયપુર આવ્યા. શરૂમાં ભવાનીરામ બોહરાના બાગમાં અને પછી ધૂલેશ્વરના મંદિરમાં અને છેલ્લે માળી રામપુણ્ય દરોગાના બાગમાં રહ્યા. ગોપાલાનંદ પરમહંસ નામના એક સાધુએ ઈશ્વર અને જીવ સ્વતંત્ર છે કે પરતંત્ર એ વિશેના કેટલાક પ્રશ્નો સ્વામીજીને લખી મોકલ્યા. સ્વામીજીએ એ પ્રશ્નોના એવા સંતોષજનક ઉત્તર આપ્યા કે ગોપાલાનંદ ખુશ થઈ ગયા અને તેઓ સ્વામીજી પાસે રહેવા આવીને દરરોજ પોતાની શંકાઓનું સમાધાન મેળવતા રહ્યા.

**વ્યાકરણ પર પ્રશ્નોત્તર :** સ્વામીજીએ અહીંની સંસ્કૃત પાઠશાળાના પંડિતોને પંદર પ્રશ્નો લખી મોકલ્યા. પંડિતોએ તેના ઉત્તર તો ન આપ્યા, પરંતુ દુર્વચનો લખીને મોકલ્યાં. સ્વામીજીએ તેમના પત્રમાં આઠ દોષો દર્શાવીને ફરી પત્ર મોકલ્યો. તેમણે જે પંદર પ્રશ્નો મોકલ્યા હતા તેમાં બે વ્યાકરણ સંબંધી પ્રશ્નો આ મુજબ હતા : ૧. कल्म च किं भवती ? २. येन कर्मणा सर्वे धावतः सकर्मकाः किं तत्कर्म ?

એક દિવસ બધા પંડિતોએ મળીને વ્યાસ બક્ષીરામજીને કહ્યું : 'સ્વામીજીનો અમારી સાથે શાસ્ત્રાર્થ કરાવો.' પંડિતોના આગ્રહથી વ્યાસજીએ સ્વામીજીને મહાલયમાં બોલાવ્યા. પંડિતવર્ગના મુખ્ય પ્રવક્તાએ શાસ્ત્રાર્થમાં પ્રથમ પ્રશ્ન કર્યો કે, પંદર પ્રશ્નો અને આઠ દોષો તમે જ લખીને મોકલેલા ? સ્વામીજીએ સ્વીકાર કર્યો. ત્યાર બાદ પંડિતે 'કલ્મ' શબ્દની વ્યાખ્યા કરી, જેનું સ્વામીજીએ તરત જ ખંડન કર્યું. આથી પંડિતોએ સ્વામીજીને તેનો અર્થ કરવા કહ્યું અને સ્વામીજીએ

તેનું સમાધાન આપ્યું. રાજીવલોચન નામના એક મૈથિલ પંડિતે તેનું પ્રમાણ માંગતા સ્વામીજીએ મહાભાષ્યનો આધાર આપ્યો. મૈથિલ પંડિતે કહ્યું : 'વ્યાકરણના ગ્રંથોમાં મહાભાષ્યની ગણના થતી જ નથી.' આથી સ્વામીજીએ તેમને એ વાકય કે 'વ્યાકરણના ગ્રંથોમાં મહાભાષ્યની ગણના થતી જ નથી.' લખી આપવા કહ્યું. પરંતુ તેમણે એ ન લખી આપ્યું અને 'રાત ઘણી વીતી ગઈ છે, આપને પણ નિવાસસ્થાને જવાનું છે', એવાં બહાનાં બતાવ્યાં. સ્વામીજીએ ઊભા થતાં કહ્યું : 'વ્યાકરણમાં પતંજલિ મુનિ રચિત મહાભાષ્ય સર્વોપરી ગ્રંથ છે, પરંતુ શોક છે કે આ પંડિતોને એ પણ ખબર નથી.' પંડિતો શરમના માર્યા મૌન થઈને ચાલ્યા ગયા.

**જૈન મુનિ સાથે શાસ્ત્રાર્થ :** જૈન સંપ્રદાયના આચાર્ય જતીજીએ સ્વામીજી સાથે લિખિત શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છા વ્યક્ત કરી. સ્વામીજીએ પૂર્વે કહ્યા એ જ પંદર પ્રશ્નો તેમને લખી મોકલ્યા. મુનિજી ઉત્તર આપી શક્યા નહિ. પરંતુ તેમણે જૈન મત વિષયક આઠ પ્રશ્નો લખીને સ્વામીજીને મોકલ્યા. સ્વામીજીએ તેના યોગ્ય ઉત્તર લખી મોકલ્યા. હવે સ્વામીજીએ પણ જૈન મત વિષયક આઠ પ્રશ્નો લખીને મોકલ્યા, પરંતુ જૈન મુનિ તેનો કોઈ ઉત્તર આપી શક્યા નહિ અને હવે તેમને મૌન રહેવામાં જ પોતાનું હિત જણાયું.

**અચરોલના ઠાકોરને ઉપદેશ :** જયપુર પાસેના અચરોલના ઠાકોર રણજિતસિંહને સ્વામીજીનાં દર્શનની ઇચ્છા થઈ. ઠાકોર સાહેબના આગ્રહનો સ્વીકાર કરી સ્વામીજી તેમના બગીચામાં થોડા દિવસ રહ્યા. સ્વામીજીના સત્સંગથી ઠાકોર સાહેબના ઘણા સંશયો દૂર થઈ ગયા અને મૂર્તિપૂજા પરથી તેમનો વિશ્વાસ ઊડી ગયો. સ્વામીજીએ ઠાકોર સાહેબને ગાયત્રીમંત્રનો ઉપદેશ આપ્યો, ઉપનિષદ્‌નો અભ્યાસ કરવા પ્રેરિત કર્યા અને 'તત્ત્વબોધ' શીર્ષકથી એક ઉપદેશાત્મક પત્રક લખીને આપ્યું. સ્વામીજીએ તેમના પુત્રને ભગવદ્‌ગીતાનાં કેટલાંક પ્રકરણો ભણાવ્યાં અને ઠાકોર સાહેબે પણ સ્વામીજીનાં છાંદોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદ્ વિષયક પ્રવચનો સાંભળ્યાં.

**હીરાલાલનો સુધાર :** સ્વામીજીના ઉપદેશથી ઠાકોર સાહેબના એક કામદાર હીરાલાલ કાયસ્થે મદ્યપાન, માંસભક્ષણ વગેરેનો ત્યાગ કર્યો. સ્વામીજીએ તેમને 'विश्वानि देव सवितर्दुरितानि...' એ વેદમંત્રનો ઉપદેશ આપ્યો અને યજ્ઞોપવીત ધારણ કરવાની પ્રેરણા આપી.

**શૈવમતનું મંડન અને વૈષ્ણવમતનું ખંડન :** જયપુરમાં એ સમયે શૈવો અને વૈષ્ણવોનો વિવાદ ચાલતો હતો. મહારાજા રામસિંહનો ઝુકાવ શૈવમત તરફ હતો, પરંતુ તેઓ બંને સંપ્રદાયોના વિદ્વાનોના શાસ્ત્રાર્થની વ્યવસ્થા કરતા હતા. તેમાં શૈવમતના સમર્થન માટે જોધપુરથી પંડિત લક્ષ્મણનાથ અને દિલ્હીથી પંડિત હરિચંદ્રને

બોલાવવામાં આવ્યા હતા, જ્યારે વૈષ્ણવ સંપ્રદાયના વૃંદાવન નિવાસી આચાર્ય રંગાચાર્યે પંડિત સુદર્શનાચાર્યને મોકલ્યા હતા.

લક્ષ્મણનાથે સ્વામીજી સાથે વ્રજનંદનજીના મંદિરમાં વાર્તાલાપ કર્યો. તેઓ સમજી ગયા કે સ્વામીજી શાસ્ત્રોના જ્ઞાતા અને યોગી છે. આથી તેમણે સ્વામીજીને થોડા દિવસ પછી આયોજિત થનારા શૈવ-વૈષ્ણવના શાસ્ત્રાર્થમાં શૈવમતનું સમર્થન કરવામાં સહાયતા કરવા પ્રાર્થના કરી. સ્વામીજીએ સંમતિ આપી, પરંતુ સાથે સાથે એ પણ સ્પષ્ટ કહ્યું : 'જો મને શાસ્ત્રાર્થમાં આમંત્રિત કરવામાં આવશે તો હું સાંપ્રદાયિક આગ્રહથી મુક્ત રહીને મને જે સત્ય લાગશે એ જ બોલીશ.'

વ્યાસ બક્ષીરામ અને તેના ભાઈ કનીરામ આ શાસ્ત્રાર્થના અધિષ્ઠાતા હતા. તેઓ અગાઉ પંડિતો સાથે થયેલા સ્વામીજીના શાસ્ત્રાર્થથી પ્રભાવિત હતા. આથી તેમણે સ્વામીજીને આ શાસ્ત્રાર્થ સમરમાં સેનાપતિ બનાવવાનો નિશ્ચય કર્યો. શાસ્ત્રાર્થમાં સ્વામીજીએ વૈષ્ણવ સંપ્રદાયને પ્રમાણ પુરઃસર નવીન, કાલ્પનિક, નિર્મૂળ અને આચારશૂન્ય સિદ્ધ કરીને પરાજિત કર્યો અને શૈવમતનું મંડન કર્યું. આ શાસ્ત્રાર્થથી લોકો બહુ જ પ્રભાવિત થયા અને ધડાધડ શૈવ બનવા માંડ્યા. સ્વામીજીએ આ વિશે આત્મકથનમાં કહ્યું છે : 'જયપુરમાં મેં પહેલાં વૈષ્ણવ મતનું ખંડન કરીને શૈવમતની સ્થાપના કરી. જયપુરના મહારાજા સવાઈ રામસિંહે પણ શૈવમત ગ્રહણ કર્યો. આથી શૈવમતનો પ્રચાર થવાથી હજારો રુદ્રાક્ષની માળાઓ મેં મારા હાથે લોકોને આપી. ત્યાં શૈવમત એટલો બધો ફેલાયો કે હાથી, ઘોડા વગેરેનાં ગળાંમાં પણ રુદ્રાક્ષની માળાઓ પહેરાવવામાં આવી.'

અગાઉ જણાવ્યું તેમ સ્વામીજીનું કાર્ય હજુ પ્રારંભિક અવસ્થામાં જ હતું. વેદાનુકૂળ સિદ્ધાંતોના પ્રચારનો હજુ પ્રારંભ થયો ન હતો, પરંતુ તેઓ મૂર્તિપૂજાનું ખંડન વિશેષ રૂપે કરતા હતા. જયપુરમાં સ્વામીજી સાડાચાર મહિના રહ્યા અને તેમણે શૈવમતની સ્થાપના કરી. એ સમયે તેઓ સ્વયં ભસ્મ, રુદ્રાક્ષ વગેરે શૈવ પ્રતીકો ધારણ કરતા હતા. પરંતુ મહિનાઓ સુધી મંદિરોમાં રહેવા છતાં તેમણે ક્યારેય મૂર્તિપૂજાનું સમર્થન કર્યું ન હતું, શિવલિંગ પર એક પણ વાર જલાભિષેક કર્યો ન હતો અને ન તો તેની સામે ક્યારેય નતમસ્તક થયા હતા. એ સમયે પણ તેઓ લોકોને સંધ્યા-ઉપાસના તથા ગાયત્રીમંત્રનો ઉપદેશ કરતા હતા. તેમના એ સમયના મૂર્તિપૂજા પ્રત્યેના વલણને પ્રગટ કરતો એક પ્રસંગ આ મુજબ છે :

સ્વામીજી જયપુરમાં સારું એવું રહ્યા, પરંતુ મહારાજા રામસિંહ સાથે મુલાકાત ન થઈ શકી. મહારાજાએ અચરોલના ઠાકોર અને વ્યાસ બક્ષીરામના મોઢે સ્વામીજીની પ્રશંસા સાંભળીને તેમને મળવાનો નિશ્ચય કર્યો. રાજરાજેશ્વરના મંદિરમાં મુલાકાત ગોઠવવામાં આવી. સ્વામીજી નિશ્ચિત સમયે મંદિરે પહોંચી ગયા, પરંતુ તેમણે

મૂર્તિને નમન ન કર્યું. આથી પૂજારીએ વ્યાસજીની કાનભંભેરણી કરી કે, આ સંન્યાસી મૂર્તિપૂજાનો વિરોધી છે. જો તે રાજાને મળશે તો આપણું વર્ચસ્વ સમાપ્ત થઈ જશે. આથી વ્યાસજીએ બહાનું બતાવીને આ મુલાકાત ટાળી દીધી. બીજા દિવસે પણ સ્વામીજી મુલાકાત માટે ગયા, પરંતુ ત્યારે પણ મહારાજા ફરવા ગયા છે, એવું બહાનું બતાવીને તેમનો મેળાપ થવા દીધો નહિ. સ્વામીજી હકીકત સમજી ગયા. તેમને મળવાની કોઈ તૃષ્ણા ન હતી. આથી બાદમાં વારંવાર આગ્રહ કરવા છતાંય સ્વામીજી રાજાને મળવા તૈયાર ન જ થયા.

**બગરૂ અને દૂદૂ :** સ્વામીજી લગભગ સાડાચાર મહિના જયપુર નિવાસ કરીને ચૈત્રમાં પુષ્કર જવા નીકળ્યા. રસ્તામાં બગરૂના ઠાકોર સાહેબને ત્યાં બે દિવસ રોકાયા. ત્યાંથી દૂદૂના ઠાકોર ઈન્દ્રસિંહને ઉપદેશ આપવા બે દિવસ રોકાયા અને ત્યાંથી કિશનગઢ આવ્યા.

**કિશનગઢ :** અહીં સ્વામીજીએ સુખસાગર તળાવ પર નિવાસ કર્યો. મહારાજા પૃથ્વીસિંહ વલ્લભ સંપ્રદાયના અનુયાયી હોવા છતાં વિદ્યાપ્રેમી હોવાથી સાધુ-સંતોનો સત્કાર કરતા. તેમણે સ્વામીજી માટે ભોજનાદિની વ્યવસ્થા કરી. અહીં રાજપંડિત વિઠ્ઠલદાસ અને દેવદત્ત સાથે સ્વામીજીનો શાસ્ત્રીય વિષયો પર વાદવિવાદ થયો. આથી આ વિરોધી પંડિતોએ મહારાજાને જણાવ્યું કે, આ સંન્યાસી તો વૈષ્ણવ મતના વિરોધી છે અને ભાગવતની નિંદા કરે છે. આથી મહારાજાએ સ્વામીજીને કિશનગઢ છોડી જવા આદેશ કર્યો. પરંતુ સ્વામીજી એવી ધમકીથી ડરી જાય એવા ક્યાં હતા ? તેમણે સ્પષ્ટ કરી દીધું : 'આવા રાજ્યાદેશની હું કિંચિત્ માત્ર પણ પરવા કરતો નથી.' આમ પણ સમ્રાટ કરતાં પરિવ્રાટનું સ્થાન ઊંચું હોય છે.

**અજમેર :** થોડા દિવસ કિશનગઢ રહીને સ્વામીજી અજમેર આવ્યા. ત્યાં દોલતરામના બાગમાં ચાર દિવસ રોકાઈને પુષ્કર તરફ પ્રસ્થાન કર્યું.

**પુષ્કર :** સંવત ૧૯૨૨ના ચૈત્રમાં સ્વામીજી પુષ્કર આવ્યા અને ત્યાંના બ્રહ્માજીના વિશાળ મંદિરમાં નિવાસ કર્યો. અહીં તેમણે વૈષ્ણવ મત, તિલક, કંઠી, મૂર્તિપૂજા વગેરેનું જોરદાર ખંડન કરવા માંડ્યું. આથી અનેક બ્રાહ્મણો તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યા, પરંતુ તેમાંથી કોઈને સ્વામીજીનો સામનો કરવાની હિંમત ન થઈ. આથી બધાએ મળીને વ્યંકટ શાસ્ત્રીને શાસ્ત્રાર્થ માટે તૈયાર કર્યા. આ શાસ્ત્રી સ્વામીજી પાસે આવવા માંગતા ન હતા, આથી સ્વામીજી સ્વયં તેના સ્થાને પહોંચી ગયા. એ સમયે ત્રણસો-ચારસો બ્રાહ્મણો ત્યાં ભેગા થયા હતા. વાદનો વિષય ભાગવત પુરાણ હતો. શાસ્ત્રીજીએ કહ્યું : 'विद्यावतां भागवते परीक्षा' એટલે કે વિદ્યાવાનની પરીક્ષા ભાગવતમાં થાય છે. ભાગવતના કટ્ટર આલોચક સ્વામીજીએ તરત જ ઉત્તર આપ્યો : 'विद्यावतां भागवते अपरीक्षा' એટલે કે વિદ્યાવાનની પરીક્ષા

ભાગવતમાં ન થઈ શકે. સ્વામીજીએ અસ્ખલિત સંસ્કૃતમાં પ્રબળ યુક્તિઓથી તેમનું ખંડન કર્યું. શાસ્ત્રીજી પોતાનો બચાવ કરવા મૂળ વિષયને છોડીને એક શબ્દના શુદ્ધ-અશુદ્ધ ઉચ્ચારણ પર વાદ કરવા માંડ્યા. એકાદ કલાક સુધી આ શાસ્ત્રાર્થ ચાલ્યો. અંતે શાસ્ત્રીજી નિરુત્તર થઈ ગયા અને તેઓ સ્વામીજીની વિદ્વત્તાની ખૂબ જ પ્રશંસા કરવા લાગ્યા. ત્યાર બાદ શાસ્ત્રીજીએ સ્વામીજીની મુલાકાત પોતાના ગુરુ સાથે કરાવી. તેમનો આ ગુરુ અઘોરી હતો, જે નજીકમાં આવેલી અગસ્ત્ય ઋષિની ગુફામાં રહેતો હતો. તે અતિ હૃષ્ટપુષ્ટ અને ઊંચો હતો. જો કોઈ તેની પાસે જાય તો તે પથ્થર મારતો, ગાળો ભાંડતો અને શબને ચિતા પરથી ઉઠાવીને ફાડી ખાતો. પરંતુ તે સંસ્કૃતજ્ઞ હતો. તેણે સ્વામીજી સાથે થોડી જ વાર સંસ્કૃતમાં વાર્તાલાપ કર્યો અને અંતે તેણે બધાની સમક્ષ ઘોષણા કરતાં કહ્યું : 'સ્વામી દયાનંદનો પક્ષ સર્વથા સત્ય છે. તેમની સામે વ્યર્થ વિવાદ ન કરો.' આ સાંભળીને બધા બ્રાહ્મણો નિરાશ થઈને ચાલ્યા ગયા. વ્યંકટ શાસ્ત્રી સ્વામીજીની વિદ્વત્તાથી અત્યંત પ્રભાવિત થયા. તેમણે સ્વામીજીને જણાવ્યું : 'ક્યારેય કોઈ શાસ્ત્રાર્થમાં મારી જરૂર પડે તો મને સેવા આપવી ગમશે.'

**કંઠી-તિલક-ત્યાગ :** પુષ્કરમાં મહામેળાની ધામધૂમ ચાલતી હતી. સ્વામીજી મૂર્તિપૂજા, પુરાણો, કંઠી, તિલક વગેરેનો સ્પષ્ટ નિષેધ કરતા હતા. તેમના ઉપદેશથી પ્રભાવિત થઈને લોકોએ કંઠીઓ ઉતારીને બ્રહ્માજીના મંદિરના એક ખૂણામાં ઢગલો કરી દીધો. આથી બ્રાહ્મણો દોડીને વ્યંકટ શાસ્ત્રી પાસે પહોંચી ગયા. પરંતુ શાસ્ત્રીજીએ સ્પષ્ટ કહી દીધું : 'સ્વામીજીનો ઉપદેશ સત્ય જ છે, પરંતુ મને એવું લાગે છે કે જો કોઈ રાજા તેમનો શિષ્ય બને તો તેમના વિચારોનો પ્રચાર વધુ સારી રીતે થઈ શકે.'

**અન્ય સંસ્મરણ :** સ્વામીજીના પુષ્કર નિવાસ સમયના અન્ય કેટલાક પ્રસંગોનો સંગ્રહ તેમના જીવનચરિત્રકારોએ નીચે મુજબ કર્યો છે :

**રામધન દશમાળી પંડા :** આ બ્રાહ્મણ પોતાને સંન્યાસીઓનો પુરોહિત કહેતો હતો. પોતાના ધંધામાં સહાયતા મળે એ માટે તેણે સ્વામીજીને પુરોહિતાઈનો શ્લોક રચી આપવા કહ્યું. સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું : 'શું તું મારો પણ પુરોહિત બનવા માગે છે ?' સ્વામીજીએ શ્લોક તો ન બનાવી આપ્યો, પરંતુ ઉપદેશ આપીને તેની કંઠી ઉતરાવી નાખી.

**રામાનુજ સંપ્રદાયના વિદ્વાનોને પત્ર :** સ્વામીજીએ રામાનુજ સંપ્રદાયના વિદ્વાનોને એક પત્ર લખીને શાસ્ત્રાર્થ માટે આહ્‌વાન કર્યું, પરંતુ કોઈ આવ્યું નહિ. સ્વામીજીએ તેમના 'तप्ततनूः स्वर्गं गच्छति' વાક્યનો સાચો અર્થ શરીર દગ્ધ કરવું નહિ, પરંતુ શમ, દમ, તપ, સ્વાધ્યાય વગેરે દ્વારા શરીરને તપ્ત કરવું છે, તેમ કહ્યું.

**દ્રવિડ સંન્યાસી :** પુષ્કરમાં ચંદ્રઘાટ પર એક દ્રવિડ સંન્યાસી પુરાણોની કથા કરી બ્રાહ્મણોને ભોજન કરાવતો હતો. તેની સાથે શાસ્ત્રાર્થ કરાવવા લગભગ બસો જેટલા બ્રાહ્મણો સ્વામીજીને તેની પાસે લઈ ગયા, પરંતુ તે સંન્યાસી સામે જ ન આવ્યો.

**માનપુરી ગોસાંઈ :** આ ગોસાંઈજી બ્રહ્માના મંદિરના મહંત અથવા મુખ્ય પૂજારી હતા. તેઓ દરરોજ સ્વામીજીને દૂધ આપતા હતા. તેમણે એક દિવસ મૂર્તિને ભોગ લગાવીને એ દૂધ સ્વામીજીને પીવા માટે આપ્યું. જ્યારે સ્વામીજીને આ વાતની ખબર પડી તો જડ મૂર્તિઓની ચેતનવત્ પૂજા-અર્ચના કરવાની અંધપરંપરાના કટ્ટર વિરોધી એવા સ્વામીજીએ ગોસાંઈજીને કહ્યું : 'અરે, પથ્થરને ભોગ લગાવીને તેનું દૂધ મને પીવા માટે આપ્યું ?' પોતાના આરાધ્ય દેવ માટે પથ્થર શબ્દનો પ્રયોગ સાંભળીને ગુંસાઈજી ગુસ્સે થઈ ગયા અને તેમણે સ્વામીજીનો દૂધથી સત્કાર કરવાનું બંધ કરી દીધું.

**શિવદયાલ પૂજારી :** આ પરાશરી પુરોહિત બ્રહ્માની મૂર્તિની પૂજા કરતા હતા. સ્વામીજીએ તેમને કહ્યું : 'શિવદયાલુ, શું તમારા બ્રહ્મા ક્યારેય બોલે છે, વાર્તાલાપ કરે છે ?' આરતીના સમયે મંદિરોમાં નગારાં વગાડવામાં આવે છે તેને સ્વામીજી 'ચામડાં કૂટવાં' કહેતા અને પૂછતા : 'આ નગારાં વગાડવાથી શું લાભ થાય છે ?' સ્વામીજીના ઉપદેશનો આ પૂજારી પર એટલો બધો પ્રભાવ પડ્યો કે તેમણે મૂર્તિપૂજા કરવાનું, ઘાટ પર પંડાઓની માફક માગવાનું અને કંઠી પહેરવાનું છોડી દીધું અને પોસ્ટખાતામાં નોકરી કરવા માંડ્યા. હવે તેઓ સ્વામીજીના નિર્દેશ અનુસાર ઈશ્વરના 'સચ્ચિદાનંદ' નામનો જપ કરવા લાગ્યા.

**ધર્મનો વેપલો :** પુષ્કરમાં અનેક પંડા-પૂજારીઓ વગેરેએ ધર્મને વેપાર બનાવી રાખ્યો હતો. આથી સ્વામીજીએ એક દિવસ બ્રહ્માના મંદિરના પૂજારીને વિનોદભાવે ઉપદેશ આપતાં કહ્યું : 'તમારી પાસે આ અઢી મણનો પારસ-પથ્થર એટલે કે મૂર્તિ છે. મંદિરની આવકમાંથી સાધુ-સંન્યાસીઓનો સત્કાર કરો અને સ્વજીવનને દુષ્ટાચરણથી દૂર રાખો.'

**રત્નપુરીને ઉપદેશ :** સ્વામીજીએ રત્નપુરી નામના એક સાધુને ઉપદેશ આપ્યો : 'વિદ્યા ગ્રહણ કરવામાં પુરુષાર્થ કરો. મિષ્ટાન્ન, ખીર, પૂરી વગેરે નહિ મળે તેની ચિંતા ના કરશો. વિદ્યા હશે તો એ બધું તો ખૂબ મળી રહેશે.'

**ઘરડાં ડોશી સાથે વાર્તાલાપ :** બ્રહ્માના મંદિરે આવતા અનેક ભક્તો સ્વામીજીનાં દર્શન પણ કરતા હતા. એક દિવસ એક ઘરડાં ડોશીમા સ્વામીજી પાસે આવ્યાં. સ્વામીજીએ પૂછ્યું : 'ક્યાંથી આવ્યાં ?' ડોશીમાએ કહ્યું : 'બ્રહ્માજીનાં દર્શન કરીને આવી છું.'

સ્વામીજીએ પૂછ્યું : ‘શું બ્રહ્માજી કોઈ ઉપદેશ આપે છે ?’

‘હા આપે છે.’ ડોશીમાએ ઉત્તર આપ્યો.

સ્વામીજી તરત જ ઊભા થયા અને ડોશીમાને બ્રહ્માની મૂર્તિ સમક્ષ લઈ ગયા અને કહ્યું : ‘માતાજી, આપ મૂર્તિને કહો કે એ મારી સામે કંઈક બોલે, કંઈક ઉપદેશ આપે.’

ડોશીમાએ હસતાં હસતાં કહ્યું : ‘સ્વામીજી, આ મૂર્તિ શું બોલશે ? આપની સામે તો બધાં જ ચુપ થઈ જાય છે; અને જે કોઈ બોલે છે તે પણ આપની પાછળ જ બોલે છે.’

**ગંગારામ :** સ્વામીજી હંમેશાં કહેતા કે વર્તમાનમાં પ્રચલિત દેવી-દેવતાઓનાં સ્તોત્રો જુદા જુદા આચાર્યોના નામથી પ્રચલિત છે, પરંતુ હકીકતમાં એ તેઓની રચના નથી. આ જ રીતે ભાગવત પુરાણ પણ વ્યાસજીએ રચેલું નથી, પરંતુ મધ્યકાલીન બોપદેવ રચિત છે. ગંગારામ ભાગવતની કથા વાંચતો હતો. આથી સ્વામીજીની આ વાત સાંભળીને તે નારાજ થઈ ગયો.

એક દિવસ ગંગારામે સ્વામીજીને પૂછ્યું : ‘આપ શિવને માનો છો ?’ સ્વામીજીએ કહ્યું : ‘શિવ કલ્યાણકારક પરમાત્માનું ગુણવાચક નામ છે, તેને હું માનું છું; પરંતુ પુરાણોમાં વર્ણિત પાર્વતી-પતિ શિવને હું પરમાત્મા માનતો નથી.’

સ્વામીજીના સંતોષ, ક્ષમા, શાંતિ, સરળતા વગેરે ગુણોને કારણે અનેક સાધુ પુરુષો તેમની પ્રશંસા કરતા હતા અને શાસ્ત્રીઓ તથા પંડિતો તેમની વિદ્વત્તાનો સ્વીકાર કરતા હતા. તેમના વિજય-નાદનો ગંભીર ધ્વનિ પુષ્કરથી મરુભૂમિના દૂર-સુદૂર પ્રદેશોમાં ગુંજી રહ્યો હતો અને અનેક સજ્જનો તેમને પોતાનાં નગરમાં પધારવા આમંત્રણ પાઠવતા હતા.

**અજમેર :** સંવત ૧૯૨૨ના બીજા જેઠ - જૂન, ૧૮૬૬માં સ્વામીજી અજમેર આવ્યા અને તેમણે બંસીલાલના બગીચામાં નિવાસ કર્યો. સ્વામીજીએ નગરમાં જાહેરાત કરી : ‘જો કોઈને મૂર્તિપૂજા વગેરે વિષયોમાં શંકા હોય તો મારી પાસે આવીને શાસ્ત્રાર્થ કરવો.’ કેટલાક લોકો ફક્ત વિરોધ કરતા રહ્યા, પરંતુ સામે ન આવ્યા.

**વિધર્મીઓ સાથે સંવાદ :** અજમેરમાં સ્વામીજીને પહેલી વાર હિંદુધર્મથી ભિન્ન ખ્રિસ્તી અને મુસ્લિમ મતના વિદ્વાનોનો સંપર્ક થયો અને તેઓની સાથે સંવાદ-શાસ્ત્રાર્થ પણ થયા. મૌલવી મુરાદઅલી સાથે ધર્મ વિષયક ચર્ચા થઈ. અંતે મૌલવી નિરુત્તર થઈને ચાલ્યા ગયા.

**પાદરીઓ સાથે સંવાદ-શાસ્ત્રાર્થ :** અજમેરમાં સ્વામીજીનો પાદરી રૉબસન, રેવરન્ડ ગ્રે તથા પાદરી શૂલબ્રેડ સાથે ઈશ્વર, જીવ, સૃષ્ટિક્રમ તથા વેદ વિષય પર ત્રણ દિવસ સંવાદ ચાલ્યો. ચોથા દિવસે સ્વામીજીએ ઈસુને ઈશ્વરના એકમાત્ર પુત્ર માનવા પર અને મૃત્યુ પછી ચોથા દિવસે તેમનું કબરમાંથી જીવિત થઈને આકાશમાં ઊડી જવું વગેરે વિષયો પર પ્રશ્ન કર્યા. પાદરીઓ સ્વામીજીના આ પ્રશ્નોનો કોઈ ઉત્તર આપી શક્યા નહિ. ચર્ચા દરમિયાન પાદરી શૂલબ્રેડ સ્વામીજીના એક કથનથી ચિડાઈ ગયા. તેમણે સ્વામીજીને કહ્યું : 'જો તમે આવી વાતો કરતા રહેશો તો એક દિવસ જરૂર જેલભેગા જશો.' સ્વામીજીએ કહ્યું : **'સત્ય માટે જેલ જવું પડે તો એ કોઈ શરમની વાત નથી. જેલના ભયથી સત્યનો ત્યાગ ન થઈ શકે.'**

સ્વામીજી જૉન રૉબસન નામના એક મોટા પાદરીનું નિમત્રંણ મળવાથી તેમને મળ્યા. પાદરીએ પૂછ્યું : 'બ્રહ્માજીએ પોતાની પુત્રી સાથે વ્યભિચાર કર્યો હતો, એ વિશે આપનું શું કહેવું છે ?' સ્વામીજીએ ઉત્તર આપ્યો : 'સંસારમાં એક જ નામના અનેક મનુષ્યો થયા હતા અને આજે પણ છે. તમે જે વાત કરી એ મહર્ષિ બ્રહ્મા જ હતા, એ વાતનું કોઈ પ્રમાણ છે તમારી પાસે ? તે એ જ નામનો કોઈ અન્ય મનુષ્ય પણ રહ્યો હોય. મહર્ષિ બ્રહ્મા તો અત્યંત પવિત્ર હતા.' સ્વામીજીના આ ઉત્તરથી પાદરી પ્રસન્ન થયા અને તેમણે પોતાના હાથે એક પત્ર લખીને આપ્યો કે : 'સ્વામી દયાનંદ વેદોના એક વિખ્યાત વિદ્વાન છે. મેં જીવનમાં એમના જેવો સંસ્કૃતનો કોઈ વિદ્વાન જોયો નથી. આવા મહાપુરુષો સંસારમાં બહુ જ થોડા હોય છે. હું માનું છું કે તેમને મળનાર દરેક વ્યક્તિ લાભાન્વિત થશે. આથી જે કોઈ તેમને મળે તે જરૂર તેમનું સન્માન કરે.'

**મેજર ડેવિડસન :** અજમેરના ડેપ્યુટી કમિશનર મેજર એ.જી. ડેવિડસન પણ સ્વામીજીને મળ્યા. સ્વામીજીએ તેમને કહ્યું : 'રાજા, પ્રજાના પિતા સમાન હોય છે; અને પ્રજા, રાજાના પુત્ર સમાન હોય છે. આથી જો પ્રજા કંઈ દુષ્કર્મ કરે તો તેને એ કરતાં અટકાવવી એ પિતાનો ધર્મ બને છે. આથી જે જુદા જુદા મત, પંથ અને મજહબવાળાઓ પ્રજાને ધર્મના નામે લૂંટી રહ્યા છે, તેઓને અટકાવવા એ આપની ફરજ બને છે.' ડેવિડસને ઉત્તરમાં કહ્યું : 'આ ધાર્મિક વિષય હોવાથી સરકાર તેની નીતિ અનુસાર આમાં કશો હસ્તક્ષેપ ન કરી શકે. જો કોઈ અન્ય કાર્ય હોય તો અમે જરૂરી મદદ કરવા તૈયાર છીએ.'

સ્વામીજીની અજમેરના સહાયક કમિશનર અપટનને પણ મળ્યા.

**કર્નલ બ્રુક સાથે ગોરક્ષા પર વાર્તાલાપ :** કર્નલ બ્રુક તે સમયે ગવર્નર જનરલના એજન્ટ (એજન્ટ ટૂ ધ ગવર્નર જનરલ) હતા. તેમને ભગવાં વસ્ત્ર ધારણ કરનારા

સાધુ-સંન્યાસીઓ પ્રત્યે ઘૃણા હતી. એક દિવસ તેઓ બંસીલાલના બાગ તરફ ફરવા નીકળ્યા. સ્વામીજીનો ઉતારો પણ આ જ બાગમાં હતો. આથી વૃદ્ધિચંદે સ્વામીજીને કહ્યું : 'મહારાજ, ખુરશી આ બાજુ લઈ લો, આ જે સાહેબ આવી રહ્યા છે તેમને ભગવાં વસ્ત્ર પહેરેલાઓ પ્રત્યે ભારે સૂગ છે.' સ્વામીજીએ કહ્યું : 'કંઈ વાંધો નહિ, ચિંતા ના કરશો.' તેમણે તો પોતાની ખુરશી પાછળ ખસેડવાને બદલે આગળ સરકાવી અને પછી ઊભા થઈને આમતેમ ટહેલવા લાગ્યા. ઊભા એટલા માટે થઈ ગયા કે કર્નલ આવે તો તેમની અદબ જાળવવા ઊભા ન થવું પડે. એટલામાં કર્નલ આવી પહોંચ્યા. સ્વામીજીને જોઈને તેમણે પોતાની ટોપી ઉતારીને હાથમાં લઈ લીધી. બંનેએ પરસ્પર સન્માન પ્રદર્શિત કર્યું અને સામસામે ખુરશી પર બેસીને વાર્તાલાપ કરવા લાગ્યા. આ ટૂંકી મુલાકાતમાં સ્વામીજીએ કર્નલ બ્રુકનું ધ્યાન ગૌરક્ષા પ્રત્યે દોર્યું અને તેમને અનુરોધ કરતાં કહ્યું : 'તમે ભારતમાં થઈ રહેલા આ નિર્મમ ગૌહત્યારૂપી નૃશંસ અત્યાચારને બંધ કરાવવામાં તમારા પ્રભાવનો ઉપયોગ કરો.' આ વાતચીતથી કર્નલ બ્રુક અતિ પ્રભાવિત થયા. તેમણે સ્વામીજીને પોતાના બંગલે પધારવા નિમંત્રણ આપ્યું અને બીજે દિવસે સ્વામીજી માટે ગાડી પણ મોકલી. તેમાં બેસીને સ્વામીજી રામસ્વરૂપ સાથે કર્નલના બંગલે ગયા. બંને વચ્ચે પોણો કલાક સુધી ગૌરક્ષા પર ચર્ચા થઈ. જ્યારે કર્નલે ગૌરક્ષાના લાભ અને ગૌહત્યાથી થતી હાનિનો સ્વીકાર કર્યો, ત્યારે સ્વામીજીએ તેમને ગૌહત્યા બંધ કરાવવા જણાવ્યું. પરંતુ કર્નલે આ વાત મારા અધિકારમાં નથી એમ કહીને પોતાની અસમર્થતા બતાવી. તેમણે સ્વામીજીને કહ્યું : 'તેમ છતાં હું આપને એક પત્ર લખી આપું છું. આપ લાટ સાહેબને એટલે કે વાઇસરૉયને મળીને આ વિશે અનુરોધ કરી શકો છો. તેઓ આ નિર્ણય કરી શકે છે. આપ મારો આ પત્ર જે કોઈ અધિકારીને બતાવશો તે આપને જરૂર મુલાકાત આપશે.' સ્વામીજી કર્નલ બ્રુકનો પત્ર લઈને પોતાના સ્થાને પાછા ફર્યા.

કર્નલ બ્રુકે એક પત્ર જયપુર નરેશ રામસિંહને પણ લખ્યો : 'એ બહુ જ અફસોસની વાત છે કે તમે સ્વામી દયાનંદ જેવા વિદ્વાન અને ઉદાર વિચારના મહાનુભાવ સાથે મુલાકાત ન કરી.' આ પત્ર વાંચીને રામસિંહને પણ ખૂબ જ પસ્તાવો થયો અને તેમણે અચરોલના ઠાકોર રણજીતસિંહને બોલાવી સ્વામીજીની મુલાકાત ગોઠવવાની અભિલાષા વ્યક્ત કરી.

**તપસ્વીઓના 'અહં'ની પરીક્ષા :** નાગ પહાડના વનમાંથી બે યુવા તપસ્વીઓ સ્વામીજીને મળવા આવ્યા. તેઓ માત્ર સંસ્કૃત જ જાણતા હતા. થોડો સમય યોગ વિશે વાર્તાલાપ ચાલ્યો. વિદાય સમયે આમાંના એકે ગર્વથી કહ્યું : 'સ્વામીજી,

અમે તો તૃપ્ત છીએ, પૂર્ણ શાંત છીએ.' સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું : 'ના, મને લાગે છે કે તમારે હજુ અહંકાર જીતવો બાકી છે.' પેલાએ ઉત્તરમાં કહ્યું : 'ના, અમે અહંકાર પર પણ વિજય મેળવી લીધો છે.' આ તપસ્વીઓ હજુ બહાર નીકળતા હતા જ, એટલામાં સ્વામીજીએ પોતાના બ્રહ્મચારીને ઈશારેથી કંઈક સમજાવ્યું. આથી તે બ્રહ્મચારીએ આગળ જઈને પેલા બે સંન્યાસીઓ સાથે કોઈ વાત પર વિવાદ શરૂ કર્યો. આ વિવાદ એટલો બધો આગળ વધ્યો કે પેલા બંને સંન્યાસીઓ મારામારી પર ઊતરી આવ્યા. એ લોકોનો અવાજ સાંભળીને સ્વામીજી બહાર આવ્યા અને તેઓને છૂટા પાડ્યા. પેલા બંને યુવા સંન્યાસીઓને અંદર પાછા બોલાવીને પ્રેમથી સમજાવ્યા. આથી એ બંનેને પોતાની મર્યાદાઓનું ભાન થયું. એ બંનેએ ક્ષમા માંગી અને 'નમોનારાયણ' કરીને ચાલ્યા ગયા. આ તપસ્વીઓ ફરી બે વાર સ્વામીજીનાં દર્શને આવ્યા હતા.

**રામસ્નેહી મહંત પલાયન :** અજમેરમાં એ સમયે રામસ્નેહી સંપ્રદાયની શાહપુર ગાદીના મહંત આવ્યા હતા. સ્વામીજીએ રૂપરામ જોશી દ્વારા એ મહંતને શાસ્ત્રાર્થ માટે આમંત્રણ આપ્યું અને તેમના સંપ્રદાયની સમાલોચના કરતો એક પત્ર પણ લખી મોકલ્યો. શાસ્ત્રાર્થ કરવો તો દૂર રહ્યો, પરંતુ પેલા મહંત સ્વામીજીના નામથી જ એટલા ડરી ગયા કે એ જ રાતે પોતાની ભક્તમંડળી સાથે ત્યાંથી પલાયન થઈ ગયા.

**ભાગવત ખંડન :** અજમેરમાં સ્વામીજીએ વૈષ્ણવ મત અને ભાગવત પુરાણનું ઉગ્ર ખંડન કર્યું. કંઠમાં માળા ધારણ કરવાને સ્વામીજી લાકડાનો ભાર વહન કરવા સમાન જણાવતા હતા. જ્યારે નગરના બ્રાહ્મણોએ સ્વામીજીને જણાવ્યું કે : 'તમે ભાગવતનું ખંડન તો કરો છો, પરંતુ આ ગ્રંથની ભૂલો તો બતાવો.' આથી સ્વામીજીએ ભાગવતની સમીક્ષામાં ત્રણ-ચાર પાનાં લખી આપ્યાં. એવું લાગે છે કે આગળ જતાં સ્વામીજીએ આ જ લેખનો ઉપયોગ કરીને 'ભાગવત ખંડન' નામનો લઘુગ્રંથ પ્રકાશિત કર્યો હતો.

**અન્ય પ્રસંગો :** અહીં દિલ્હી નિવાસી પંડિત હરિશ્ચંદ્રના એક ગુરુભાઈ સાથે સ્વામીજીનો મનુસ્મૃતિ અને ઉપનિષદ્ વિષયમાં વાર્તાલાપ થયો. તે સ્વામીજીની વિદ્વત્તાથી અત્યંત પ્રભાવિત થયો. તેણે સ્વામીજીને પોતાના ઘરે તેડી જઈને આતિથ્ય કર્યું.

બાબુલાલ જૈને ત્રણ દિવસ સ્વામીજી સાથે ધર્મ વિષયક વાર્તાલાપ કર્યો. અંતમાં સ્વામીજીને નમસ્કાર કરીને કહ્યું : 'મહારાજ, આપની વાત સત્ય છે.'

એક દિવસ કેટલીક સ્ત્રીઓ સ્વામીજીની પાસે આવી. સ્વામીજીએ તેઓને ફક્ત એટલું જ કહ્યું : 'માતાઓ, તમે તમારા પતિદેવોને મારી પાસે મોકલો.

હું તેઓને સમજાવી દઈશ. પછી તમે તેઓની પાસેથી ઉપદેશ સાંભળી લેશો.' આથી સ્ત્રીઓ ત્યાંથી ચાલી ગઈ.

સાવરના ઠાકોર પણ સ્વામીજીનો ઉપદેશ સાંભળવા આવ્યા હતા અને તેઓ સ્વામીજીના ઉપદેશથી ખૂબ જ પ્રભાવિત થયા હતા. અહીં સ્વામીજીએ અનેક લોકોની કંઠીઓ ઉતરાવી હતી.

**કિશનગઢ :** અજમેરથી ફરી જયપુર તરફ જતાં સ્વામીજી ફરી કિશનગઢ આવ્યા અને સુખસાગર કૂવા પર નિવાસ કર્યો. અગાઉ જણાવી ગયા એ મુજબ અહીંના રાજા પૃથ્વીસિંહ વલ્લભ સંપ્રદાયના અનુયાયી હતા અને સ્વામીજીના વિરોધી થઈ ગયા હતા. તેમણે ગોપાલસિંહ નામના એક સામંતની સાથે રાજપંડિતોને સ્વામીજીને અપમાનિત અને લાંછિત કરવા મોકલ્યા. સ્વામીજી સાંજે શૌચાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઈને કાષ્ઠ આસન પર બેઠા હતા. અન્ય શ્રોતાઓ પણ બેઠા હતા. એટલામાં પેલા ઉપદ્રવકારીઓ આવી પહોંચ્યા. સ્વામીજી તેમનો ઈરાદો જાણી ગયા હતા. તેમણે એ લોકોને આવવાનું કારણ પૂછ્યું, ત્યારે એક બ્રાહ્મણ એક પુસ્તકનાં પાનાં વાંચવા લાગ્યો કે જેમાં વલ્લભ સંપ્રદાયની પ્રશંસા કરવામાં આવી હતી. આ સાંભળીને સ્વામીજીએ તરત જ ધારાપ્રવાહ સંસ્કૃતમાં વલ્લભાચાર્ય દ્વારા પ્રવર્તિત વૈષ્ણવ મતનું તીવ્ર ખંડન શરૂ કર્યું. પેલા ઉપદ્રવકારીઓમાં સ્વામીજીની વાતનો ઉત્તર આપવાની યોગ્યતા જ ન હતી. આથી તેઓ તોફાન કરવાની પેરવી કરવા લાગ્યા. આ જોઈને વજ્રદેહ ધરાવતા સ્વામીજીએ ઊભા થઈને ગર્જના કરી : **'તમે લોકો એમ ન સમજતા કે એકલો હોવાથી હું હારી જઈશ. હું એકલો તમારા બધા માટે પૂરતો છું. જો શાસ્ત્રાર્થ કરવો હોય તો હું તૈયાર છું, અને શાસ્ત્રાર્થને બદલે શસ્ત્રાર્થ કરવાની ઈચ્છા હોય તો એ માટે પણ હું તમારું માન-મર્દન કરવા તૈયાર છું.'** એ સમયે અન્ય લોકો અહીં આવી જતાં પંડિતમંડળી ત્યાંથી પલાયન થઈ ગઈ.

**ફરી જયપુર :** આ ઘટના પછી સ્વામીજી ત્રણ દિવસ કિશનગઢ રોકાઈને દૂદૂ ગયા અને ત્યાં ઠાકોરના મહેલમાં ત્રણ દિવસ રોકાઈને ઉપદેશ આપ્યો. ત્યાંથી એક રાત બગરૂમાં રોકાઈને જયપુર આવ્યા અને અચરોલના ઠાકોરના બગીચામાં નિવાસ કર્યો.

**રામસિંહનો અવિવેક :** સ્વામીજીના આગમનના સમાચાર મહારાજા રામસિંહને મળ્યા. સ્વામીજીને રાજમહેલમાં પધારવાનું કહેતાં સ્વામીજીએ ત્યાં જવાની અનિચ્છા દર્શાવી. તેમણે કહ્યું : 'રાજાને મળવાની ઈચ્છા હોય તો અહીં પધારે.' પરંતુ અચરાલના ઠાકુરના આગ્રહથી સ્વામીજી રાજભવનમાં ગયા અને મૌજ મંદિરમાં બિરાજમાન થયા. અહીં બધા રાજપંડિતો હાજર હતા. પરંતુ 'જયપુર નરેશ

અંતઃપુર ગયા છે અને હમણાં નહિ આવી શકે' એવી સૂચના આપવામાં આવી. આવા અશિષ્ટ વ્યવહારથી સ્વામીજી ત્યાંથી નીકળી ગયા. બાદમાં રામસિંહે સ્વામીજીને રાજમહેલમાં બોલાવવા માટે અનેકવાર પ્રયત્નો કર્યા, પરંતુ સ્વામીજી એ માટે ક્યારેય તૈયાર ન થયા.

**આગ્રા :** સંવત ૧૯૨૨ આસો વદ ૯ (ગુજરાતી પંચાગ અનુસાર)ના રોજ સ્વામીજી આગ્રા પહોંચ્યા. તે સમયે આગ્રામાં વાઈસરૉય લૉર્ડ લોરેન્સનો દરબાર લાગ્યો હતો. આ અવસર પર આવેલા જુદા જુદા વર્ગના લોકોને સ્વામીજીનો ઉપદેશ શ્રવણ કરવાનો લાભ મળ્યો. અહીં સ્વામીજીએ 'ભાગવત ખંડન' નામની એક પુસ્તિકા પ્રકાશિત કરીને તેની હજારો પ્રતોનું જિજ્ઞાસુઓમાં વિતરણ કર્યું. સ્વામીજીએ તેની કેટલીક પ્રતો હરદ્વારમાં વિતરણ કરવા પોતાની પાસે રાખી.

**મથુરા - ગુરુ-શિષ્યનું અંતિમ મિલન :** આ સમયે સ્વામી દયાનંદની સાથે અધ્યયન માટે પાંચેક વિદ્યાર્થીઓ પણ રહેતા હતા. તેઓ એ વિદ્યાર્થીઓની સાથે મથુરા ગુરુ વિરજાનંદ પાસે આવ્યા. ગુરુનાં ચરણોમાં નતમસ્તક થઈને એક મલમલનો તાકો અને બે સુર્વણમુદ્રા ભેટ ધરી. તેમણે ગુરુજીને પોતાના 'ભાગવત ખંડન' પુસ્તકનો થોડો પરિચય કરાવ્યો. ગુરુજી પોતાના આ કૃપાપાત્ર, સુયોગ્ય અને વિજયી શિષ્યને મળીને અત્યંત પ્રસન્ન થયા અને તેને અંતરથી આશીર્વાદ આપ્યા. સ્વામીજીએ થોડા દિવસ ગુરુજીની સાથે ગાળ્યા અને પોતાની શંકાઓનું સમાધાન મેળવ્યું અને ધર્મના ગૂઢ વિષયો પર ગંભીર ચર્ચા પણ કરી. ત્યાર બાદ હરદ્વારના કુંભમેળામાં ધર્મોપદેશ કરવા માટે જવાની આજ્ઞા માગી. ગુરુજીનો આદેશ મેળવી નમસ્કારપૂર્વક ગુરુચરણોથી વિદાય થયા. આ આદર્શ ગુરુ અને આદર્શ શિષ્યનું અંતિમ મિલન હતું. 'વ્યાકરણ સૂર્ય' ગુરુ વિરજાનંદ અને ભાવિ વેદોદ્ધારક શિષ્ય દયાનંદનો આ અંતિમ મેળાપ હતો.

**મેરઠ :** સ્વામીજી મથુરાથી મેરઠ આવ્યા અને સૂરજકુંડ પર આવેલા દેવી મંદિરમાં નિવાસ કર્યો. અહીં પંડિત ગંગારામ નામની એક પ્રતિષ્ઠિત વ્યક્તિ સાથે ગૌરક્ષા પર વિચારવિમર્શ કર્યો. પંડિત ગંગારામે કામદેવથી બચવાનો ઉપાય પૂછ્યો. આથી સ્વામીજીએ તેમને સદાચારનો ઉપદેશ આપ્યો. મેરઠથી સ્વામીજીએ હરદ્વાર તરફ પ્રસ્થાન કર્યું.

**ફલશ્રુતિ :** સ્વામી દયાનંદનાં ૪૧ વર્ષ પૂરાં થઈ ગયાં હતાં અને ૪૨મું વર્ષ ચાલતું હતું. ગૃહત્યાગ કર્યાને પણ ૨૦ વર્ષ થઈ ગયાં હતાં. આ વર્ષો દરમિયાન સ્વામીજી હજારો માઈલની યાત્રા કરી ચૂક્યા હતા. તેમણે આ બે દશક કરતાંય વધારેના ભ્રમણ દરમિયાન ધર્મના નામે ચાલતાં આડંબરો, પાખંડો, વ્યર્થ અનુષ્ઠાનો, નકામા કર્મકાંડો, વહેમો, રૂઢિઓ અને અસંખ્ય મતમતાંતરોનો ઘટાટોપ જોયો.

અત્યાર સુધીમાં તેમણે જે જોયું, અનુભવ્યું અને જાણ્યું તેના આધારે તેમને જે બાબતો વેદ તથા ઋષિપ્રણીત ગ્રંથો વિરુદ્ધ લાગી એ હતી : ૧. સર્વ પ્રકારની મૂર્તિપૂજા, ૨. પુરાણો અને ઉપપુરાણો, ૩. અવતારવાદ, ૪. વૈષ્ણવાદિ સંપ્રદાયો, ૫. વામમાર્ગ, ૬. કંઠી-માળા-તિલક, ૭. શંખ, ચક્ર, ગદા, પદ્મને તપાવીને શરીર પર તેની છાપ લેવી, ૮. પાપ-નિવૃત્તિના હેતુથી ગંગા વગેરે નદીઓમાં સ્નાન કરવું, ૯. સ્વર્ગ-પ્રાપ્તિના હેતુથી એકાદશી વગેરે વ્રતો રાખવાં અને વ્યર્થ કર્મકાંડો કરવા, ૧૦. મોક્ષ-પ્રાપ્તિ અર્થે કાશી વગેરે તીર્થક્ષેત્રોની યાત્રાઓ કરવી, વગેરે.

સ્વામી દયાનંદ દેશમાં વૈદિક ધર્મના વિશુદ્ધ સ્વરૂપની સ્થાપના માટે ચિંતિત અને પ્રયત્નશીલ હતા. આ ઉદ્દેશ્યની પૂર્તિ કરવા પરિવ્રાજક દયાનંદ હવે હરદ્વારના કુંભમેળામાં જવા પ્રસ્થાન કરે છે.

• • •

: ૬ :

# કુંભમેળામાં પાખંડખંડન

સંવત ૧૯૨૩ ફાગણ સુદ ૧, ગુરુવાર - ૭ માર્ચ ૧૮૬૭ના રોજ સ્વામી દયાનંદ હરદ્વાર આવ્યા.[1] અહીં કુંભના મેળાનું આયોજન થયું હતું, જેમાં લાખો હિંદુઓ એકઠા થાય છે. આથી સ્વામીજી અહીં પહોંચી ગયા. તેમણે હરદ્વાર અને ઋષિકેશ વચ્ચે આવેલા સપ્તસરોવર નજીક મેદાનમાં એક પર્ણકુટિ બનાવીને નિવાસ કર્યો. સ્વામીજીની સાથે થોડા સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓ પણ હતા.

**પાખંડખંડન પતાકા :** સ્વામીજીએ પોતાના સ્થાન પર એક ધજા રોપી, જેના પર 'પાખંડખંડન' લખવામાં આવ્યું હતું.[2]

**કુંભનું દૃશ્ય :** હરદ્વાર ભવ્ય હિમાલયનાં ચરણોમાં વસેલું છે. ભાગીરથી ગંગા તેના પાદને પખાળી રહી છે. હિંદુઓનાં મુખ્ય તીર્થધામોમાં તેની ગણના થાય છે. ગંગાસ્નાન માટે અહીં જનસમૂહ કીડિયારાની માફક ઉભરાય છે. સમસ્ત ભારતનાં જુદાં જુદાં રાજ્યોનાં લાખો આબાલવૃદ્ધ ભક્તોની અહીં ઠઠ જામે છે. આમ આ મેળામાં એક બાજુ હિંદુ પ્રજાની મૌલિક એકતાની પ્રતીતિ થાય છે, તો બીજી બાજુ તેની ભયંકર દુર્બળતાઓ પણ છતી થાય છે. જેમ કે, અહીં હિંદુ પ્રજામાં વ્યાપ્ત અજ્ઞાન, અવિદ્યા અને અંધકાર જોવા મળે છે. ધર્મના નામે છળ-કપટ, પ્રપંચ, લૂંટ અને દંગલબાજીનાં દર્શન થાય છે. આળસ, પ્રમાદ અને સ્વાર્થમાં આળોટતા કહેવાતા ધર્મધુરંધરો અને ધર્માચાર્યો અહીં શોધ્યા વિના ભટકાય છે.

---

૧. હરદ્વાર પહોંચવાની તિથિ તથા તારીખ વિશે જીવનચરિત્રકારોમાં થોડો મતભેદ છે. અહીં દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દ્વારા સંગૃહીત જીવનચરિત અનુસાર આપવામાં આવી છે. - સંપાદક

૨. હાલમાં આ સ્થાને મોહન આશ્રમ આવેલો છે અને પતાકાના સ્થાને એક સ્મૃતિસ્તંભનું નિર્માણ કરવામાં આવ્યું છે. - લેખક

સ્વામીજીએ 'ઉપદેશ મંજરી' અથવા 'પૂના પ્રવચન'માં આ પતાકાનું નામ 'પાખંડમર્દન' કહ્યું હતું. તેના બદલે અનેક જીવનચરિત્રોમાં આ ધજાનું નામ 'પાખંડખંડિની' લખવામાં આવ્યું છે. આ નામ શી રીતે પ્રચલિત થયું એ જાણી શકાયું નથી, માટે અન્વેષણીય છે. - સંપાદક

દુરાચારમય જીવન જીવતા અને નિર્લજ્જતાને પણ શરમાવે એવા અનેક બાવાઓ અહીં સ્ત્રીઓની હાજરીમાં નગ્નાવસ્થામાં ઘૂમતા નજરે પડે છે. એકાંતમાં કુકર્મો કરનારાઓ પણ અહીં બ્રહ્મચારી અને ત્યાગીઓનો વેશ ધારણ કરીને આંટા મારતા જોવા મળે છે. કશો જ પુરુષાર્થ કર્યા વિના લાખોની સંપત્તિ ધરાવતા ધર્મના ઠેકેદારોનો હાથી, ઘોડા, પાલકી, છત્ર, ચામર વગેરેનો ઠાઠ-માઠ અહીં ઊડીને આંખે વળગે છે. ભોળા ભક્તોને ઠગનારા અને પોતાના અનુયાયીઓને ઘેટાં બનાવી તેમનું ઊન ઉતારીને લૂંટનારા ભગવા વેશધારી મઠાધ્યક્ષો અહીં ભોગમાં આળોટતા નજરે પડે છે. મેળામાં જુદા જુદા સંપ્રદાયોના ઝઘડાઓ અને તેમનાં ભિન્ન ભિન્ન આચરણો અને વ્યવહારો દેશના પતનનું, હિંદુજાતિની અધોગતિનું અને હિંદુધર્મની પતિત અવસ્થાનું જીવતુંજાગતું ચિત્ર ઊભું કરે છે. આ રીતે અહીં એકઠો થયેલ વિશાળ જનસમૂહ એક બાજુ હિંદુઓની મૌલિક એકતાનાં દર્શન કરાવે છે, તો બીજી બાજુ એ હિંદુઓનાં અજ્ઞાન અને અંધશ્રદ્ધાની પારાશીશી રૂપ પણ બની રહે છે.

**સમરાંગણમાં પ્રવેશ :** સ્વામીજીએ દેશ અને ધર્મની દુર્દશાનું આ દૃશ્ય જોયું. તેમણે આ મેળામાં વેદોક્ત સત્યોનો ઉપદેશ શરૂ કર્યો. તેમણે અહીં પૌરાણિક મિથ્યા વિશ્વાસો, અંધશ્રદ્ધાઓ, રૂઢિઓ તથા અવૈદિક મતમતાંતરોનું ખંડન પણ શરૂ કર્યું. સ્વામીજીના સ્થાને લહેરાતો 'પાખંડખંડન'નો ધ્વજ જોઈને અનેક લોકો તેમનો ઉપદેશ સાંભળવા આવવા લાગ્યા. એ પૈકી કેટલાક ઉપદેશ સાંભળીને ચાલ્યા જતા હતા, તો કેટલાક સ્વામીજીની સાથે શંકા-સમાધાન અને શાસ્ત્રચર્ચા પણ કરતા હતા. સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરનારાઓ થોડી જ વારમાં નિરુત્તર થઈ જતા હતા. આખા મેળામાં સર્વત્ર સ્વામીજીના પ્રચારની ચર્ચા સંભળાતી હતી. ભક્તો સ્વામીજીને ફળ, મિષ્ટાન્ન વગેરેની ભેટ આપી જતા હતા, જે સ્વામીજી ગરીબોમાં વહેંચી દેતા હતા.

આજ સુધી લોકોએ કોઈ સંન્યાસીના મોઢેથી મૂર્તિપૂજા, અવતારવાદ, મૃતક શ્રાદ્ધ, તીર્થસ્નાન, પુરાણો-ઉપપુરાણો વગેરેનું ખંડન સાંભળ્યું નહોતું. આથી સ્વામીજીનો ઉપદેશ સાંભળીને સૌ કોઈ વિસ્મય પામતા હતા. કોઈ દયાનંદને નાસ્તિક કહેતા હતા, તો કોઈ ઘોર કલિયુગ આવ્યાનો બળાપો કાઢતા હતા. પરંતુ કોઈ કશું કરી શકતા નહોતા.

**વિશુદ્ધાનંદના મિથ્યા અર્થનું ખંડન :** કાશીના સુપ્રસિદ્ધ વિદ્વાન સ્વામી વિશુદ્ધાનંદ પણ અહીં આવ્યા હતા. તેમણે પોતાના એક પ્રવચનમાં યજુર્વેદ (૩૧.૧૧)ના ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः । ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥ - આ મંત્રનો ખોટો અર્થ કરતાં જણાવ્યું કે, બ્રાહ્મણ બ્રહ્માના મુખથી,

ક્ષત્રિય બ્રહ્માની ભુજાથી, વૈશ્ય બ્રહ્માની જાંઘથી અને શૂદ્ર બ્રહ્માના પગથી ઉત્પન્ન થયા છે. આમ તેમણે જન્મ આધારિત જાતિપ્રથાને અનુમોદન આપતો અર્થ કર્યો. સ્વામી દયાનંદે સ્વામી વિશુદ્ધાનંદે કરેલા ઉક્ત અર્થનું ખંડન કરતાં વિનોદપૂર્વક કહ્યું : 'મુખથી તો થૂંક, કફ વગેરે પણ ઉત્પન્ન થાય છે.' તેમણે આ મંત્રનો સાચો અર્થ જણાવતાં કહ્યું : 'ચાતુર્વર્ણ્ય સમાજમાં બ્રાહ્મણ મુખ સમાન, ક્ષત્રિય ભુજા સમાન, વૈશ્ય સાથળ સમાન અને શૂદ્ર પગ સમાન છે. આ મંત્રમાં સમાજના આ ચાર વર્ણોનું ગુણ-કર્મ-સ્વભાવ અનુસાર આલંકારિક વર્ણન છે.'

**સત્યાગ્રહી :** આ મેળામાં એક વાર ગોસાંઈઓ અને વિશુદ્ધાનંદની વચ્ચે ઝઘડો થયો. ગોસાંઈઓએ વિશુદ્ધાનંદ પર કોર્ટમાં કેસ કર્યો. સ્વામીજી અને વિશુદ્ધાનંદ વચ્ચે મતભેદ હોવાથી ગોસાંઈઓ સ્વામીજીની મદદ માટે આવ્યા. પરંતુ સ્વામીજીએ સ્પષ્ટ પરખાવી દીધું : 'હું તમારા પક્ષમાં નથી અને વિશુદ્ધાનંદના પક્ષમાં પણ નથી. હું તો સત્યનો સમર્થક છું. વેદોમાં જે કહ્યું છે તેને જ માન્ય કરું છું.'

**નિર્મળા સાધુ :** સંતસિંહ નામના આ નિર્મળા સાધુએ એક દિવસ સ્વામીજી પાસે અદ્વૈત વેદાંતના 'ચિત્સુખી' નામના ગ્રંથના એક વાક્યનો અર્થ પૂછ્યો. સ્વામીજીએ તેનો અર્થ કરી બતાવ્યો, પરંતુ સાથે સાથે સ્પષ્ટતા કરતાં કહ્યું : 'આ અનાર્ષ ગ્રંથ છે, જેને હું પ્રમાણ માનતો નથી.'

**સાધુ મહાનંદ :** દાદુપંથી સાધુ મહાનંદ સંસ્કૃતના વિદ્વાન હતા. તેઓ સ્વામીજીના ઉપદેશથી અત્યંત પ્રભાવિત થયા અને સ્વામીજી દ્વારા પ્રતિપાદિત મંતવ્યોને સ્વીકાર કરી વૈદિક ધર્મના પ્રચારક બની ગયા. આર્યસમાજ દેહરાદૂનનું સભાભવન તેમના નામે સ્થાપિત છે.

**પ્રચારની ધૂમ :** કુંભના આ મેળામાં સ્વામીજીએ અનેક પ્રવચનો, શાસ્ત્રચર્ચા, વાદવિવાદ અને શંકા-સમાધાનો કર્યાં. તેમની પાખંડખંડિની પતાકાએ અનેક લોકોને આકર્ષિત કર્યા. સ્વામીજીએ લખેલા 'ભાગવત ખંડન' નામના લઘુગ્રંથની હજારો પ્રતો આ મેળામાં વહેંચવામાં આવી. આખા મેળામાં સ્વામીજીના પ્રચારની ધૂમ મચી ગઈ.

**આત્મ નિરીક્ષણ :** કુંભનો મેળો સમાપ્ત થયો. કુંભના આ મેળામાં મહંતો, મઠાધીશો, મંડલેશ્વરો, સાધુ-સંન્યાસીઓ વગેરેનાં આચરણો જોઈને સ્વામીજી અત્યંત નિરાશ થયા. તેઓ પોતાની અને પોતાની કાર્યશૈલીની સમીક્ષા કરવા લાગ્યા. તેમને થયું : મારે જે મહાન કાર્ય પાર પાડવાનું છે, એ માટે મારે ત્યાગનો અતિ ઉચ્ચ આદર્શ સ્થાપિત કરવો પડશે અને બલિદાનનો માર્ગ અપનાવવો પડશે. એ વિના સમાજ પર કોઈ વિશેષ અને સ્થાયી પ્રભાવ ઉત્પન્ન નહિ થાય અને મારો ઉદ્દેશ પણ પૂરો નહિ થાય.

**સર્વમેધ યજ્ઞ :** આ વિચાર ઉત્પન્ન થતાં જ સ્વામીજીએ 'સર્વમેધ યજ્ઞ' કરવાનો સંકલ્પ કર્યો. એક દિવસ વ્યાખ્યાન આપતાં તેઓ ગદ્ગદ થઈ ગયા અને 'सर्वं वै पूर्णं स्वाहा' કહીને ઊભા થઈ ગયા. સ્વામીજી પાસે પોતાનાં વસ્ત્રો, ધન, પુસ્તકો વગેરે જે કંઈ હતું એ બધું લોકોમાં વહેંચી દીધું. મહાભાષ્યનું એક પુસ્તક, એક સુવર્ણ મુદ્રા અને મલમલનો એક તાકો ગુરુ વિરજાનંદજીની સેવામાં મોકલી આપ્યાં. તેમણે શરીર પર માત્ર લંગોટ ધારણ કરી, શરીરે ભભૂત રમાવીને સર્વત્યાગી પરિવ્રાજક અને અવધૂત પરમહંસનું રૂપ ધારણ કર્યું. સ્વામીજીના મિત્ર સ્વામી કૈલાસપર્વતે તેમને આ સર્વમેધ યજ્ઞ કરતા જોઈને પૂછ્યું : 'આપ આ શું કરી રહ્યા છો ?' સ્વામીજીએ કહ્યું :

> **'જ્યાં સુધી હું મારી જરૂરીયાતો બિલકુલ ઓછી નહિ કરું ત્યાં સુધી મને પૂર્ણ સ્વતંત્રતા નહિ મળે. સર્વસ્વનો ત્યાગ કર્યા વિના સ્પષ્ટ વાત કરી શકાતી નથી અને કાર્યમાં સફળતા મળતી નથી. હું બધા મત-પંથોની વિરુદ્ધ સાફ સાફ સત્ય કહી દેવા માંગું છું. આથી નિર્દ્વન્દ્વ થવું અત્યંત જરૂરી છે.'**

**મૌનવ્રત અને ભંગ :** હિંદુસમાજના પાયા ખોદી રહેલા અને ધર્મના નામે ભોળી જનતાનું શોષણ કરી રહેલા ધર્મધ્વજીઓ સામે ઝઝૂમવા માટે બહુ મોટી તૈયારીઓની જરૂર હતી. એ તૈયારીઓ માટે સર્વમેધ યજ્ઞ કરી, એકાંત સેવન કરી, કઠિન તપશ્ચર્યા દ્વારા અત્યંત શક્તિમાન બનવા માટે સ્વામીજીએ આ નિશ્ચય કર્યો હતો. આથી તેઓ પર્ણકુટિમાં બેસીને આત્મલીન થઈ ગયા અને પોતાના ભાવિ કાર્યક્રમના નિર્ધારણ માટે બિલકુલ મૌન ધારણ કરીને ચિંતન કરવા લાગ્યા. પરંતુ તેમનું આ મૌનવ્રત બહુ ટક્યું નહિ. આ વિશે સ્વામીજીએ આત્મકથનમાં કહ્યું છે :

> 'અહીં હરદ્વારમાં મેં જે મૌન ધારણ કર્યું હતું એ લાંબો સમય ટક્યું નહિ, કારણ કે હવે ઘણા લોકો મને ઓળખતા હતા. અને એક દિવસ એક માણસ મારી પર્ણકુટીના દ્વાર આગળ બકવા લાગ્યો : 'निगमकल्पतरोर्गलितं फलम्' એટલે કે ભાગવતથી અધિક બીજું કંઈ જ નથી, વેદ પણ ભાગવતથી નીચે છે. મારાથી આ સહન ન થયું. મેં મૌનવ્રત છોડીને ત્યાં જ ભાગવતનું ખંડન શરૂ કર્યું; અને એવો વિચાર કર્યો કે, **ઈશ્વરની કૃપાથી મને જે થોડુંઘણું જ્ઞાન પ્રાપ્ત થયું છે તેનો સર્વમાં પ્રચાર કરવો જોઈએ.'**

**ચિંતન અને મંથન :** સ્વામી દયાનંદે કુંભના મેળા પછી દેશની દુર્દશા પર અનેક વાર વિચાર કર્યો. આર્યોની અવનતિ પર વારંવાર ચિંતન કર્યું. ધર્મના પતન પર મંથન કર્યું. તેમની દૃષ્ટિ સામે દેશ, ધર્મ અને જાતિની આ ત્રિવિધ અધોગતિનું દૃશ્ય નાચી રહ્યું હતું. પરિવ્રાજકના સત્યાગ્રહી આત્મામાંથી એક અવાજ ઊઠ્યો,

જેનાં ધ્વનિ તરંગાના ઝણઝણાટથી તેમનાં રોમરોમ ખડાં થઈ ગયાં : અરે દયાનંદ, તારો જન્મ આમ નિરાશ થઈને પડ્યા રહેવા માટે નથી થયો. ઊઠ, બેઠો થા, ઊભો થા. કટિબદ્ધ થઈને આર્યાવર્તના પટાંગણમાં કૂદી પડ. ઈશ્વરે તને સત્ય જ્ઞાનની ભેટ ધરી છે. તું જ્યોતિર્ધર બની વૈદિક ધર્મની પુનઃ પ્રતિષ્ઠા કર. ગુરુ વિરજાનંદે તારા નેત્રમાં ચિનગારી ફૂંકી છે. તારામાં એ દિવ્ય જ્યોત ચમકી રહી છે. તું ગુરુદક્ષિણામાં આપેલા વચનને પૂર્ણ કરવા પ્રવૃત્ત થા. 'परोपकाराय सतां विभूतयः' - સત્પુરુષોનાં તન-મન-ધન પરોપકાર માટે હોય છે, આ સત્યને સાર્થક કર. ઘોર નિદ્રામાં ઊંઘતા ભારતને ઢંઢોળીને જાગ્રત કર. ઈશ્વર તારો પ્રેરક, સહાયક અને રક્ષક છે.

કંઈક આવો સંકલ્પ લઈને સ્વામી દયાનંદ માનવજાતિનાં બંધનોને કાપવા, વૈદિક ધર્મનો પ્રચાર કરવા, મતમતાંતરોએ ફેલાવેલા અજ્ઞાન-અંધકારને દૂર કરવા કૃતનિશ્ચય થયા. ગંગાની પાર રેતાળ કિનારા પર થોડો સમય તપશ્ચર્યા કરીને તેમણે કાર્યક્ષેત્રમાં પુનઃ ઝંપલાવ્યું. ઈશ્વરી પ્રેરણા તેમના આ શિવસંકલ્પને બળ આપી રહી હતી.

• • •

: ૭ :

# ગંગાતીરે સિંહગર્જના

સ્વામી દયાનંદ દ્વારા પ્રવર્તિત નવજાગરણની બીજી અવસ્થાની હવે શરૂઆત થાય છે. પહેલાંનાં બાકી રહી ગયેલાં બંધનો તૂટી-છૂટી ગયાં છે. સુધારકની દૃષ્ટિ અધિક વિસ્તાર પામી છે. તેમની મૌલિક પ્રતિભામાં નવીન ઓપ આવતા એ અધિક ઉજ્જ્વળ બનીને ચમકી રહી છે. એ હવે સબળ, પ્રબળ અને અવિચળ બનીને સુદૃઢ થઈ ગઈ છે.

**સંકલ્પ :** 'वदन्ब्रह्मा वदतो अवनीयान्' એટલે કે મૌન રહેનાર કરતાં ઉપદેશ કરનાર વિદ્વાન શ્રેષ્ઠ છે. ઋગ્વેદ (૧૦.૧૧૭.૭)ના આ વચન અનુસાર સ્વામીજીએ મૌનવ્રત ભંગ કરીને વિચાર કર્યો કે : **'ઈશ્વરની કૃપાથી મને જે કંઈ જ્ઞાન પ્રાપ્ત થયું છે તેનો સર્વમાં પ્રચાર કરવો.'** આ માટે તેમણે પોતાના ભાવિ કાર્યક્રમની રૂપરેખા તૈયાર કરી અને સંકલ્પ કર્યો કે : **'સંસ્કૃત સિવાય અન્ય કોઈ ભાષામાં સંભાષણ ન કરવું અને ભોજન માટે કોઈની પાસે યાચના ન કરવી, જે કંઈ માંગ્યા વિના મળે તેનો સ્વીકાર કરવો.'**

**ભ્રમણ અને ઉપદેશ :** સર્વત્યાગી દયાનંદ માત્ર કૌપીન ધારણ કરીને દૃઢ સંકલ્પ સાથે ગંગાના કિનારે ભ્રમણ અને ઉપદેશ કરવા નીકળી પડ્યા. તેઓ હરદ્વારથી ઋષિકેશ તરફ ગયા. ત્યાં થોડા દિવસ રહીને ફરી હરદ્વાર આવીને ગંગાકિનારે ચાલી નીકળ્યા. કનખલ થઈને લંઢોરા પહોંચ્યા. કૃતસંકલ્પ સ્વામીજીએ કોઈની પાસે ભોજન માગ્યું નહિ, જેથી ત્રણ દિવસ ભૂખ્યા રહ્યા. પછી એક ખેડૂતે ત્રણ રીંગણાં આપ્યાં. એ કાચાં રીંગણાં ખાઈને સ્વામીજીએ પોતાની ક્ષુધા શાંત કરી. અહીંથી સ્વામીજી શુક્રતાલ, મીરાપુર, મહમદપુર અને પરીક્ષિતગઢ થઈને ગઢમુક્તેશ્વર આવ્યા.

**ગઢમુક્તેશ્વર :** અહીં સ્વામીજી પંદર દિવસ રોકાયા. જે કોઈ આવતા તેઓને સંસ્કૃતમાં ઉપદેશ આપતા. આ દિવસોમાં સ્વામીજી એક માંજી (હોડીવાળા)ની ઝૂંપડીની નજીક રેતીમાં રાત-દિવસ પડ્યા રહેતા.

**માંજીની અડધી રોટલી :** અહીં પણ સ્વામીજીને ત્રણ દિવસ નિરાહાર રહેવું પડ્યું. ચોથા દિવસે માંજીને ખબર પડતાં તેના માટે આવેલી એક રોટલીમાંથી

અડધી રોટલી સ્વામીજીને આપવા આવ્યો. સ્વામીજીએ એ ગ્રહણ કરીને ક્ષુધા-નિવૃત્તિ કરી.

**કર્ણવાસ :** સંવત ૧૯૨૩ વૈશાખ સુદ પૂનમ, શનિવાર - ૧૮ મે, ૧૮૬૭ના રોજ સ્વામીજી કર્ણવાસ આવીને એક દિવસ રહ્યા. ગંગાની રેતી પર આસન લગાવીને બેઠેલા પરમહંસ દયાનંદની ભવ્ય આકૃતિ જોઈને બે વિદ્યાર્થીઓ તેમની પાસે આવ્યા. સ્વામીજીએ તેઓને પૂછતાં તેઓ કૌમુદી અને ભાગવત ભણે છે, એમ જણાવ્યું. સ્વામીજીએ તેઓને અષ્ટાધ્યાયી, ઉપનિષદ્ અને મનુસ્મૃતિ ભણવા માટે પ્રેરિત કર્યા.

**એક દૃશ્ય :** પંડિત ભગવાનદાસે સ્વામીજીને ગંગાકિનારે તપી ગયેલી રેતીમાં લંગોટબંધ, આખા શરીરે ગંગારજ લગાવેલા અને પ્રફુલ્લવદન બેઠેલા જોયા. તેમણે સ્વામીજીને પ્રણામ કરીને ભોજનનું નિમંત્રણ આપ્યું. ઉત્તર મળ્યો : 'હું ગામમાં નથી આવતો. શ્રદ્ધા હોય તો તમે અહીં ભોજન લઈ આવો.' પંડિતજી ભોજન લઈ આવ્યા અને મહાત્મા દયાનંદ ભોજન કરીને પૂર્વ દિશા તરફ ગંગાકિનારે ચાલી નીકળ્યા.

**ફરુખાબાદ :** કર્ણવાસથી સ્વામીજી ભ્રમણ કરતાં કરતાં ફરુખાબાદ આવ્યા. એક દિવસ મુન્નીલાલે પૂછ્યું : 'સ્વામીજી ! આ ગંગા અને સૂરજ શું છે ?' સ્વામીજીએ કહ્યું : 'એ જડ પદાર્થો છે.'

જગન્નાથ પ્રસાદે એક દિવસ ગાયત્રી મંત્રના જપનું ફળ પૂછ્યું. સ્વામીજીએ કહ્યું : 'એ મંત્રના જપથી બુદ્ધિ નિર્મળ થાય છે અને બધા દ્વિજોએ સંધ્યા-ઉપાસના સમયે ગાયત્રીમંત્રનો જપ કરવો જોઈએ.'

સ્વામીજી અહીં ત્રણ દિવસ રોકાઈને અનૂપ શહેર માટે ચાલી નીકળ્યા.

**અનૂપ શહેર :** અહીં સ્વામીજીએ લાલા ગૌરીશંકર કાયસ્થની વાંસની દુકાન પર નિવાસ કર્યો. આ દિવસોમાં સ્વામીજી થોડા બીમાર પડી ગયા હતા. આથી તુલસીપત્ર અને મરીનો પ્રયોગ કરીને પુનઃ સ્વસ્થ થઈ ગયા.

**સૂરજપુરી :** અહીં સૂરજપુરી નામના એક દક્ષિણી સંન્યાસીએ સ્વામીજીને થોડા પ્રશ્નો લખી મોકલ્યા. સ્વામીજીએ તેના યોગ્ય ઉત્તર લખી મોકલ્યા. પરંતુ એ સૂરજપુરીની સમજમાં ન આવ્યા. આથી તેઓ વારંવાર પ્રશ્નો કરવા લાગ્યા. ત્યારે સ્વામીજીએ તેમને કહેવડાવ્યું : 'તમારી બુદ્ધિ સ્થૂળ હોવાથી તમે મારા ઉત્તર સમજી શકતા નથી. જેવી રીતે રેતીમાં ભળી ગયેલી ખાંડની કણીઓને સૂક્ષ્મ કીડી અલગ કરી શકે છે, પરંતુ સ્થૂળ હાથી અલગ કરી શકતો નથી; આવું જ તમારી બાબતે છે.'

**નવલગંજ પહેલવાન :** સ્વામીજીએ હવે નર્મદેશ્વરના મંદિરની નજીક સતીની મઢીમાં આસન જમાવ્યું. ત્યાં નજીકમાં નવલગંજ નામના એક પહેલવાનનો અખાડો હતો. તે સ્વામીજીથી પ્રભાવિત થઈને તેમનો ભક્ત થઈ ગયો.

**વામમાર્ગી ગુંડાઓ :** એક દિવસ કેટલાક વામમાર્ગી ગુંડાઓ મદ્યપાન કરી સ્વામીજી પાસે આવીને બકવા લાગ્યા : 'દયાનંદ, બહાર નીકળ, આજ તને વારુણી (દારૂ) પાઈને શુદ્ધ કરવો છે.' તેઓની આવી ઉદ્દંડતા જોઈને સ્વામીજીએ નવલગંજ પહેલવાનને બોલાવ્યો. તેણે આવીને એવો હુંકાર કર્યો કે પેલા વામમાર્ગીઓ ભાગી ગયા.

**'गप्पाष्टकं मनुष्याणां कोलाहलः' :** અહીં સ્વામીજી રેતીની પથારી અને ઈંટોનું ઓશીકું કરીને સૂઈ જતા. વસ્ત્રોમાં એક માત્ર લંગોટ અથવા કૌપીન જ હતું. કોઈ વસ્ત્રો આપે તોપણ તેનો સ્વીકાર કરતા નહિ. અહીં વિશેષ ખંડનમંડન ન કરી લોકોને સંધ્યા, ગાયત્રી, અગ્નિહોત્ર વગેરે કરવા પ્રેરિત કરતા હતા અને આર્ષ ગ્રંથોની શ્રેષ્ઠતા પ્રતિપાદિત કરતા હતા. જો કોઈ વેદવિરુદ્ધ પુરાણોક્ત વાત કહે તો એ સાંભળીને સ્વામીજી તરત જ 'गप्पाष्टकं मनुष्याणां कोलाहलः' એમ કહેતા હતા.

**ચાસી :** અષાઢ માસમાં સ્વામીજી અનૂપ શહેરથી બુલંદ શહેરના જંગલમાં આવેલા ચાસી નામના સ્થાને આવ્યા. અહીં નંદરામ નામનો એક ચક્રાંકિત બ્રાહ્મણ પાખંડ ફેલાવીને લોકોને ચક્રાંકિત બનાવવા માટે પ્રયત્ન કરતો હતો. પરંતુ સ્વામીજીના આગમન અને તેમના અગાધ પાંડિત્યની ધાકથી તે ગંગાની સામે પાર ભાગી ગયો અને અહીંના લોકો ચક્રાંકિત વૈષ્ણવ થતાં બચી ગયા.

**રામઘાટ :** સ્વામીજીએ ચાસીથી તાહીરપુર થઈને રામઘાટ આવીને એક પર્ણકુટીમાં નિવાસ કર્યો.

**સ્વામીજીના પ્રથમ શિષ્ય ટીકારામ :** ટીકારામ કર્ણવાસના એક શિક્ષિત બ્રાહ્મણ હતા. તેમનો એક દિવસ સ્વામીજી સાથે મેળાપ થયો. સ્વામીજીએ તેમને ગાયત્રી મંત્ર સંભળાવવા કહ્યું. તેમણે ના પાડી, કારણ કે તેમના ગુરુએ કોઈની સામે ગાયત્રીમંત્રનો પાઠ કરવાની મનાઈ કરેલી. પરંતુ સ્વામીજીના કહેવાથી તેમણે ગાયત્રી મંત્રનું શુદ્ધ અને સ્પષ્ટ ઉચ્ચારણ કર્યું. સ્વામીજી પ્રસન્ન થયા અને તેમણે સ્વયં સંધ્યા પદ્ધતિનો પાઠ લખીને ટીકારામને આપ્યો. સ્વામીજીના સત્સંગથી પંડિત ટીકારામની સર્વ શંકાઓ નિર્મૂળ થઈ ગઈ. તેઓ સ્વામીજીના અનુયાયી થઈ ગયા અને પોતાની પાસેના અનાર્ષ ગ્રંથો તથા મૂર્તિને ગંગાના પ્રવાહમાં સમર્પિત કરી દીધાં. એટલું જ નહિ, તેમને પોતાના પૌરોહિત્ય કર્મથી પણ વિરક્તિ થઈ આવી.

પંડિત ટીકારામને સ્વામીજીના રૂપમાં વિદ્યા અને ધર્મનો અગાધ કોષ પ્રાપ્ત થઈ ગયો હતો. તેમણે આ કોષ માત્ર પોતાની જ પાસે છુપાવી ન રાખ્યો, પરંતુ તેમણે કર્ણવાસ જઈને પોતાના ઠાકોર ગોપાલસિંહ વગેરે યજમાનોને કહ્યું : ‘રામઘાટમાં એક મહાવિદ્વાન સંન્યાસી મહાત્મા પધાર્યા છે. તેઓ મૂર્તિપૂજા, અવતાર, તીર્થ, કંઠી, માળા, તિલક, છાપ, ભાગવત પુરાણ વગેરેને વેદવિરુદ્ધ બતાવે છે અને નિરાકાર ઈશ્વરનું પ્રતિપાદન અને ગાયત્રીમંત્રનો જપ, સંધ્યા-ઉપાસના વગેરે કરવાનો ઉપદેશ આપે છે. મને તેમનામાં વિશ્વાસ બેઠો છે અને મેં નિશ્ચય કર્યો છે કે હવે હું તમારા મંદિરમાં પૂજારીનું કાર્ય નહિ કરું.’ ક્ષત્રિયોને આ વાત સાંભળીને સ્વામીજીનાં દર્શન કરવાની ઉત્કંઠા જાગી અને સ્વામીજીને કર્ણવાસ લાવવા ટીકારામને રાજઘાટ મોકલ્યા. પરંતુ એટલામાં તો સ્વામીજી સ્વયં ભ્રમણ કરતાં કરતાં કર્ણવાસ આવી પહોંચ્યા.

**કર્ણવાસ :** સ્વામીજી કર્ણવાસમાં આવેલી નાગાબાવાની મઢીની આગળ એક વૃક્ષ નીચે બિરાજમાન થયા. સ્વામીજીનું ભવ્ય શરીર-સૌષ્ઠવ જોઈને અને તેમના દિવ્ય ઉપદેશો શ્રવણ કરીને ક્ષત્રિયો તથા અન્ય લોકો પરમ સંતોષ પામ્યા. સ્વામીજીની કીર્તિ આજુબાજુનાં ગામોમાં પણ ફેલાવા માંડી. લોકોનાં ટોળેટોળાં તેમનાં દર્શન કરવાં અને તેમનો ઉપદેશ સાંભળવા આવવાં માંડ્યાં.

સ્વામીજીના અહીં પ્રથમ આગમન સમયે ભાગવતી પંડિત ભગવાનદાસે તેમનો સત્કાર કર્યો હતો. પરંતુ એક દિવસ સ્વામીજીએ કંઠી, તિલક વગેરેને વેદવિરુદ્ધ હોવાથી ત્યાજ્ય બતાવ્યાં. આથી તે નારાજ થઈ ગયો અને તેણે સ્વામીજીનો સત્કાર બંધ કરી દીધો. સ્વામીજીની વધતી જતી ખ્યાતિ પણ હવે તેના માટે અસહ્ય થઈ ગઈ. આથી તેણે શાસ્ત્રાર્થ દ્વારા સ્વામીજીને પરાજિત કરીને તેમની અપકીર્તિ કરવાનો વિચાર કર્યો.

**અંબાદત્ત સાથે શાસ્ત્રાર્થ :** સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા અનૂપ શહેરથી અંબાદત્ત નામના એક વૃદ્ધ સંસ્કૃતજ્ઞ પંડિતને બોલાવવામાં આવ્યા. પંડિત અંબાદત્ત સાથે સ્વામીજીનો શાસ્ત્રાર્થ થયો. શાસ્ત્રાર્થમાં પંડિતજી હારી ગયા અને તેમણે સ્વામીજીની યુક્તિઓનો સ્વીકાર કર્યો. એટલું જ નહિ, તેમણે એક સત્યપ્રિય વ્યક્તિની માફક સભામાં સ્વામીજીની મુક્તકંઠે પ્રશંસા કરી અને સ્વામીજીનું મંતવ્ય સર્વથા સત્ય અને વેદાનુકૂળ છે તથા મૂર્તિપૂજા અવૈદિક અને ત્યાજ્ય છે, એમ જાહેર પણ કર્યું.

પંડિત અંબાદત્તના પરાજયથી સ્વામીજીની કીર્તિમાં ચાર ચાંદ લાગી ગયા. સેંકડો લોકો તેમની તરફ આકર્ષિત થયા. તેમ જ અનેક લોકોએ જનોઈ ધારણ કરીને તે મુજબનાં નિત્યકર્મોનો પણ આરંભ કર્યો અને નજીકનાં ગામના લોકોએ

પણ અહીં આવીને જનોઈ ધારણ કરી તથા પોતાની મૂર્તિઓ અને કંઠીઓ ગંગામાં પધરાવી દીધી.

**ગપ્પાષ્ટક :** સ્વામીજી કર્ણવાસમાં દરરોજ સવારે દસ વાગ્યા સુધી અને સાંજે ચાર વાગ્યાથી સૂર્યાસ્ત સુધી ઉપદેશ આપતા હતા. આ દિવસોમાં તેઓ આઠ પ્રકારનાં ગપ્પનું પણ ખંડન કરતા હતા, જેનું વર્ણન આગળ કરવામાં આવશે.

**ફરી ચાસી :** કર્ણવાસથી સ્વામીજી અહાર થઈને કારતકમાં ફરી ચાસી આવ્યા. અહીં પૂનમના ગંગાસ્નાન માટે આવેલા હજારો મનુષ્યોએ સ્વામીજીનો ઉપદેશ શ્રવણ કર્યો.

**બળ-પરીક્ષા :** બ્રહ્મચર્યના ઓજથી સ્વામીજીનું શરીર તેજોમય પ્રકાશિત હતું. જહાંગીરાબાદ નિવાસી એક વ્યાયામવીર ગંગાસ્નાન કરવા ચાસી આવ્યો હતો. તે સ્વામીજીનો ઉપદેશ સાંભળીને તેમનો ભક્ત થઈ ગયો. એક દિવસ તેના મનમાં સ્વામીજીના શારીરિક બળની પરીક્ષા કરવાનો વિચાર ઊઠ્યો. તેણે સ્વામીજીના પગ દબાવવાની એટલે કે ચંપી કરવાની રજા માગી. સ્વામીજીએ કહ્યું : 'મારા પગ તો દબાયેલા જ છે.' પરંતુ તેણે આગ્રહ રાખ્યો. આથી સ્વામીજીએ અનુમતિ આપી. પરંતુ પૂરી તાકાતથી પગ દબાવવા છતાંય તેમાં તેની આંગળીઓ ન ઘૂસી. સ્વામીજીના પગ પોલાદ જેવા મજબૂત જણાયા. અંતે તે પરસેવાથી રેબઝેબ થઈને થાકી ગયો.

**યજ્ઞોપવીત ઉતારી પણ શકાય :** પંડિત ગંગાપ્રસાદ સ્વામીજીના ભક્ત હતા. સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈને તેઓ લોકોને યજ્ઞોપવીત ધારણ કરવાની અને ગાયત્રીમંત્રનો જપ કરવાની પ્રેરણા આપતા હતા. તેમણે સ્વામીજીને આ વાતની જાણ કરી. સ્વામીજી પ્રસન્ન થયા. પરંતુ સાથે સાથે તેમણે પૂછ્યું : 'યજ્ઞોપવીત આપ્યા જ કરો છો કે ઉતારો પણ છો ?' આ સાંભળીને ગંગાપ્રસાદને નવાઈ લાગી. તેમણે પૂછ્યું : 'મહારાજ, શું યજ્ઞોપવીત ઉતારી પણ શકાય છે ?' સ્વામીજીએ કહ્યું : 'હા, જો કોઈ ધર્મનું પાલન ન કરે અને અધર્મનું આચરણ કરે તો તેનું યજ્ઞોપવીત ઉતારી પણ શકાય છે.'

**થપ્પડથી નવીન વેદાંતનું ખંડન :** સ્વામીજી શરૂમાં નવીન વેદાંત એટલે કે અદ્વૈતવાદમાં વિશ્વાસ ધરાવતા હતા. પરંતુ બાદમાં વેદાદિ શાસ્ત્રોના ગહન ચિંતન-મનનથી તેમની અદ્વૈતવાદ પરથી નિષ્ઠા સમાપ્ત થઈ ગઈ હતી. એક દિવસ ખંદોઈ ગામનો નિવાસી છત્રસિંહ જાટ સ્વામીજી સાથે નવીન વેદાંત પર વાર્તાલાપ કરવા લાગ્યો. પરંતુ થોડી જ વારમાં સ્વામીજીની યુક્તિઓનો ઉત્તર આપી શક્યો નહિ. છતાંય તેણે કહ્યું : 'મહારાજ, ગમે તે કહો, પરંતુ જગત મિથ્યા છે, અને એકમાત્ર બ્રહ્મની જ સત્તા છે, આ જ વાત સાચી છે.' સ્વામીજીએ એ સમયે તો તેનો કોઈ

ઉત્તર ન આપ્યો, પરંતુ જ્યારે તે અહીંથી ઊભો થઈને જવા માંડ્યો ત્યારે સ્વામીજીએ તેના ગાલ પર હળવેકથી એક થપ્પડ મારી. આથી તે ગુસ્સે થઈ ગયો અને બોલ્યો : 'આપ જેવા જ્ઞાની પુરુષ ફક્ત મતભેદના કારણે થપ્પડ મારી દે એ ઠીક નથી.' સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું : 'ચૌધરીજી, જો જગત મિથ્યા છે અને બ્રહ્મ સિવાય બીજી કોઈ વસ્તુની સત્તા નથી, તો પછી આ થપ્પડ મારનાર કોણ ? અને આ થપ્પડ ખાનાર કોણ ? આ તો બધો માયાનો ખેલ છે ને !' છત્રસિંહ યુક્તિથી ન માન્યો, પરંતુ થપ્પડથી સીધો થઈ ગયો અને સ્વામીજીના પગ પકડીને કહ્યું : 'મહારાજ, આજે આપે મારી આંખો ખોલી નાખી.'

**પીંજારાને ઉપદેશ :** એક પીંજારો સ્વામીજીનો ઉપદેશ સાંભળવા આવતો. એક દિવસ તેણે કહ્યું : 'મહારાજ, મારા જેવા અજ્ઞાનીનું પણ કલ્યાણ થાય એવી કોઈ વિધિ બતાવશો ?' સ્વામીજીએ કહ્યું : 'ઈશ્વરના મુખ્ય નામ ઓમ્‌નો જપ કરો અને વ્યવહાર શુદ્ધ રાખો. લોકો જેટલું રૂ તમને પીંજવા માટે આપે તેટલું જ રૂ પીંજીને તેઓને પાછું આપો. આ જ તમારા કલ્યાણનો માર્ગ છે.'

**ધર્મનાં લક્ષણો :** ચાંદોખના ઠાકોર મહાવીરસિંહે ધર્મનાં લક્ષણો પૂછ્યાં. સ્વામીજીએ મનુસ્મૃતિ (૬.૯૨)માં પ્રતિપાદિત ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઈન્દ્રિય-નિગ્રહ, સદ્‌બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધ - આ દસ લક્ષણો બતાવ્યાં.

**શ્રાદ્ધ :** હજુ સુધી સ્વામીજીનાં મંતવ્યો વધું ને વધું વ્યવસ્થિત અને સ્પષ્ટ થઈ રહ્યાં હતાં. તેઓ આર્ષ ગ્રંથોના પઠન-પાઠનનું સમર્થન કરતા હતા અને મૃત પિતૃઓના શ્રાદ્ધને બદલે જીવિત માતા-પિતા વગેરે વૃદ્ધોની સેવાને સાચું શ્રાદ્ધ કહેતા હતા.

**ફલિત જ્યોતિષ :** એક વ્યક્તિએ સ્વામીજીને પોતાની હથેળી બતાવીને પૂછ્યું : 'સ્વામીજી, આમાં શું છે એ જોઈ આપશો ?' સ્વામીજીએ તેની હથેળી જોઈને કહ્યું : 'આમાં હાડકાં, ચામડી, લોહી વગેરે છે, બીજું કશું જ નથી.' જન્મપત્રી વિશે પૂછતાં સ્વામીજીએ કહ્યું : 'जन्मपत्रं किमर्थं कर्मपत्रं श्रेष्ठम्' - એટલે કે જન્મપત્રનો શો અર્થ ? કર્મપત્ર જ શ્રેષ્ઠ છે.

**રામઘાટ :** સંવત ૧૯૨૪ના માગશરમાં સ્વામીજી રામઘાટ આવીને ગંગાકિનારે પદ્માસનસ્થ થયા. સવારના દસ વાગ્યાથી સાંજ સુધી એક જ આસનમાં સ્થિર અને મૌન બેઠા રહ્યા. સ્વામીજીના બ્રહ્મતેજ અને પ્રશાંત સ્વરૂપથી પ્રભાવિત થઈને બ્રહ્મચારી ક્ષેમકરણ તેમની પાસે આવ્યા. તેમના અનુરોધથી સ્વામીજી ઘાટ પરથી ઊઠીને વનખંડીશ્વર મહાદેવના મંદિર ગયા. ત્યાં રામચંદ્રજીએ સ્વામીજીનું આતિથ્ય કર્યું. સ્વામીજીના ધારાવાહિક સંસ્કૃત સંભાષણથી ક્ષેમકરણ ચકિત થઈ ગયા. જ્યારે સવારે લોકોને ખબર પડી કે આ સંન્યાસી કોઈ સાધારણ સાધુ નથી, પરંતુ મૂર્તિપૂજા,

અવતારવાદ, તીર્થ, ભાગવત પુરાણ વગેરેનું ખંડન કરનાર સ્વામી દયાનંદ છે, ત્યારે સૌને આશ્ચર્ય થયું.

**કૃષ્ણાનંદ સાથે શાસ્ત્રાર્થ :** એ દિવસોમાં રામઘાટ પર એક વામમાર્ગી કૃષ્ણાનંદ સંન્યાસી પણ રહેતા હતા. પૌરાણિક લોકોએ તેમને સ્વામી દયાનંદ સાથે શાસ્ત્રાર્થ કરવા પ્રાર્થના કરી. તેમણે પ્રથમ ખૂબ આનાકાની કરી, પણ બાદમાં લોકોએ બહુ જ આગ્રહ કરવાથી તેઓ તૈયાર થઈ ગયા. હજુ શાસ્ત્રાર્થ શરૂ થવાનો હતો ત્યાં એક વ્યક્તિએ કૃષ્ણાનંદને પછ્યું : 'મહારાજ, હું મહાદેવ પર જળ ચડાવીને આવું ?' પ્રત્યુત્પન્નમતિ દયાનંદે કહ્યું : 'તમે લોકો જે મહાદેવને માનો છો તે તો તમારા વિશ્વાસ પ્રમાણે કૈલાસ પર રહે છે. તો પછી અહીં ક્યાં મહાદેવ છે કે જેના પર જળ ચડાવો છો ? અહીં તો પથ્થર છે.' આથી કૃષ્ણાનંદે પૂછ્યું : 'શું મહાદેવ (પરમાત્મા) અહીં નથી ?' સ્વામીજીએ કહ્યું : 'તે મહાદેવ - દેવોનો પણ દેવ પરમાત્મા - તો સર્વવ્યાપક છે. તે મંદિરની અંદર અને મંદિરની બહાર સર્વત્ર વિદ્યમાન છે. આથી મંદિરે જવું અને મૂર્તિઓની પૂજા કરવી વ્યર્થ છે.' આથી ચિડાઈને કૃષ્ણાનંદે સાકારવાદનું સમર્થન કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ સ્વામીજીએ ધારાપ્રવાહ સંસ્કૃતમાં પ્રમાણો આપીને ઈશ્વરના નિરાકારત્વ તથા મૂર્તિપૂજાની પોકળતાનું પ્રતિપાદન કર્યું. સ્વામી કૃષ્ણાનંદ પોતાના પક્ષમાં કોઈ પ્રમાણ આપી શક્યા નહિ અને લોકો તરફ મુખ ફેરવીને ગીતાનો 'यदा यदा हि धर्मस्य...' શ્લોક બોલવા લાગ્યા. સ્વામીજીએ તેમને ટોક્યા : 'તમે શાસ્ત્રાર્થ મારી સાથે કરી રહ્યા છો કે લોકો સાથે ?' આથી કૃષ્ણાનંદ ગભરાયા અને તેમના મોઢામાં ફીણ આવી ગયું. પોતાની લાજ રહી જાય એ માટે વિષયાંતર કરતાં કહ્યું : 'ઠીક, ત્યારે લક્ષણનું લક્ષણ બતાવો.' સ્વામીજીએ ઉત્તર આપ્યો : 'લક્ષ્યનું લક્ષણ હોય છે. જેમ કારણનું કારણ હોતું નથી, પૂજ્યનું પૂજ્ય અને લોટનો લોટ હોતો નથી, તેમ લક્ષણનું લક્ષણ પણ હોતું નથી.' આથી લોકો હસી પડ્યા અને કૃષ્ણાનંદ મૌન થઈ ગયા.

**ઘોર મૂર્તિપૂજકની મૂર્તિઓ ગંગામાં :** આ શાસ્ત્રાર્થમાં સ્વામીજીની વિદ્વત્તા, અપૂર્વ તર્ક અને વાણીનો લોકો પર અને ખાસ તો બ્રહ્મચારી ક્ષેમકરણ પર અદ્ભુત પ્રભાવ પડ્યો. આ ક્ષેમકરણ સામાન્ય નહિ, પરંતુ ઘોર મૂર્તિપૂજક હતો. તે ૨૭ વર્ષથી વિષ્ણુશાલિગ્રામ, શિવ-નર્મદેશ્વર, ગણેશ, બાલમુકુંદ કૃષ્ણ વગેરેની વીસ શેર પથ્થરની મૂર્તિઓને પોતાના પ્રવાસ દરમિયાન પણ ઘોડા પર રાખીને સાથે લઈ જતો હતો. તેણે પોતાની આ બધી જ મૂર્તિઓ ગંગામાં પ્રવાહિત કરી દીધી. તેનું અનુકરણ કરીને પંડિત બાલમુકુંદ વગેરે અનેક લોકો પણ મૂર્તિપૂજા છોડીને પોતાના હૃદયમંદિરમાં બિરાજમાન સર્વવ્યાપક ઈશ્વરની ઉપાસના કરવા લાગ્યા.

**આપ જ શાલિગ્રામ છો :** સ્વામીજી ભોજન પછી મુખશુદ્ધિ માટે તુલસીનાં પાન ચાવતા. એક ગોસાંઈ દરરોજ આ પાન લાવીને સ્વામીજીને અર્પિત કરતો અને વિનોદમાં કહેતો : 'સ્વામીજી, અમારા માટે તો આપ જ શાલિગ્રામ છો.'

**કોલાહલ સ્વામી :** સ્વામીજી સાથેના વાર્તાલાપમાં જ્યારે જ્યારે એક સાથે અધિક મનુષ્યો બોલવા લાગતા ત્યારે ત્યારે સ્વામીજી તેઓને રોકવા માટે કહેતા કે : 'આ કોલાહલ છે.' સ્વામીજી દ્વારા આ 'કોલાહલ' શબ્દનો વારંવાર પ્રયોગ કરવાથી લોકો સ્વામીજીને જ 'કોલાહલ સ્વામી' કહેવા લાગ્યા !

**બેલોન :** સ્વામીજી માગશર મહિનામાં રામઘાટથી બેલોન આવ્યા. અહીં તેમણે ખેરા નામના સ્થાને એક પીપળના વૃક્ષ નીચે નિવાસ કર્યો. અહીં તેઓ લોકોને સંધ્યા અને ગાયત્રીમંત્રનો ઉપદેશ આપતા હતા. પંડિત ઈન્દ્રમણિએ ગાયત્રી મંત્ર લખેલી નકલો સ્વામીજી પાસે રાખી દીધી હતી. સ્વામીજી કોઈને નકલ આપતી વખતે તેની નીચે ૧૦૦૦ અંક લખી દેતા, જેનો એ અર્થ હતો કે એક હજારવાર ગાયત્રીમંત્રનો જાપ કરો. આ રીતે તેમણે અહીં લગભગ ૫૦ વ્યક્તિઓને ગાયત્રીમંત્રની નકલો આપી હતી.

**રામ અને કૃષ્ણ પ્રતાપી રાજા :** એક દિવસ એક પંડિતે પૂછ્યું : 'રામ અને કૃષ્ણ ઈશ્વરના અવતાર હતા કે નહિ ?' સ્વામીજીએ કહ્યું : 'તેઓ ઈશ્વરના અવતાર નહિ, પરંતુ પ્રતાપી રાજાઓ હતા. ઈશ્વર કદી અવતાર લેતો નથી.'

**રાસલીલા :** સ્વામીજી એવું માનતા હતા કે રાસલીલાથી આપણા પૂર્વજ મહાપુરુષોનું અપમાન અને બદનામી થાય છે. આથી તેમને રાસલીલા પ્રત્યે ઘૃણા હતી.

**દંડવત્ :** એક દિવસ એક વ્યક્તિએ સ્વામીજીની પાસે આવીને અભિવાદનરૂપે કહ્યું : 'સ્વામીજી, દંડવત્.' સ્વામીજીએ વિનોદમાં કહ્યું : 'તમે જ દંડવત્ થાઓ.' દંડવત્ એટલે દાંડા જેવો. પેલાએ 'દંડવત્ પ્રણામ' કહેવાને બદલે માત્ર દંડવત્ કહી ખોટો પ્રયોગ કર્યો હોવાથી સ્વામીજીએ વિનોદ કર્યો. બેલોનમાં સ્વામીજી માત્ર ૩-૪ દિવસ જ રહ્યા.

**ફરી કર્ણવાસ :** માગશરના અંતમાં સ્વામીજી ફરી કર્ણવાસ પધાર્યા. અહીં અગાઉ આવ્યા હતા ત્યારે સ્વામીજી સાથેના શાસ્ત્રાર્થમાં પંડિત અંબાદત્તની હાર થઈ હતી. તેના મોઢાની મેંશ ધોવા પૌરાણિકોએ અનૂપ શહેરથી પંડિત હીરાવલ્લભ શાસ્ત્રીને તેડાવ્યા. તેઓ ઉચ્ચ કોટિના શાસ્ત્રજ્ઞ વિદ્વાન હતા.

**પંડિત હીરાવલ્લભ સાથે શાસ્ત્રાર્થ :** સંવત ૧૯૨૪ પોષ સુદ ૧૦, રવિવાર-૫ ડિસેમ્બર ૧૮૬૭ના રોજ પંડિત હીરાવલ્લભ કર્ણવાસ પહોંચી ગયા. નજીકનાં

ગામના લગભગ ચાર હજાર બ્રાહ્મણો અને પંડિતો આ શાસ્ત્રાર્થ જોવા આવ્યા. પંડિતજી ઘોર મૂર્તિપૂજક હતા. શાસ્ત્રાર્થ સ્થાને આવતાં જ તેમણે એક સુંદર સિંહાસન પર પોતાના આરાધ્ય દેવોની મૂર્તિઓની સ્થાપના કરી અને શાસ્ત્રાર્થની શરૂઆતમાં જ તેમણે પ્રતિજ્ઞા કરી : 'હું અહીંથી દયાનંદને પરાસ્ત કરીને અને તેમના જ હાથે આ દેવમૂર્તિઓને ભોગ ધરાવીને ઊઠીશ.' આ અત્યંત મહત્ત્વપૂર્ણ શાસ્ત્રાર્થ છ દિવસ ચાલ્યો. તેનું વિશદ વર્ણન પુસ્તક બહુ મોટું થઈ જશે એ ભયથી અત્રે સંભવ નથી. સ્વામીજીનાં અન્ય બૃહદ્ જીવનચરિત્રોમાં તથા આ શાસ્ત્રાર્થના પ્રત્યક્ષદ્રષ્ટા કવિકુમાર ઠાકુર શેરસિંહના 'કર્ણવાસ મેં મહર્ષિ દયાનંદ કે ઐતિહાસિક સંસ્મરણ' નામના પુસ્તકમાં આ શાસ્ત્રાર્થનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે.

શાસ્ત્રાર્થના અંતિમ એટલે કે છઠ્ઠા દિવસે લગભગ બે હજાર લોકોની હાજરીમાં પંડિત હીરાવલ્લભે પોતાનો પરાજય સ્વીકાર કર્યો અને સભા સમક્ષ કહ્યું : 'ભાઈઓ, સ્વામીજી પૂર્ણ વિદ્વાન, તપસ્વી અને ત્યાગી બ્રાહ્મણ છે. આજે ધર્મ દિવાકરનો ઉદય થયો છે. જેથી ઘુવડોની પ્રબળતા રહી નથી અને રહેશે પણ નહિ. હવે આપણે સૌએ સ્વામીજી સાથે સંમત થઈને સત્ય અને ધર્મની શરણ લઈને પોતાનો ઉદ્ધાર કરવો જોઈએ. સ્વામીજી જે કંઈ કહે છે તે સત્ય, વેદોક્ત અને નિર્ભ્રાન્ત છે, એવો મારો નિર્ણય છે.' આ ઘોષણા કર્યા બાદ તેમણે એ જ સમયે પોતાની મૂર્તિઓને સિંહાસન પરથી ઉપાડીને ગંગાના જળમાં પ્રવાહિત કરી દીધી. સ્વામીજી પંડિત હીરાવલ્લભ શાસ્ત્રીની ન્યાયપ્રિયતા જોઈને ગદ્ગદ થઈ ગયા અને તેમણે પંડિતજીની મુક્ત કંઠે પ્રશંસા કરી. નિષ્પક્ષ જનસમૂહે પણ પંડિતજીને હૃદયથી અભિનંદન આપ્યાં.

**શ્રદ્ધાનું પૂર :** કર્ણવાસ અને તેની આસપાસનાં ગામોના લોકોમાં સ્વામીજી પ્રત્યે અત્યંત શ્રદ્ધાભાવ વૃદ્ધિ પામ્યો હતો. આથી તેઓ સ્વામીજી પાસે આવીને જનોઈ ધારણ કરવા લાગ્યા અને સંધ્યા-ઉપાસના તથા ગાયત્રીમંત્રની શિક્ષા પ્રાપ્ત કરવા લાગ્યા. સ્વામીજીના નિવાસસ્થાને એક દિવસ શાસ્ત્રવિધિ અનુસાર યજ્ઞવેદી રચવામાં આવી અને વિધિપૂર્વક યજ્ઞ કરીને ચાળીસ વ્યક્તિઓનો સમારોહપૂર્વક ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યો. ક્ષત્રિયોના કુલગુરુઓએ પણ પોતાના શિષ્યોનું અનુકરણ કરીને મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો અને પોતાની કંઠીઓ ગંગામાં સમર્પિત કરી દીધી.

**એક નવ મુસ્લિમ :** ધરમપુર નિવાસી એક ધર્માંતર પામેલા નવ મુસ્લિમે સ્વામીજીને પૂછ્યું : 'મહારાજ, શું અમે પણ કોઈ રીતે શુદ્ધ થઈ શકીએ ?' સ્વામીજીએ કહ્યું : 'જો ધર્મનું આચરણ કરો તો શુદ્ધ થવામાં કોઈ મુશ્કેલી નથી.'

**સૂર્યગ્રહણમાં ભોજન :** સંવત ૧૯૨૪ પોષ વદ અમાસ, શુક્રવાર - ૨૪ જાન્યુઆરી, ૧૮૬૮ના રોજ સૂર્યગ્રહણ હતું. આથી અનેક સ્ત્રી-પુરુષો ગંગાસ્નાન કરવા આવ્યાં હતાં. સામાન્ય રીતે લોકો ગ્રહણ સમયે ભોજન કરતા નથી. આથી એક વ્યક્તિએ સ્વામીજીને પૂછ્યું : 'મહારાજ, ગ્રહણનું સૂતક ક્યાં સુધી માનવું જોઈએ અને ભોજન ક્યારે કરવું જોઈએ ?' સ્વામીજીએ કહ્યું : 'સૂતક જેવું કંઈ હોતું નથી અને ભૂખ લાગે ત્યારે ભોજન કરી લેવું જોઈએ.' સદીઓની આર્યજાતિ રૂઢિઓનાં બંધનોમાં કેદ પડી હતી. બુદ્ધિમાનો અને પંડિતો પણ અંધશ્રદ્ધાના ઓથે જીવતા હતા. આવા સમયે સ્વામીજી લોકોને આવી મૂઢ ધારણાઓમાંથી મુક્ત થવાનો ઉપદેશ આપી નવજાગરણ કરી રહ્યા હતા.

**સ્ત્રીઓને ગાયત્રીમંત્રના જપનો અધિકાર :** સ્વામીજીનો ધર્મપ્રચાર માત્ર પુરુષો સુધી જ મર્યાદિત ન હતો, પરંતુ એ નારી જાતિના ઉત્થાન માટે પણ હતો. કર્ણવાસ નિવાસી ઠાકુર ગોપાલસિંહના ૯૦ વર્ષના ઘરડાં ફઈ હતાં. તેમનું નામ હંસાદેવી હતું. સ્વામીજીએ હંસાદેવીને ઓમ્‌ની ઉપાસના અને ગાયત્રીમંત્રના જપનો ઉપદેશ આપ્યો. સદીઓથી મહિલાઓને વિદ્યાપ્રાપ્તિ તથા વેદાધ્યયનના અધિકારથી વંચિત કરી દેવામાં આવી હતી. સ્વામી શંકરાચાર્ય જેવાએ પણ 'પ્રશ્નોત્તરી'માં 'द्वारं किमेकं नरकस्य'ના ઉત્તરમાં 'नारी' લખ્યું છે. તુલસીદાસે પણ નારીની ગણના 'તાડન કે અધિકારી' વર્ગમાં કરી છે, અને તાડન કરવું એટલે મારપીટ કરવી. ત્યારે વર્તમાન યુગમાં સ્વામી દયાનંદે મહિલાઓ માટે વિદ્યાધ્યયન અને વેદ-અધિકારનાં દ્વાર ખોલી નાખ્યાં. સદીઓ બાદ આ હંસાદેવી પ્રથમ ભાગ્યશાળી મહિલા હતાં કે જેમને ગાયત્રીમંત્રના જપનો અધિકાર પ્રાપ્ત થયો. હકીકતમાં આ એક મહાન ક્રાંતિકારી ઘટના હતી.

**દયાનંદ અને મોક્ષ :** સ્વામી દયાનંદ ઉચ્ચ કોટિનો એટલે કે પર-વૈરાગ્ય ધરાવતા યોગી મહાત્મા હતા. આથી કેટલાક લોકો તેમને પ્રશ્ન કરતા કે : 'સ્વામીજી, આપ શા માટે આવાં લોકહિતનાં કાર્યોમાં પ્રવૃત્ત થયા છો ? શા માટે ખંડનમંડનની માથાકૂટમાં પડ્યા છો ? આવી બધી પ્રવૃત્તિઓને છોડીને શા માટે પોતાનો મોક્ષ પ્રાપ્ત નથી કરી લેતા ?' જેમ કે, સ્વામીજી પ્રત્યે અત્યંત સ્નેહ અને આદર ધરાવતા ગંગાકિનારે રહેતા એક વયોવૃદ્ધ સંતે કહ્યું : 'મહારાજ, આપ વ્યર્થ પરોપકારના ચક્કરમાં પડ્યા છો. નિવૃત્તિ માર્ગ ગ્રહણ કરીને આ જ જન્મમાં મોક્ષ પ્રાપ્ત કેમ નથી કરી લેતા ?' સ્વામીજીના મિત્ર સ્વામી કૈલાશપર્વતે પણ પૂછ્યું : 'મોક્ષમાર્ગના પરમતત્ત્વ અને સમાધિ-સિદ્ધિને પ્રાપ્ત કર્યા પછી પણ શા માટે જનકલ્યાણના બખેડામાં પડ્યા છો ? શું આપને સ્વયંના મોક્ષની ચિંતા નથી ?' પંડિત ઈન્દ્રમણિએ પણ આ જ વાત પૂછતાં કહ્યું : 'પરમહંસ પદને પ્રાપ્ત કર્યા

પછી આપ ધાર્મિક અને સામાજિક સુધારણાનાં કાર્યોમાં શા માટે પડ્યા છો ?' સ્વામીજીનો ઉત્તર હતો :

**'હું આ કાર્ય પૂર્વજ ઋષિઓ અને ગુરુઓના ઋણથી મુક્ત થવા માટે કરી રહ્યો છું. હું માત્ર મારા એકલાનો જ મોક્ષ નથી ઇચ્છતો, પરંતુ ત્રિતાપ સંતપ્ત જનસમાજ પણ અનેક પ્રકારના ક્લેશોથી મુક્ત થઈ શ્રેયમાર્ગ પર આગળ વધીને મોક્ષપ્રાપ્તિ કરે તેમ હું ઇચ્છું છું.'**

કેટલાક જીવનચરિત્રકારોએ 'મને મોક્ષની જરૂર નથી, હું મારા મોક્ષ માટે ઉત્સુક નથી' એવા અતિશયોક્તિ ભરેલા શબ્દોનો પ્રયોગ કર્યો છે, જે ઠીક નથી. કારણ કે સ્વામીજીએ ગૃહત્યાગ જ સાચા શિવનો - સાચા ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા અને યોગ દ્વારા જન્મ-મરણના બંધનથી મુક્ત થઈને મોક્ષ પ્રાપ્ત કરવા માટે કર્યો હતો. આ માટે તો તેમણે કઠોર તપસ્યા કરી હતી, જે આપણે અગાઉનાં પ્રકરણોમાં જોઈ ગયા છીએ. તેમણે ગુરુ વિરજાનંદજી પાસેથી વિદ્યા પ્રાપ્ત કર્યા બાદ ગુરુદક્ષિણામાં આપેલ વચન અનુસાર ગુરુ-ઋણથી મુક્ત થવા માટે પ્રવૃત્તિમય જીવનનો માર્ગ લીધો હતો અને વેદ અનુસાર જ્ઞાન-કર્મ-ઉપાસનાની ત્રિવિધ સાધના સાથે સાથે ચલાવી હતી કે જેથી પોતાની તથા અન્યોની મુક્તિનો માર્ગ પ્રશસ્ત થઈ શકે. આથી સ્વામીજી પોતાનો તેમ જ સાથે સાથે અન્યોનો પણ મોક્ષ થાય એમ ઇચ્છતા હતા, એમ કહેવું અધિક ન્યાયસંગત રહેશે.

**વેદપ્રચારમાં અતુલનીય આનંદ :** એક દિવસ સાધુ માયારામે કહ્યું : 'સ્વામીજી, તમે આ ખંડનમંડનના બખેડામાં ક્યાં પડ્યા છો ? શા માટે વેર વધારો છો ? અમારી માફક ખાઈ-પીને મસ્ત રહો.' સ્વામીજીએ ઉત્તર આપ્યો :

**'વેદપ્રચાર અને ધર્મોપદેશનું આ કાર્ય મારા માટે લડાઈ-બખેડાનું નથી. પૂર્વજ ઋષિઓના ઋણથી મુક્ત થવા માટે જ હું આ કાર્ય કરી રહ્યો છું. સ્વાર્થી લોકોએ સદીઓથી ઋષિઓનાં સંતાનોને મિથ્યા આડંબરો અને રૂઢીઓની જાળમાં ફસાવી રાખ્યાં છે. આર્યજાતિના વિલુપ્ત થઈ ગયેલા ગૌરવને ફરીથી પ્રાપ્ત કરાવવા માટે હું પ્રવૃત્ત છું. મને મારા આ કર્તવ્યનું પાલન કરવામાં અતુલનીય આનંદ મળે છે.'**

**બુલંદ શહેરના કલેક્ટર :** એક દિવસ સ્વામીજી કુટિરમાં હતા ત્યારે બુલંદ શહેરના કલેક્ટર આવ્યા અને તેમણે પોતાના આગમનની સૂચના મોકલી. સ્વામીજીએ કહ્યું : 'હમણાં તો મારી પાસે સમય નથી.' કલેક્ટરે ફરી પુછાવ્યું : 'ક્યારે સમય મળશે ?' સ્વામીજી સામે પુછાવ્યું : 'આપને ક્યારે સમય મળશે ?' કલેક્ટરે જણાવ્યું : 'ચાર કલાક પછી હું સાવ નવરો જ છું.' સ્વામીજી કુટિયાની બહાર આવ્યા અને કલેક્ટરને આસન આપ્યું અને રાજધર્મનો ઉપદેશ આપ્યો અને વ્યંગપૂર્વક કહ્યું :

'એક સામાન્ય ગૃહસ્થ વ્યક્તિ પર પોતાના કુટુંબના ભરણપોષણનો એટલો બધો ભાર રહેતો હોય છે કે તેને શ્વાસ લેવાનો સમય મળતો નથી. જ્યારે આપની ઉપર તો હજારો નાગરિકોની સુરક્ષા અને કલ્યાણનો બહુ મોટો ભાર છે. છતાંય આપ કહો છો કે, ચાર કલાક પછી હું સાવ નવરો જ છું !' કલેક્ટરને સ્વામીજીએ મિત્રભાવે આપેલ આ ઉપદેશ ગમ્યો.

**રતિરામ પહેલવાન :** રતિરામને પોતાના બળ પર બહુ જ અભિમાન હતું. તેણે સ્વામીજીને જોઈને કહ્યું : 'અરે, આ બાબા તો બહુ જ હૃષ્ટપુષ્ટ છે.' સ્વામીજીએ કશુંય ન કહ્યું, પરંતુ પોતાનાં વિશાળ અને દિવ્ય નેત્રોથી એવી દૃષ્ટિએ જોયું કે રતિરામનું અભિમાન ભાંગીને ભૂકો થઈ ગયું અને તેણે પોતાના અશિષ્ટ વ્યવહાર બદલ ક્ષમા માંગી.

**શાસ્ત્રાર્થ વિના પંડિતોનો પરાજય :** એક દિવસ અહમદગઢના પંડિત કમલનયન અને પંડિત સુખદેવ વગેરે ૧૫-૨૦ વિદ્વાનો અતિશય કઠિન પ્રશ્નો પૂછવાની તૈયારી કરીને સ્વામીજી પાસે આવ્યા. પરંતુ સ્વામીજીની ઓજ, તેજ અને ગૌરવપૂર્ણ મુખમુદ્રા જોઈને તેઓ એટલા પ્રભાવિત થયા કે કંઈ જ પૂછી ન શક્યા અને સ્વામીજીના મુખેથી ઉપદેશ સાંભળતી વખતે 'સત્ય છે, સત્ય છે' એમ કહીને અનુમોદન કરતા રહ્યા. અહીંથી પાછા ફરતી વખતે રસ્તામાં તેઓ એકબીજાને કહેતાં રહ્યા કે, આ સંન્યાસીમાં પ્રચંડ આત્મશક્તિ છે, જેથી તેમના પ્રતિપક્ષીઓને હાર સ્વીકારવી જ પડે.

**અસ્તેયનું પાલન :** એક દિવસ અધ્યાપક નંદકિશોર સ્વામીજીને મળવા આવ્યા. તેમણે રસ્તામાં કોઈના ખેતરમાંથી પાપડીની શિંગો તોડી હતી એ સ્વામીજીને ભેટ ધરી. સ્વામીજીએ પૂછ્યું : 'નંદકિશોર, તમે આ શિંગો ખેતરના માલિકને પૂછીને તોડી છે ?' નંદકિશોરે કહ્યું : 'ના'. સ્વામીજીએ કહ્યું : 'આ શિંગો ચોરીની છે, માટે હું ગ્રહણ નહિ કરી શકું.' નંદકિશોરને શરમ આવી અને તેમણે પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કર્યો.

**દ્વંદ્વાતીત :** સ્વામીજી ઠંડી-ગરમીના દ્વંદ્વથી પર હતા. એક દિવસ ભયંકર કડકડતી ઠંડીમાં જ્યારે શ્રોતાઓ ગરમ વસ્ત્રો ઓઢીને પણ થરથર ધ્રૂજી રહ્યા હતા ત્યારે પણ સ્વામીજી માત્ર કૌપીન ધારણ કરીને પદ્માસન લગાવીને ઉપદેશ આપી રહ્યા હતા. ઠંડીનો કોઈ પ્રભાવ તેમના પર જોવામાં આવતો ન હતો. ઠાકોર ગોપાલસિંહે આનું રહસ્ય પૂછતાં સ્વામીજીએ હસીને ઉત્તર આપ્યો : 'બ્રહ્મચર્ય અને યોગાભ્યાસ આનું કારણ છે.' ઠાકોરે ફરી પૂછ્યું : 'અમે આપના યોગબળને કેમ જાણી શકીએ ?' સ્વામીજીએ પોતાના હાથના અંગૂઠાઓને ગોઠણ પર રાખીને બળપૂર્વક એવા દબાવ્યા કે તરત જ તેમના શરીરમાંથી પરસેવો વહેવા માંડ્યો.

આ જોઈને લોકો આશ્ચર્યચકિત થઈ ગયા અને તેમને સ્વામીજીના યોગબળ પર પૂર્ણ વિશ્વાસ થઈ ગયો.

**ગંગા વિશે :** એક વ્યક્તિએ સ્વામીજી પાસે આવીને પૂછ્યું : 'સ્વામીજી, આપ ગંગાને કેવી માનો છો ?' સ્વામીજીએ કહ્યું : 'જેવી દેખાય છે એવી.' આગંતુકે પૂછ્યું : 'આપને શું દેખાય છે ?' સ્વામીજીએ સામે પૂછ્યું : 'તમને શું દેખાય છે ?' તેણે કહ્યું : 'મને તો પાણી દેખાય છે.' સ્વામીજીએ વિનોદભાવે કહ્યું : 'મને પણ એ જ દેખાય છે.' આમ તેમણે એક સાધારણ વાર્તાલાપ દ્વારા ગંગાસ્નાનથી પુણ્ય મળે છે એવા મિથ્યા માહાત્મ્યનું ખંડન કરી દીધું.

**અંગદ શાસ્ત્રીનો પત્ર :** સ્વામીજીના કર્ણવાસ નિવાસ સમયે પીલીભીત નિવાસી પંડિત અંગદ શાસ્ત્રીએ સંસ્કૃતમાં એક આત્મશ્લાઘાયુક્ત પત્ર લખીને સ્વામીજીને મોકલ્યો. સ્વામીજીએ તેના ઉત્તરમાં એ પત્રની ભાષાની તથા ભાગવત પુરાણની અશુદ્ધિઓ બતાવી. આથી અંગદ શાસ્ત્રી મૌન થઈ ગયા.

**બે અંગ્રેજોનો સાક્ષાત્કાર :** એક દિવસ સાંજે સ્વામીજી કોઈને પણ સૂચના આપ્યા વિના કર્ણવાસથી ગંગાતટ પર સાંજે ફરવા નીકળી પડ્યા. ભયંકર ઠંડીનું મોજું ચાલી રહ્યું હતું. પવન સુસવાટા મારી રહ્યો હતો. નદીનાં નીર જાણે બરફ થઈ ગયાં હતાં. ઝાડ-પાન ઠરીને ઠીકરાં થઈ ગયાં હતાં. સુસવાતો પવન કાતિલ બાણની માફક શરીરને વીંધી રહ્યો હતો. અજવાળી રાતનો ચંદ્રમા વિમલ વ્યોમમાં પોતાની ધવલ ચંદ્રિકા છાંટી રહ્યો હતો. તેનાં કિરણો ગંગાનાં જળની સાથે સંતાકૂકડી રમી રહ્યાં હતાં. એવા સમયે સ્વામીજી ગંગાતટની હીમ જેવી રેતી પર માત્ર કૌપીન ધારણ કરી પદ્માસન લગાવીને ધ્યાનસ્થ બેઠા હતા. એટલામાં બદાયૂંના અંગ્રેજ કલેક્ટર તેમના એક પાદરી મિત્ર સાથે શિકાર હેતુ ત્યાં આવી ચડ્યા. તે બંનેએ તો પૂરતાં ગરમ વસ્ત્રો પહેર્યાં હતાં. તેઓ સ્વામીજીને ટગર-ટગર જોઈ રહ્યા. સ્વામીજીની સમાધિ છૂટી. તેમણે નેત્રો ખોલ્યાં. એટલે કલેક્ટરે નજીક આવીને સ્વામીજીને પૂછ્યું : 'આપને ઠંડી નથી લાગતી ?' સ્વામીજી કાંઈ ઉત્તર આપે એ પહેલાં કલેક્ટરના પાદરી મિત્રે વ્યંગ કરતાં કહ્યું : 'જોતાં નથી, દરરોજ મફતના માલમલીદા ખાઈને કેવો તગડો થઈ ગયો છે, તેને ઠંડી લાગતી હશે ?' સ્થિતપ્રજ્ઞ સ્વામીજીએ કહ્યું : 'સાહેબ, અમે તો દાળરોટી ખાઈએ છીએ. અમે ક્યાં માલમલીદા ખાઈએ છીએ ? માલમલીદા તો તમે લોકો ઝાપટો છો. તમે લોકો માંસ, ઈંડાં, દારૂ વગેરે લો છો. જો માલમલીદા ખાવાથી જ ઠંડી સહન થઈ શકતો હોય તો તમે કપડાં ઉતારીને થોડી વાર અહીં મારી બાજુમાં બેસી જાઓ.' પાદરી ભોંઠો પડ્યો અને વિનમ્ર ભાવે બોલ્યો : 'તો પછી આપને ઠંડી કેમ નથી લાગતી ?' સ્વામીજીએ કહ્યું : 'તમે જ કહો, તમારું મોઢું ખુલ્લું રહે છે છતાં તમને ત્યાં કેમ ઠંડી નથી લાગતી ? એટલે નથી લાગતી કે તમારું મોઢું સતત ખુલ્લું રહે છે. આમ

મને પણ આખું શરીર ખુલ્લું રાખવાનો અભ્યાસ હોવાથી ઠંડી નથી સતાવતી.' બંને અંગ્રેજો નમસ્કાર કરીને વિદાય થઈ ગયા.

**ગઢિયાઘાટ :** સંવત ૧૯૨૪ના ચૈત્રના સુદ પક્ષમાં સ્વામીજી સોરોં પાસે આવેલા ગઢિયાઘાટ ગામે આવ્યા. સ્વામીજીની કીર્તિ ચોમેર પ્રસરી રહી હતી.

**બળદેવગિરિ :** સોરોં નિવાસી ગોસાંઈ બળદેવગિરિ, પંડિત નારાયણ ચક્રાંકિત તથા અન્ય પંડિતો સ્વામીજી પાસે આવ્યા. વાર્તાલાપમાં આ ચક્રાંકિતો થોડી જ વારમાં નિરુત્તર થઈ ગયા અને બળદેવગિરિ તો સ્વામીજીના ભક્ત બની તેમની સેવામાં લાગી ગયા.

**ઉદ્દંડ ઠાકોર :** સ્વામીજીના વૈષ્ણવમત-ખંડનથી નિમ્બાર્ક મતાનુયાયી એક ઠાકોર અને તેના ત્રણ સાથીદારો તલવાર અને લાઠી લઈને સ્વામીજીને મારવા આવ્યા. પરંતુ બળદેવગિરિની સતર્કતાને કારણે તેઓ પોતાના ઉદ્દેશમાં સફળ ન થઈ શક્યા.

**સોરોં :** ગોસાંઈ બળદેવગિરિ સ્વામીને આગ્રહ કરીને સોરોં લાવ્યા અને પોતાને ત્યાં અંબાગઢમાં ઉતારો આપ્યો. સ્વામીજીના આગમનના સમાચાર જાણીને જુદા જુદા વર્ગના લોકોનાં ટોળેટોળાં દર્શન માટે આવવાં લાગ્યાં. ચક્રાંકિત લોકો વાદ માટે આવ્યા પણ તેઓ એક મિનિટ પણ ટકી શક્યા નહિ. તેના પ્રભાવથી પંડિત ગોવિંદરામે ચક્રાંકિત મતને તિલાંજલિ આપી દીધી.

**અંગદ શાસ્ત્રી :** સોરોં નજીકના બદરિયા ગામના અંગદરામ શાસ્ત્રી એક પ્રસિદ્ધ પંડિત હતા. તેઓ સ્વામી દયાનંદના ગુરુ સ્વામી વિરજાનંદજી જ્યારે સોરોંમાં નિવાસ કરતા હતા ત્યારે તેમની પાસે સિદ્ધાંતકૌમુદી ભણ્યા હતા. શાસ્ત્રીજી સંસ્કૃતના ધુરંધર વિદ્વાન હોવાથી તેમની સાથે શાસ્ત્રાર્થ કરતા વિદ્વાનો ભય પામતા હતા. તેઓ શાલિગ્રામની પૂજા અને ભાગવતપુરાણની કથા કરતા હતા.[૧]

સ્વામી દયાનંદ સોરોંમાં છે એ સમાચાર સાંભળીને અંગદ શાસ્ત્રી તેમની સાથે શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છાથી સ્વામીજી પાસે આવ્યા. મૂર્તિપૂજા પર વાર્તાલાપ ચાલ્યો. સ્વામીજીએ તર્ક અને પ્રમાણોથી તેનું ખંડન કર્યું. શાસ્ત્રીજી કોઈ ઉત્તર આપી શક્યા નહિ. સ્વામીજીએ ભાગવતની આલોચના કરીને તેની અનેક અશુદ્ધિઓ બતાવી. શાસ્ત્રીજીએ સ્વામીજીના કથનનો સ્વીકાર કર્યો અને સૌની હાજરીમાં પોતાના શાલિગ્રામને ગંગામાં પધરાવી દીધો તથા ભવિષ્યમાં ભાગવતની કથા ન કરવાની પ્રતિજ્ઞા લીધી. તેમનું અનુકરણ કરીને બળદેવગિરિએ તથા અન્ય

---

૧. શાલિગ્રામ એટલે કાળા ગોળ કાંકરાના રૂપમાં મનાતું વિષ્ણુનું સ્વરૂપ અથવા વિષ્ણુના પ્રતીક તરીકે પૂજાતો કાળો, લીસો, ગોળ પથ્થર. - સંપાદક

કેટલાક લોકોએ પણ પોતાની મૂર્તિઓ ગંગામાં પ્રવાહિત કરી દીધી અને તેઓ હવે સંધ્યા-ઉપાસના કરવા લાગ્યા. વૃંદાવનના રંગાચાર્ય દર વર્ષે સોરોં આવીને લોકોને ચક્રાંકિત કરતા હતા, પરંતુ હવે તેઓ અહીં આવતાં બંધ થઈ ગયા.

**સહપાઠી યુગલકિશોર :** સ્વામીજીના સહપાઠી પંડિત યુગલકિશોર સોરોં આવ્યા હતા. તેઓ સ્વામીજીને મળવા આવ્યા ત્યારે પંડિત અંગદ શાસ્ત્રી પણ ત્યાં બેઠા હતા. તેમણે સ્વામીજીને કહ્યું : 'મહારાજ, આપ બીજા બધાને તો મૂર્તિપૂજા, કંઠી, તિલક, માળા વગેરેનો ત્યાગ કરવાનું કહો છો, પરંતુ આપના આ સહપાઠીને કેમ કાંઈ કહેતા નથી ?' સ્વામીજીએ કહ્યું : 'તેઓ મથુરાવાસી છે, આ બધાં પર જ તેમની આજીવિકા ચાલે છે.' આથી યુગલકિશોર નારાજ થઈને ચાલ્યા ગયા અને ગુરુ વિરજાનંદજી પાસે જઈને ફરિયાદ કરતાં કહ્યું : 'ગુરુદેવ, દયાનંદ તો સોરોંમાં પુરાણ, શાલિગ્રામ, કંઠી, તિલક વગેરેનું ખંડન કરીને અનર્થ કરી રહ્યા છે.' પોતાનો પ્રિય શિષ્ય દયાનંદ સાંપ્રદાયિકતાનું ખંડન કરી વૈદિક ધર્મની જ્યોતિ ફેલાવી રહ્યો છે એ જાણીને જરાજીર્ણ પ્રજ્ઞાચક્ષુ ગુરુદેવ અત્યંત પ્રસન્ન થયા. તેમણે પુલકિત થઈને કહ્યું : 'યુગલકિશોર, શાલિગ્રામ શું છે ? शालीनां यो ग्रामः सः शालिग्रामः - જ્યારે આ શબ્દ જ અશુદ્ધ છે, તો તેની પૂજા પણ નિષ્ફળ જ છે; અને કંઠી, તિલક વગેરેનો આર્ષ ગ્રંથોમાં ક્યાં ઉલ્લેખ છે ?' યુગલકિશોરે ગુરુજીને દયાનંદના કાર્યનું સમર્થન કરતા જોઈને પોતાની કંઠી તોડીને ફેંકી દીધી.

**કૈલાસપર્વત :** સોરોં નિવાસી સ્વામી કૈલાસપર્વતનો સ્વામીજી સાથે પૂર્વ પરિચય હતો. તેઓ એક દિવસ ગઢિયાઘાટ આવ્યા ત્યારે સ્વામીજી તેમની કુટિયા પર મળવા ગયા અને વિનોદભાવે કહ્યું : 'આટલી નાની કુટિયામાં આટલો મોટો કૈલાસપર્વત શી રીતે સમાઈ ગયો !' સ્વામીજીએ કૈલાસપર્વતને વૈષ્ણવ સંપ્રદાયોના ખંડનમાં તેમના સહાયક થવા અનુરોધ કર્યો. પરંતુ તેઓ સોરોંના વરાહ મંદિરમાં અધિષ્ઠાતા હોવાથી તેમણે મૂર્તિપૂજા અને પુરાણોનું ખંડન ન કરવાની શરત મૂકી, જેનો સ્વામીજીએ સ્પષ્ટ અસ્વીકાર કર્યો. કૈલાસપર્વતે મૂર્તિપૂજા, પુરાણ અને એકાદશી વગેરે વ્રતોનું માહાત્મ્ય બતાવતું 'સત્ય ધર્મ સંરક્ષિણી' નામનું એક પુસ્તક લખીને સ્વામીજીનો અસહયોગ પણ કર્યો. તેમ છતાં બંનેની મિત્રતા પૂર્વવત્ બની રહી.

**પંડિત સુખાનંદ :** પૌરાણિક માન્યતા અનુસાર વિષ્ણુનો વરાહ (ડુક્કર) અવતાર અહીં સોરોંમાં થયો હતો. આથી તેને 'શૂકરક્ષેત્ર' કહેવામાં આવે છે અને એ એક તીર્થસ્થાન છે. અહીંના અનેક બ્રાહ્મણો ફલિત જ્યોતિષ વગેરે પર નિર્ભર રહેતા હતા. એક દિવસ સુખાનંદ નામના એક ભાગવતી પંડિત સ્વામીજી પાસે આવ્યા અને જ્યોતિષ વિશે વાર્તાલાપ કર્યો. નવગ્રહ પૂજા અંતર્ગત યજુર્વેદ (૩૬.૧૨)ના 'शन्नो देवीरभिष्टय...' મંત્રની શનિની પૂજામાં મિથ્યા કલ્પના કરવામાં

આવી છે. તેથી સ્વામીજીએ આ વેદમંત્રની અદ્‌ભુત વ્યાખ્યા કરી. એ સાંભળીને સુખાનંદ મુગ્ધ થઈ ગયા અને સ્વામીજીના અનુયાયી થઈ ગયા. એટલું જ નહિ, તેમણે પોતાની મૂર્તિઓ ગંગામાં પધરાવી દીધી.

**ભૂલથી સાધુ જલમગ્ન :** સ્વામીજી અંધવિશ્વાસોનું તીવ્ર ખંડન કરતા હતા. આથી ઘણીવાર પુરાણપંથીઓ બહુ જ નારાજ થઈ જતા અને કેટલાક ઉપદ્રવી લોકો સ્વામીજી પર આક્રમણ કરવા કે તેમને મારી નાખવાના પ્રયત્નો પણ કરતા. અહીં એક રાતે સ્વામીજીને ગંગામાં ડુબાડી દેવા કેટલાક ઉદ્દંડ લોકો આવ્યા, પરંતુ સંયોગવશ સ્વામીજીના નજીકના સ્થાનમાં એક સાધુ સૂતો હતો. પેલા ગુંડાઓએ ભૂલથી એ સાધુને દયાનંદ સમજીને ઊંચકીને ગંગામાં ફેંકી દીધો. જ્યારે એ સાધુએ શોર મચાવ્યો ત્યારે ગુંડાઓને ખબર પડી કે આ દયાનંદ નથી અને તેને બહાર કાઢ્યો.

**ક્રોધી જાટ :** એક દિવસ સ્વામીજી ઉપદેશ આપી રહ્યા હતા ત્યારે એક પહેલવાન જાટ આવી પહોંચ્યો. તે વિકરાળ અને કદાવર હતો અને અત્યંત ક્રોધે ભરાયેલ હતો. તેના હાથમાં એક મોટી ડાંગ હતી. સભાને ચીરતો તે સીધો જ સ્વામીજીની સામે જઈ પહોંચ્યો અને બોલ્યો : 'અરે ધૂર્ત, તું સાધુ થઈને મૂર્તિપૂજાનું ખંડન કરે છે, ગંગામૈયાની નિંદા કરે છે, દેવોની વિરુદ્ધ બકવાસ કરે છે ? બોલ જલદી, તારા શરીરમાં ક્યાં આ ડાંગ મારીને તને પૂરો કરી નાખું ?' સંપૂર્ણ સભા થરથરી ઊઠી, પરંતુ સ્વામીજીએ રતિમાત્ર પણ ચલાયમાન થયા વિના શાંત અને ધીરગંભીર સ્વરે કહ્યું : 'ભાઈ, જો તને મારો ધર્મપ્રચાર અપરાધ લાગતો હોય તો એ અપરાધ કરનારું આ મારું મસ્તક છે. એ જ મને આ વાતો સુઝાડે છે. માટે તું તારી ડાંગ મારા આ માથા પર જ ઝીંકી દે.' આમ કહીને સ્વામીજીએ પોતાનાં નેત્રની જ્યોતિ જાટનાં નેત્ર પર નાખી. ક્રોધનો ધગધગતો અંગાર જાણે જળધારા દ્વારા બુઝાઈને શાંત થઈ ગયો. તે સ્વામીજીનાં ચરણોમાં ઢળી પડ્યો. રડવા લાગ્યો. સ્વામીજીએ કહ્યું : 'તેં કોઈ અપરાધ નથી કર્યો, તેં કશુંય નથી કર્યું. કદાચ તેં મને માર્યું પણ હોત તોપણ શી ચિંતા હતી ? જા, પ્રભુ તને સન્માર્ગ પ્રદાન કરે.' આ જોઈને લોકો આશ્ચર્યમાં પડી ગયા અને સ્વામીજીની અત્યંત પ્રશંસા કરવા લાગ્યા કે, સોરોંમાં સાધુ-સંતો તો અનેક આવ્યા છે, પરંતુ સ્વામી દયાનંદ જેવા જ્ઞાની, નિર્ભય અને ક્ષમાશીલ મહાત્મા અમારા જોવામાં નથી આવ્યા.

## ફરી કર્ણવાસ

**રાવ કર્ણસિંહની તલવાર :** સંવત ૧૯૨૪ વૈશાખ વદ ૧૩, બુધવાર - ૨૦ મે, ૧૮૬૮ના રોજ સ્વામીજી ફરી કર્ણવાસ પહોંચ્યા અને પહેલાં રહ્યા હતા એ

જ કુટિરમાં તેમણે નિવાસ કર્યો. અહીં જેઠ સુદ ૧૦ના રોજ ગંગાદશેરાનો પ્રસિદ્ધ મેળો લાગતો હોવાથી હજારો મનુષ્યો ગંગાસ્નાન માટે ભેગા થયા હતા. તેમાં બરૌલીનો રાવ કર્ણસિંહ પણ આવ્યો હતો. એ વૃંદાવનના વૈષ્ણવ આચાર્ય રંગાચાર્યનો અનુયાયી હતો. તેણે સ્વામીજીની કુટિરથી થોડે દૂર પોતાનો ઉતારો કર્યો.

**રાસલીલા :** એક રાતે કર્ણસિંહના મુકામ પર રાસલીલા રમાતી હતી. કેટલાક પંડિતો સ્વામીજીને બોલાવવા આવ્યા. સ્વામીજીએ કહ્યું : 'હું એવાં નિંદાસ્પદ કામોમાં ભાગ નથી લેતો. તમે લોકો આપણા પૂજ્ય મહાપુરુષોના વેશ ધારણ કરાવીને એમને નચાવો છો, એ બિલકુલ અનુચિત કાર્ય છે.' પંડિતોએ સ્વામીજીની વાતમાં મીઠુંમરચું ભભરાવીને રાવને ખૂબ જ ભડકાવ્યો. ઉગ્ર પ્રકૃતિના રાવના ક્રોધનો પારો તો ચડેલો જ હતો. બીજા દિવસે સાંજે ખુન્નસભર્યો રાવ ઉત્તેજિત થઈને પંડિતો અને પોતાના નોકરોને લઈને સ્વામીજીની કુટિર પર ચઢી આવ્યો. સ્વામીજી ઉપદેશ આપી રહ્યા હતા. શ્રોતાઓ શ્રવણમાં તલ્લીન હતા. એ સમયે રાવની સેના આવી પહોંચી. સ્વામીજીએ 'આવો, બેસો' કહીને સત્કાર કર્યો.

'ક્યાં બેસું હું ?' કડક સ્વરે રાવ ગર્જી ઊઠ્યો.

'જ્યાં આપની ઈચ્છા હોય ત્યાં.' તેના અહંકારને જોઈને સ્વામીજી હસીને બોલ્યા.

'હું તો તમારી બાજુમાં જ બેસીશ.' પ્રથમથી જ ધૂંધવાયેલો રાવ બોલ્યો. 'આવો બેસો' એમ કહીને સ્વામીજીએ જરા ખસીને જગ્યા કરી આપી.

પરંતુ રાવ તો ઝઘડો કરવા માટે જ આવ્યો હતો. તેના મદોન્મત્ત કંઠમાંથી વચન નીકળ્યું : 'સંન્યાસી હોવા છતાં તમે અમારે ત્યાં રાસલીલામાં કેમ ન આવ્યા ?'

સ્વામીજીએ કહ્યું : 'રાવ મહાશય, તમારા પૂજ્ય પૂર્વજોના વેશ ધારણ કરાવીને તમે લોકોને નચાડો છો અને તમે ક્ષત્રિય હોવા છતાં એ જોઈને ખુશ થાઓ છો. હકીકતમાં તમને તેની શરમ થવી જોઈએ. કોઈ સાધારણ માણસ પણ પોતાનાં માતાપિતાના વેશ ધરીને કોઈ નાચે તો તે જોઈને ખુશ થાય ખરો ? તમારો વેશ ધારણ કરીને કોઈ નાચે તો તમે ખુશ થશો ખરા ?'

ઝઘડો કરવા તલપાપડ થયેલા રાવે નવી તરકીબ કાઢી : 'તમે ગંગા મૈયાની પણ નિંદા કરો છો, કેમ ?'

'ના, હું ગંગાની નિંદા નથી કરતો. પરંતુ હું ગંગા જેવી અને જેટલી છે, તેને તેવી અને તેટલી જ માનું છું અને વર્ણન કરું છું.'

'એટલે ? ગંગા કેવડી છે ?'

સ્વામીજી કમંડળ ઉઠાવીને બોલ્યા : 'મારા માટે તો આ કમંડળ ભરાય એટલી જ છે.'

'गंगा गंङ्गेति' વગેરે શ્લોકોમાં ગંગાનાં નામ, કીર્તન, દર્શન અને સ્પર્શથી પાપનો નાશ થાય છે, એમ કહ્યું છે. શું એ ખોટું છે ?'

'એ શ્લોકો કપોલકલ્પિત છે. એ માહાત્મ્ય ગપ્પું છે. પાપનો નાશ અને મોક્ષ તો વેદાનુકૂળ આચરણથી થાય છે.'

કર્ણસિંહના હોઠ ફફડી રહ્યા હતા.

સ્વામીજીએ પૂછ્યું : 'રાવસાહેબ, તમારા કપાળમાં આ તિલક શાનું છે?'

'એ ''શ્રી'' છે, તેને ધારણ ન કરનાર ચાંડાળ છે.' રાવે ફરી ડોળા ફાડ્યા.

'તમે વૈષ્ણવ ક્યારથી થયા છો ?'

'થોડાં વર્ષોથી.'

'શું તમારા પિતાજી અને પૂર્વજો પણ વૈષ્ણવ હતા ?'

'ના.' ધૂંધવાયેલો રાવ બોલ્યો.

'ત્યારે તમારા કહેવા મુજબ તમારા પિતા અને પૂર્વજો તથા થોડાં વર્ષો પહેલાં તમે પોતે પણ ચાંડાળ હતા તેમ નક્કી થયું ને ?'

આવેશમાં આવેલા રાવનો હાથ તલવારની મૂઠ પર ગયો. તેણે ત્રાડ નાખી, 'મોઢું સંભાળીને બોલ.'

રાવની મંડળીના બીજા લોકોના હાથ પણ તલવાર પર ગયા. શ્રોતાઓને ડર લાગ્યો, પરંતુ સ્વામીજીએ નિર્ભયતા અને ધૈર્યપૂર્વક કહ્યું : 'શા માટે ડરો છો ? કોઈ ચિંતા નથી. મેં સત્ય જ કહ્યું છે.'

કર્ણસિંહનો ક્રોધ પારો તોડીને બહાર નીકળ્યો. તે ફણધરની માફક ફૂંફાડા મારતો હોઠ પીસીને ગાળોની વૃષ્ટિ કરવા લાગ્યો. તેનો હાથ વારંવાર તલવારની મૂઠ પર જવા માંડ્યો.

સ્વામીજીએ મંદ મંદ હાસ્ય સાથે શાંત વાણી ઉચ્ચારી : 'રાવ સાહેબ, વારંવાર તલવાર શું ખખડાવો છો ? જો શાસ્ત્રાર્થ કરવો હોય તો તમારા ગુરુ રંગાચાર્યને બોલાવો, હું તૈયાર છું; અને જો શસ્ત્રાર્થ કરવો હોય - હથિયાર વાપરવાં હોય તો આ સંન્યાસીની સામે નહિ, પરંતુ જયપુર-જોધપુર જઈને રાજાઓ સાથે લડો.'

કર્ણસિંહનાં નસકોરાં ફૂલવાં માંડ્યાં. લાલઘૂમ નેત્રો સાથે કોપ જ્વાળામાં સળગતો તે તલવાર ખેંચીને સ્વામીજી તરફ ધસ્યો. સ્વામીજીએ એક વાર તો તેને ધક્કો મારીને પાછો ધકેલી દીધો, પરંતુ ફરી તે બમણા વેગપૂર્વક ધસી આવ્યો. સ્વામીજી પર તલવારનો વાર કરવા જતો હતો. પરંતુ સ્વામીજીએ ઝપટ મારીને તેના હાથમાંથી તલવાર ઝૂંટવી લીધી અને તલવારની અણીને જમીન પર ટેકવીને મૂઠ પરથી જોરથી દબાવીને તેના 'કડાક' કરતાં બે ટુકડા કરી નાખ્યા.

સ્વામીજીએ રાવનું કાંડું પકડીને કહ્યું : 'કેમ, હવે હું તમારા પર પ્રહાર કરીને બદલો લઉં, એવી તમારી ઇચ્છા છે ?'

રાવનું મોઢું શરમથી ઝંખવાણું પડી ગયું, શરીરમાં કંપારી છૂટી ગઈ.

સ્વામીજીએ કહ્યું : 'રાવ મહાશય, તમારા અત્યાચારથી ગુસ્સે થઈને હું તમારું બૂરું નહિ કરું. હું સંન્યાસી છું; જાઓ, પ્રભુ તમને સદ્‌બુદ્ધિ આપે !'

સ્વામીજીએ તલવારના ટુકડાઓ દૂર ફેંકી દીધા અને રાવ વિદાય થઈ ગયો. તેના ગયા પછી સ્વામીજી જાણે કોઈ ઘટના બની જ ન હોય તેમ શાંતિપૂર્વક ઉપદેશ આપતા રહ્યા. સભામાં બેઠેલ લોકોએ આગ્રહ કર્યો કે કર્ણસિંહની પોલીસમાં ફરિયાદ કરવી જોઈએ. પરંતુ સ્વામીજીએ કહ્યું : 'એ કદી ન બને, તે પોતાનો ક્ષાત્રધર્મ ચૂક્યો છે, પરંતુ હું મારો સંન્યાસ ધર્મ શા માટે છોડું ? ક્ષમા આપીને સંતોષ પામવું એ અમારો ધર્મ છે.'

**ધન્ય દયાનંદ :** કોઈ પ્રાણહરણ કરવા ધસી આવે ત્યારે પણ શાંત રહેનાર, ઘાતકને પણ ક્ષમા આપનાર, અપકાર પર પણ ઉપકાર કરનાર અને કોઈની પણ પ્રત્યે દ્વેષ ન રાખનાર દયાનંદ સાચે જ એક ઋષિ હતા, મહર્ષિ હતા, દેવર્ષિ હતા.

**ફરી પ્રાણહરણનો પ્રયાસ :** કર્ણસિંહ ફરી શરદપૂર્ણિમાના દિવસે ગંગાસ્નાન માટે આવ્યો. તેના મનમાં હજુ વેરની આગ ભડભડી રહી હતી. આથી તેણે વૈરાગીઓને સ્વામીજી વિરુદ્ધ ભડકાવ્યા કે સ્વામીજી રાતે સૂતા હોય ત્યારે તેમનું માથું વાઢી નાખવું. રાવે એ લોકોને વચન આપ્યું : 'હું તમારા બચાવનો સઘળો ખર્ચ ઉઠાવીશ.' પરંતુ વૈરાગીઓ ગભરાયા અને તૈયાર ન થયા. છેવટે કર્ણસિંહે પોતાના ત્રણ નોકરોને સ્વામીજીની હત્યા કરવા માટે તૈયાર કર્યા.

મધરાતનો સમય છે. ચોમેર શાંતિનું સામ્રાજ્ય છે. ક્યારેક ક્યારેક પવનની લહેરખીમાં વૃક્ષ પરનાં પાંદડાંઓનું ખડખડાટ હાસ્ય સંભળાય છે. ગંગાના પ્રવાહના ઘેરા રવના ગુંજારવ એવી રાતનો સમય છે. સ્વામીજી અને તેમનો સેવક કૈથલસિંહ સૂતા છે. એ સમયે કર્ણસિંહના ત્રણ નોકરો હાથમાં ચમકતી તલવારો લઈને ચુપચાપ ચાલ્યા આવે છે. તલવારો તો ધારદાર છે, પરંતુ તેમનાં હૃદય ધબકારા મારે છે, કલેજાં થરથરે છે, શરીર કંપે છે. એક સંન્યાસીને મારવાની હામ તેમનાં હૈયાંમાં રહી નહિ. થોડી વાર થંભીને તેઓ પાછા વળી ગયા.

રાવે ફરી વાર ધમકાવીને તેમને પાછા મોકલ્યા. એટલામાં સ્વામીજી જાગી ગયા. ઘાતક કુટિની નજીક આવ્યા. ત્યારે સ્વામીજીએ એક પ્રબળ ગગનભેદી હુંકાર ગજવ્યો. વીર સંન્યાસીની પ્રચંડ ગર્જનાથી હત્યારાઓના હાથમાંથી તલવારો પડી ગઈ અને તેઓ ભયથી થરથરતાં ભાગી નીકળ્યા.

કૈથલસિંહ જાગી ગયો. તેણે સ્વામીજીને અનુરોધ કર્યો : 'હત્યારાઓ હજુ પણ આવશે; માટે જીવ બચાવવા ક્યાંક બીજે ચાલ્યા જઈએ.' ત્યારે સ્વામીજીના મુખમાંથી ગીતાનો 'नैनं छिन्दन्ति शस्त्राणि...' શ્લોક ગુંજી ઊઠ્યો. તેમણે કહ્યું : 'કૈથલસિંહ, સંન્યાસી ગઢ અને ગુફાના આશરા ક્યાંથી શોધતો ફરશે ? મારો રક્ષણહાર તો પ્રભુ છે. તું ગભરાઈશ નહિ. જો મેં ધાર્યું હોત તો એ ત્રણેના હાથમાંથી તલવારો ઝૂંટવીને તેમને પૂરા કરી નાખ્યા હોત.'

કૈથલસિંહે ગામમાં જઈને આ સમાચાર આપ્યા. આથી સ્વામીજીના ક્ષત્રિય ભક્તોએ કર્ણસિંહને ત્યાં જઈને તેને લલકાર્યો. પરંતુ તે ભીરુ સામે ન આવ્યો. રાવના સસરા મોહનસિંહને ખબર પડી. આથી તેમણે જમાઈને સમજાવ્યા કે, જો ભલું ઇચ્છતા હો તો અહીંથી ચાલ્યા જાઓ. બીજા દિવસે સિંહનું ચામડું ઓઢેલા શિયાળ જેવો રાવ ત્યાંથી ઘરે ચાલ્યો ગયો. પાછળથી જાણવા મળ્યું હતું કે તે પાગલ જેવો થઈ ગયો હતો, માંદો પડ્યો હતો અને પોતાના સંપ્રદાય વિરુદ્ધ માંસમદિરાનું સેવન કરવા લાગ્યો હતો. તે પ્રયાગની અદાલતમાં ચાલતો કોઈ મોટી રકમનો કેસ હારી ગયો હતો. આમ તેની દુર્દશા થઈ હતી. આને દૈવ વિધાન એટલે કે તેનું નસીબ કહેવું કે એક સંન્યાસી મહાત્માને અકારણ કષ્ટ આપ્યા બદલ ઈશ્વરની ન્યાય વ્યવસ્થા અનુસાર મળેલો દંડ કહેવો ?

**સૈનિકો :** સ્વામીજીના પ્રાણહરણની આ ઘટનાની જાણ તે સમયે રાજઘાટ પર રહેલા પંજાબી સૈનિકોને થતાં તેઓ સ્વામીજી પાસે આવ્યા અને કર્ણસિંહને પાઠ ભણાવવા આજ્ઞા માગી. પરંતુ સ્વામીજીએ તેમને સ્નેહભાવથી સમજાવીને શાંત કર્યા અને સત્સંગમાં બેસાડીને ઉપદેશ આપ્યો.

**અંબાગઢ :** આ બધું થયા પછી સ્વામીજી ચાર-પાંચ દિવસ બાદ અંબાગઢ આવ્યા. ત્યાં થોડા દિવસ રોકાઈને સરદોલ પહોંચ્યા. ત્યાંના ઠાકોર હુલાસસિંહ તથા અન્ય ક્ષત્રિયોએ સ્વામીજી પાસે ઉપદેશ ગ્રહણ કર્યો. સ્વામીજી હવે શહબાજપુર આવ્યા.

**આજે વ્યાકરણનો સૂર્ય અસ્ત થઈ ગયો :** શહબાજપુરમાં સ્વામીજીને સમાચાર મળ્યા કે સંવત ૧૯૨૪, ભાદરવા વદ ૧૩, સોમવાર - ૧૪ સપ્ટેમ્બર, ૧૮૬૮ના રોજ મથુરામાં ગુરુવર સ્વામી વિરજાનંદજીનું દેહાવસાન થઈ ગયું છે. આ સાંભળીને ગુરુભક્ત શિષ્યનું મુખમંડળ તરત મુરઝાઈ ગયું. અનાયાસ તેમના મુખમાંથી શબ્દો સરી પડ્યા : **'આજે વ્યાકરણનો સૂર્ય અસ્ત થઈ ગયો.'**

**શિરચ્છેદનો પ્રયાસ :** અહીં સ્વામીજીને સમાપ્ત કરવાનો નિર્ધાર કરીને બે વૈરાગીઓ ગંગાપારથી આવ્યા અને ઠાકોર ગંગાસિંહ પાસે આવીને કહ્યું : 'અમારે

ગપાષ્ટક દયાનંદનું માથું વાઢી નાખવું છે, માટે તમારી તલવાર આપો.' ઠાકોર સ્વામીજીના ઉપદેશથી તેમના ભક્ત થઈ ગયા હતા. આથી તેમણે આ વૈરાગીઓને ધમકાવીને કાઢી મૂક્યા અને સ્વામીજી પાસે આવીને આની જાણ કરી. સ્વામીજીએ કહ્યું : 'તમે કાંઈ ચિંતા ન કરશો. એમની કોઈ તાકાત નથી કે મારી હત્યા કરી શકે.' તેમ છતાં ઠાકોરે સ્વામીજીની સુરક્ષા માટે સિપાઈઓનો પહેરો ગોઠવી દીધો.

**કકોડા :** શહબાજપુરથી સ્વામીજી કાદિરગંજ અને નરદૌલીમાં ધર્મોપદેશ કરતાં કરતાં સંવત ૧૯૨૫ કારતક સુદ ૧૩, ગુરુવાર - ૨૯ ઑક્ટોબર, ૧૮૬૮ના રોજ કકોડા નામના સ્થાને આયોજિત ગંગાસ્નાનના મેળામાં પ્રચાર માટે આવી પહોંચ્યા. મેળામાં ઊંચા આસન પર મંચ બનાવીને પ્રચારની વ્યવસ્થા કરવામાં આવી હતી. અહીં વૈષ્ણવો, પાદરીઓ, મૌલવીઓ વગેરેએ સ્વામીજીને પ્રશ્નો કર્યા, જેના સ્વામીજીએ સંતોષજનક ઉત્તર આપ્યા.

**પાદરી સાથે વાર્તાલાપ :** એક અંગ્રેજ પાદરી સાથે ધાર્મિક વિષયો પર ચર્ચા કર્યા બાદ નીચે મુજબ પ્રશ્નોત્તર થયા :

**પાદરી :** આપ ખુલ્લા શરીરે કેમ રહો છો ?

**સ્વામીજી :** એથી મને સુખ મળે છે. આપનાં કપડાં પર માટી કે ધૂળ પડે તો એ મેલાં થઈ જશે, જ્યારે મારા શરીર પર પડે તો કોઈ ચિંતા નહિ; કારણ કે મેં તો પહેલેથી જ માટી લગાવી રાખી છે !

**પાદરી :** આપ આટલા બધા હૃષ્ટપુષ્ટ કેમ છો ?

**સ્વામીજી :** એનું કારણ સંતોષ છે.

**પાદરી :** આપ ખૂબ જ માલ ખાતા હશો ને ?

**સ્વામીજી :** આપ થોડા દિવસ મારી સાથે જંગલમાં રહીને જોઈ લો કે હું શું ખાઉં છું.

**પંડિત ઉમાદત્ત :** પંડિત ઉમાદત્ત કેટલાક બ્રાહ્મણોને સાથે લઈને સ્વામીજી સાથે મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ કરવા આવ્યા, પરંતુ ટકી ન શક્યા. તેમણે એકલવ્યનું ઉદાહરણ આપીને મૂર્તિપૂજાને સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. સ્વામીજીએ કહ્યું : 'એકલવ્ય તો એક સીધો સાદો - અવિદ્વાન વનવાસી બાળક હતો. તેના કર્મને ધાર્મિક વિષયમાં પ્રામાણિક માની શકાય નહિ. તમે કોઈ ઋષિમુનિનું પ્રમાણ આપો.' પંડિતજી નિરુત્તર થઈને ચાલ્યા ગયા.

**પંડિત શ્યામલાલ :** કાયમગંજ નિવાસી પંડિત શ્યામલાલ સ્વામીજીને મળવા આવ્યા. સ્વામીજીએ તેમને તેમના વ્યવસાય વિશે પૂછતાં તેમણે કહ્યું : 'હું પુરાણોની

કથા વાંચીને ગુજરાન ચલાવું છું. અત્યારે બ્રહ્મવૈવર્ત પુરાણમાં શ્રીખંડની કથા ચાલે છે.' સ્વામીજીએ વિનોદભાવથી કહ્યું : 'પંડિતજી, કથા જલદી પૂરી કરી નાખજો, નહિ તો તમારી હાનિ થશે; કારણ કે વીસેક દિવસ પછી આ શરીર ત્યાં પહોંચવાનું છે એટલે કે હું ત્યાં આવવાનો છું.' સ્વામીજીનો કહેવાનો ભાવ એ હતો કે, હું ત્યાં આવીને પુરાણોની મિથ્યા વાતોનું ખંડન કરીશ તો તમારી કથાની આવક પર તેની વિપરીત અસર પડશે.

**ગોવિંદદાસ વૈરાગી :** ગોવિંદદાસ નામનો એક કાયસ્થ ગૃહત્યાગ કરીને વૈરાગી થઈ ગયો હતો. તે લોકોને માત્ર 'હરિ ભજો સબ છોડો ધંધા' કહી અકર્મણ્યતાનો પાઠ ભણાવતો હતો. સ્વામીજીએ તેને કહ્યું : 'સંસારનાં સર્વ કર્મોને છોડી દેવાનો તમારો ઉપદેશ નિરર્થક છે, કારણ કે ભોજનાદિ કાર્ય કેવી રીતે છોડી શકાય છે ? જીવનનિર્વાહ માટેનાં જરૂરી કાર્ય પણ કદી છોડી શકાતાં નથી. આથી શુભ કાર્યો છોડવાનો તમારો ઉપદેશ હિતકર નથી.' વૈરાગી મૌન થઈ ગયો. મધ્યકાલીન ભક્તિમાર્ગના પ્રભાવથી દેશવાસીઓ અકર્મણ્ય, આળસુ, પ્રમાદી અને મિથ્યા વૈરાગ્યવાન બનતા હતા, જેનું ખંડન કરીને સ્વામીજી પુરુષાર્થનો પાઠ ભણાવતા હતા.

**કાયમગંજ :** સંવત ૧૯૨૫ કારતક વદ ૧૧, બુધવાર - ૧૦ નવેમ્બર, ૧૮૬૮ના રોજ સ્વામીજી કાયમગંજ આવ્યા અને તેમણે એક શિવાલયમાં નિવાસ કર્યો. અહીં સ્વામીજી શ્રોતાઓને સંધ્યા-ઉપાસના, ગાયત્રીમંત્રનો જપ, અગ્નિહોત્ર, બલિવૈશ્વદેવયજ્ઞ વગેરે નિત્ય કર્મોનો ઉપદેશ આપતા હતા.

**ત્રિકાળ સંધ્યાનો નિષેધ :** લોકોએ ત્રિકાળ સંધ્યાના ઔચિત્ય વિશે પૂછતાં સ્વામીજીએ સ્પષ્ટ કર્યું : 'વૈદિક શાસ્ત્રોમાં બે વખત રાત અને દિવસની સંધિ થાય ત્યારે એટલે કે સવારે અને સાંજે એમ બે જ વાર સંધ્યા કરવાનું વિધાન કરવામાં આવ્યું છે. આથી ત્રિકાળ સંધ્યા શાસ્ત્રવિરુદ્ધ છે.'

**સત્યનારાયણ કથા :** સત્યનારાયણના વ્રતની કથાની માનતા રાખીને જે લોકો ધનવાન બનવાનાં સપનાં જુએ છે તેનું ખંડન કરતાં સ્વામીજીએ કહ્યું : 'ધન અને વિદ્યા શ્રમસાધ્ય છે, પરિશ્રમ કરવાથી પ્રાપ્ત થાય છે. આવી મિથ્યા વ્રતકથાઓથી તો લોકો પુરુષાર્થરહિત અને અકર્મણ્ય જ બને છે.'

**પાદરી અનલન :** એક દિવસ અનલન અને હરપ્રસાદ નામના બે પાદરીઓ સ્વામીજી સાથે વાર્તાલાપ કરવા આવ્યા અને બગીચામાં સ્વામીજી કરતાં ઊંચા આસને જઈ બેઠા. સભામાં બેઠેલા કેટલાક લોકોને પાદરીઓનું આ વર્તન અશિષ્ટ અને અનુચિત લાગ્યું. આથી સ્વામીજીએ કહ્યું : 'ઊંચા કે નીચા સ્થાને બેસવાથી

કોઈ ઊંચું કે નીચું થઈ જતું નથી. એમ તો પક્ષીઓ આપણાથી ઊંચા સ્થાને બેસે છે, પણ તેથી એ કાંઈ ઊંચાં કે મહાન થઈ જતાં નથી.'

પાદરીઓએ પાપ ક્ષમા થાય છે કે નહિ એમ પૂછતાં સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું : 'પાપ ક્યારેય ક્ષમા થઈ શકતાં નથી. કરેલાં પાપનું દંડરૂપ ફળ ભોગવવું જ પડે છે.'

**ભોજન અને શયન :** સ્વામીજી પોતાના નિશ્ચય અનુસાર ભોજન માટે કોઈની પાસે યાચના કરતા ન હતા અને માંગ્યા વિના જે કાંઈ મળે તેનાથી જ કામ ચલાવતા હતા. તેઓ રાતના પોતાના સ્થાને એકાકી રહેતા. ભયંકર ઠંડીમાં પણ જો કોઈ તેમને કામળો ઓઢાડી જાય તો તેને પણ ઉતારી નાખતા. તેઓ એક મહાન તપસ્વી જેવું જીવન જીવન જીવતા હતા.

કાયમગંજથી સંવત ૧૯૨૫ના માગશરના સુદ પક્ષમાં સ્વામીજી કંપિલ થઈને શુકરુલ્લાપુર પહોંચ્યા. થોડા દિવસ અહીં રહીને સ્વામીજી ફરુખાબાદ પહોંચ્યા. આમ એકલવીર સ્વામી દયાનંદ ગંગાતટ પર આવેલાં નગરોમાં ધર્માંદોલન કરતાં કરતાં આગળ વધી રહ્યા છે.

• • •

: ૮ :

# સંઘર્ષ અને વિજય

**ફરુખાબાદ** : સંવત ૧૯૨૫ના પોષમાં સ્વામીજી બીજી વાર ફરુખાબાદ આવ્યા. તેમણે લાલા જગન્નાથના વિશ્રામઘાટ પર નિવાસ કર્યો. અહીં લગભગ છ મહિના રહ્યા. તેમની કીર્તિ દૂર-સુદૂર પ્રસરી રહી હતી. દરરોજ હજારો લોકો તેમની પાસે ઉપદેશ સાંભળવા અને શંકા-સમાધાન કરવા માટે આવતા હતા. સ્વામીજી તેઓને સંધ્યા-ઉપાસના અને ગાયત્રીમંત્રનો જાપ શીખવતા હતા. અહીં વિશ્વંભરદાસ નામના એક દાર્શનિક વિદ્વાન સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈને તેમના શિષ્ય થઈ ગયા.

**વૈશ્યોને યજ્ઞોપવીત** : સ્વામીજી પૌરાણિક અંધવિશ્વાસોનું તીવ્ર ખંડન કરતા હતા. એથી પ્રભાવિત થયેલા અનેક લોકોએ મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો. અનેક પંડિતો અને વૈશ્યોએ સ્વામીજીના હાથે યજ્ઞોપવીત ધારણ કર્યું. તેની શરૂઆત પંડિત જગન્નાથથી થઈ અને ત્યાર બાદ અગિયાર પંડિતોનો સંવત ૧૯૨૫ ચૈત્ર સુદ ૧, રવિવાર (૧૪ માર્ચ, ૧૮૬૯)ના દિવસે વિધિપૂર્વક યજ્ઞોપવીત સંસ્કાર કરવામાં આવ્યો. સ્વામીજીએ અનેક વૈશ્યોને વિશ્રાંતઘાટ પર સંસ્કાર કરાવીને જનોઈ ધારણ કરાવી. આથી પૌરાણિક પંડિતોએ આનો વિરોધ કર્યો અને કહ્યું : 'આ યજ્ઞોપવીત અત્યંત અનિષ્ટકારી સિદ્ધ થશે, કારણ કે એક તો તેની વિધિમાં ગણેશપૂજન કરવામાં આવ્યું નથી અને બીજું એ કે એ શુક્રના અસ્ત સમયે કરેલ છે.' સ્વામીજીએ આનું સમાધાન કરતાં કહ્યું : 'યજ્ઞોપવીત ગ્રહણ કરતી વખતે ગણેશપૂજન કરવું એવું આર્ષ ગ્રંથોમાં ક્યાંય વિધાન કરવામાં આવ્યું નથી અને અમારો 'શુક્ર' તો 'तदेव शुक्रं तद् ब्रह्म' (યજુર્વેદ ૩૨.૧) શુદ્ધ તેજસ્વી પરમાત્મા છે, જે ક્યારેય અસ્ત થતો નથી.'

**પંડિત શ્રીગોપાલ સાથે શાસ્ત્રાર્થ** : સ્વામીજી સામે આ પંડિતો કાંઈ બોલી ન શક્યા. આથી મેરઠના શ્રીગોપાલ શાસ્ત્રીને શાસ્ત્રાર્થ માટે તેડી લાવ્યા. તેઓ પોતાની સાથે સેંકડો પ્રશંસકો અને અનુયાયીઓ પણ લાવ્યા. પંડિત પીતાંબરદાસને મધ્યસ્થ નિયુક્ત કરવામાં આવ્યા. મૂર્તિપૂજા વિષય પર શાસ્ત્રાર્થ શરૂ થયો. પંડિત શ્રીગોપાલે મનુસ્મૃતિ (૨.૧૭૬)નો 'देवताभ्यर्चनं चैव समिदाधानमेव च' શ્લોક બોલીને એમાં આવતા 'દેવતા' શબ્દનો અર્થ મૂર્તિ બતાવ્યો. સ્વામીજીએ યુક્તિ

અને પ્રકરણ-ક્રમના આધારે સિદ્ધ કરી બતાવ્યું કે, અહીં 'અર્ચન' શબ્દનો અર્થ સત્કાર થાય છે. માટે યજ્ઞ વગેરેમાં વિદ્વાનોનો સત્કાર કરવો એ જ સાચી દેવપૂજા છે. ત્યાર બાદ પંડિત શ્રીગોપાલે થોડી આડીઅવળી વાતો કરી. પરંતુ તેઓ મૂર્તિપૂજા સિદ્ધ કરી શક્યા નહિ અને પલાયન કરી ગયા.

**કાશીના પંડિતોની વ્યવસ્થા :** પંડિત શ્રીગોપાલને આ પરાજય અસહ્ય થઈ પડ્યો. આથી તેઓ થોડા બ્રાહ્મણોને લઈને કાશી ગયા અને ત્યાંના પંડિતોને ભારે દાન-દક્ષિણા આપીને તેમના હસ્તાક્ષરો ધરાવતું એક મૂર્તિપૂજા-સમર્થક વ્યવસ્થા-પત્રક મેળવ્યું. તેમણે ફરુખાબાદ આવી ગંગાની રેતીમાં એક વાંસ રોપીને તેની પર 'धर्मध्वजोऽयम्' લખેલો એક ઝંડો ફરકાવ્યો. તેમણે લોકોને ભેગા કરીને તેઓની સમક્ષ પેલું કાશીથી લાવેલું વ્યવસ્થા-પત્રક વાંચી સંભળાવીને ભારે ઉત્પાત મચાવ્યો. સ્વામીજીને આ સમાચાર મળ્યા. તેઓ શ્રીગોપાલનું આ નાટક સમજી ગયા. તેમણે કહ્યું : 'જો શાસ્ત્રાર્થ કરવો હોય તો તેમને મારી પાસે લઈ આવો, હું તૈયાર જ છું; પરંતુ આવો શોરબકોર કરવો વ્યર્થ છે.' શ્રીગોપાલે કહ્યું : 'સ્વામીજીએ વિશ્રાંતઘાટમાં પોતાના નિવાસ પર મંત્રપ્રયોગ કરીને એક ખીલી મારી છે. આથી જો હું ત્યાં જાઉં તો મારો પરાજય થઈ જાય.' હકીકતમાં આવા અંધવિશ્વાસના બહાને પંડિતજી શાસ્ત્રાર્થથી બચવા માંગતા હતા. શ્રીગોપાલ આ રીતે વાતાવરણ બગાડી રહ્યા હતા. આથી જિલ્લા કલેક્ટરે બે સિપાહીઓને સ્વામીજીના નિવાસસ્થાને સુરક્ષા માટે ગોઠવી દીધા અને શ્રીગોપાલને બોલાવીને ધમકાવ્યા. આથી તેઓ નગર છોડીને ચાલ્યા ગયા.

**જ્વાલાપ્રસાદ દારૂડિયો :** એક દિવસ શ્રીગોપાલનો સાથી જ્વાલાપ્રસાદ દારૂ પીને એક વામમાર્ગી પંડિતને પાલખીમાં બેસાડીને સ્વામીજીની પાસે લાવ્યો અને સ્વામીજીને ગાળો ભાંડવા માંડ્યો. આવા મૂરખ સાથે વાત કરવી વ્યર્થ જાણીને સ્વામીજી ત્યાંથી ઊઠીને ચાલ્યા ગયા. પરંતુ સ્વામીજીના કેટલાક ભક્તોએ તેને થોડો માર્યો અને ત્યાંથી ભગાડ્યો. સ્વામીજી અહીં પાછા આવ્યા તો તેમને આ વિશે ખબર પડી. તેમણે ભક્તોને ઠપકો આપ્યો કે તમારે તેની સાથે આટલી કઠોરતા કરવાની જરૂર ન હતી.

**સત્યભાષણ :** બીજા દિવસે લાલા જગન્નાથે સ્વામીજીને પૂછ્યું : 'દુષ્ટ જ્વાલાપ્રસાદ કેસ કરશે તો આપ શું કહેશો ?' સ્વામીજીએ કહ્યું : 'હું જે કંઈ બન્યું છે એ જ કહીશ, હું મિથ્યાભાષણ નહિ કરું.' જોકે આવો કોઈ કેસ થયો જ નહિ.

**ઈશ્વર મારો રક્ષક છે :** જ્વાલાપ્રસાદનો એક સંબંધી ઠાકુરદાસ વીસ-પચીસ માણસોને લઈને સ્વામીજીને મારવા આવ્યો. પરંતુ સ્વામીજીના સામર્થ્યનો વિચાર કરીને અને પકડાઈ જવાના ડરથી પાછો ચાલ્યો ગયો. આ બાજુ લાલા જગન્નાથ પણ પોતાના થોડા સાથીઓને લઈને આવ્યા, પરંતુ દુષ્ટો તો એ પહેલાં જ પલાયન

કરી ગયા હતા. સ્વામીજી પર વારંવાર થતા આવા હુમલાઓથી લાલા જગન્નાથે સ્વામીજીને વિનંતી કરી : 'મહારાજ, આપ વિશ્રાંતઘાટના નીચેના ભાગમાં નિવાસ કરો, જેથી આપની સુરક્ષા થઈ શકે.' સ્વામીજીએ અવિચળ ભાવે કહ્યું :

> **'અહીં આપ લોકો મારું રક્ષણ કરશો, પરંતુ અન્યત્ર કોણ કરશે ? હું તો સર્વત્ર એકલો જ ભ્રમણ કરું છું. મને મારી નાખવાના અનેકવાર પ્રયાસો કરવામાં આવ્યા છે, પરંતુ સર્વરક્ષક પરમાત્મા જ મારો રક્ષક છે. આથી હું સર્વથા નિર્ભય છું.'**

**નિર્બળ પર દયા :** એક દિવસ ગોવર્ધનદાસ બાબા નામના એક વૈરાગીએ એક દુષ્ટને સ્વામીજીને અપમાનિત કરવા મોકલ્યો. એ વ્યક્તિએ સ્વામીજીને પૂછ્યું : 'તમે ગંગાને મુક્તિ આપનારી માનો છો કે નહિ ?' સ્વામીજીએ કહ્યું : 'ના, નથી માનતો.' આ સાંભળીને ગુંડાએ સ્વામીજી તરફ જોડાનો ઘા કર્યો, જે વચમાં જ રહી ગયો અને તે ભાગવા માંડ્યો. સત્સંગમાં બેઠેલા સાધ જાતિના લોકોએ તેને પકડીને માર્યો. પરંતુ સ્વામીજીએ તેને છોડાવ્યો અને કહ્યું : 'તેણે અજ્ઞાનવશ આમ કર્યું છે. નિર્બળ પર દયા કરવી એ જ સજ્જનોનો ધર્મ છે.'

**સાધનું કઢી-ભાતનું ભોજન :** ફરુખાબાદમાં એક સાધ સંપ્રદાય છે. એ લોકોનું ભોજન બ્રાહ્મણો સ્વીકારતા નથી. એક દિવસ એક સાધ સ્વામીજી માટે કઢી-ભાતનું ભોજન લાવ્યો. સ્વામીજીએ એ પ્રસન્નતાપૂર્વક ગ્રહણ કર્યું. આથી બ્રાહ્મણોએ ટકોર કરી : 'સ્વામીજી, આપે એક સાધના હાથનું ભોજન કર્યું છે, માટે આપ ભ્રષ્ટ થઈ ગયા.' સ્વામીજીએ કહ્યું : 'ભોજન બે પ્રકારે ભ્રષ્ટ થાય છે : એક તો બીજાને દુઃખ આપીને પ્રાપ્ત કરેલા ધનથી અન્ન વગેરે ખરીદીને ભોજન કરવામાં આવે તો અને બીજું ભોજનમાં કોઈ ખરાબ વસ્તુ પડી જાય તો. પરંતુ આ સાધ લોકો તો પરિશ્રમ કરીને પોતાનું ગુજરાન ચલાવે છે, આથી તેમનું ભોજન તો ઉત્તમ છે.' બ્રાહ્મણો નિરુત્તર થઈ ગયા.

**પંડિત ગંગારામ :** આ કથાવાચક સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવાની ખૂબ બડાઈ કરતા હતા, પરંતુ સામે આવવાની હિંમત કરતા નહોતા. એક દિવસ તેમણે પોતાના પુત્ર અને એક શિષ્યને સ્વામીજીના જ્ઞાનની પરીક્ષા કરવા મોકલ્યા. એ આવ્યા ત્યારે સ્વામીજી ગંગાદાસ નામના એક પુરોહિતને મનુસ્મૃતિ ભણાવી રહ્યા હતા. પેલા બંનેએ આવીને સ્વામીજીને પ્રણામ કર્યા. સ્વામીજીએ 'આયુષ્માન્ ભવ' કહીને ભણાવવાનું ચાલુ જ રાખ્યું. આથી પેલા ઉદ્દંડ યુવકો નારાજ થઈ ગયા અને એમાંના એકે ટકોર કરી : 'અહંકારી નિકૃષ્ટ હોય છે.' સ્વામીજીએ પાઠ પૂરો કર્યા પછી તેઓને અહીં આવવાનું કારણ પૂછ્યું, પરંતુ તેઓએ ઉદ્દંડતાપૂર્વક પહેલાં જે બોલ્યા હતા એ જ વાક્ય ફરી કહ્યું. આથી સ્વામીજીએ કહ્યું : 'અહંકાર કોને કહેવાય એ તમને ખબર નથી. શું મને અહંકારી કહીને તમે સ્વયં પોતાનો અહંકાર નથી બતાવ્યો ? કોઈ કાર્ય કે પ્રવૃત્તિને અધવચ્ચે જ છોડી દેવી એ અહંકાર

નથી.' યુવકો ત્યાંથી ચાલ્યા ગયા અને પંડિત ગંગારામ શાસ્ત્રીને સ્વામીજીના મનુસ્મૃતિના પાઠનું વૃત્તાંત કહી સંભળાવ્યું. આથી આ પંડિતજી સ્વામીજીની વિદ્વત્તા સમજી ગયા અને તેમણે શાસ્ત્રાર્થ કરવાનો વિચાર જ માંડી વાળ્યો.

**મુસ્લિમો સાથે વાર્તાલાપ :** એક દિવસ ચાર-પાંચ મુસ્લિમો સ્વામીજી પાસે આવ્યા અને ધર્મ વિષયક વાતચીત કરવાની ઇચ્છા વ્યક્ત કરી. સ્વામીજીએ કહ્યું : 'સત્ય વાત સાંભળીને લડવા ન માંડવું જોઈએ, પરંતુ તેની પર વિચાર કરવો જોઈએ. હમણાં તો તમે લોકો ધર્મ સંબંધી વાત કરવાનું કહો છો, પરંતુ બાદમાં મારી વાત સાંભળીને નારાજ થઈને લડવા તો નહિ માંડો ને ?' મુસ્લિમોએ કહ્યું : 'અમે એવું નહિ કરીએ.' પછી તેઓએ સ્વામીજીને પૂછ્યું : 'ખુદાએ આપણા માટે મહમદ સાહેબને પયગંબર બનાવીને મોકલ્યા એ વિશે આપનું શું કહેવું છે ?' સ્વામીજીએ કહ્યું : 'મારા ઉત્તરથી તમે લોકો નારાજ થઈ જશો. તમે લોકોએ તેમનું અનુકરણ કરીને ઠીક નથી કર્યું. વિચાર કરો કે ચોટલી કપાવીને લાંબી દાઢી રાખવામાં શો ફાયદો છે ? શું બાંગ પોકારવી એ ખુદાની ઉપાસના છે ?' થોડી સુન્નત વિશે પણ વાત કરી. મુસ્લિમો કશો ઉત્તર આપ્યા વિના ચાલ્યા ગયા.

**પ્રસાદ ગુંડો શ્રીચરણોમાં :** કેટલાક લોકોએ પ્રસાદ નામના એક નામચીન ગુંડાને ચડાવીને અને રૂપિયાની લાલચ આપીને સ્વામીજીને મારવા માટે મોકલ્યો. તેણે સ્વામીજીની પાસે આવીને ઉદ્ધતાઈથી પૂછ્યું : 'અરે ઓ બાબા, તમે દેવમૂર્તિઓને સાક્ષાત્ ઈશ્વર માનો છો કે નહિ ?' સ્વામીજીએ કહ્યું : 'પથ્થર વગેરેની મૂર્તિઓ ઈશ્વર નથી. તું ઈશ્વરનું સાચું સ્વરૂપ જાણ.' પ્રસાદે કહ્યું : 'હું જાણું છું કે ઈશ્વર સચ્ચિદાનંદ અને ભક્તવત્સલ છે, અને ભક્તોના કારણે જન્મ લે છે.' સ્વામીજીએ કહ્યું : 'તારું એમ કહેવું કે ઈશ્વર સચ્ચિદાનંદ અને ભક્તવત્સલ છે, બિલકુલ ઠીક છે. પરંતુ તે ક્યારેય જન્મ ધારણ કરતો નથી. વેદાદિ શાસ્ત્રોમાં તેને અજન્મા કહેવામાં આવ્યો છે. સાચું બોલ, તેં આ શબ્દ રામાયણમાં પણ સાંભળ્યો હશે.' પ્રસાદે કહ્યું : 'હા, સાંભળ્યો તો છે.' આ મુજબ વાર્તાલાપ ચાલ્યો. છેવટે સ્વામીજીની વાતોનો અને તેમના સૌજન્યનો એવો તો પ્રભાવ પડ્યો કે પ્રસાદ પોતાની ઉદ્દંડતા બિલકુલ ભૂલી ગયો. તેણે પોતાની લાઠી ફેંકી દીધી અને સ્વામીજીનાં ચરણોમાં ઢળી પડ્યો. આજથી તે એક સદાચારી બ્રાહ્મણની માફક રહેવા લાગ્યો.

**સદ્ધુનો સુધાર :** એક દિવસ સવારે સ્વામીજી ભ્રમણ કરી રહ્યા હતા ત્યારે તેમને રસ્તામાં સદ્ધુ નામનો એક હૃષ્ટપુષ્ટ અને ગમાર પ્રકૃતિનો નિરક્ષર બ્રાહ્મણ મળ્યો. તે સ્વામીજીને દુર્વચન કહેવા લાગ્યો : 'તું ખ્રિસ્તીઓનો નોકર છે, હિંદુઓને વટલાવવા માટે આવ્યો છે', વગેરે. સ્વામીજી તેની વાતનો કશો ઉત્તર આપ્યા વગર મંદ મંદ હસતાં હસતાં ચાલ્યા ગયા. આથી તે ફરીથી ગાળો ભાંડવા સ્વામીજીના ઉતારે આવ્યો. સ્વામીજીએ તેનું અત્યંત પ્રેમ અને મધુર વચનોથી સ્વાગત કર્યું અને તેને પોતાની પાસે બેસાડ્યો. સ્વામીજીનો આ શિષ્ટાચાર જોઈને

તેનું કઠોર હૃદય પીગળી ગયું. તે સ્વામીજીનાં ચરણોમાં ઢળી પડ્યો અને પોતાના અપરાધ બદલ ક્ષમા માંગવા લાગ્યો. સ્વામીજીએ તેને સાંત્વના આપતાં કહ્યું : 'તારાં દુર્વચનો મારા લગી પહોંચ્યાં જ ક્યાં છે ? એ તો આકાશમાં પ્રગટ થયાં અને આકાશમાં જ વિલીન થઈ ગયાં. તે મારો કશો જ અપરાધ નથી કર્યો. માટે તું શોક ના કરીશ.'

**પશુહિંસા-મદ્યપાન :** કાયમગંજના પંડિત પરમાનંદ ચતુર્વેદી અને પંડિત બળદેવ પ્રસાદ સ્વામીજીને મળવા આવ્યા. શિકાર કરવાથી થતાં પશુહિંસાજન્ય પાપ તથા મદ્યપાનથી થતી હાનિઓ વિશે વાર્તાલાપ ચાલ્યો. સ્વામીજીએ તેઓની શંકાઓનું સમાધાન કર્યું.

**બાળકોએ ફેંક્યા રેતીના ગોળા :** એક દિવસ સ્વામીજી ગંગાના વિશ્રામઘાટ પર પાણીમાં પગ ફેલાવીને બેઠા હતા. એટલામાં કેટલાક તોફાની છોકરાઓને ભીની રેતીના ગોળા બનાવીને સ્વામીજીને મારવાની મસ્તી સૂઝી. સ્વામીજી આ અબુધ બાળકોની રમત જોઈ રહ્યા અને ચુપચાપ ગોળા ખાતા રહ્યા. તેમણે આ શરારતી છોકરાઓને કશુંય ન કહ્યું. પરંતુ જ્યારે તેમની આંખમાં રેતી પડી એટલે ત્યાંથી ઊઠીને ચાલ્યા ગયા.

**પહેલવાનો દ્વારા બળ-પરીક્ષા :** એક દિવસ કેટલાક પહેલવાનો સ્વામીજીના નિવાસસ્થાને બેઠા હતા. સ્વામીજી સ્નાન કરીને આવ્યા. એક પહેલવાને હસતાં હસતાં કહ્યું : 'જો સ્વામીજી આપણી જેમ વ્યાયામ કરે તો તેઓ બળમાં કોઈથી ડગે નહિ.' સ્વામીજીએ પોતાનો લંગોટ નિચોવીને કહ્યું : 'તમારામાંથી જે કોઈને પોતાના બળનું અભિમાન હોય તે આ લંગોટમાંથી પાણીનું એક ટીપું કાઢી બતાવે.' બધા પહેલવાનોએ વારાફરતી દાવ અજમાવી જોયા, પરંતુ તેમાંથી પાણીનું એક પણ ટીપું કાઢી શક્યા નહિ. હવે સ્વામીજીએ એ જ લંગોટને ફરી નિચોવીને તેમાંથી પાણીનાં ટીપાં કાઢી બતાવ્યાં. સ્વામીજીનું બળ જોઈને પહેલવાનો દંગ રહી ગયા.

**ખ્રિસ્તી બનતા બચાવ્યા :** સ્વામીજીના આગમન પહેલાં અહીંના યુવકો મોટી સંખ્યામાં ખ્રિસ્તી થઈ રહ્યા હતા. પરંતુ જ્યારે સ્વામીજીએ વૈદિક ધર્મની શ્રેષ્ઠતા અને ખ્રિસ્તી મતનાં ગપ્પાં બતાવ્યાં ત્યારથી યુવકો ધર્માંતર કરતાં અટકી ગયા.

**વેશ્યાગામી યુવકનો સુધાર :** એ જમાનામાં ધનવાન અને જાગીરદાર લોકો વેશ્યાઓ રાખવામાં પોતાની શાન સમજતા હતા. પન્નાલાલ સેઠ સ્વામીજીના શ્રદ્ધાળુ ભક્ત હતા. અહીં એક પ્રતિષ્ઠિત વ્યક્તિનો પુત્ર દુરાચારી થઈ ગયેલો. એ વ્યક્તિએ પન્નાલાલને વિનંતી કરી : 'તમે સ્વામીજીને મારા પુત્રને સુધારવાની પ્રાર્થના કરો.' આથી સ્વામીજીએ એ કુપથગામી યુવકને પોતાની પાસે બોલાવ્યો અને વેશ્યાગમનથી થતી હાનિઓનું એવું લોમહર્ષણ વર્ણન કર્યું કે આ યુવકે

આજીવન સદાચારપૂર્વક રહેવાનો સંકલ્પ કર્યો. સ્વામીજીએ તેને આશીર્વાદ આપ્યા અને કહ્યું : 'સૌમ્ય, ઈશ્વરકૃપાથી તારું જીવન અને બુદ્ધિ સદા પવિત્ર બની રહે.'

**પંડિત હલધર ઓઝા સાથે શાસ્ત્રાર્થ :** પંડિત શ્રીગોપાલની હાર થઈ હોવાથી પૌરાણિક પંડિતો શરમથી નીચું જોઈ ગયા હતા. આથી ત્યાંના નિવાસી લાલા પ્રેમદાસે કાનપુરથી પંડિત હલધર ઓઝાને બોલાવ્યા. હલધર ઓઝા તાંત્રિક પંડિત હતા. વિદ્વાનોમાં તેમની ધાક હતી. સંવત ૧૯૨૫ જેઠ સુદ ૧૦, શનિવાર - ૧૯ મે, ૧૮૬૯ના રોજ મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ શરૂ થયો. પંડિત હલધરે તરત જ મૂર્તિપૂજાનો વિષય છોડીને મદ્યપાન પર 'सौत्रामण्यां सुरां पिबेत्' કહીને યજ્ઞમાં મદિરાપાન કરવાનું પ્રમાણ આપ્યું. સ્વામીજીએ તેનું યુક્તિપૂર્વક ખંડન કરીને અહીં 'સુરા'નો અર્થ સોમલતા આદિ ઔષધિઓનો રસ અથવા સોમરસ થાય છે, એમ સાબિત કરી બતાવ્યું. ત્યારબાદ પંડિતજીએ સ્વામીજીને સંન્યાસીનાં લક્ષણો પૂછ્યાં. સ્વામીજીએ એ લક્ષણો બતાવ્યાં અને પંડિતજીને બ્રાહ્મણનાં લક્ષણો પૂછ્યાં. પરંતુ પંડિતજી એ બતાવી શક્યા નહિ. આથી સ્વામીજીએ ટકોર કરી : 'હલધર, પ્રકરણની બહાર ન જશો, પ્રકરણ પર જ બોલો.' પરંતુ પંડિતજી હવે કોઈ ને કોઈ રીતે બચવા માગતા હતા. આથી તેમણે સ્વામીજીના વચનમાંથી 'પ્રકરણ' શબ્દ પકડીને કહ્યું કે, 'પ્રકરણ શબ્દની સિદ્ધિ શી રીતે થાય છે ?'

**સ્વામીજી :** प्र-પૂર્વક 'कृ' ધાતુને 'ल्यूट्' પ્રત્યય કરવાથી 'પ્રકરણ' શબ્દ સિદ્ધ થાય છે.

**હલધર :** ધાતુ સમર્થ હોય છે કે અસમર્થ ?

**સ્વામીજી :** અષ્ટાધ્યાયીના 'समर्थः पदविधिः' (૨.૧.૧) સૂત્ર અનુસાર ધાતુ સમર્થ હોય છે.

**હલધર :** અસમર્થ કોને કહેવામાં આવે છે ?

**સ્વામીજી :** 'सापेक्षोऽसमर्थो भवति' એટલે કે અપેક્ષા કરનાર અસમર્થ હોય છે. આ મહાભાષ્યનું વચન છે.

**હલધર :** આ વાક્ય મહાભાષ્યનું નહિ, પરંતુ આપનું છે.

સ્વામીજીની આજ્ઞાથી પંડિત વ્રજકિશોરે મહાભાષ્ય મંગાવીને આ વાક્ય પંડિત હલધરને બતાવી દીધું. સ્વામીજીની વિદ્વત્તા જોઈને પંડિતમંડળી આશ્ચર્યચકિત થઈ ગઈ. હવે પંડિત હલધર મુંઝાયા. આ પ્રમાણે રાતના દશ વાગ્યા સુધી વાદ ચાલતો રહ્યો. અંતમાં એ નિર્ણય કર્યો કે 'समर्थः पदविधिः' સૂત્ર જો સર્વત્ર લાગુ થાય તો સ્વામીજીનો વિજય માનવો અને જો એક જ સ્થાને લાગે તો હલધરનો વિજય માનવો. બીજા દિવસે જેઠ સુદ ૧૧ની શાસ્ત્રાર્થ સભા રાતે આઠ વાગ્યે શરૂ થઈ અને સ્વામીજીએ એ સૂત્રને સર્વત્ર લગાવીને સાબિત કરી આપ્યું. ત્યારે પંડિતોએ સ્વામીજીનો જય અને પંડિત હલધરનો પરાજય જાહેર કર્યો. પરાજયની

ઘોષણા થતાં જ હલધર ભયંકર નિરાશામાં ગરકાવ થઈ ગયા. તેમનો ચહેરો ફિક્કો પડી ગયો. તેઓ હૃદયથી ભાંગી પડ્યા. તેમનો મદ અને ઘમંડ ભાંગીને ભૂકો થઈ ગયાં. તેઓ મૂર્ચ્છા ખાઈને પડવા જતા હતા ત્યાં લોકોએ તેમને સંભાળી લીધા અને ઘરે લઈ ગયા.

**પાઠશાળાની સ્થાપના :** લાલા બંસીલાલે એક શિવાલય ઊભું કર્યું હતું અને તેમાં શિવલિંગ સ્થાપિત કરવાના હતા. પરંતુ સ્વામીજીના ઉપદેશથી તેમણે પોતાનો વિચાર બદલી નાખ્યો અને ત્યાં એક પાઠશાળાની સ્થાપના કરી, જેમાં પચાસેક વિદ્યાર્થીઓએ અષ્ટાધ્યાયીનો અભ્યાસ કરવા પ્રવેશ લીધો. પંડિત વ્રજકિશોરને માસિક ત્રીસ રૂપિયાની દક્ષિણા પર અધ્યાપક તરીકે નિયુક્ત કરવામાં આવ્યા, જેનો ખર્ચ લાલા પન્નાલાલ આપતા હતા અને વિદ્યાર્થીઓનાં ભોજન, વસ્ત્ર વગેરેનો ખર્ચ લાલા દુર્ગાપ્રસાદે ઉઠાવ્યો.

**જલાલાબાદ :** સ્વામીજી ૧૮૬૯ના જૂનના કોઈ એક દિવસે કોઈને પણ કશી સૂચના આપ્યા વિના શૃંગીરામપુર આવીને એક દિવસ રોકાયા. ત્યાંથી સંવત ૧૯૨૫ના જેઠમાં જલાલાબાદ આવ્યા. અહીં એક વૃક્ષ નીચે આસન જમાવ્યું. પછી પંડિત શરણદાસ ઉદાસીની કુટિમાં નિવાસ કર્યો. લોકોએ કહ્યું કે, ગામમાંથી ઓઢવા-પાથરવાનું લઈ આવીએ, પરંતુ સ્વામીજીએ ના પાડી. બે ઈંટોનું ઓશીકું બનાવીને સૂઈ ગયા. અહીં પંડિત હકૂમતરાય નામના વિદ્વાન સાથે શાસ્ત્રાર્થ વિષયક પ્રારંભિક ચર્ચા થઈ, પરંતુ પંડિતજીએ પોતાને માથાનો દુઃખાવો હોવાનું બહાનું બતાવ્યું અને 'દયાનંદ નાસ્તિક છે', એમ કહીને શાસ્ત્રાર્થ ટાળવાનો પ્રયત્ન કર્યો.

**કન્નોજ :** સંવત ૧૯૨૫ના અષાઢમાં સ્વામીજીએ કન્નોજ આવીને કાલિન્દી નદીના તટ પર આવેલા ગૌરીશંકર મહાદેવના ચબૂતરામાં નિવાસ કર્યો.

**સત્યપ્રિય પંડિત હરિશંકર :** અહીં સ્વામીજીનો હરિશંકર નામના એક પ્રસિદ્ધ અને વિદ્વાન પંડિત સાથે એક મનોરંજક શાસ્ત્રાર્થ થયો. શરૂઆતમાં સ્વામીજીએ તેમનું નામ પૂછતાં પંડિત હરિશંકરે કહ્યું : 'પોતાનું કે ગુરુનું નામ લેવું વર્જિત છે.' તેઓ એ મતલબનો એક શ્લોક પણ બોલ્યા. સ્વામીજીએ કહ્યું : 'જ્યારે તમે સંકલ્પ પાઠ કરો છો ત્યારે તો પોતાનું નામ બોલતા હશો ને ?' આથી પંડિતજી નિરુત્તર થઈ ગયા અને તેમણે પોતાનું નામ બતાવ્યું. હવે મૂર્તિપૂજા પર ચર્ચા ચાલી. પંડિતજીએ મૂર્તિપૂજાનો નિષેધ કરતું કોઈ શાસ્ત્રીય વચન બતાવવા કહ્યું. સ્વામીજીએ કહ્યું : 'તમે મૂર્તિપૂજાનું સમર્થન કરતું કોઈ શાસ્ત્રવચન બતાવો.' પંડિતજીએ કહ્યું : 'श्रुतिः स्मृतिः सदाचारः...' (મનુસ્મૃતિ ૨.૧૨) અનુસાર મૂર્તિપૂજા સદાચાર છે.' સ્વામીજીએ કહ્યું : 'મનુએ જે સદાચાર કહ્યો છે, તેમાં પંચમહાયજ્ઞ વગેરેની ગણના થાય છે; તેમણે મૂર્તિપૂજાનો ઉલ્લેખ સદાચારમાં નથી કર્યો.' હવે મનુસ્મૃતિના 'રાજા પ્રતિમાની રક્ષા કરે' એ વાક્ય પર ચર્ચા ચાલી. સ્વામીજીએ

કહ્યું : 'અહીં પ્રતિમાનો અર્થ મૂર્તિ નથી, પરંતુ તોલમાપનાં વજનિયાં વગેરે સાધન થાય છે. મનુએ કહ્યું છે કે, રાજા કે શાસકે સમય સમય પર તોલમાપનાં સાધનો ચકાસતાં રહેવાં કે જેથી તેમાં કોઈ ગરબડ ન કરે.' પંડિતજીએ કહ્યું : 'પૂર્વમીમાંસામાં પણ પ્રતિમા શબ્દથી મૂર્તિનું ગ્રહણ કરવામાં આવ્યું છે.' સ્વામીજીએ તેનો પ્રતિવાદ કર્યો. આથી પંડિતજીએ કહ્યું : 'જો પૂર્વમીમાંસામાં એવો લેખ ન મળે તો હું ચોટી અને જનોઈ ત્યાગીને સંન્યાસી થઈ જઈશ.' સ્વામીજીએ કહ્યું : 'એ તો આપની મરજીની વાત છે, પરંતુ પૂર્વમીમાંસામાં હું કહું છું તે મુજબ લેખ છે અને આપ કહો છો એવો લેખ તેમાં ક્યાંય નથી.' આજની ચર્ચા અહીં પૂરી થઈ. પરંતુ ઘરે આવીને પંડિતજીએ પૂર્વમીમાંસામાં જોયું તો તેમાં સ્વામીજી કહેતા હતા એ મુજબનું જ વાક્ય જોવા મળ્યું એટલે કે સ્વામીજીની વાત સાચી નીકળી. પંડિત હરિશંકરે બીજા દિવસે સ્વામીજીની પાસે જઈને કહ્યું : 'મહારાજ, હું હારી ગયો છું. આપ મને સંન્યાસ આપો.' સ્વામીજીએ કહ્યું : 'પંડિતજી, સંન્યાસ તો જ્ઞાન અને વૈરાગ્ય પ્રાપ્ત થયા પછી જ લેવામાં આવે છે. આ રીતે હાર-જીતની પ્રતિજ્ઞાથી સંન્યાસ લેવો યોગ્ય ન કહેવાય.' સ્વામીજીએ સભામાં હાજર રહેલા સૌની સામે પંડિતજીની પ્રશંસા કરતાં કહ્યું : 'આવા સત્યપ્રિય અને ધાર્મિક પંડિતો વર્તમાનમાં દુર્લભ છે.'

**હું એકલો જ પૂરતો છું :** એક દિવસ પંડિત ગાર્ગીદીન મિશ્રે પંડિત હરિશંકરને કહ્યું : 'દયાનંદને કહી દેજો કે મૂર્તિપૂજાનું ખંડન બંધ કરી દે, નહિ તો હું તેને મજા ચખાડીશ.' હરિશંકરે આ વાત સ્વામીજીને કહી. સ્વામીજીએ કહ્યું : 'તમે બિલકુલ ના ડરશો. બે-ચારને મારી ભગાડવા માટે તો હું એકલો જ પૂરતો છું.'

**મૂર્તિઓ જાતે જ ગાયબ થઈ જશે ! :** એક પંડિતજી મૂર્તિપૂજા વેદવિરુદ્ધ છે એમ માનતા હોવા છતાંય તેને છોડવા માગતા ન હતા. તેમણે સ્વામીજીને કહ્યું : 'હું જે મૂર્તિઓને પચાસ વર્ષોથી પૂજતો આવ્યો છું તેને એકદમ જ ગંગામાં કેવી રીતે પધરાવી શકું ?' સ્વામીજીએ વિનોદભાવે કહ્યું : 'પંડિતજી, એક કામ કરજો. તમે રાતે મૂર્તિઓનાં મોઢાંમાં મિષ્ટાન્ન લગાવી દેજો. સવાર પડતાં સુધીમાં એ મૂર્તિઓ જાતે જ ત્યાંથી ગાયબ થઈ જશે !' એટલે કે ઉંદરો તેને લઈ જશે.

**ગયાદીન :** એક દિવસ પંડિત ગયાદીન સ્વામીજીને મળવા આવ્યા અને પોતાનું નામ બતાવ્યું. સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું : 'ભાઈ, જ્યારે દીન એટલે કે ધર્મ જ ગયો તો પછી તમારી પાસે બાકી શું બચ્યું ? આવું નામ શા માટે રાખવું જોઈએ ?'

**જુદી જુદી ગાયત્રી ! :** આપણા દેશ અને ધર્મના દુર્ભાગ્યે અહીં સંપ્રદાય અને વર્ણ-જાતિઓ અનુસાર જુદા જુદા ગાયત્રી મંત્રો પ્રચલિત છે. અહીં જુદાં જુદાં દેવી-દેવતાઓનાં નામ પર અલગ અલગ ગાયત્રી મંત્રો ઘડી કાઢવામાં આવ્યા

છે. વૈશ્યોમાં ધનપતિ કુબેરના નામે ગાયત્રી મંત્ર પ્રચલિત છે. આથી એક વૈશ્યે સ્વામીજીને કહ્યું કે, મારા ગુરુએ 'तत्पुरुषाय विद्महे कुबेराय धीमहि । तन्नो धनदः प्रचोदयात् ॥' આ ગાયત્રી મંત્ર આપ્યો છે. સ્વામીજીએ કહ્યું : 'ગાયત્રી મંત્ર તો એક જ છે, વર્ણ અનુસાર જુદા જુદા ગાયત્રી મંત્રો ન હોઈ શકે.' સ્વામીજીએ તેને વેદોક્ત ગાયત્રી મંત્રનો ઉપદેશ આપ્યો.

સ્વામીજી કન્નોજમાં ૭-૮ દિવસ નિવાસ કરીને બિઠૂર અને મદારપુર થઈને કાનપુર આવી પહોંચ્યા.

**કાનપુર :** સંવત ૧૯૨૫ના અષાઢમાં સ્વામીજીએ કાનપુરમાં ભૈરવમંદિર નજીક દરગાહીલાલ વકીલના ઘાટ પર નિવાસ કર્યો.

**આઠ ગપ અને આઠ સત્ય :** સ્વામીજીના આગમનના સમાચાર શહેરમાં વાયુવેગે ફેલાઈ ગયા. સેંકડો લોકો તેમનાં દર્શન કરવા અને પોતાની શંકાઓનું સમાધાન મેળવવા આવવા લાગ્યા. સ્વામીજીએ એક વિજ્ઞાપન સંસ્કૃતમાં પ્રકાશિત કરીને શહેરમાં અનેક જગ્યાએ લગાવડાવ્યું અને વિતરિત કર્યું. આ વિજ્ઞાપનમાં આઠ ગપને છોડવા યોગ્ય અને આઠ સત્યને ગ્રહણ કરવા યોગ્ય બતાવવામાં આવ્યાં હતાં, જે આ મુજબ હતાં :

**આઠ ગપ :**

૧. મનુષ્યકૃત બ્રહ્મવૈવર્ત્ત પુરાણ વગેરે સર્વ ગ્રંથો.
૨. દેવતા-બુદ્ધિથી કરવામાં આવતી પથ્થર વગેરેની પૂજા.
૩. શૈવ, શાક્ત, વૈષ્ણવ વગેરે સંપ્રદાયો.
૪. તંત્રગ્રંથોમાં વર્ણિત વામમાર્ગ.
૫. ભાંગ વગેરે માદક દ્રવ્યોનું સેવન.
૬. પરસ્ત્રીગમન એટલે કે વ્યભિચાર.
૭. ચોરી.
૮. છળ, કપટ, અભિમાન, મિથ્યાભાષણ.

**આઠ સત્ય :**

૧. ઈશ્વરકૃત ઋગ્વેદાદિ ચાર વેદ અને ઋષિકૃત અન્ય ૨૧ ગ્રંથો.
૨. બ્રહ્મચર્યાશ્રમમાં રહીને ગુરુની સેવા અને સ્વધર્મના અનુષ્ઠાનપૂર્વક વેદોનું અધ્યયન.
૩. વેદોક્ત વર્ણાશ્રમ ધર્મ અને સંધ્યાવંદન, અગ્નિહોત્ર વગેરે કર્મો કરવાં.
૪. ધર્મશાસ્ત્રમાં વર્ણિત ઋતુકાલ વગેરેના નિયમો અનુસાર ગૃહસ્થ ધર્મનું પાલન, પંચમહાયજ્ઞો અને શ્રૌત-સ્માર્ત કર્મો કરવાં.

૫. શમ, દમ, તપશ્ચરણ કરવાં અને યમથી લઈને સમાધિ સુધી ઉપાસના કરવી અને સત્સંગપૂર્વક વાનપ્રસ્થનું અનુષ્ઠાન કરવું.

૬. વિચાર, વિવેક, વૈરાગ્ય અને પરાવિદ્યાનો અભ્યાસ કરવો અને સંન્યાસ ગ્રહણ કરીને સર્વ કર્મોનાં ફળની ઇચ્છાનો ત્યાગ કરવો.

૭. જન્મ-મરણ, હર્ષ-શોક, કામ-ક્રોધ, લોભ-મોહ અને સંગદોષનો ત્યાગ કરવો.

૮. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ આ ક્લેશોથી તથા તમસ્-રજસ્-સત્ત્વ ગુણોથી નિવૃત્ત થઈને પંચભૂતોથી અતીત થઈને મોક્ષરૂપ સ્વરાજ્યની પ્રાપ્તિ કરવી.

**બ્રહ્માનંદ દ્વારા વિષવમન :** સ્વામીજીના આ ઉપદેશ અને વિજ્ઞાપનથી કાનપુરમાં હલચલ મચી ગઈ. બ્રહ્માનંદ નામનો એક સંન્યાસી તેજોદ્વેષની ભઠ્ઠીમાં સળગવા લાગ્યો. તેણે સ્વામીજીને બદનામ કરવા વાતો ફેલાવવા માંડી કે, દયાનંદ તો નાસ્તિક છે, દેવી-દેવતાઓનો નિંદક છે, ખ્રિસ્તીઓનો એજન્ટ છે, અંગ્રેજ સરકારે તેને હિંદુઓને વટલાવવા માટે મોકલ્યો છે, કોઈએ તેની પાસે જવું નહિ, તેનું મોઢું જોવું પણ પાપ છે, તેને ભૈરવઘાટથી કાઢી મૂકવો જોઈએ, વગેરે. તે એક દિવસ કેટલાક પંડિતો લઈને સ્વામીજી પાસે શાસ્ત્રાર્થ કરવાના બહાને આવ્યો, પરંતુ તે સ્વામીજી માટે જેમતેમ બોલવા માંડ્યો. તે વ્યાકરણ વગેરે શાસ્ત્રો પણ જાણતો ન હતો. આથી સ્વામીજીએ તેને શાસ્ત્રાર્થ માટે અયોગ્ય સમજીને રવાના કરી દીધો.

**મંદિરો પાછળ ધનનો દુર્વ્યય :** પંડિત ગુરુપ્રસાદ અને પંડિત પ્રયાગનારાયણે કૈલાસ અને વૈકુંઠ નામનાં બે મંદિરો બનાવ્યાં હતાં. એ બંને સ્વામીજીને મળવા આવ્યા. વાર્તાલાપ દરમિયાન સ્વામીજીએ કહ્યું : **'તમે મંદિરોના નિર્માણ પાછળ લાખો રૂપિયાનો દુર્વ્યય કર્યો એ કરતાં તો તમે કોઈ કામની વસ્તુના નાનાં-મોટાં કારખાનાં ઊભાં કર્યાં હોત તો અનેક બેરોજગારોને રોજીરોટી મળી શકી હોત અને દેશ અને પ્રજાનું કલ્યાણ થયું હોત. અને બીજું કંઈ નહિ તો તમારા કાન્યકુબ્જ બ્રાહ્મણોની દરિદ્રતાના કારણે તમારી કન્યાઓ જે ૩૦-૩૦ વર્ષની થવા છતાં ઘરમાં કુંવારી બેઠી છે, તેમના વિવાહ કરાવવા પાછળ પણ જો તમે તમારા ધનનો સદુપયોગ કર્યો હોત તો અધિક કલ્યાણ થાત.'** આ બંને પંડિતોને સ્વામીજીની આ સાચી શિખામણ ન ગમી. તેઓ નારાજ થઈને ચાલ્યા ગયા.

**શાસ્ત્રાર્થની ઉત્તેજના :** બ્રહ્માનંદે એ બંને ગૃહસ્થોને ઉત્તેજિત કરીને પંડિત હલધર ઓઝા અને પંડિત લક્ષ્મણ શાસ્ત્રીને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા માટે તૈયાર કર્યા. ૩૧ જુલાઈ, ૧૮૬૯ અને શનિવારનો દિવસ નક્કી કર્યો. અહીંના જોઈન્ટ મૅજિસ્ટ્રેટ ડબલ્યૂ. થેયર્સને સર્વસંમતિથી મધ્યસ્થ નિયુક્ત કરવામાં આવ્યા.

આ ગોરા અધિકારી સંસ્કૃત જાણતા હતા. ભૈરવઘાટની નીચે સભા રાખવામાં આવી. નગરના અનેક સેઠ-સાહુકારો, અમલદારો, અંગ્રેજો આ શાસ્ત્રાર્થ જોવા એકઠા થયા. લગભગ ૨૦-૨૫ હજાર લોકોની ભીડ એકત્ર થઈ હતી.

**શાસ્ત્રાર્થ :** સાંજે સાડા ચારે શાસ્ત્રાર્થ શરૂ થયો. પંડિત હલધર ઓઝા ફરૂખાબાદમાં એક વાર તો પરાજિત થઈ ચૂક્યા હતા. શાસ્ત્રાર્થનો આરંભ કરતાં તેમણે કહ્યું : 'સ્વામીજી, આપે વિજ્ઞાપનમાં જે ગપ અને સત્ય લખ્યાં છે, તેમાં વ્યાકરણની દૃષ્ટિએ અમુક ભૂલ છે.'

**સ્વામીજી :** આવી ભાષાને લગતી સાધારણ વાતો પર તો સંસ્કૃતના વિદ્યાર્થીઓ વિવાદ કરે છે. છતાંય તમે કાલે મારી પાસે આવજો. હું તમને પ્રમાણ સહિત સમજાવી દઈશ. પરંતુ અત્યારે અહીં હજારો મનુષ્યો એકત્ર થયા છે ત્યારે મૂર્તિપૂજા વગેરે વિષય પર જ વાદ થવો જોઈએ.

**હલધર :** આપ મહાભારતને પ્રમાણ માનો છો કે નહિ ?

**સ્વામીજી** : હા, માનું છું.

ત્યારે ઓઝાજીએ એક શ્લોક વાંચીને કહ્યું : 'એકલવ્યે દ્રોણાચાર્યની મૂર્તિ બનાવીને સિદ્ધિ પ્રાપ્ત કરી હતી માટે મૂર્તિપૂજા સત્ય પુરવાર થાય છે.'

**સ્વામીજી :** એથી મૂર્તિપૂજા સત્ય સિદ્ધ થતી નથી. એ અજ્ઞાની જંગલી બાળકને આદર્શ શી રીતે માની શકાય ? એ કોઈ ઋષિ કે મુનિ થોડો હતો કે તેના કર્મને શાસ્ત્રીય વિષયમાં પ્રમાણ માનવામાં આવે. અને ન તો કોઈ ઋષિમુનિએ તેને આવું કરવાની આજ્ઞા કરી હતી. શાસ્ત્રોમાં મૂર્તિપૂજા કરવાનું વિધાન કરવામાં આવ્યું હોય એવું કોઈ વચન તમારા જ્ઞાનમાં હોય તો એ પ્રસ્તુત કરો. અને હા, એકલવ્યે અસ્ત્ર-શસ્ત્ર ચલાવવામાં જે દક્ષતા પ્રાપ્ત કરી હતી એ મૂર્તિપૂજાના કારણે નહિ, પરંતુ તેણે એ માટે જે નિરંતર પરિશ્રમ અને અભ્યાસ કર્યો હતો તેના કારણે પ્રાપ્ત થઈ હતી.

**હલધર :** (થોડી વાર ચૂપ રહીને) વેદમાં મૂર્તિપૂજાનું વિધાન નથી તો તેનો નિષેધ પણ ક્યાં છે ?

**સ્વામીજી :** જો કોઈ સેઠ પોતાના નોકરને પશ્ચિમ દિશામાં જવાનું કહે તો એથી અન્ય દિશાઓમાં જવાનો નિષેધ તો આપોઆપ થઈ જાય છે.

ત્યાર બાદ સ્વામીજીએ શાસ્ત્રોનાં પ્રમાણો આપીને સિદ્ધ કર્યું કે, ઈશ્વર નિરાકાર છે, તેની કોઈ મૂર્તિ હોઈ શકે નહિ. ઓઝાજી પોતાના પક્ષમાં કોઈ પ્રમાણ આપી શક્યા નહિ.

હવે પંડિત લક્ષ્મણ શાસ્ત્રીએ પ્રશ્ન કર્યો : 'ઈશ્વર સર્વવ્યાપક હોવાથી મૂર્તિમાં પણ છે, તો પછી મૂર્તિનું પૂજન કરવામાં શો વાંધો છે ?'

**સ્વામીજી :** જ્યારે ઈશ્વર સર્વવ્યાપક છે, બધા જ જડ-ચેતન પદાર્થમાં વિદ્યમાન છે, તો પછી પથ્થરમાં કે મૂર્તિમાં એવી શી વિશેષતા છે કે તેની પૂજા કરવામાં આવે ? અને ચેતનને છોડીને જડને પૂજવામાં શો લાભ છે ? માટે મૂર્તિપૂજા ન કરી હંમેશાં સર્વવ્યાપક, નિરાકાર, સચ્ચિદાનંદ સ્વરૂપ, ચેતન ઈશ્વરની જ ઉપાસના કરવી જોઈએ.

**થેયર્સના પ્રશ્નો :** સ્વામીજીનો આ ઉત્તર સાંભળીને હલધર ઓઝા અને લક્ષ્મણ શાસ્ત્રી બંને પંડિતો મૌન થઈ ગયા. ત્યાર પછી સભાપતિ થેયર્સે સ્વામીજીને પૂછ્યું : 'સ્વામીજી, આપ કોને ઉપાસ્ય માનો છો ?' સ્વામીજીએ કહ્યું : 'હું એકમાત્ર ઈશ્વરને જ ઉપાસ્ય માનું છું.' થેયર્સે ફરી પૂછ્યું : 'અગ્નિમાં ઘીનો હોમ કરીને અગ્નિની પૂજા કેમ કરો છો ?' આ પ્રશ્નના ઉત્તરમાં સ્વામીજીએ જણાવ્યું : 'અગ્નિમાં ઘી, સુગંધી દ્રવ્યો વગેરેથી હોમ કરવાથી એ પદાર્થો અત્યંત સૂક્ષ્મ એટલે કે અણુરૂપ થઈને પર્યાવરણની શુદ્ધિ કરે છે. હવનમાં જડ અગ્નિનો વૈજ્ઞાનિક ઉપયોગ કરવામાં આવે છે, તેની પૂજા કરવામાં નથી આવતી.' થેયર્સ સાહેબને સ્વામીજીના આ ઉત્તરથી સંતોષ થયો અને તેઓ ઊભા થઈને ચાલ્યા ગયા. એ સાથે જ આ શાસ્ત્રાર્થ પણ સમાપ્ત થયો.

**સભાપતિનો નિર્ણય :** સભા વિસર્જિત થયા બાદ પંડિત હલધરના સાથીઓએ તેમનો (પંડિત હલધરનો) જયજયકાર કર્યો અને તેમને એક ગાડીમાં બેસાડીને ફેરવ્યા. એટલું જ નહિ, પંડિત ગુરુપ્રસાદ શુક્લના કહેવાથી ત્યાંના 'શોલા-એ-તૂર' નામના સમાચારપત્રમાં સ્વામીજી હારી ગયા છે એવા ખોટા સમાચાર પણ છપાવ્યા. સ્વામીજીના ભક્તોને આની જાણ થતાં તેઓ સભાપતિ થેયર્સ સાહેબ પાસે ગયા અને તેમને શાસ્ત્રાર્થનો લેખિત નિણર્ય આપવાની પ્રાર્થના કરી. આથી થેયર્સ સાહેબે પોતાનો નિર્ણય નીચે મુજબ લખી આપ્યો :

> સજ્જનો, શાસ્ત્રાર્થમાં મારો નિર્ણય સ્વામી દયાનંદ સરસ્વતી સંન્યાસીની તરફેણમાં રહ્યો છે. મારી સંમતિમાં આ શાસ્ત્રાર્થમાં તેઓ વિજયી રહ્યા છે. તેમની દલીલો વેદાનુકૂળ હતી. જો તમારે મારા આ નિર્ણય પાછળનાં કારણો જાણવાં હોય તો એ પણ હું તમને થોડા દિવસ બાદ આપી શકું છું.
>
> કાનપુર : ૭.૮.૧૮૬૯ આપનો આજ્ઞાંકિત,
>
> ડબલ્યૂ. થેયર્સ

**સત્યનો વિજય :** સ્વામીજીના ભક્તોએ થેયર્સ સાહેબની આ સંમતિ વિજ્ઞાપનો અને સમાચારપત્રોમાં પ્રકાશિત કરી, જેથી લોકોને હકીકતની જાણ થઈ. આથી પ્રભાવિત થયેલા અનેક લોકો પોતાની મૂર્તિઓને ગંગામાં પધરાવવા લાગ્યા. એ જોઈએ પંડિત હલધરે 'શોલા-એ-તૂર'માં એક જાહેરાત છપાવી, જેમાં લખ્યું હતું :

'મૂર્તિઓને જળમાં પ્રવાહિત ના કરશો. જે લોકો દયાનંદ સરસ્વતીના મતને ગ્રહણ કરે છે તેઓને વિનંતી છે કે મહેરબાની કરીને પોતાની મૂર્તિઓને કૈલાસ અથવા વૈકુંઠના મંદિરે પહોંચાડી દે અથવા અમને જાણ કરે, અમે લઈ જઈશું.'

(હસ્તાક્ષર) ઓઝા હલધર

સ્વામીજીના વિજયનું આથી વધીને બીજું કયું પ્રમાણ હોઈ શકે ?

**યોગાસાધના :** પંડિત હૃદયનારાયણ અને પંડિત કાશીનાથ મુનસફે અહીં સ્વામીજીને સમાધિ અવસ્થામાં બિલકુલ અડોલ બેઠેલા જોયા. તેઓએ જોયું કે એ સમયે સ્વામીજીના મુખ પર યોગસાધનાથી ઉત્પન્ન થતી દિવ્ય આભા ઝલકતી હતી.

**શાસ્ત્રાર્થ પહેલાં જ પલાયન :** એક દિવસ કેટલાક પંડિતો ષડ્‌વિંશ બ્રાહ્મણનું વચન કે જેમાં કહ્યું છે કે 'પ્રતિમાઓ હસે છે, રડે છે, નૃત્ય કરે છે, વગેરે' લઈને સ્વામીજીને પરાસ્ત કરવાની આશાથી આવ્યા. સ્વામીજીએ સહજ ભાવે પૂછ્યું : 'મૂર્તિપૂજાના સમર્થનમાં કોઈ પ્રમાણ લાવ્યા છો ?' પંડિતોએ કહ્યું : 'હા, લાવ્યા છીએ.' સ્વામીજીએ કહ્યું : 'પેલું ષડ્‌વિંશ બ્રાહ્મણનું 'प्रतिमा हसन्ति'વાળું પ્રમાણ જ લાવ્યા હશો ને ?' એ જોઈને કે સ્વામીજી તેઓ જે પ્રમાણ આપવાના હતા એ પ્રમાણ વિશે પહેલેથી જ જાણી ચૂક્યા છે, આ પંડિતોનો શાસ્ત્રાર્થ કરવાનો ઉત્સાહ ઠંડો થઈ ગયો. તેઓ પુસ્તક ખોલ્યા વિના જ અહીંથી પલાયન કરી ગયા.

**જાગતી જ્યોત :** અહીં ભૈરવ મંદિરમાં સ્થાપિત ભૈરવની મૂર્તિના ચમત્કારોની વાતો બહુ જ ચાલતી હતી. લોકો એવું માનતા હતા કે એકવાર મંદિરની નજીક સરકારી શસ્ત્રાગારનો એક સિપાઈ ભૈરવની મૂર્તિની સવારીને રોકવા ગયો તો ભૈરવે તેને માર્યો અને તે જમીન પર પડી ગયો. સ્વામીજીએ આ વાત સાંભળીને કહ્યું : 'ભૈરવે શું માર્યું હશે, પેલા સિપાઈને ઊંઘ આવી ગઈ હશે એટલે પડી ગયો હશે. જો ભૈરવની મૂર્તિ જાગતી જ્યોત હોય તો હું તો તેનું રોજ ખંડન કરું છું, મને ઉઠાવીને કેમ ફેંકી દેતી નથી ?' બન્યું એવું કે થોડા દિવસો બાદ આ ભૈરવની મૂર્તિ ગંગાના પ્રવાહમાં તણાઈ ગઈ અને તેની સાથે જ તેના ચમત્કારની વાતો પણ હવામાં ઓગળી ગઈ.

**ઊંટનો ચારો :** શ્રાવણ મહિનામાં એક દિવસ કેટલાક બ્રાહ્મણો શિવલિંગ પર બિલિપત્ર ચડાવીને સ્વામીજી પાસે આવ્યા. સ્વામીજીએ કહ્યું : 'તમે લોકોએ કોઈ ઊંટને બિલિપત્ર ખવડાવ્યાં હોત તો તેનું પેટ ભરાત. આમ પથ્થર પર બિલિપત્રો ચઢાવવાથી શો લાભ થવાનો છે ?'

**મૂર્તિ ફેંકી અને માળા તોડી :** એક પોલીસ હેડ કોન્સ્ટેબલે સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈને નર્મદેશ્વર મહાદેવની મૂર્તિ ફેંકી દીધી અને રુદ્રાક્ષની

માળા પણ તોડી નાખી અને કહ્યું : 'મહારાજ, આનું પાપ કોને લાગશે ?' સ્વામીજીએ મંદ મંદ હાસ્ય કરતાં કહ્યું : 'જો પાપ લાગશે તો એ મને જ લાગશે અને તેની તમે ચિંતા ના કરશો. હા, જો કંઈ પુણ્ય થશે તો એ તમને જ થશે.'

**ગંગાતટ પર સામગાન :** મથુરા નિવાસી પંડિત મોહનલાલ વિષ્ણુલાલ પંડ્યા તેમના એક અધ્યાપક મિત્રની સાથે કાનપુર સ્વામીજીનાં દર્શન કરવા આવ્યા. તેઓ જ્યારે અહીં પહોંચ્યા ત્યારે સ્વામીજી ગંગાના તટ પર પદ્માસનમાં બેસીને મધુર સ્વરે સામવેદનું ગાન કરી રહ્યા હતા.

**દુષ્ટોનું આક્રમણ :** અહીં કેટલાક દુષ્ટ લોકો સ્વામીજીને મારવા માટે આવ્યા. તેઓ લાકડીઓ ઘુમાવતા હતા અને સ્વામીજીને ઢેફાં મારવા લાગ્યા. એમાંનો એક માણસ સ્વામીજીને લાકડી મારવા જતો હતો, પરંતુ સ્વામીજીએ તેની લાકડી પડાવીને તેને ગંગામાં ધકેલી દીધો અને તેઓ બાજુના ઝાડની એક ડાળ તોડીને આ દુષ્ટોનો મુકાબલો કરવા તૈયાર થઈ ગયા. તેમણે સિંહગર્જના કરતાં કહ્યું : 'મને માત્ર સાધુ જ ન સમજતા. તમારા માટે તો હું એકલો જ બસ છું.' સ્વામીજીનો વજ્રઘોષ સાંભળીને દુષ્ટો પલાયન થઈ ગયા.

**સુધારણાનાં કાર્યો :** અહીં સ્વામીજી બાળવિવાહનો નિષેધ અને વિધવાવિવાહનું સમર્થન તથા અસ્પૃશ્યતા નિવારણ, સ્ત્રી-કેળવણી વગેરે સુધારાવાદી કાર્યો માટે લોકોને જાગૃત કરતા હતા.

**કુરાન પર ચર્ચા :** એક દિવસ એક મૌલવીએ વાતચીતમાં કહ્યું : 'કુરાન ઈશ્વરીય જ્ઞાન છે, ખુદા કા કલામ હૈ.' સ્વામીજીએ કહ્યું : 'જે ગ્રંથની શરૂઆતમાં 'આરંભ કરતા હૂં અલ્લાહ કે નામ પર, જો બખ્શનેવાલા ઔર રહમ કરનેવાલા હૈ' એવું વાક્ય જોવા મળતું હોય તેનો રચયિતા ઈશ્વર કે ખુદા શી રીતે હોઈ શકે ?' સ્વામીજીના આ અકાટ્ય તર્ક પર મૌલવી ચુપ થઈ ગયા.

**મૂર્તિપૂજા ત્યાજ્ય :** એક વ્યક્તિએ પૂછ્યું : 'મૂર્તિપૂજામાં શો દોષ છે ?' સ્વામીજીએ કહ્યું :

> **'વેદોમાં મૂર્તિપૂજાનું વિધાન નથી, બલ્કે નિષેધ છે. તેમ જ જે લોકો એમ કહે છે કે આ તો ભાવનાનો પ્રશ્ન છે તો એ પણ ઠીક નથી, કારણ કે કોઈ દરિદ્ર કે ભિક્ષુક માણસ કેવળ ભાવના કરવાથી ચક્રવર્તી સમ્રાટ બની જતો નથી. કેમ કે જે વસ્તુ જેવી હોય તેને તેવી જ માનવી તેનું નામ ભાવના છે.'**

**લોટાની શી જરૂર છે ? :** એક દિવસ એક સાધુએ શિવજી પર જળ ચડાવવા સ્વામીજી પાસે લોટો માગ્યો. સ્વામીજીએ કહ્યું : 'પથ્થર પર જળ ચડાવવું છે ને ? તો એમાં લોટાની શી જરૂર છે ? મોઢામાં પાણી ભરીને કોગળો કરી નાખો !' સ્વામીજીના આ શબ્દો કઠોર જરૂર છે. પરંતુ જે લોકો સ્વામીજીની આ શાબ્દિક કઠોરતાથી નારાજ થાય છે તેઓએ ક્યારેય એ વાતનો વિચાર કર્યો છે કે, તેઓની

અનેક દેવપ્રતિમાઓ ઉંદર, કૂતરાં વગેરે પશુઓ દ્વારા અપવિત્ર થતી રહે છે અને મૂર્તિભંજક આક્રમણકારીઓએ પણ ભૂતકાળમાં તેઓની આરાધ્ય મૂર્તિઓની સાથે કેવો બર્બરતાપૂર્વક દુર્વ્યવહાર કર્યો હતો ? સ્વામીજી તો વૈદિક ધર્મ અને પરંપરાઓના પુરસ્કર્તા હતા. જાગરણના પ્રયોજનથી તેમણે કહેલી આ વાત પર તેમના પ્રત્યે આક્રોશ પ્રગટ કરવાનું કોઈ કારણ નથી.

**ગાળો આપનારને આશીર્વાદ :** ગંગાના યાત્રીઓના દાનથી જીવિકા ચલાવનારને ગંગાપુત્ર (પંડા) કહે છે. એક ગંગાપુત્ર દરરોજ એક નિશ્ચિત સમયે સ્વામીજીને ગાળો ભાંડ્યા કરતો, પરંતુ સ્વામીજીએ ક્યારેય તેના પર ધ્યાન ન આપ્યું.

સ્વામીજીના ભક્તો સ્વામીજીએ ફળ, મિષ્ટાન્ન વગેરે આપી જતા. એક દિવસ આ બધું વધી પડ્યું. સ્વામીજી વિચાર કરતા હતા કે આ બધું કોને આપવું. એટલામાં પેલો ગંગાપુત્ર આવી પહોંચ્યો. સ્વામીજીએ તેને પ્રેમથી બોલાવ્યો અને આ બધું તેને આપીને કહ્યું : 'ભાઈ, તું દરરોજ આવ્યા કરજે, તને મીઠાઈ વગેરે મળતું રહેશે.' આથી ગંગાપુત્રને પશ્ચાત્તાપ થયો. તે સ્વામીજીનાં ચરણોમાં ઢળી પડ્યો. તેણે કહ્યું : 'મહારાજ, આપની સજ્જનતાએ મારી દુષ્ટતા પર વિજય મેળવ્યો છે, મને ક્ષમા કરો.' સ્વામીજીએ કહ્યું : 'ભાઈ, મેં તારી ગાળોને હૃદયમાં સ્થાન જ નથી આપ્યું. માટે તું હવે તેને યાદ ના કરીશ.' આમ કહીને સ્વામીજીએ તેને આશીર્વાદ આપ્યા.

**વૈદિક કર્મ વિધાન :** સ્વામીજી જડપૂજાના ખંડનની સાથે સાથે આચરણમાં મૂકવાં યોગ્ય વૈદિક કર્મોનું વિધાન પણ કરતા હતા. જેમ કે, તેઓ હંમેશાં એ વાતનો ઉપદેશ કરતા હતા કે સંધ્યા વગેરે પંચમહાયજ્ઞ, ગાયત્રીમંત્રનો અર્થપૂર્વક જપ, વેદશાસ્ત્રોનું અધ્યયન પ્રત્યેક દ્વિજ માટે કર્તવ્ય છે.

**ચોરી પણ પુરાતન છે :** એક બ્રાહ્મણે સ્વામીજીને પૂછ્યું : 'મૂર્તિપૂજા તો પુરાતન છે, એ કરવામાં શો વાંધો છે ?' સ્વામીજીએ કહ્યું : 'પ્રથમ તો મૂર્તિપૂજા પુરાતન નથી, બલ્કે અર્વાચીન છે; અને બીજું એ કે પુરાતન હોવા માત્રથી કોઈ વાત અનુકરણીય થઈ જતી નથી. જેમ કે, ચોરી પણ પુરાતન છે, પહેલેથી કોઈ કોઈ દ્વારા થતી આવી છે. પરંતુ पुराणमित्येव न साधु सर्वम् એટલે કે માત્ર પુરાતન હોવાથી જ કોઈ વાત આચરણીય થઈ જતી નથી.'

**પ્રસ્થાન :** સ્વામીજી કાનપુર લગભગ ત્રણ મહિના રોકાઈને કોઈને પણ સૂચના આપ્યા વિના એક દિવસ સવારે અહીંથી ચાલી નીકળ્યા. તેઓ પોતાની પાસે માત્ર એક જ લંગોટ રાખતા. અહીં એક સજ્જને તેમને એક નવો લંગોટ આપ્યો. આથી જૂનો લંગોટ પણ તેમને ભારરૂપ લાગતા અહીં જ છોડી ગયા.

• • •

: ૯ :

# ખાંડવ વન : કાશી શાસ્ત્રાર્થ

સંવત ૧૯૨૫ ભાદરવા વદ ૧, મંગળવાર - ૨૧ સપ્ટેમ્બર, ૧૮૬૯ના રોજ સ્વામી દયાનંદ રામનગર આવ્યા. રામનગર કાશીનરેશની રાજધાની હતી. રામનગર અને કાશી વચ્ચે ગંગા વહે છે. આ લંગોટધારી સંન્યાસીએ કાશીનરેશ મહારાજા ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહના રાજમહેલ સામે એક ઝાડ નીચે પોતાનું આસન જમાવ્યું અને અસ્ખલિત વહેતી સંસ્કૃત ભાષામાં મૂર્તિપૂજાનું ખંડન શરૂ કર્યું. આવા સંન્યાસી અહીં પહેલીવાર આવ્યા હતા. આથી તેમના આગમનના સમાચાર નગરમાં વીજળીવેગે ફેલાઈ ગયા અને અનેક લોકો તેમની પાસે આવવા માંડ્યા.

**સ્વામીજી સત્ય કહે છે :** એક દિવસ કાશીના અવિનાશીલાલ મેહરોત્રા, મુંશી હરવંશલાલ અને ઉદાસીન સંપ્રદાયના આચાર્ય પંડિત જ્યોતિસ્વરૂપ સ્વામીજીનાં દર્શને આવ્યા. ત્યારે સ્વામીજી પાસે કેટલાક પંડિતો બેઠા હતા અને સ્વામીજી મૂર્તિપૂજાની આલોચના કરી રહ્યા હતા. લગભગ બે કલાક સુધી સ્વામીજીનો આ વાર્તાલાપ સાંભળીને અવિનાશીલાલે પંડિતે જ્યોતિસ્વરૂપને સ્વામીજી વિશે અભિપ્રાય પૂછ્યો. જ્યોતિસ્વરૂપે સ્વામીજીની વાતને અનુમોદન આપતાં કહ્યું : 'સ્વામીજી જે કંઈ કહે છે એ સત્ય છે.'

**વેદોમાં મૂર્તિપૂજા નથી :** કાશીનરેશ ઈશ્વરીપ્રસાદે એક દિવસ સ્વામી નિરંજનાનંદને પૂછ્યું : 'વેદોમાં મૂર્તિપૂજા કે રામલીલા, રાસલીલા વગેરેનું વર્ણન છે કે નહિ ?' નિરંજનાનંદે કહ્યું : 'વેદોમાં આ બધું નથી, પરંતુ પરંપરાના નામે લોકરીતિ મુજબ આ બધું ચાલ્યું આવે છે.' આમ કેટલાક વિદ્વાનો મૂર્તિપૂજાની વાસ્તવિકતા જાણતા હતા, પરંતુ તેઓ તેનો વિરોધ કરવાનું સાહસ કરી શકતા ન હતા. હવે સ્વામીજીનું અહીં આગમન થવાથી આવા પંડિતોમાં પણ સત્ય કહેવાનું સાહસ આવ્યું. સ્વામીજી એકાદ મહિના જેવું રામનગરમાં રોકાયા. પછી આસો વદ ૨, શુક્રવાર, ૨૨ ઑક્ટોબરના રોજ કાશી આવ્યા અને દુર્ગાકુંડ પર આવેલા આનંદબાગમાં નિવાસ કર્યો.

**ખાંડવ વન :** અતીત કાળમાં કાશી અવનિના આર્યાવર્તના આંગણમાં વિદ્યાના યશોગાનનું ધામ રહ્યું હતું. પ્રાચીન ભારતના જ્ઞાન-વિજ્ઞાનના તથા પવિત્ર ધર્મશાસ્ત્રોના ઉજ્જવળ વિદ્યાધામ તરીકે કાશી હંમેશાં પ્રસિદ્ધ રહ્યું છે. પરંતુ હવે

તો એ માત્ર તીર્થધામ અને અંધશ્રદ્ધા, અજ્ઞાન, વહેમ, રૂઢિઓ વગેરેના નામે ચાલતા વેપારનું કેન્દ્ર બનીને રહી ગયું હતું. સ્વામી દયાનંદના આગમન સમયે કાશી ખાંડવ વન જેવું હતું. ધર્મના નામે પ્રચલિત અનેક અંધવિશ્વાસો, પૌરાણિક માન્યતાઓ, જટિલ કર્મકાંડો અને જુદા જુદા મત-પંથ-સંપ્રદાયોના પ્રપંચોને કારણે કાશી ઘનઘોર, દુર્ગમ અને ભયંકર ખાંડવ વન જેવું બની ગયું હતું. આ ખાંડવ વન કોઈ ધનુર્ધારી અર્જુનની પ્રતીક્ષા કરી રહ્યું હતું કે જે એક બાજુ પોતાના ગાંડીવના ટંકાર સાથે અગનજ્વાળાથી દાવાનળ પેટાવીને તેનાં તમામ દૂષણોને ભસ્મીભૂત કરી નાખે અને બીજી બાજુ એ દાવાનળને ઓલવવા ઉમટતા અને મેઘતાંડવ ખેલતા અસુરોના દળને પણ ખૂંદી, તોડી, પછાડીને પરાસ્ત કરી નાખે. એટલામાં આ આર્ષ જ્ઞાનના દિવ્ય યોદ્ધા દયાનંદ હાથમાં વેદનું ધનુષ લઈને કાશીના પટાંગણ એવા આનંદબાગમાં ઊતરી આવ્યા. તેમણે પોતાના આ ધનુષમાં અડગ આત્મવિશ્વાસની પણછ બાંધી છે અને સાથે છે અદ્ભુત તર્કનાં તીરોનો ભાથો. આ એકલવીર અને પડછંદ બ્રહ્મચારીએ જ્યારે વેદના ધનુષ પર પોતાની સમસ્ત શક્તિઓનું સરસંધાન કરીને 'વેદમાં મૂર્તિપૂજા નથી' એવો ટંકાર કર્યો, ત્યારે રિપુદળો એટલે કે પૌરાણિક પંડિતો સાચે જ ખળભળી ઊઠ્યા.

યતીવર દયાનંદ પંથવાદના પહાડોને હચમચાવવા માંડ્યા. તેઓ વહેમ, અંધશ્રદ્ધા અને અજ્ઞાનનાં જામી ગયેલાં જાળાં-ઝાંખરાંઓને ઉખેડવા માંડ્યા. એકેશ્વરવાદના અણનમ યોદ્ધા દયાનંદ મૂર્તિપૂજા, અવતારવાદ અને બહુદેવતાવાદરૂપી પૌરાણિક પંથવાદના ગઢના કાંગરાઓને ગોથલાવીને ભોંયભેગા કરવા માંડ્યા. તેના દુર્ગમ દુર્ગને તર્કની તોપોથી ચકનાચૂર કરીને જમીનદોસ્ત કરવા માંડ્યા. એ શાસ્ત્રાર્થ સમરના શૂરા સેનાની દયાનંદ શાસ્ત્રાર્થની સળગતી શમશેર વીંઝવા પૌરાણિક અંધવિશ્વાસ અને રૂઢિઓના ગઢ એવી આ કાશીનગરીમાં 'મૂર્તિપૂજા વેદ વિરુદ્ધ છે' એવી ગર્જનાઓ કરવા માંડ્યા. તેમણે કાશીના પંડિતોનો પોતાની સાથે શાસ્ત્રાર્થ કરાવવા કાશીનરેશને લલકાર કર્યો, સત્ય-અસત્યના નિર્ણય માટે શાસ્ત્રાર્થનું કહેણ મોકલ્યું.

**વિદ્યાબળની પરીક્ષા :** કાશીનરેશે પોતાના પંડિતોને બોલાવ્યા. દયાનંદની સિંહગર્જનાથી ધ્રૂજી ગયેલા પંડિતોએ શાસ્ત્રાર્થ માટે પંદર દિવસની મુદત માંગી. એ સમય દરમિયાન આ પંડિતો ગુપ્ત રીતે પોતાના વિદ્યાર્થીઓને દયાનંદ પાસે મોકલીને તેમની સાથે શંકા-સમાધાન કરીને તેમના જ્ઞાનનો તાગ મેળવવાની કોશિશ કરવા લાગ્યા.

**જનતામાં વિરુદ્ધ પ્રચાર :** આ પંદર દિવસ દરમિયાન કાશીના પંડિતોએ સ્વામીજી વિરુદ્ધ ખૂબ જ દુષ્પ્રચાર કર્યો કે, આ દયાનંદ નામનો એક સાધુ આવ્યો છે તે ભગવાન વિશ્વનાથની વિરુદ્ધ બોલે છે, તે ખ્રિસ્તી પ્રચારક છે, ગોરી સરકારનો એજન્ટ છે, તેને અહીંથી કાઢી મૂકવો જોઈએ, વગેરે.

**ઈશ્વરવિશ્વાસી નિર્ભય દયાનંદ :** ભક્ત બળદેવપ્રસાદને સ્વામીજીની સુરક્ષાને લઈને ચિંતા થઈ. આથી તેમણે સ્વામીજીને કહ્યું : 'મહારાજ, આ કાશી તો ગુંડાઓની નગરી છે અને આપ અહીં એકલા છો. જો ફરુખાબાદ હોત તો ત્યાં આપના દસ-વીસ ભક્તો અને અનુયાયીઓ પણ હોત. પરંતુ અહીં તો આપને જ આ શત્રુઓ વચ્ચે રણકૌશલ બતાવવું પડશે.' ઈશ્વરવિશ્વાસી સ્વામીજીએ પોતાના સ્વભાવ અનુસાર નિર્ભયતાપૂર્વક કહ્યું :

> **'એક ઈશ્વર છે, એક હું છું અને એક ધર્મ છે; બીજું કોણ છે ? પછી ભય શાનો ? સત્યનો સૂરજ ઘોર અજ્ઞાન-અંધકાર પર એકલો જ વિજયી થતો હોય છે. જે ઈશ્વરની આજ્ઞા અનુસાર પક્ષપાતરહિત થઈને સત્યોપદેશ કરે છે, તેને કોઈ ભય નથી હોતો. હું જોઈ લઈશ આ પંડિતોને.** તમે કોઈ વાળંદને બોલાવી લાવો.'

**શાસ્ત્રાર્થની તૈયારી :** સંવત ૧૯૨૬ કારતક સુદ ૧૨, મંગળવાર - ૧૬ નવેમ્બર, ૧૮૬૯નો દિવસ છે. આનંદબાગમાં શાસ્ત્રાર્થની તૈયારીઓ થવા માંડી. ત્યારે બનારસ નગરમાં બ્રિટિશ શાસન હતું, જ્યારે રાજ્યમાં કાશીનરેશનું શાસન હતું. આથી કોટવાળ (પોલીસ ઇન્સ્પેક્ટર) રઘુનાથપ્રસાદે સભા તથા બેઠકોની યોગ્ય વ્યવસ્થા કરી હતી. તેમાં સ્વામીજી માટે એક બેઠક વરંડામાં રાખી હતી કે જેથી કોઈ ઉપદ્રવ થાય તો કમાડ બંધ કરીને સ્વામીજીને બચાવી શકાય અને બીજી બેઠક સામે પ્રતિપક્ષી પંડિત માટે અને ત્રીજી કાશીનરેશ માટે વચ્ચે રાખી હતી.

સ્વામીજીએ હજામત કરાવીને સ્નાન કર્યું અને શરીર પર માટીનું સુંદર લેપન કર્યું. પછી પદ્માસનમાં બેસીને લાંબા સમય સુધી ઈશ્વરનું ધ્યાન કર્યું. પછી ભોજન કર્યું અને ત્યારબાદ તેઓ શાસ્ત્રાર્થ સ્થાને પહોંચી ગયા.

**માનવ મહેરામણ :** આનંદબાગમાં શાસ્ત્રાર્થની સભાના ડંકા બજ્યા. માનવ મહેરામણ હિલોળે ચડ્યો. લગભગ ૫૦-૬૦ હજારની મેદનીનું હૈયેહૈયું દળાતું હતું. તેમાં મોટાભાગના લોકો મૂર્તિપૂજક હતા અને કાશીના પંડિતોની ભંભેરણીથી ભોળવાયેલા અનેક લોકો સત્ય-અસત્યનો નિર્ણય જોવા નહિ, પરંતુ પોતાના પૌરાણિક મતને જીતાડવા જ આવ્યા હતા. પંડિતોની જય પોકારવા અને દયાનંદ પર ઈંટ-પથ્થરનો મારો કરવાની તૈયારી સાથે આવ્યા હતા. સ્વામીજી પોતાના સ્થાને નિર્ભય, નિશ્ચિંત, નિઃશંક બેઠા હતા.

**પંડિતોની સમારોહયાત્રા :** કાશીનરેશે સ્વામીજીને પ્રભાવિત કરવા માટે પોતાના પંડિતોને પાલખીઓમાં બેસાડીને અહીં લાવવાની વ્યવસ્થા કરી હતી. છત્ર અને ચામર ઢોળતી પાલખીઓમાં સ્વામી વિશુદ્ધાનંદ, પંડિત બાલશાસ્ત્રી, પંડિત માધ્વાચાર્ય, પંડિત વામનાચાર્ય વગેરે પંડિતોની પલટન ઊતરવા માંડી.

પંડિતોની અક્ષૌહિણી સેના એકાકી દયાનંદને ડરાવવા આવી પહોંચી. કાશીભરના ગુંડાઓ અને વિદ્યાર્થીઓની ટુકડીઓ પોતાના આ પંડિતો અને ગુરુઓનો જયજયકાર કરવા અને જરૂર પડ્યે ધમાચકડી મચાવવા આવી પહોંચી હતી. પરંતુ દયાનંદ કંઈ હવાના ઝપાટાથી બુઝાઈ જાય એવો દીવો થોડા હતા ? તેઓ વેદ-દિવાકર હતા.

**ત્રિપક્ષી સેના :** કાશીનરેશ પણ શાસ્ત્રાર્થ સ્થાને આવી પહોંચ્યા. આ રીતે બનીઠનીને, સાજ સજીને, મદમાતી, ડોલતી અને જયજયકારનો નાદ ગુંજાવતી આ ત્રિપક્ષી સેના આવી પહોંચી. ગુંડાગીરીથી શાસ્ત્રાર્થ જીતવાનું નક્કી કર્યા મુજબ આવતાંની સાથે જ પૌરાણિક પક્ષે સભાની અને બેઠકની વ્યવસ્થા તોડી નાખી. કોટવાળનો સઘળો પ્રયત્ન વ્યર્થ ગયો.

**સ્વામી જ્યોતિસ્વરૂપ :** કાશીમાં સ્વામીજીના કોઈ સમર્થક અને સહાયક ન હતા. પરંતુ જ્યોતિસ્વરૂપ સ્વામીજીથી પ્રભાવિત થયા હતા અને તેમનું સમર્થન કરતા હતા. પહેલાં તો તેમને સભામાં પ્રવેશ કરતા અટકાવવામાં આવ્યા. પરંતુ સ્વામીજીએ કોટવાળને આ બાબતે જાણ કરતાં તેમને અંદર આવવા દીધા. સ્વામીજીએ જ્યોતિસ્વરૂપને પોતાની બાજુમાં બેસાડ્યા.

**સિંહ અને વાઘનો ડર :** કાશીના પંડિતો પહેલેથી જ દયાનંદરૂપી સિંહથી ભયભીત હતા અને હવે તેમની બાજુમાં બેઠેલા જ્યોતિસ્વરૂપરૂપી વાઘને જોઈને તો તેઓ કંપી ઊઠ્યા. તેમણે કાશીનરેશને ઇશારો કર્યો. આથી કાશીનરેશે જ્યોતિસ્વરૂપનો હાથ પકડીને તેમને સ્વામીજી પાસેથી ઉઠાડ્યા. કોટવાળ રઘુનાથપ્રસાદે વાંધો લીધો, પણ તેમનું કંઈ ના ચાલ્યું. લગભગ ચાળીસ જેટલા પ્રતિપક્ષી પંડિતો સ્વામીજીને ઘેરીને બેસી ગયા અને સ્વામીજીની પાસે તેમના એક પણ હિતૈષીને બેસવા ન દીધા. ૫૦-૬૦ હજાર વિરોધીઓની સેના પૌરાણિક ધર્મનો જયજયકાર કરવા લાગી.

**શાસ્ત્રાર્થ-સંગ્રામ શરૂ :** શાસ્ત્રાર્થ શરૂ થયો. આમ તો આ કહેવા પૂરતો જ શાસ્ત્રાર્થ હતો, કારણ કે હકીકતમાં તો આ વર્ષાઋતુના પૂરમાં વહેતાં અસંખ્ય પ્રચંડ નદી-નાળાંઓની એક મહાન કાળમીંઢ શિલા સાથે વ્યર્થની ટક્કર હતી.

એક બાજુ વેદજ્ઞાનનું શસ્ત્ર, સત્યની ઢાલ અને પરમપિતા પરમાત્માના અટલ વિશ્વાસની સહાયતા લઈને અણનમ યોદ્ધા દયાનંદ ઊભા હતા, જ્યારે બીજી બાજુ સેંકડો વર્ષ જૂની અંધશ્રદ્ધાઓ અને રૂઢિઓના કાટથી ચાળીસ જણા ખેંચે તોપણ ના નીકળે એવી વિદ્યાની બુઠ્ઠી તલવારો લઈ, સોનાના ટુકડાઓથી સત્યને ઢાંકતા અને પરમાત્માના સ્થાને જડપૂજાના ઓથે જીવતા પૌરાણિક પંડિતોનો વિશાળ કાફલો ઊભો હતો. વચ્ચે ન્યાયનું નાટક ભજવવા કાશીનરેશ બેઠા હતા. આ રીતે રાજબળ, ધનબળ અને જનબળની વચ્ચે યતી દયાનંદ એકાકી બેઠા હતા.

એટલામાં શાસ્ત્રાર્થની રણભેરી વાગી. શાસ્ત્રોની શરણાઈઓના સૂર વહેવા માંડ્યા. સામસામી વાણીની તલવારો તાલ લેવા માંડી. તર્કનાં તીરો વછૂટવાં માંડ્યાં. જબાનની ઝપાઝપી બોલવા માંડી. સામસામાં શબ્દબાણોનો વરસાદ વરસવા માંડ્યો. શાસ્ત્ર-સરિતાના બંને કાંઠે પડછંદા - પડઘા ગાજવા માંડ્યા. શાસ્ત્રાર્થ-સમરના શૂરા સેનાની એકલવીર વેદધનુર્ધારી દયાનંદ પૌરાણિક પંડિતોના શબ્દબાણોને પોતાના લક્ષ્યવેધી અમોઘ તર્કબાણોથી અધવચ્ચે જ કાપીને તેમનાં કવચને ભેદીને આરપાર વીંધતા હતા.

કાશીનરેશના સંકેતથી પંડિત તારાચરણ તર્કરત્ન અને સ્વામીજીના વાદથી શાસ્ત્રાર્થ શરૂ થયો :

**સ્વામીજી :** તમે વેદને પ્રમાણ માનો છો ?

**તારાચરણ :** હા.

**સ્વામીજી :** વેદોમાં મૂર્તિપૂજાનું કોઈ પ્રમાણ હોય તો બતાવો.

**તારાચરણ :** શું વેદો સિવાય બીજું કોઈ પ્રમાણ ન માની શકાય ?

**સ્વામીજી :** મનુસ્મૃતિ વગેરે બીજા ગ્રંથોનો વિચાર બાદમાં કરીશું. પ્રથમ વેદોનો વિચાર મુખ્ય છે. માટે પહેલાં વેદોમાંથી મૂર્તિપૂજા સમર્થક પ્રમાણ જાણતા હો તો આપો.

**તારાચરણ :** તમે મનુસ્મૃતિને વેદમૂલક માનો છો ?

**સ્વામીજી :** હા, સામવેદના બ્રાહ્મણમાં કહ્યું છે કે, 'यद् वै किंचन मनुरवदत्तद् भेषजं भेषजताया' (દ્રષ્ટવ્ય : તાણ્ડ્ય બ્રાહ્મણ ૨૩.૧૬.૭) એટલે કે મનુજીએ જે કંઈ કહ્યું છે તે ઔષધોનું પણ ઔષધ છે.

તારાચરણ ચુપ થઈ ગયા. સ્વામી વિશુદ્ધાનંદ તેમની મદદે આવ્યા.

**વિશુદ્ધાનંદ :** रचनानुपपत्तेश्च नानुमानम् (વેદાંતદર્શન : ૨.૨.૧), આ વેદાંતસૂત્રને વેદમૂલક સિદ્ધ કરો.

**સ્વામીજી :** આ પ્રશ્ન શાસ્ત્રાર્થના વિષય બહારનો છે, માટે વિષયાંતર ન કરો.

**વિશુદ્ધાનંદ :** પ્રશ્ન પ્રકરણ બહારનો છે તો શું થઈ ગયું ? જો તમે ઉત્તર જાણતા હો તો બતાવો.

**સ્વામીજી :** તેનું સમાધાન ગ્રંથમાં પૂર્વાપરનો સંબંધ જોઈને એટલે કે આગળ-પાછળનાં પ્રકરણ જોઈને કરી શકાય છે.

**વિશુદ્ધાનંદ :** (ગર્વથી) જો તમને શાસ્ત્રો કંઠસ્થ ન હોય તો પછી કાશીમાં શાસ્ત્રાર્થ કરવા શા માટે આવ્યા છો ?

**સ્વામીજી :** શું તમને બધું કંઠસ્થ છે ?

**વિશુદ્ધાનંદ :** (અહંકારપૂર્વક) હા, મને બધું જ કંઠસ્થ છે.

**સ્વામીજી :** ધર્મનું સ્વરૂપ શું છે એ કહેશો ?

**વિશુદ્ધાનંદ :** 'वेदप्रतिपाद्यः प्रयोजनवदर्थो धर्मं इति' એટલે કે જે વેદ-પ્રતિપાદ્ય ફળ-સહિત અર્થ છે, એ જ ધર્મ કહેવાય છે.

**સ્વામીજી :** આ તો આપનું સંસ્કૃત છે. આનું શું પ્રમાણ ? કોઈ શ્રુતિ કે સ્મૃતિ કંઠસ્થ હોય તો એ કહો.

**વિશુદ્ધાનંદ :** 'चोदनालक्षणोऽर्थोधर्मः' એટલે કે જે ચોદના-લક્ષણ અર્થ (એટલે કે જે પ્રેરક છે, સત્કર્મો પ્રત્યે પ્રેરિત કરે) છે, એ ધર્મ કહેવાય છે. આ જૈમિનિનું સૂત્ર છે.

**સ્વામીજી :** આ તો સૂત્ર છે. અહીં શ્રુતિ કે સ્મૃતિને યાદ કરીને કેમ કહેતા નથી ? અને 'चोदना' નામ પ્રેરણાનું છે. ત્યાં પણ શ્રુતિ કે સ્મૃતિ કહેવી જોઈએ, જ્યાં પ્રેરણા હોય છે; એટલે કે તમારે શ્રુતિ કે સ્મૃતિમાંથી પ્રેરણાના અમુક સ્રોત પ્રસ્તુત કરવા જોઈએ.

ત્યારે આમાં સ્વામી વિશુદ્ધાનંદે કંઈ જ ન કહ્યું.

**સ્વામીજી :** ઠીક છે, આપે ધર્મનું સ્વરૂપ (પ્રતિપાદિત કરતું શ્રુતિ કે સ્મૃતિ વચન) તો ન કહ્યું, પરંતુ એ તો કહો કે ધર્મનાં લક્ષણ કેટલાં છે ?

**વિશુદ્ધાનંદ :** ધર્મનું એક જ લક્ષણ છે.

**સ્વામીજી :** એ ક્યું છે ?

ત્યારે સ્વામી વિશુદ્ધાનંદે કંઈ જ ન કહ્યું.

**સ્વામીજી :** ધર્મનાં તો દસ લક્ષણ છે. આપ એક જ લક્ષણ છે, એવું કેમ કહો છો ?

**વિશુદ્ધાનંદ :** એ ક્યાં દસ લક્ષણ છે ?

**સ્વામીજી :** મનુસ્મૃતિનું વચન છે - धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् (મનુ. ૬.૯૨) એટલે કે ધર્મનાં તો દસ લક્ષણ છે : ધૈર્ય, ક્ષમા, દમ, ચોરી-ત્યાગ, શૌચ, ઇન્દ્રિયોનો નિગ્રહ, બુદ્ધિ, વિદ્યાની વૃદ્ધિ કરવી, સત્ય અને અક્રોધ એટલે કે ક્રોધનો ત્યાગ. તો પછી આપ ધર્મનું એક જ લક્ષણ કેમ કહો છો ?

વિશુદ્ધાનંદનો અહંકાર ભાંગીને ભૂકો થઈ ગયો. તેમને મનુસ્મૃતિનો આ શ્લોક પણ યાદ ન આવ્યો. તેઓ ચુપ થઈ ગયા. આથી પંડિત બાલશાસ્ત્રી તેમની મદદે આવ્યા.

**બાલશાસ્ત્રી :** હા, મેં સર્વ ધર્મશાસ્ત્ર વાંચ્યાં છે.

**સ્વામીજી :** આપ અર્ધમનાં લક્ષણ કહો.

ત્યારે બાલશાસ્ત્રીએ કંઈ જ ઉત્તર ન આપ્યો.

પછી અનેક પંડિતોએ એક સાથે હલ્લો કરીને પૂછ્યું કે, વેદમાં 'પ્રતિમા' શબ્દ છે કે નથી ?

**સ્વામીજી :** વેદમાં 'પ્રતિમા' શબ્દ તો છે.

**પંડિતો :** ક્યાં છે ?

**સ્વામીજી :** સામવેદના બ્રાહ્મણમાં છે.

**પંડિતો :** એ ક્યું વચન છે ?

**સ્વામીજી :** 'देवतायतनानि कम्पन्ते, दैवतप्रतिमा हसन्ति' इत्यादीनि - દેવતાનાં સ્થાન કંપાયમાન (થાય છે) અને પ્રતિમા હસે છે, વગેરે.[1]

**પંડિતો :** 'પ્રતિમા' શબ્દ તો વેદોમાં પણ છે, તો પછી આપ મૂર્તિપૂજાનું ખંડન કેમ કરો છો ?

**સ્વામીજી :** ફક્ત 'પ્રતિમા' શબ્દ હોવાથી જ મૂર્તિપૂજા વગેરેનું પ્રમાણ થઈ શકતું નથી. એટલા માટે 'પ્રતિમા' શબ્દનો અર્થ કરવો જોઈએ. આ 'પ્રતિમા' શબ્દનો શો અર્થ છે ?

**પંડિતો :** જે પ્રકરણમાં આ મંત્ર છે, એ પ્રકરણનો શો અર્થ છે ?

**સ્વામીજી :** 'अथातोऽद्भुतशान्तिं व्याख्यास्यामः' (ષડ્વિંશ બ્રાહ્મણ : ૫.૧) આ અર્થ છે : 'હવે અદ્ભુત શાંતિની વ્યાખ્યા કરીએ છીએ', આવો પ્રારંભ કરીને પછી રક્ષણ કરવા માટે 'त्रातारम् इन्द्र' વગેરે બધા મૂળ મંત્રો ત્યાં સામવેદના બ્રાહ્મણમાં લખ્યા છે. એ પૈકી પ્રત્યેક મંત્ર કરીને ત્રણ-ત્રણ હજાર આહુતિઓ કરવી જોઈએ. ત્યાર પછી વ્યાહૃતિ કરીને પાંચ-પાંચ આહુતિઓ કરવી જોઈએ. આવું લખીને સામગાન પણ કરવાનું લખ્યું છે. આ ક્રમ કરીને અદ્ભુત શાંતિનું વિધાન કર્યું છે. જે મંત્રમાં 'પ્રતિમા' શબ્દ છે, તે મંત્ર મૃત્યુ-લોક વિષયક નથી, પરંતુ બ્રહ્મ-લોક વિષયક છે. માટે એવું છે કે 'स प्राचीं दिशमन्वावर्त्ततेऽथेति' - 'જ્યારે વિઘ્નકર્તા દેવતા પૂર્વ દિશામાં વર્તમાન હોય' વગેરે મંત્રોથી અદ્ભુત દર્શનની શાંતિ કહીને પછી દક્ષિણ દિશા, પશ્ચિમ દિશા અને ઉત્તર દિશા અને

---

૧. કાશી શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદ દ્વારા પ્રસ્તુત સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણના આ પ્રમાણની વિસ્તૃત વિવેચના ભાવેશ મેરજાના 'સ્વામી દયાનંદનો કાશી શાસ્ત્રાર્થ' પુસ્તકમાં પાન ૨૦૮-૨૧૫ પર કરવામાં આવી છે. - સંપાદક

ત્યાર બાદ ભૂમિની શાંતિ કહીને, ત્યાર બાદ મૃત્યુ-લોકનું પ્રકરણ સમાપ્ત કરીને અંતરિક્ષની શાંતિ કહીને, ત્યાર બાદ સ્વર્ગ-લોક અને પછી પરમ-સ્વર્ગ એટલે કે બ્રહ્મ-લોકની શાંતિ કહી છે.

સ્વામીજીનો આ ઉત્તર સાંભળીને બધા પંડિતો ચુપ થઈ ગયા.

**બાલશાસ્ત્રી :** જે-જે દિશામાં જે-જે દેવતા છે, તેની-તેની શાંતિ કરવાથી અદ્‌ભુત જોનારાઓનાં વિઘ્નની શાંતિ થઈ જાય છે.

**સ્વામીજી :** આ સત્ય છે, પરંતુ આ રીતે વિઘ્ન દેખાડનાર કોણ છે ?

**બાલશાસ્ત્રી :** વિઘ્ન દેખાડનારી ઇન્દ્રિયો છે.

**સ્વામીજી :** ઇન્દ્રિયો તો દેખનારી છે, દેખાડનારી નથી; પરંતુ 'स प्राचीं दिशमन्वावर्त्ततेऽथेति' વગેરે મંત્રોમાં 'स' શબ્દનો વાચ્યાર્થ શો છે ?

ત્યારે બાલશાસ્ત્રીએ કંઈ જ ન કહ્યું.

હવે પંડિત શિવસહાયજી આવ્યા.

**શિવસહાય :** અંતરિક્ષ વગેરે ગમન, અને શાંતિ કરવાનું ફળ આ મંત્ર કરીને કહેવામાં આવે છે.

**સ્વામીજી :** આપે એ પ્રકરણ જોયું છે ? જો જોયું હોય તો કોઈ મંત્રનો અર્થ તો કહો.

ત્યારે શિવસહાયજી ચુપ થઈ ગયા.

**વિશુદ્ધાનંદ :** વેદ કોનાથી ઉત્પન્ન થયા છે ?

**સ્વામીજી :** વેદ ઈશ્વરથી ઉત્પન્ન થયા છે.

**વિશુદ્ધાનંદ :** ક્યા ઈશ્વરથી ? ન્યાયશાસ્ત્ર પ્રસિદ્ધ ઈશ્વરથી, યોગશાસ્ત્ર પ્રસિદ્ધ ઈશ્વરથી કે પછી વેદાંતશાસ્ત્ર પ્રસિદ્ધ ઈશ્વરથી ?

**સ્વામીજી :** શું ઈશ્વર બહુ બધા છે ?

**વિશુદ્ધાનંદ :** ઈશ્વર તો એક જ છે, પરંતુ વેદ ક્યા લક્ષણવાળા ઈશ્વરથી પ્રકાશિત થયા છે ?

**સ્વામીજી :** વેદો સચ્ચિદાનંદ લક્ષણવાળા ઈશ્વરથી પ્રકાશિત થયા છે.

**વિશુદ્ધાનંદ :** ઈશ્વર અને વેદો વચ્ચે શો સંબંધ છે ? શું પ્રતિપાદ્ય-પ્રતિપાદક ભાવ, જન્ય-જનક ભાવ, સમવાય-સંબંધ, સ્વસ્વામિભાવ કે તાદાત્મ્ય સંબંધ છે ? વગેરે.

**સ્વામીજી :** કાર્ય-કારણ ભાવ-સંબંધ છે.

**વિશુદ્ધાનંદ :** જેમ મનમાં બ્રહ્મબુદ્ધિ કરીને 'मनो ब्रह्मेत्युपासीत' (છાંદોગ્ય ઉપનિષદ્ : ૩.૧૮.૧) અને સૂર્યમાં બ્રહ્મબુદ્ધિ કરીને 'आदित्यं ब्रह्मेत्युपासीत'[1] પ્રતીક ઉપાસના કહી છે, તે જ રીતે શાલિગ્રામના પૂજનનું ગ્રહણ કરવું જોઈએ.

**સ્વામીજી :** જેમ 'मनो ब्रह्मेत्युपासीत, आदित्यं ब्रह्मेत्युपासीत' વગેરે વચન વેદોમાં[2] જોવા મળે છે, તેમ 'पाषाणादि ब्रह्मेत्युपासीत' વગેરે વચન વેદ વગેરેમાં જોવાં મળતાં નથી; તો પછી આનું ગ્રહણ શી રીતે થઈ શકે ?

**માધવાચાર્ય :** 'उद्‌बुध्यस्वाग्ने प्रति जागृहि त्वमिष्टापूर्त्ते सःसृजेथामयं च' (યજુર્વેદ : ૧૫.૧૪) આ મંત્રમાં 'पूर्त्त' શબ્દથી કોનું ગ્રહણ છે ?

**સ્વામીજી :** વાવ, કૂવો, તળાવ અને આરામ (ધર્મશાળા)નું ગ્રહણ છે; અન્યનું નહિ.

**માધવાચાર્ય :** આનાથી પથ્થર વગેરેમાંથી બનાવેલી મૂર્તિનું પૂજન કેમ ગ્રહણ થઈ શકતું નથી ?

**સ્વામીજી :** 'पूर्त्त' શબ્દ પૂર્તિનો વાચક છે. આથી આ શબ્દથી પથ્થર વગેરેમાંથી બનાવેલી મૂર્તિનું પૂજન ક્યારેય ગ્રહણ થઈ શકતું નથી. જો શંકા હોય તો આ મંત્રનાં નિરુક્ત અને બ્રાહ્મણ જુઓ (એટલે કે નિરુક્ત અને બ્રાહ્મણ-ગ્રંથમાં આપવામાં આવેલ આ મંત્રનો અર્થ જુઓ).

**માધવાચાર્ય :** વેદોમાં 'પુરાણ' શબ્દ છે કે નહિ ?

**સ્વામીજી :** 'પુરાણ' શબ્દ તો વેદોમાં[3] અનેક સ્થાને છે, પરંતુ 'પુરાણ' શબ્દથી બ્રહ્મવૈવર્ત્ત વગેરે ગ્રંથોનું ક્યારેય ગ્રહણ થઈ શકતું નથી; કારણ કે 'પુરાણ' શબ્દ ભૂતકાળવાચક છે અને એ સર્વત્ર દ્રવ્યનું વિશેષણ જ હોય છે.

**વિશુદ્ધાનંદ :** બૃહદારણ્યક ઉપનિષદના 'एतस्य...व्याख्यानानि' (બૃ.ઉ. : ૨.૪.૧૦) આ મંત્રમાં આ બધું જ પઠિત છે, આનું પ્રમાણ છે કે નહિ ?

**સ્વામીજી :** હા, પ્રમાણ છે.

**વિશુદ્ધાનંદ :** જો શ્લોકોનું પણ પ્રમાણ છે, તો એમાં બધા શ્લોકોનું પ્રમાણ આવી ગયું (કારણ કે આ વાક્યમાં 'શ્લોક' શબ્દ પણ આવે છે).

---

૧. તુલના : 'आदित्यो ब्रह्म' – છાંદોગ્ય ઉપનિષદ્ : ૩.૧૯.૧. – સંપાદક

૨. આ પણ પંડિતોનો મત છે, સ્વામીજીનો નહિ; કારણ કે સ્વામીજી તો બ્રાહ્મણ ગ્રંથોને ઈશ્વરકૃત 'વેદ' માનતા નથી. (વૈદિક યંત્રાલયની ટિપ્પણી) – સંપાદક

૩. આ પણ પંડિતોના મતાનુસાર છે. (વૈદિક યંત્રાલયની ટિપ્પણી) – સંપાદક

**સ્વામીજી :** ફક્ત સત્ય શ્લોકોનું જ પ્રમાણ થાય છે, બીજા એટલે કે અસત્ય શ્લોકોનું નહિ.[૧]

**વિશુદ્ધાનંદ :** અહીં (ઉપરોક્ત બૃહદારણ્યકના વચનમાં) 'પુરાણ' શબ્દ કોનું વિશેષણ છે ?

**સ્વામીજી :** પુસ્તક લઈ આવો એટલે આનો વિચાર થાય.

ત્યારે માધવાચાર્યે ગૃહ્યસૂત્રનાં બે પાનાં કાઢ્યાં, અને કહ્યું કે અહીં 'પુરાણ' શબ્દ કોનું વિશેષણ છે ?

**સ્વામીજી :** શું લખ્યું છે એ વાંચો.

ત્યારે માધવાચાર્યે 'ब्राह्मणानीतिहासः पुराणानीति' - આ વચન વાંચ્યું.

**સ્વામીજી :** અહીં 'પુરાણ' શબ્દ બ્રાહ્મણ (ગ્રંથો)નું વિશેષણ છે એટલે કે પુરાણા - સનાતન - મૂળ બ્રાહ્મણ ગ્રંથો.

**બાલશાસ્ત્રી વગેરે પંડિતો :** શું કોઈ બ્રાહ્મણ ગ્રંથ નવીન પણ હોય છે ?

**સ્વામીજી :** નવીન બ્રાહ્મણ નથી, પરંતુ કોઈને આવી શંકા પણ ન થાય એટલા માટે આ વિશેષણ કહ્યું છે.

**વિશુદ્ધાનંદ :** અહીં 'ઈતિહાસ' શબ્દનું વ્યવધાન હોવાથી એટલે કે 'ઈતિહાસ' શબ્દ વચ્ચે હોવાથી 'પુરાણ' શબ્દ બ્રાહ્મણનું વિશેષણ કેવી રીતે થશે ?

**સ્વામીજી :** શું એવો કોઈ નિયમ છે કે વ્યવધાન હોય તો વિશેષણ થઈ શકતું નથી અને અવ્યવધાનમાં જ વિશેષણ થઈ શકે છે ? કારણ કે શું 'अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे' (ગીતા : ૨.૨૦) આ શ્લોકમાં 'પુરાણ' શબ્દ તેનાથી દૂર (૨૨મા શ્લોકમાં) રહેલા 'દેહી' શબ્દનું પણ વિશેષણ નથી ? અને વ્યાકરણ વગેરેમાં પણ ક્યાંય એવો કોઈ નિયમ કરવામાં આવ્યો નથી કે, જે પાસે હોય એ જ શબ્દ વિશેષણ હોય છે અને જે દૂર હોય એ વિશેષણ ન હોઈ શકે.

**વિશુદ્ધાનંદ :** અહીં 'પુરાણ' શબ્દ 'ઈતિહાસ'નું તો વિશેષણ નથી. તો શું ઈતિહાસ નવીન ગ્રહણ કરવો જોઈએ ?

**સ્વામીજી :** અન્યત્ર ઈતિહાસનું વિશેષણ 'પુરાણ' શબ્દ છે. સાંભળો : 'इतिहासः पुराणः पञ्चमो वेदानां वेदः' વગેરેમાં કહ્યું છે.[૨]

---

૧. દ્રષ્ટવ્ય : 'यस्त्वप्रमत्तगीतस्वत्प्रमाण्यम्' - મહાભાષ્ય : ૧.૧, આ. ૧. (અર્થ : જે વાક્ય પ્રમત્ત દ્વારા ઉચ્ચરિત નથી એ જ પ્રમાણ હોય છે. અથવા અપ્રમાદી, વિચારશીલ અને યથાર્થવાદી વિદ્વાને કહેલું વાક્ય જ પ્રમાણ ગણાય છે.) - સંપાદક

૨. છાંદોગ્ય ઉપનિષદમાં 'इतिहासपुराणः' એવો પાઠ છે (૭.૧.૪). આ જ ઉપનિષદમાં 'इतिहासपुराणं' એવો પાઠ પણ જોવા મળે છે (૭.૭.૧). - સંપાદક

**વામનાચાર્ય વગેરે પંડિતો :** વેદોમાં ક્યાંય આ પાઠ નથી.

**સ્વામીજી :** જો વેદમાં[1] આ પાઠ ન હોય તો મારો પરાજય થાય અને જો હોય તો તમારો પરાજય થાય, આ પ્રતિજ્ઞા લખી આપો. ત્યારે બધા ચુપ થઈ ગયા.

**સ્વામીજી :** વ્યાકરણ જાણનારાઓ કહે કે વ્યાકરણમાં ક્યાંય 'કલ્મ' સંજ્ઞા કરી છે કે નહિ.

**બાલશાસ્ત્રી :** સંજ્ઞા તો નથી કરી, પરંતુ એક સૂત્રમાં મહાભાષ્યકારે ઉપહાસ કર્યો છે.

**સ્વામીજી :** ક્યા સૂત્રના મહાભાષ્યમાં સંજ્ઞા તો નથી કરી અને ઉપહાસ કર્યો છે ? જો આ જાણતા હો તો આનું ઉદાહરણ (પ્રત્યુદાહરણ)પૂર્વક સમાધાન કહો.

ત્યારે બાલશાસ્ત્રી અને બીજા કોઈએ કશું જ ન કહ્યું.

એટલામાં માધવાચાર્યે વેદોનાં બે પાનાં[2] કાઢીને સર્વ પંડિતોની વચ્ચે મૂક્યાં અને કહ્યું કે, અહીં 'यज्ञसमाप्तौ सत्यां दशमे दिवसे पुराणानां पाठं शृणुयाद्' અર્થાત્ 'યજ્ઞ સમાપ્ત થઈ જાય પછી યજમાન દસમે દિવસે પુરાણોનો પાઠ સાંભળે' આવું લખ્યું છે. અહીં 'પુરાણ' શબ્દ કોનું વિશેષણ છે ?

**સ્વામીજી :** વાંચો, આમાં ક્યા પ્રકારનો પાઠ છે ?

જ્યારે કોઈ પંડિતે પાઠ ન કર્યો ત્યારે વિશુદ્ધાનંદજીએ એ પાનાં ઊઠાવીને સ્વામીજીની તરફ કરીને કહ્યું કે, તમે જ વાંચો.

**સ્વામીજી :** આપ જ આનો પાઠ કરો.

**વિશુદ્ધાનંદ :** હું ચશ્માં વગર વાંચી શકતો નથી.

એમ કહીને તેમણે એ પાનાં ઉઠાવીને સ્વામીજીના હાથમાં દઈ દીધાં. તેના અક્ષરો અસ્પષ્ટ હતા. સાંજ પડી હોવાથી અંધારું થઈ ગયું હતું. ફાનસનો પ્રકાશ પણ ઝાંખો હતો.

ત્યાં આ પ્રકારનો પાઠ હતો : 'दशमे दिवसे यज्ञान्ते पुराणविद्यावेदः, इत्यस्य श्रवणं यजमानः कुर्य्यादिति' એટલે કે 'યજ્ઞની સમાપ્તિ પર દસમા દિવસે યજમાન પુરાણવિદ્યા વેદનું શ્રવણ કરે.' આથી સ્વામીજી એ બંને પાનાં લઈને વિચારપૂર્વક વાંચવા લાગ્યા અને આમાં હજુ માંડ પાંચ જ ક્ષણ વ્યતીત થઈ હશે અને તેઓ

---

૧. આ પંડિતોના મતાનુસાર કહ્યું છે, કારણ કે સ્વામીજી તો છાંદાગ્ય ઉપનિષદને 'વેદ' માનતા નહોતા. (વૈદિક યંત્રાલયની ટિપ્પણી) - સંપાદક

૨. હકીકતમાં આ વેદોનાં નહિ, પરંતુ ગૃહ્યસૂત્રના પાઠનાં પાનાં હતાં. (વૈદિક યંત્રાલયની ટિપ્પણી) - સંપાદક

તેનો આ મુજબ અર્થ બતાવવા ઇચ્છતા હતા કે : 'જે પુરાણી વિદ્યા છે તેને પુરાણ વિદ્યા કહે છે અને એ પુરાણ વિદ્યા વેદ છે. પુરાણ વિદ્યા વેદ વગેરે નામથી અહીં બ્રહ્મવિદ્યાનું જ ગ્રહણ થાય છે; કારણ કે અન્યત્ર ઋગ્વેદ વગેરે ચારેય વેદોનું શ્રવણ કરવાનું કહ્યું છે, પરંતુ ઉપનિષદોનું નથી કહ્યું. માટે અહીં ઉપનિષદોનું જ ગ્રહણ કરવું જોઈએ, અન્યોનું નહિ. પુરાણ વિદ્યા વેદોની જ બ્રહ્મ વિદ્યા છે. આથી બ્રહ્મવૈવર્ત્ત વગેરે નવીન ગ્રંથોનું ગ્રહણ ક્યારેય થઈ શકતું નથી; કારણ કે અહીં વેદોમાં ક્યાંય એવો પાઠ તો છે નહિ કે બ્રહ્મવૈવર્ત્ત વગેરે અઢાર ગ્રંથ 'પુરાણ' છે.'

સ્વામીજીને વાંચવા-વિચારવામાં માંડ પાંચ જ ક્ષણ થઈ હશે અને તેઓ ઉપર મુજબનો ઉત્તર આપવા જઈ રહ્યા હતા, એટલામાં તો સ્વામી વિશુદ્ધાનંદ ઊભા થઈ ગયા અને તેમણે કહ્યું કે, અમારે મોડું થાય છે, અમે જઈએ છીએ. ત્યારે બધા જ ઊભા થઈ ગયા અને સ્વામી દયાનંદનો પરાજય થયો છે, એવું લોકોને બતાવવા માટે કોલાહલ કરતાં કરતાં બહાર ચાલ્યા ગયા.

આમ કાશી-શાસ્ત્રાર્થને કોઈ પણ નિર્ણય પર પહોંચ્યા વગર અધૂરો જ સમાપ્ત કરાવી દેવામાં વિશુદ્ધાનંદને જ મુખ્યરૂપે જવાબદાર માનવામાં આવે છે; કારણ કે જ્યારે સ્વામી દયાનંદ માધવાચાર્યે આપેલાં પાનાં લઈને અને તેને વાંચીને ઉત્તર આપવા જઈ રહ્યા હતા એટલામાં વિશુદ્ધાનંદ જ એમ કહીને કે ઊભા થઈ ગયા હતા કે, 'હવે સંધ્યાનો સમય થઈ ગયો છે, મારે મોડું થાય છે, અને દયાનંદને બહુ કષ્ટ પણ ન આપવું જોઈએ.' પરંતુ સ્વામી દયાનંદે તેમનો હાથ પકડીને આગ્રહપૂર્વક બેસી જવા કહ્યું. તેમણે વિશુદ્ધાનંદને કહ્યું : 'આમ નિર્ણય કર્યા વગર જ વચ્ચે ઊભા થઈ જવું આપ જેવા વિદ્વાનો માટે બિલકુલ ઉચિત નથી, આપ બેસી જાઓ.' પરંતુ વિશુદ્ધાનંદ ન જ બેઠા. તેમણે સ્વામી દયાનંદની પીઠ પર હાથ ફેરવીને તેમનો ઉપહાસ કરતાં કહ્યું : 'હવે બેઠા રહો, જે થવાનું હતું એ તો થઈ ગયું.' એમ કહીને તેઓ ચાલી નીકળ્યા. પંડિત સત્યવ્રત સામશ્રમી લિખિત શાસ્ત્રાર્થ વિવરણમાં લખ્યું છે કે, વિશુદ્ધાનંદ 'હર હર મહાદેવ' બોલીને ઊભા થઈ ગયા હતા, જેના લીધે સભા સમાપ્ત થઈ ગઈ અને પંડિતો તાલીઓ પાડવા માંડ્યા. પંડિતોનો ઇશારો થતા કાશીનરેશે પણ લુચ્ચાઈ કરવાનું નક્કી કર્યા મુજબ ઊભા થઈને તાળી વગાડવાની હલકાઈ કરી.

**હિમાલય પર વરસાદ** : કાશીનરેશના ઇશારાથી જનસમૂહ દેકારો કરતો ઊભો થઈ ગયો અને ધમાચકડી મચાવવા માંડ્યો. ઉપદ્રવકારીઓ જે કંઈ હાથ આવ્યું તે કાંકરા, પથ્થર, ઈંટો, લાકડાં, જોડા વગેરેનો વરસાદ વરસાવવા માંડ્યા. સ્વામી દયાનંદ હિમાલયની માફક અટલ ઊભા રહ્યા. તેઓ સમંદરની સમાન ધીર-પ્રશાંત રહ્યા. જેમ વાવાઝોડાથી પહાડ પરનાં ઝાડનાં પાંદડાં, કાંકરા વગેરે

નીચે ખરી પડે, તેમ હિમાલય સમાન અડગ, અટલ અને અવિચળ દયાનંદ ઉપરથી ઈંટ, પથ્થર વગેરે ખરી પડ્યાં. સ્વામીજી તેને પોતાના દેશબાંધવોએ કરેલી પુષ્પવૃષ્ટિ સમજીને હસતે મુખે વધાવતા રહ્યા. આથી જ વિખ્યાત ફ્રેન્ચ લેખક પોલ રિચર્ડે તેમના વિશે લખ્યું છે :

> ‘સ્વામી દયાનંદ નિઃસંદેહ એક ઋષિ હતા. તેમણે પોતાના વિરોધીઓએ ફેંકેલાં ઈંટ, પથ્થર વગેરે ખૂબ જ શાંતિપૂર્વક સહન કર્યાં. તેમણે સ્વયંમાં મહાન ભૂત અને મહાન ભવિષ્યને મેળવી લીધાં હતાં. તેઓ મૃત્યુ પામીને પણ અમર થઈ ગયા છે. ઋષિ દયાનંદનો પ્રાદુર્ભાવ લોકોને કારાગારમાંથી મુક્ત કરવા અને જાતિબંધન તોડવા માટે થયો હતો. તેમનો આદેશ હતો કે, ‘આર્યાવર્ત, તું હવે જાગ અને ઊભો થા. સમય પાકી ગયો છે. તું નવયુગમાં પ્રવેશ કર અને આગળ વધ.’[૧]

**કોટવાળની કર્તવ્યપરાયણતા :** રઘુનાથપ્રસાદ કોટવાળ સ્વયં મૂર્તિપૂજક હતા. તેમ છતાં તેમણે ખૂબ જ પ્રામાણિકતાથી પોતાની ફરજ બજાવી. ઉપદ્રવ શરૂ થતાં જ તેમણે તરત જ ખડકીની અંદરનાં કમાડ બંધ કરીને સ્વામીજીનો બચાવ કર્યો. સભાની શરૂઆતમાં તેમણે નક્કી કરેલી બેઠક વ્યવસ્થાનો ભંગ કરવા બદલ અને અંતમાં કરેલા અસભ્ય વ્યવહાર બદલ તેમણે કાશીનરેશને પણ સ્પષ્ટ શબ્દોમાં સંભળાવ્યું હતું. આમ સ્વામીના શરીરનું કાશીનાં ગુંડા તત્ત્વોથી રક્ષણ કરીને રઘુનાથપ્રસાદ કોટવાળે પણ પોતાનું નામ સ્વામીજીના જીવન સાથે જોડીને એક પ્રકારે અમર કરી દીધું છે.

**સ્થિતપ્રજ્ઞ દયાનંદ :** પંડિત ઈશ્વરસિંહ નામના એક વેદાંતી સાધુ કાશીની ધૂર્ત મંડળીએ કરેલા અપમાનની પ્રતિક્રિયા જોવા સ્વામીજી પાસે ગયા. તેમણે જોયું તો સ્વામીજીના મુખમંડળ પર વિષાદની કોઈ રેખા ન હતી અને તેઓ પ્રશાંત ભાવે પોતાના આસન પર સ્થિતપ્રજ્ઞ બેઠા હતા. સ્વામીજીને આવી સ્થિતિમાં જોઈને તેઓ બોલી ઊઠ્યા : ‘મહારાજ, અત્યાર સુધી હું આપને વેદોના અદ્વિતીય પંડિત જ સમજતો હતો, પરંતુ આજે મને ખબર પડી કે આપ વીતરાગ અને સ્થિતપ્રજ્ઞ મહાત્મા છો.’

**પંડિતોનો પ્રપંચ :** કાશીના પંડિતોએ શહેરમાં પોતાનું વિજય સરઘસ ફેરવ્યું. ન્યાય, વિવેક અને સત્યને તિલાંજલિ આપીને તેમણે સ્વામીજીના પરાજયની ઘોષણા કરી. શહેરમાં જાહેરખબરો લગાડવામાં આવી કે દયાનંદ હારી ગયા છે. સ્વામીજીની નિંદામાં ‘દયાનંદ પરાભૂતિ’ અને ‘દુર્જનમુખ મર્દન’ નામનાં બે નાનાં પુસ્તકો પણ પ્રકાશિત કરવામાં આવ્યાં. ત્યાર બાદ ‘દૂષણમાલિકા’ નામના એક બીજા નાના

---

૧. મહર્ષિ દયાનંદ, પંડિત ઇન્દ્ર વિદ્યાવાચસ્પતિ, પાન ૧૬૨-૩. - સંપાદક

પુસ્તક દ્વારા પણ સ્વામીજી પર કાદવ ઉછાળવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. લોકો સ્વામીજીનો ઉપદેશ સાંભળવા ન જાય એવો પ્રતિબંધ લગાવવાનો પણ પ્રયત્ન કરવામાં આવ્યો, પરંતુ એમાં પંડિતો બહુ સફળ ન રહ્યા.

**નિષ્પક્ષ સંમતિ :** આ શાસ્ત્રાર્થમાં કેટલીક નિષ્પક્ષ વ્યક્તિઓ પણ હાજર હતી. તેમણે તથા કેટલાંક નિષ્પક્ષ સમાચારપત્રોએ સ્વામીજીના વિજયના સમાચાર પ્રકટ કર્યા. જેમ કે : પંડિત સત્યવ્રત સામશ્રમી આ શાસ્ત્રાર્થમાં ઉપસ્થિત હતા અને તેઓ શાસ્ત્રાર્થનું વિવરણ લખી રહ્યા હતા. તેમણે પોતાની 'પ્રત્નકમ્રનંદિની' નામની પત્રિકામાં લખેલા આ શાસ્ત્રાર્થના વૃત્તાંત પરથી સ્પષ્ટ થાય છે કે, કાશીના પંડિતો મૂર્તિપૂજાના સમર્થનમાં વેદોનું એક પણ પ્રમાણ આપી શક્યા નહિ. 'રોહેલખંડ સમાચાર'માં સમાચાર પ્રકાશિત થયા કે, સ્વામી દયાનંદે કાશીના પંડિતોને જીતી લીધા છે અને પંડિતોએ ખોટી રીતે પોતાને વિજયી ઘોષિત કર્યા છે. 'જ્ઞાનપ્રદાયિની' પત્રિકામાં પ્રકટ કરવામાં આવ્યું કે, કાશીના પંડિતો મૂર્તિપૂજાને વેદોનાં પ્રમાણોથી સિદ્ધ કરી શક્યા નહિ. 'ધ હિંદુ પેટ્રિઅટ'માં છપાયું કે, પંડિતો પોતાના જ્ઞાનનું બહુ અભિમાન કરતા હતા, પરંતુ સ્વામી દયાનંદ સામે તેમની જબરી હાર થઈ. આ ઉપરાંત બીજી પણ અનેક પત્રિકાઓએ તથા વ્યક્તિઓએ સ્વામીજીના વિજયના સમાચારો પ્રકાશિત કર્યા.

કાશીના પંડિતોએ સ્વામીજીના ઉપદેશ સાંભળવાનો પ્રતિબંધ લગાવતાં વિજ્ઞાપનો પ્રકાશિત કર્યાં, પરંતુ એ નિષ્ફળ નીવડ્યાં. કેટલાક લોકો તો પહેલાં કરતાં પણ અધિક ઉત્સુકતાથી સ્વામીજીનો સદુપદેશ સાંભળવા આવવા લાગ્યા. આ શાસ્ત્રાર્થના સમાચાર દેશભરમાં ફેલાયા અને સ્વામીજીનું નામ ચારે દિશાઓમાં ગુંજતું થઈ ગયું.

**શાસ્ત્રાર્થ માટે વારંવાર આહ્‌વાન :** આ શાસ્ત્રાર્થ બાદ સ્વામીજી પાંચ વાર કાશી આવ્યા. તેઓ દરેક વખતે કાશીના પંડિતોને મૂર્તિપૂજાને વેદોક્ત સિદ્ધ કરવાનો પડકાર ફેંકતા હતા. પરંતુ પોતાના મિથ્યા વિજયનો ઢોલ પીટનાર કોઈ માઈનો લાલ ક્યારેય તેમની સામે ફરક્યો નહિ. આ અંગે સ્વામીજીએ આત્મકથનમાં કહ્યું છે :

> **'હું જ્યારે જ્યારે કાશી જાઉં છું, ત્યારે ત્યારે કોઈને વેદમાં મૂર્તિપૂજાનું વચન મળી આવે તો મારી પાસે લાવે, એવું વિજ્ઞાપન પ્રકાશિત કરું છું. પરંતુ આજ સુધી કોઈ પંડિતે વેદમાંથી એવું વચન કાઢી આપ્યું નથી.'**

**કાશીનરેશનો પશ્ચાત્તાપ :** શાસ્ત્રાર્થ બાદ જ્યારે સ્વામીજી ફરી એકવાર કાશી આવ્યા ત્યારે કાશીનરેશે સ્વામીજીને પોતાના રાજમહેલમાં સત્કારપૂર્વક આમંત્રિત કર્યા અને શાસ્ત્રાર્થ સમયે પોતે કરેલા અનુચિત વ્યવહાર બદલ ક્ષમાયાચના કરી. દયાના સાગર દયાનંદે ક્ષમાદાન આપીને તેમનો વિષાદ દૂર કર્યો.

**પંડિત રામમિશ્ર શાસ્ત્રીનો ઘમંડ :** કાશીના આ શાસ્ત્રીને પોતાની પંડિતાઈનું ભારે અભિમાન હતું. તેઓ હંમેશાં કહેતાં : 'જો દયાનંદ મારી સાથે શાસ્ત્રાર્થ કરે તો હું તેને મૂર્તિપૂજાનું ખંડન કરવાનું છોડાવી દઉં. પરંતુ મુશ્કેલી એ છે કે એ નાસ્તિકનું મોઢું જોવામાં પણ પાપ છે.' એકવાર તેઓ રાત્રિ સમયે સ્વામીજીની પાસે જઈ પહોંચ્યા અને કહ્યું : 'હું એક છરી લાવ્યો છું. જે શાસ્ત્રાર્થમાં હારશે તેનું નાક કાપી લેવામાં આવશે.' સ્વામીજીએ સસ્મિત કહ્યું : 'પંડિતજી, એક નહિ પણ બે છરીઓ રાખવી જોઈએ. જે હારી જાય તેની જીભ પણ કાપી નાખવી; કારણ કે વાદવિવાદમાં નાક તો બિચારું નિર્દોષ હોય છે, બોલવાનું કામ તો જીભ કરે છે.' પંડિત રામમિશ્ર થોડી વાર ઉદ્દંડતાપૂર્વક બોલતા રહ્યા. સ્વામીજી તેમની વાતોના અતિ સૌજન્યતાપૂર્વક ઉત્તર આપતા રહ્યા. છેવટે પંડિતજી શાંત થઈને જતા રહ્યા.

**મુસલમાનો દ્વારા પ્રાણહરણની કોશિશ :** કાશીમાં સ્વામીજીએ ઈસ્લામ મતની પણ કેટલીક ત્રુટિઓ બતાવી હતી. આથી કેટલાક મુસલમાનો નારાજ થઈ ગયા. એક દિવસ સ્વામીજી ગંગાતટે એકલા આસન લગાવીને બેઠા હતા ત્યારે મુસલમાનોની એક ટુકડી આવી. તેમાંથી બે તાકાતવાનોએ સ્વામીજીના બંને પડખામાં હાથ નાખીને તેમને ઊંચકી લીધા. તેઓ સ્વામીજીને ગંગામાં જળસમાધિ દેવા ઈચ્છતા હતા. પરંતુ સ્વામીજીએ પોતાના બંને હાથેથી પેલા બંનેના હાથને જોરથી દબાવીને પોતાની બગલમાં જકડી લીધા અને બંને ગુંડાઓ સાથે છલાંગ મારીને નદીમાં કૂદી પડ્યા. પછી એ બંનેને પાણીમાં થોડી ડૂબકીઓ ખવડાવીને દયાળુ દયાનંદે તેમને છોડી દીધા. એ બંને માંડ બહાર નીકળી શક્યા. હવે તેઓ પોતાના સાથીઓ સાથે હાથમાં પથ્થર લઈને સ્વામીજી માથું બહાર કાઢે તો તેના પર પ્રહાર કરીને મારી નાખવાના ઈરાદે ઊભા રહ્યા. પરંતુ સ્વામીજી તેમનો ઈરાદો પામી ગયા. આથી તેઓ પ્રાણાયામ દ્વારા પોતાનો શ્વાસ રોકીને પાણીમાં જ રહ્યા. અંધારું થતાં બદમાશો સ્વામીજી ડૂબી ગયા છે એમ માનીને ચાલ્યા ગયા. ત્યાર બાદ સ્વામીજી બહાર નીકળીને પોતાના ઉતારે પહોંચી ગયા.

**ઝેરી ભોજન અને પાન :** એક દિવસ બહુ જ ભક્તિભાવ પ્રદર્શિત કરતો એક માણસ સ્વામીજી માટે ભોજન લાવ્યો. પરંતુ સ્વામીજીએ તો ભોજન કરી લીધું હતું. આથી તેમણે તેના ભોજનનો અસ્વીકાર કર્યો. આથી પેલા કપટી માણસે ભોજન નહિ તો પાન ગ્રહણ કરવાનો આગ્રહ કર્યો. સ્વામીજી પાનનું બીડું ખોલીને જોવા માંડ્યા ત્યાં તો પેલો વંચક ભાગી નીકળ્યો, કારણ કે ભોજન અને પાન બંનેમાં ઝેર ભેળવેલું હતું.

**ભયંકર હુંકાર :** કાશીમાં સ્વામીજીને શારીરિક ક્ષતિ પહોંચાડવા માટે કેટલાક ગુંડાઓ તેમની પાછળ ફરતા હતા. એક દિવસ સ્વામીજી મસ્તીથી ચાલ્યા જતા

હતા ત્યારે તેમણે પાછળ જોયું તો એક હૃષ્ટપુષ્ટ ગુંડો લાકડી લઈને તેમની પાછળ આવી રહ્યો છે. સ્વામીજીએ એવો હુંકારનાદ કર્યો કે તે ડરીને ભાગી ગયો.

**નાસ્તિક મતનું સમાધાન :** બનારસ કૉલેજમાં અભ્યાસ કરતા ભરતપુરનરેશ, રીંવાના રાજા તથા તિરવાના શાસક રુડોલ્ફ હાર્નલી નામના એક વિદેશી પાદરી સાથે સ્વામીજીને મળવા આવ્યા અને તેઓએ નાસ્તિકતાના સમર્થનમાં વાતચીત કરી.[૧] સ્વામીજીએ અનેક તર્કબદ્ધ દલીલો દ્વારા ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરીને આ આગંતુકોનું સમાધાન કર્યું.

**એક વિચાર :** અહીં એક વિચાર કરવા જેવો છે : શું સ્વામી દયાનંદ પણ રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ વગેરેની માફક પૌરાણિક હિંદુધર્મની બધી જ પ્રચલિત માન્યતાઓ અને રૂઢિઓનો સ્વીકાર કરીને અથવા તેની મનગમતી વ્યાખ્યાઓ કરીને અધિક લોકપ્રિય થઈ શક્યા ન હોત ? શા માટે તેમણે અંધશ્રદ્ધા, અંધવિશ્વાસ, કુરીતિઓ વગેરે સાથે કોઈ પણ જાતનું સમાધાન કર્યા વગર ખંડનમંડનનો કાર્યક્રમ અપનાવીને જાનની બાજી ખેલ્યા ? એવું લાગે છે કે તેમણે આ માર્ગ એટલે અપનાવ્યો હતો કે તેઓ બીજા ધર્માચાર્યોથી બિલકુલ જુદી જ પ્રકૃતિના હતા અને એક સંન્યાસી તરીકે તેઓ આ કાર્યને પોતાનું કર્તવ્ય સમજતા હતા. અજ્ઞાન-અંધકાર, પાખંડ, શોષણ વગેરેની સામે નમતું જોખવાનું તેમનાં લોહીમાં જ ન હતું.

• • •

૧. ભાવેશ મેરજાના ૩૮૨ પાનાંના 'સ્વામી દયાનંદનો કાશી શાસ્ત્રાર્થ' નામના ગુજરાતી પુસ્તકમાં પાન ૨૮૯-૨૯૧ પર રુડોલ્ફ હાર્નલીનો પરિચય આપવામાં આવ્યો છે. તેમણે કાશી શાસ્ત્રાર્થનું વિવેચનાત્મક વિવરણ અંગ્રેજીમાં લખીને કલકત્તાથી નીકળતાં 'ધ ક્રિશ્ચિયન ઈન્ટેલિજન્સર' નામના પત્રના માર્ચ ૧૮૭૦ના અંકમાં પ્રકાશિત કર્યું હતું, જે 'સ્વામી દયાનંદનો કાશી શાસ્ત્રાર્થ'નાં પાન ૨૨૪-૨૪૯ પર આપવામાં આવ્યું છે. તેઓ સ્વામી દયાનંદથી પરિચિત હતા અને કાશી શાસ્ત્રાર્થમાં હાજર હતા. - સંપાદક

: ૧૦ :

# વિરાટ પગલાં : પ્રયાગ-કલકત્તા-પ્રયાગ

કાશીના શાસ્ત્રાર્થે સ્વામી દયાનંદને દેશભરમાં પ્રખ્યાત કર્યા. જનજાગૃતિ અને સમાજસુધારાના કાર્યની આ ત્રીજી અવસ્થા હતી. સ્વામીજીનું કાર્યક્ષેત્ર વિસ્તૃત થઈ રહ્યું હતું. તેમના ધર્માંદોલનની ચર્ચા દેશનાં મહાનગરોમાં પણ થવા લાગી હતી. દેશની અવદશાથી કેટલાક અન્ય સુધારકો તથા પ્રગતિશીલ મહાનુભાવો પણ ચિંતિત હતા. આથી તેઓ પણ સ્વામીજીને પોતાના નગરમાં પધારવાનું નિમંત્રણ આપવા માંડ્યા.

**કાર્યક્ષેત્રનો વિસ્તાર :** સ્વામીજીની કીર્તિની સાથે સાથે તેમનું દૃષ્ટિક્ષેત્ર પણ વિસ્તૃત થઈ રહ્યું હતું. આથી તેમણે પોતાની કાર્યપદ્ધતિમાં પણ જરૂરી પરિવર્તન કરવા માંડ્યું. જેમ કે, પહેલાં તેઓ પોતાના સ્થાને બેસીને ઉપદેશ અથવા શાસ્ત્રાર્થ કરતા હતા, પરંતુ હવે તેઓ જાહેર સભાઓમાં પ્રવચનો કરવા લાગ્યા. પહેલાં તેઓ ફક્ત સંસ્કૃતમાં જ ધર્મોપદેશ કરતા હતા, પરંતુ આગળ જતાં તેમણે આર્યભાષા હિંદીનો પ્રયોગ શરૂ કર્યો. શરૂઆતનાં વર્ષોમાં તેઓ માત્ર કૌપીન જ પહેરતા હતા, પરંતુ બાદમાં પૂરાં વસ્ત્રો પહેરીને સભાઓમાં જવા માંડ્યા.

આ પરિવર્તનો ધીરે ધીરે થયાં અને સ્વામીનાં કાર્યોના વિસ્તાર માટે એ ઉપયોગી પુરવાર થયાં. તેઓ દેશાટન દરમિયાન અનેક સુધારાવાદી લોકોને મળતા રહ્યા અને તેઓની સાથે વિચારવિમર્શ કરવાથી તેમને કેટલાક નવા નવા વિચારો પણ મળ્યા, જેને તેઓ પોતાના કાર્યક્રમોમાં સ્થાન આપતા ગયા. સુધારાની કાર્યશક્તિ હવે નિર્માણરૂપે પ્રગટ થવા લાગી હતી, જેને લીધે આગળ જતાં સ્વામી દયાનંદ મહાન વિચારો અને કાર્યોના કેન્દ્રરૂપ બનીને એક ઋષિ સ્વરૂપે સન્માન પામવા લાગ્યા. ઋષિત્વના આ શિખર પર ચડવા માટેની સીડીના પગથિયાનો નિર્દેશ આપણે પૂર્વ પ્રકરણમાં કાશીનરેશે કરેલા પશ્ચાત્તાપરૂપે જોઈ ગયા છીએ.

સ્વામીજીએ લગભગ ચાર માસ કાશીમાં નિવાસ કરીને ૨૯ જાન્યુઆરી, ૧૮૭૦ના રોજ પ્રયાગ જવા પ્રસ્થાન કર્યું.

**પ્રયાગના માઘી કુંભમાં :** સંવત ૧૯૨૬ મહા સુદ ૫, શનિવાર - ૫ ફેબ્રુઆરી, ૧૮૭૦ના રોજ સ્વામીજી મિરજાપુર થઈને પ્રયાગ આવ્યા અને વાસુકિ મંદિરમાં

ઉતારો કર્યો. ત્યારે અહીં માઘી કુંભનો મેળો ચાલતો હતો. તેમના આગમનના સમાચાર શહેરમાં સર્વત્ર ફેલાઈ ગયા. લોકો સ્વામીજીને મળવા અને ધર્મોપદેશ શ્રવણ કરવા આવવા લાગ્યા. સેંકડો સાધુસંતો પણ સ્વામીજી પાસે આવતા હતા. એક દિવસ એક સાધુનો સ્વામીજી સાથે પ્રવૃત્તિ-નિવૃત્તિ માર્ગ પર વાર્તાલાપ થયો.

**પ્રવૃત્તિ-નિવૃત્તિ માર્ગ :** સ્વામીજીએ એક દિવસ એ વિષય પર પ્રવચન કરતાં કહ્યું :

**'એકાંતિક નિવૃત્તિમાર્ગ મનુષ્યની ઉન્નતિમાં બાધક છે. જનસમાજને સાંસારિક કર્તવ્યોથી વિમુખ કરવાનો ઉપદેશ આપનારા કહેવાતા નિવૃત્તિમાર્ગી સાધુ-સંન્યાસીઓ સ્વયં ઘરે ઘરે ભીખ માગીને પેટ ભરે છે, શું આ વિડંબના નથી ? વૈદિક ધર્મ આપણને ભાગ્યવાદી, અકર્મણ્ય અને પલાયનવાદી બનવાનો ઉપદેશ નથી આપતો. કર્મનિષ્ઠા, પુરુષાર્થ અને મુશ્કેલીઓની સામે ઝઝૂમવું એ જ વાસ્તવમાં જીવન છે. ક્રિયાત્મક જીવન જ જીવન છે. વેદવિહિત કર્મો કરવાં એ જ પ્રવૃત્તિમાર્ગ છે અને નિષેધ કર્મોનો ત્યાગ કરવો એ જ નિવૃત્તિમાર્ગ છે. લોકકલ્યાણ માટે પોતાનાં સુખોનો ત્યાગ કરવો અને જીવન સુધ્ધાં સમર્પિત કરી દેવું એ જ સર્વોત્તમ ત્યાગ છે.'**

**દેશની દરિદ્રતા :** એક દિવસ સાંજે સ્વામીજી ગંગાતટ પર બેસી સૃષ્ટિને નિહાળી રહ્યા છે. એટલામાં જુએ છે કે એક સ્ત્રી પોતાના મૃત બાળકના શબને લઈને પાણીમાં પ્રવેશે છે. થોડા ઊંડા પાણીમાં જઈને તે કફનનું કપડું ઉતારી લે છે અને કરુણ આક્રંદ સાથે પોતાના બાળકના શબને પ્રવાહમાં વહેતું મૂકી દે છે, અને પેલું કપડું પોતાની સાથે લઈને રોતી રોતી પોતાના ઘર ભણી ચાલી નીકળે છે. આ દૃશ્ય જોઈને સ્વામીજીનું હૃદય ભરાઈ આવ્યું. પોતાના દેશની આવી દારુણ દરિદ્રતા જોઈને તેમનાં આંસુ ટપકવાં લાગ્યાં. તેમના મનમાં વિચાર ઊઠ્યો કે હવે તો મારે ગરીબોની - આમજનતાની જ ભાષામાં મારા જ્ઞાનનો પ્રચાર કરીને તેઓનાં દુ:ખો ફેડવાના પ્રયત્નો કરવા રહ્યા.

**ખ્રિસ્તી થતા બચાવ્યા :** પ્રયાગમાં કેટલાક લોકો ખ્રિસ્તી મત સ્વીકાર કરવા તૈયાર થઈ ગયા હતા. સ્વામીજીએ તેઓને ઉપદેશ આપ્યો અને તેઓના સંશય દૂર કર્યા. આથી એ લોકોએ ખ્રિસ્તી બનવાનું માંડી વાળ્યું. સ્વામીજીએ સ્વકથિત જન્મચરિત્રમાં કહ્યું છે : 'પ્રયાગમાં મને મારી નાખવા માટે મારાઓ આવ્યા હતા, પરંતુ માધવપ્રસાદ નામના એક ભદ્ર પુરુષે મને બચાવી લીધો હતો. આ માધવપ્રસાદ ખ્રિસ્તી થઈ જવાનો હતો અને તેણે બધા પંડિતોને નોટિસ આપી રાખી હતી કે, જો તમે લોકો મને ત્રણ મહિનામાં આર્યધર્મમાં વિશ્વાસ નહિ કરાવી શકો તો હું ખ્રિસ્તી થઈ થઈશ. મેં તેને આર્યધર્મ વિશે ખાતરી કરાવી આપી. આથી તે વટલાતા બચી ગયો.'

**દુરાચારીની કાયાપલટ :** માધવચંદ્ર ચક્રવર્તી નામનો એક માણસ મદ્યમાંસનું સેવન કરતો હતો અને દુરાચારી હતો. તેનું મન હિંદુ ધર્મ પરથી ઊઠી ગયું હતું અને તે નાસ્તિક થઈ ગયો હતો. તેને પોતાની તર્કશક્તિ પર ઘમંડ હતો. તેણે ઈશ્વરની સત્તાના ખંડનમાં ૧૦૧ પ્રશ્નો લખી રાખ્યા હતા, જેના કોઈ ઉત્તર આપી શકતું નહોતું. તેણે પોતાના એ પ્રશ્નો સ્વામીજી સમક્ષ મૂક્યા. દર્શનશાસ્ત્રોના પારગામી વિદ્વાન સ્વામીજી માટે આ પ્રશ્નોના ઉત્તર આપવા સામાન્ય વાત હતી. સ્વામીજીના ઉત્તર સાંભળીને તેનું સમાધાન થઈ ગયું અને તેનું જીવન પણ પરિવર્તિત થઈ ગયું. તે સ્વામીજીની પ્રેરણાથી દુરાચાર છોડીને સંધ્યા-અગ્નિહોત્ર વગેરે કરવા લાગ્યો. મહાપુરુષોનો સંગ દુરાચારી માટે પણ કેવો પ્રેરણાદાયી બની રહેતો હોય છે, તેનું આ ઉદાહરણ છે.

**બંને ગુરુભાઈઓ શાસ્ત્રાર્થથી વિમુખ :** કાશીના સ્વામી વિશુદ્ધાનંદ અને હાથરસના પંડિત હરજસરાય બંને ગુરુભાઈઓ હતા. તેઓ પ્રયાગના કુંભમાં આવ્યા હતા અને પોતાની વિદ્વત્તાની બડાઈ હાંકતા હતા. આથી સ્વામીજીએ તેમને શાસ્ત્રાર્થ માટે પડકાર્યા, પરંતુ એ વાક્શૂરા પંડિતો શાસ્ત્રાર્થ માટે તૈયાર ન થયા.

**અન્ય મહાનુભાવોનો મેળાપ :** બ્રહ્મસમાજના નેતા અને કવિવર રવીન્દ્રનાથ ટાગોરના પિતાજી દેવેન્દ્રનાથ ટાગોર પ્રયાગના આ કુંભમાં આવ્યા હતા. તેઓ સ્વામીજીને મળ્યા અને કલકત્તા પધારવા અનુરોધ કર્યો. અહીં સ્વામીજીને પોતાના પૂર્વ પરિચિત અને મિત્ર એવા કાશીનિવાસી પંડિત જ્યોતિસ્વરૂપનો પણ મેળાપ થયો.

**માજી હરિકુંવરી વડનગરી :** માજી હરિકુંવરી નામનાં એક ગુજરાતી વિદુષી મહિલા કાશીના વરુણાસંગમ પર આવેલી આનંદગુફામાં નિવાસ કરતાં હતાં. તેઓ પણ આ કુંભમાં આવ્યાં હતાં. આથી તેમણે અહીં સ્વામીજીનાં દર્શન કર્યાં અને તેમની સાથે શાસ્ત્રચર્ચા કરીને આનંદિત થયાં.[૧]

**કપાળનો નહિ, આત્માનો શૃંગાર કરો :** એક દિવસ બે ચક્રાંકિત વૈષ્ણવો ધર્મચર્ચા માટે આવ્યા. તેઓએ કપાળ પર પોતાના સંપ્રદાયનાં તિલક કર્યાં હતાં. એ જોઈને સ્વામીજીએ કહ્યું : 'આ કપાળનો શૃંગાર કરવાના બદલે ઈશ્વરની ઉપાસના દ્વારા આત્માનો શૃંગાર કરો. આવાં તિલક વગેરેનો આડંબર કરવો એ મહાત્માઓનું કામ નથી. ખેદની વાત છે કે લોકોને આવાં ચિહ્નો કરવામાં તો રસ છે, પરંતુ યોગાભ્યાસમાં રસ નથી.'

---

૧. માજી હરિકુંવરી વિશે આ જ પુસ્તકના પાન ૯૦ પર આપવામાં આવેલી પાદટીપ ૧ દ્રષ્ટવ્ય છે. – સંપાદક

**પંડિત મોતીરામ :** મિરજાપુરના આ સંસ્કૃતજ્ઞ વિદ્વાને સ્વામીજી સાથે મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા અને તેની વિધિમાં પૌરાણિકો દ્વારા બોલવામાં આવતા વેદમંત્રો વિશે ચર્ચા કરી. સ્વામીજીએ એ મંત્રોના વાસ્તવિક અર્થ સમજાવ્યા અને જણાવ્યું કે, આ વેદમંત્રોને મૂર્તિપૂજા, પ્રાણપ્રતિષ્ઠા, નવગ્રહ પૂજન વગેરે સાથે કોઈ લેવાદેવા નથી. આ પૌરાણિક પંડિતો ગમે તે વેદમંત્રોના અર્થ સમજ્યા વગર પાઠ કરવા લાગે છે. વેદોમાં આવા કર્મકાંડો વિશે કશું જ લખવામાં આવ્યું નથી.

**મિરજાપુર :** સંવત ૧૮૨૬ ફાગણ મહિનામાં સ્વામીજી મિરજાપુર આવ્યા અને મૂર્તિપૂજા વગેરે કુરીતિઓનું ખંડન કરવા લાગ્યા. સ્વામીજીની સિંહગર્જનાથી વિરોધીઓ કંપી ઊઠ્યા અને તેમના પ્રાણહરણના ઉપાયો કરવા લાગ્યા.

**પુરશ્ચરણનો પ્રપંચ :** ત્યારે એક તાંત્રિક ઓઝો અહીં આવ્યો હતો. તેણે જાહેર કર્યું : 'મારી પાસે એક સિદ્ધ યંત્ર અને મંત્ર છે. જો કોઈ પુરશ્ચરણ કરાવે તો દયાનંદનું એકવીસમે દિવસે મૃત્યુ થાય તેમ છે.' એક શેઠ એ માટે ખર્ચ આપવા તૈયાર થયા. આથી ઓઝાએ પુરશ્ચરણનું નાટક શરૂ કર્યું. પરંતુ બન્યું એવું કે ત્રીજા દિવસે પેલા શેઠને જ કોઈ કારણસર ગળામાં ફોલ્લો નીકળી આવ્યો અને એ વધતો જ ગયો. આથી તેને ખાવાપીવામાં અને બોલવામાં કષ્ટ થવા માંડ્યું. પુરશ્ચરણની સમાપ્તિનો દિવસ નજીક આવતો હોવાથી ઓઝાએ શેઠ પાસે જઈને બલિદાનની સામગ્રી માંગી અને કહ્યું : 'પ્રયોગ સમાપ્ત થાય અને બલિ આપીએ એટલે તરત જ દયાનંદનું માથું ધડથી અલગ થઈ જશે.' શેઠે વેદનાપૂર્વક કહ્યું : 'અરે ભાઈ, દયાનંદનું માથું તો પડતાં પડશે પણ મારું માથું તો પડી જ રહ્યું છે. મહેરબાની કરીને પુરશ્ચરણ બંધ કરો.' આ રીતે આ પાખંડ અધવચ્ચે જ બંધ થઈ ગયું. આવાં આવાં પાખંડો અને અંધશ્રદ્ધાને કારણે આપણી દુર્દશા થઈ છે.

**છોટુગિરિની દુષ્ટતા :** છોટુગિરિ મિરજાપુરના બુઢ્ઢા મહાદેવના મંદિરનો પૂજારી હતો. તે સ્વામીજીના ખંડનકાર્યથી અત્યંત ગુસ્સે થયેલ હતો. એક દિવસ તે ઉદ્દંડ માણસ પોતાના કેટલાક સાથીઓને લઈને સ્વામીજી પાસે આવ્યો અને બોલ્યો : 'બચ્ચા, હું તારો ગુરુ છું. તું શિવલિંગપૂજાનું ખંડન કરે છે ને ? આજે તને મજા ચખાડું છું.' સ્વામીજી આવી લુખ્ખી ધમકીઓથી થોડા ડરી જાય એવા હતા. તેમણે લલકાર કરતાં કહ્યું : 'જો હું તારા જેવાની ધમકીઓથી ડરતો હોત તો દેશભરમાં જે પ્રચાર કરી રહ્યો છું એ ન કરતો હોત.' સ્વામીજીએ પોતાના સેવકોને કહ્યું : 'તમે લોકો બહારથી દરવાજા બંધ કરી દો. હું એકલો જ આને બરાબરની મજા ચખાડું છું.' સ્વામીજીનું આ ઉગ્ર રૂપ જોઈને છોટુગિરિનો પરસેવો છૂટી ગયો અને તેનો ઘમંડ ચકનાચૂર થઈ ગયો. તે તરત જ વીલા મોઢે ચાલ્યો ગયો. ત્યાર બાદ તેણે બે ગુંડાઓને તૈયાર કરીને સ્વામીજીને મારવા મોકલ્યા, પરંતુ તે બંને સ્વામીજીના પ્રચંડ હુંકાર માત્રથી ભયભીત થઈને ચાલ્યા ગયા.

**કુલ્લૂક-ઉલ્લૂક :** પંડિત ગજાધરે મનુસ્મૃતિના ટીકાકાર કુલ્લૂક ભટ્ટ દ્વારા 'ચક્રી' શબ્દનો અર્થ ઘાંચી કે તેલી કર્યો છે, એ વિશે પૂછતાં સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું : 'કુલ્લૂક તો ઉલ્લૂક છે. ઘાંચી પાસે તો ઘાણી હોય છે, પરંતુ કુંભાર પાસે ચક્ર હોવાથી તેને 'ચક્રી' કહે છે.'

**બાબા બાલકૃષ્ણ :** આ બાબા આમ તો સ્વામીજીના પ્રશંસક હતા, પરંતુ જ્યારે સ્વામીજીએ તેમણે લખેલી મહાભારતની નવીન ટીકામાં વ્યાકરણની ભૂલો બતાવી ત્યારથી તેઓ નારાજ થઈ ગયા. સ્વામીજીએ એ ભૂલો સમજાવવા માટે તેમને મળવા બોલાવ્યા, પરંતુ તેઓ ન આવ્યા.

**બે પંડિતો :** એક દિવસ ગોવિંદ ભટ્ટ અને જયશ્રી નામના બે પંડિતો સ્વામીજી પાસે શાસ્ત્રાર્થ કરવા આવ્યા. પંડિત ગોવિદ ભટ્ટને પોતાના ભાગવતના જ્ઞાનનું બહુ જ અભિમાન હતું. તેથી તેમણે પ્રથમ ભાગવત વિષય પર વાદ ચલાવ્યો. પરંતુ વચ્ચે મૂર્તિપૂજાનો વિષય ચર્ચાતા પંડિત જયશ્રીએ પ્રમાણ માંગ્યું. સ્વામીજીએ તરત જ 'न तस्य प्रतिमाऽस्ति' (યજુર્વેદ ૩૨.૩) આ મંત્ર દ્વારા મૂર્તિપૂજાનું ખંડન કર્યું. હજુ વાર્તાલાપ ચાલી જ રહ્યો હતો એટલામાં કોઈએ વચ્ચે તાલી પાડી. શાસ્ત્રાર્થની ગંભીરતાને આ રીતે હાનિ પહોંચાડવાની કોશિશ કરનારને સ્વામીજી વઢ્યા. પંડિત સરયુપ્રસાદ શુક્લે વચ્ચે પડીને મામલો શાંત કર્યો. એટલામાં સાંજ પડવા આવી અને સંધ્યા-ઉપાસનાનો સમય થઈ ગયો હોવાથી સ્વામીજીએ શાસ્ત્રાર્થ પૂરો કર્યો.

**પાદરી સાથે વાર્તાલાપ :** એક દિવસ પાદરી મૈથર સ્વામીજીને મળવા આવ્યા અને વાર્તાલાપમાં કહ્યું : 'જો આપને વેદોની વર્તમાન ટીકાઓ કે ભાષ્યો ઠીક લાગતાં ન હોય તો પછી આપ સ્વયં તેની કોઈ ટીકા કે ભાષ્ય કેમ નથી લખતા ?' સ્વામીજીએ વિનમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો : 'વેદો પર ટીકા કે ભાષ્ય લખવું એ કોઈ સાધારણ કામ નથી. એ માટે અસાધારણ પ્રતિભા, વિદ્વત્તા, તપથી પવિત્ર થયેલી પ્રજ્ઞા, યોગસિદ્ધ પ્રાતિભ જ્ઞાન વગેરેની અપેક્ષા રહે છે. આવી યોગ્યતા ધરાવતી વ્યક્તિ જ વેદભાષ્ય કરી શકે છે.' એ સ્પષ્ટ છે કે સ્વામીજી સ્વયં ધીરે ધીરે આ પ્રકારની યોગ્યતા પ્રાપ્ત કરી રહ્યા હતા.

**અંગ્રેજી ભાષા :** મિરજાપુરમાં સ્વામીજીએ બનવારીલાલ નામના એક બંગાળીને અંગ્રેજી ભાષા શીખવવા તથા મેક્સમૂલરકૃત વેદોની અંગ્રેજી ટીકાનો અનુવાદ સંભળાવવા માટે વેતન આપીને નિયુક્ત કર્યો હતો.

**વૈદિક પાઠશાળાની સ્થાપના :** સંવત ૧૯૨૬ના ચૈત્રમાં સ્વામીજીએ મિરજાપુરમાં ચૌધરી ગુરુશરણની આર્થિક સહાયતાથી અને તેમણે જ આપેલા એક મકાનમાં પાઠશાળા શરૂ કરી, જેમાં સ્વામીજીએ પોતાના સહપાઠી પંડિત યુગલકિશોર અને પંડિત બળદેવપ્રસાદને અધ્યાપક તરીકે નિયુક્ત કર્યા.

**કાશી :** સંવત ૧૯૨૬ ચૈત્ર સુદ (સન ૧૮૭૦)માં સ્વામીજી ત્રીજીવાર કાશી આવ્યા. તેઓ પહેલાંની જેમ જ મૂર્તિપૂજા વગેરે અવૈદિક પાખંડોનું ખંડન કરતા રહ્યા. એટલું જ નહિ, તેમણે કાશીના પંડિતોને શાસ્ત્રાર્થ માટે લલકારતું એક વિજ્ઞાપન પ્રકાશિત કર્યું અને મંદિરો તથા અન્ય સાર્વજનિક સ્થાનો પર ચોંટાવડાવ્યું. પરંતુ કોઈ પણ પંડિત સામે આવ્યા નહિ.

**અદ્વૈતમતખંડન :** સ્વામી દયાનંદે અનુભવ્યું કે સ્વામી શંકરાચાર્યના નામે પ્રવર્તિત નવીન વેદાંત, અદ્વૈતવાદ, 'બ્રહ્મ સત્ય, જગત મિથ્યા'વાદ અથવા માયાવાદના પ્રચારને કારણે ભારતવાસીઓમાં અકર્મણ્યતા, આળસ, પ્રમાદ, ઉદાસીનતા વગેરેના ભાવ ઉત્પન્ન થઈ રહ્યા છે. આથી સ્વામીજીએ તેના ખંડનમાં 'અદ્વૈતમતખંડન' નામનો એક લઘુગ્રંથ લખીને પ્રકાશિત કર્યો. સ્વામીજી પોતાના સંન્યાસ આશ્રમની શરૂઆતમાં અદ્વૈતવાદી રહ્યા હતા, પરંતુ બાદમાં વેદો પર અધિક વિચાર કર્યા બાદ તેઓ ઈશ્વર-જીવ-પ્રકૃતિરૂપી ત્રણ અનાદિ સત્તાઓના વૈદિક સિદ્ધાંતમાં વિશ્વાસ ધરાવતા હતા.

**કાસગંજ :** કાશીથી પ્રસ્થાન કરીને સોરો થઈને સ્વામીજી સંવત ૧૯૨૬ જેઠમાં કાસગંજ આવ્યા. અહીં પંડિત સુખાનંદ, અયોધ્યાપ્રસાદ તથા બીજા અનેક લોકોએ સ્વામીજીને બગીમાં બેસાડીને શોભાયાત્રા કાઢીને તેમનું સન્માન કર્યું.

**વૈદિક પાઠશાળાની સ્થાપના :** કાસગંજમાં પાઠશાળાની સ્થાપના કરવામાં આવી અને ફરુખાબાદની પાઠશાળાના અધ્યાપક પંડિત દુલારામને તેડાવીને તેમને અહીંનું અધ્યાપનકાર્ય સોંપવામાં આવ્યું. આ પાઠશાળામાં નીચેના નિયમો રાખવામાં આવ્યા :

૧. વિદ્યાર્થીને સંધ્યા શિખવાડીને જ પ્રવેશ આપવો.
૨. વેદ, અષ્ટાધ્યાયી, મહાભાષ્ય અને મનુસ્મૃતિ ભણાવવાં.
૩. જો કોઈ વિદ્યાર્થી સૂર્યોદય પહેલાં ઊઠીને સંધ્યા ન કરે તો તેને એ દિવસે સાંજે સંધ્યા કર્યા પછી જ ભોજન આપવું.
૪. ફક્ત બહારથી આવેલા વિદ્યાર્થીઓને જ ભોજન આપવામાં આવશે. સ્થાનિક વિદ્યાર્થીઓને અહીં ભોજન આપવામાં આવશે નહિ.
૫. વિદ્યાર્થીઓએ એક જગ્યાએ હવનકુંડ બનાવીને સવાર-સાંજ અગ્નિહોત્ર કરવાનો રહેશે.

**વિદ્યાર્થીને ઉપદેશ :** સ્વામીજી પોતાની સાથે રહેતા સેવકો અને વિદ્યાર્થીઓને સૂક્ષ્મ પાપથી બચવાનો ઉપદેશ આપતા. એક દિવસ સ્વામીજી પાસેના બાગમાં સ્નાન કરવા જઈ રહ્યા હતા અને રામપ્રસાદ નામનો એક વિદ્યાર્થી તેમની પાછળ

ચાલ્યો આવતો હતો. તેણે રસ્તામાં એક પાકી કેરી પડેલી જોઈને ઉઠાવી લીધી. સ્વામીજીએ કહ્યું : 'રામપ્રસાદ, આ તારો કે તારા બાપદાદાનો બાગ નથી. આથી કોઈની વસ્તુ લઈને તેં ચોરી જ કરી છે.' પોતાના સ્થાન પર આવીને સ્વામીજીએ તેને એક રૂપિયાનો દંડ ફટકાર્યો.

**સાંઢ-દમન :** સ્વામીજીમાં બ્રહ્મચર્યની કઠોર સાધના અને યોગાભ્યાસથી અતુલ બળ હતું. એક દિવસ બજારમાં એક માતેલો સાંઢ લોકોની પાછળ દોડતો અને કેટલાયને કચડતો ધસ્યો આવતો હતો. લોકો ઓટલા પર ચડી ગયા અને સ્વામીજીને 'મહારાજ, ખસી જાઓ, ઉપર ચડી જાઓ' એવો પોકાર કરવા લાગ્યા. પરંતુ સ્વામીજી જરા પણ થડક્યા વિના સીધા સાંઢની સામે જ ચાલ્યા. સાંઢ પોતાની મેળે રસ્તો છોડીને ગરીબ ગાયની જેમ એક તરફ ચાલ્યો ગયો. લોકોએ આવીને પૂછ્યું : 'સ્વામીજી, સાંઢે આપને શિંગડે ચડાવ્યા હોત તો ?' સ્વામીજીએ મંદ મંદ હસતાં કહ્યું : 'શિંગડાં પકડીને તેને દૂર હડસેલી દેત !'

**અનૂપ શહેર :** સંવત ૧૯૨૬ આસોમાં સ્વામીજી આજુબાજુનાં ગામડાંમાં ભ્રમણ કરતાં કરતાં અનૂપ શહેર આવી પહોંચ્યા.

**રામલીલાનું ખંડન :** એ દિવસોમાં અહીં રામલીલા ચાલતી હતી. સ્વામીજીએ તેનું ખંડન કરતાં એ બંધ થઈ ગઈ. આથી તેના આયોજક નાયબ મામલતદાર કલ્યાણસિંહ નારાજ થયા. તેઓ સ્વામીજીને નીચા દેખાડવા માટે રામઘાટ નિવાસી સ્વામી કૃષ્ણાનંદને શાસ્ત્રાર્થ માટે લઈ આવ્યા. કૃષ્ણાનંદ અગાઉ એકવાર રામઘાટમાં સ્વામીજીથી હાર ખાઈ ચૂક્યા હતા. શાસ્ત્રાર્થનું સ્થાન અને દિવસ નક્કી કરવામાં આવ્યાં, પરંતુ કૃષ્ણાનંદને શાસ્ત્રાર્થ કરવાનું સાહસ ન થયું.

**મુસ્લિમ તહસીલદાર :** અનપૂશહરના તહસીલદાર સૈયદ મહમદ સ્વામીજીના નિષ્કલંક જીવન, ઉદારતા અને જનોપકારક કાર્યોથી પ્રભાવિત થઈને તેમના ભક્ત થઈ ગયા.

**પાનમાં ઝેર :** મૂર્તિપૂજાના ખંડનથી રોષે ભરાયેલા એક પૂજારીએ સ્વામીજીને ઝેર ભેળવેલું પાન ખવડાવ્યું. મોઢામાં મૂકતાં જ સ્વામીજી પામી ગયા અને નૌલીક્રિયા દ્વારા ઝેરને પોતાના શરીરમાંથી બહાર કાઢી નાખીને સ્વસ્થ થઈ ગયા. પરંતુ સૈયદ મહમદને આ બનાવની જાણ થતાં તેઓ અપરાધીને પકડીને સ્વામીજી પાસે લાવ્યા. તેમને હતું કે સ્વામીજી મારા પર પ્રસન્ન થશે. તેમણે સ્વામીજીને આ વ્યક્તિ પર કેસ કરવા કહ્યું. પરંતુ કરુણાસાગર દયાનંદે કહ્યું : **'હું સંસારના લોકોને કેદ કરવા નથી આવ્યો. હું તો તેઓને અજ્ઞાન, અવિદ્યા અને અંધકારના કારાગારમાંથી મુક્ત કરવા આવ્યો છું.'** આમ કહીને તેમણે અપરાધીને છોડી મૂકવા કહ્યું અને 'क्षमा वीरस्य भूषणम्'નું વાક્ય સાર્થક કર્યું.

**વાળંદની રોટલી :** એક દિવસ એક વાળંદ પોતાના ઘરેથી સ્વામીજી માટે ભોજન બનાવીને લાવ્યો. સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો. એ જોઈને લોકોએ કહ્યું : 'સ્વામીજી, આ તો વાળંદની રોટલી છે.' સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું : 'આ વાળંદની રોટલી થોડી છે ? આ તો ઘઉંની રોટલી છે !' ઊંચનીચના ભેદ અને અસ્પૃશ્યતાના એ યુગમાં સ્વામીજીનું આ સુધારકાર્ય અનુપમ હતું.

**સૂર્યને અર્ઘ્ય :** એક દિવસ ગંગાના પ્રવાહની નજીક ઊભા રહીને કેટલાક લોકો સૂર્યને જલનું અર્ઘ્ય આપી રહ્યા હતા. આ જોઈને સ્વામીજીએ વિનોદભાવથી કહ્યું : 'અરે ભોળા ભાઈઓ, પાણીમાં પાણી નાખવાથી શો લાભ થવાનો છે ? તેને બદલે જો કોઈ વૃક્ષના મૂળમાં પાણી નાખશો તો કંઈક લાભ પણ થશે.'

**છલેસર :** અનૂપ શહેરથી રામઘાટ અને ચાસી થઈને સંવત ૧૯૨૭ કારતક વદ ૪ શનિવાર - ૧૨ નવેમ્બર, ૧૮૭૦ના રોજ સ્વામીજી છલેસર આવ્યા.

**સ્વાગત સમારોહ :** ઠાકોર મુકુંદસિંહ તથા સેંકડો ભક્તોએ સ્વામીજીનું સ્વાગત કર્યું. તેઓએ સ્વામીજીને પાલખીમાં બેસવા માટે પ્રાર્થના કરી, પરંતુ સ્વામીજી ભક્તગણની સાથે પગપાળા જ ચાલ્યા. અહીં એક બાગમાં ઉતારાની વ્યવસ્થા કરવામાં આવી. દરરોજ સાંજે ઉપદેશ થતો રહ્યો અને પૌરાણિક પંડિતો સાથે શાસ્ત્રાર્થ અને શંકા-સમાધાનનો કાર્યક્રમ પણ થયો.

**પિતા-પુત્રનો મનમેળાપ :** ઠાકોર મુકુંદસિંહ સ્વામીજીના પરમ ભક્ત હતા. તેમણે સ્વામીજીની પાસેથી યજ્ઞોપવીત પણ ધારણ કર્યું હતું. તેમને પોતાના પુત્ર ચંદનસિંહ સાથે મનમેળ ન હતો. આથી સ્વામીજીએ પિતા-પુત્ર બંનેને સમજાવીને તેઓની વચ્ચે મનમેળાપ કરાવ્યો.

**મકાઈના રોટલા :** એક દિવસ એક ખેડૂત મકાઈના મોટા રોટલા લઈને આવ્યો અને સ્વામીજીને અત્યંત શ્રદ્ધાથી તેનો સ્વીકાર કરવા અનુનય કરવા લાગ્યો. સ્વામીજીએ તેનો પ્રેમથી સ્વીકાર કર્યો. ખેડૂત ગદ્‌ગદ થઈ ગયો.

છલેસરથી સ્વામીજી ગંગાતટ પર યાત્રા કરતાં કરતાં રામઘાટ આવ્યા અને ત્યાંથી ફરુખાબાદ આવીને તેમણે સ્થાપિત કરેલી પાઠશાળાનું નિરીક્ષણ કર્યું. ત્યાંથી ૧ માર્ચ, ૧૮૭૨ના રોજ ચોથી વાર કાશી આવ્યા. અહીં દોઢેક મહિનો રોકાઈને પાખંડોનું ખંડન અને વૈદિક ધર્મનો ઉપદેશ કરતા રહ્યા. હંમેશની માફક પંડિતોને શાસ્ત્રાર્થ માટે લલકાર્યા, પણ કોઈ સામે આવ્યું નહિ. હવે સ્વામીજીએ કલકત્તા (હવે કોલકાતા) જવાનો નિર્ધાર કર્યો. તે સમયે એ ભારતની રાજધાની હતું અને બંગાળના સુધારકોની પ્રવૃત્તિઓનું કેન્દ્ર હતું.

**મુગલસરાય :** સંવત ૧૯૨૮ ચૈત્ર સુદ ૮, મંગળવાર - ૧૬ એપ્રિલ, ૧૮૭૨ના રોજ સ્વામીજી મુગલસરાય આવ્યા. અહીં કલકત્તાના પાદરી લાલબિહારી ડે સાથે

પાપ ક્ષમા થાય છે કે નહિ એ વિશે વાર્તાલાપ કર્યો. સ્વામીજીએ સમજાવ્યું કે, પાપનું ફળ અવશ્ય ભોગવવું જ પડે છે.

**ડુમરાંવ :** મુગલસરાય દશ દિવસ રોકાઈને સ્વામીજી ચૈત્ર વદ ૪, શનિવારના રોજ ડુમરાંવ પધાર્યા. અહીં જિજ્ઞાસુઓ સાથે મૂર્તિપૂજા પર વાર્તાલાપ થતાં સ્વામીજીએ સ્પષ્ટ કર્યું કે, વેદોમાં ક્યાંય મૂર્તિપૂજાનું વિધાન જોવા મળતું નથી.

**પંડિત દુર્ગાદત્ત સાથે શાસ્ત્રાર્થ :** આ પંડિતજી શિવપંથી વિદ્વાન હતા. નગરમાં તેમની પ્રતિષ્ઠા હતી. તેઓ નર્મદેશ્વર મહાદેવની પથ્થરની લિંગાકૃતિ હંમેશાં પોતાની સાથે જ રાખતા. શાસ્ત્રાર્થ કરવા આવ્યા ત્યારે પણ તેઓ તેને સાથે લાવ્યા અને તેને એક ખુરશી પર મૂકી. સ્વામીજીએ પૂછ્યું : 'પંડિતજી, આ શું છે ?' પંડિતજીએ કહ્યું : 'આ નર્મદેશ્વર મહાદેવ છે.' સ્વામીજીએ કહ્યું : 'આવા મહાદેવ તો નર્મદાતટ પર અસંખ્ય પડ્યા છે.' મૂર્તિનું પ્રકરણને છોડીને પંડિતજીએ દ્વૈત-અદ્વૈત પર સંવાદ કરવા માંડ્યો. સ્વામીજીએ તેમના 'एकमेवाद्वितीयं ब्रह्म' વાક્યની તાત્ત્વિક ચર્ચા કરીને અદ્વૈતવાદનું ખંડન કરતાં કહ્યું : 'આ વાક્યનો અર્થ એ છે કે ઈશ્વર એક છે, અનેક નથી; અને તે અદ્વિતીય છે, તેના જેવું કોઈ નથી. પરંતુ આનો અર્થ એ નથી કે ઈશ્વર સિવાય બીજું કંઈ છે જ નહિ. ઈશ્વરની સમાન જીવ અને પ્રકૃતિની પણ સત્તા છે.' ફરી મૂર્તિપૂજા પર વાત થતાં સ્વામીજીએ વેદોનું પ્રમાણ માંગતાં પંડિત દુર્ગાદત્તે 'त्र्यम्बकं यजामहे' અને 'ब्राह्मणोऽस्य मुखमासीद्' મંત્રો રજૂ કર્યા. સ્વામીજીએ આ મંત્રોનો સાચો અર્થ કરીને આ મંત્રોનો મૂર્તિપૂજા સાથે દૂર દૂરનો પણ સંબંધ નથી એમ પ્રતિપાદિત કર્યું. આ પ્રસંગે જાબાલોપનિષદ્ વિશે ચર્ચા થતાં સ્વામીજીએ વ્યંગપૂર્વક કહ્યું : 'તેમાં વાગ્જાલ પાથરીને વેદવિરુદ્ધ વાતો લખી હોવાથી તે જાબાલ ઉપનિષદ્ નહિ, પરંતુ જાલ ઉપનિષદ્ છે.' અંતમાં પંડિતજીનું વિદ્યાભિમાન ભાંગીને ભૂકો થઈ ગયું. તેઓ વેદોમાં મૂર્તિપૂજાનું વિધાન નથી તેમ સ્વીકારીને ચાલ્યા ગયા. પરંતુ આ અતિ ઘમંડી પંડિતજી પાછળથી અનર્ગલ પ્રલાપ કરતા રહ્યા.

**આરા :** ડુમરાંવથી સ્વામીજી શ્રાવણ વદમાં આરા આવ્યા. અહીં પંડિત રુદ્રદત્ત અને પંડિત ચંદ્રદત્ત સાથે મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ થયો. પંડિતો માત્ર પુરાણોનાં જ પ્રમાણો આપી શક્યા. સ્વામીજીએ વેદનાં પ્રમાણ માગ્યાં, પરંતુ તેઓ પ્રસ્તુત કરી શક્યા નહિ. સ્વામીજીએ પુરાણોનું ખંડન કર્યું એટલે પંડિતો ક્ષુબ્ધ થઈ ગયા અને સભા છોડીને ચાલ્યા ગયા.

આરામાં સ્વામીજીનાં બે પ્રવચનો સરકારી વિદ્યાલયના પ્રાંગણમાં થયાં, જેમાં વૈદિક ધર્મનું સ્વરૂપ બતાવવામાં આવ્યું અને પ્રચલિત પૌરાણિક મતોની આલોચના કરવામાં આવી.

**આર્યસમાજની સ્થાપનાનો પૂર્વ અભ્યાસ :** આરામાં સ્વામીજીએ વૈદિક નીતિ-રીતિના પ્રચલન માટે એક સભા સ્થાપિત કરી. આને આર્યસમાજની સ્થાપનાનો પૂર્વ અભ્યાસ કહી શકાય છે. પરંતુ સ્વામીજી આરાથી ચાલ્યા ગયા પછી એક-બે અધિવેશન બાદ આ સભા બંધ થઈ ગઈ.

**પટના :** સંવત ૧૯૨૮ ભાદરવા સુદ ૩, શુક્રવાર - ૬ સપ્ટેમ્બર, ૧૮૭૨ના રોજ સ્વામીજીએ પટના આવીને મહારાજા ભૂપસિંહના એશબાગમાં નિવાસ કર્યો. જુદા જુદા વર્ગના અનેક લોકો સ્વામીજી પાસે આવવા લાગ્યા.

**મૃત્યુ પછી જીવની ગતિ :** એક વ્યક્તિએ સ્વામીજીને પૂછ્યું : 'મૃત્યુ પછી જીવ ક્યાં જાય છે ?' સ્વામીજીએ યજુર્વેદ અને ઉપનિષદ્ અનુસાર તેનું સમાધાન આપ્યું અને સ્વર્ગ-નરકની મિથ્યા કલ્પનાઓનું ખંડન કર્યું.

**વિનોદ :** સ્વામીજી જ્યારે વિનોદભાવથી દુર્ગાપાઠને મુર્ગાપાઠ, કૌમુદીને કુમતિ અને મનુસ્મૃતિના ટીકાકાર કુલ્લૂકને ઉલ્લૂક કહેતા ત્યારે શ્રોતાઓ હસી પડતા.

**સંસાર-ત્યાગ અસંભવ :** એક દિવસ ગુરુપ્રસાદે શંકા કરી : 'સ્વામીજી, સંસારનો એટલે કે પુત્ર, પત્ની, ઘર-પરિવાર વગેરેનો ત્યાગ કરવો યોગ્ય છે કે નથી ?' સ્વામીજીએ કહ્યું : 'સંસારમાં તો ખાવું, પીવું, સૂવું, જાગવું, શ્વાસોશ્વાસ લેવા-મૂકવા, ભણવું-ભણાવવું વગેરે બધું જ આવી જાય છે. આથી સંસારનો ત્યાગ બિલકુલ સંભવ નથી. અને જે લોકો આવું કરે છે અથવા કહે છે તેઓ પાખંડી છે. જે લોકો ગૃહસ્થાશ્રમને તિલાંજલિ આપીને સંન્યાસી થઈ જાય છે તેઓને પણ આહાર, વસ્ત્ર, નિવાસ વગેરેની જરૂર તો પડે જ છે. ટૂંકમાં, સંસારનો સદંતર ત્યાગ તો સંભવ જ નથી.'

**જોડા અને ખડાઉનો સંવાદ :** એક દિવસ સંસ્કૃતના પ્રસિદ્ધ સાહિત્યકાર પંડિત અંબિકાદત્ત વ્યાસ સ્વામીજી સાથે સંસ્કૃતમાં શાસ્ત્રચર્ચા કરવા લાગ્યા. સ્વામીજીએ ભાગવત પુરાણનું ખંડન કર્યું. આથી પંડિતજીએ કહ્યું : 'સ્વામીજી, ખંડન કરવું તો સરળ છે, પરંતુ ભાગવતના અઢાર હજાર શ્લોકોની રચના જે અદ્ભુત શૈલીમાં કરવામાં આવી છે, એવા શ્લોકો કોઈ રચી બતાવે તો માનીએ.' સ્વામીજીએ કહ્યું : 'માત્ર સાહિત્યિક ગુણને લીધે જ કોઈ ગ્રંથ ધાર્મિક વિષયોના નિર્ણયમાં પ્રમાણકોટિમાં આવી જતો નથી. જો આપ ભાગવતના અઢાર હજાર શ્લોકોના કાવ્યાત્મક સૌંદર્ય પર મુગ્ધ છો તો હું એવા અઢાર હજાર નહિ, પણ આડત્રીસ હજાર શ્લોકો બનાવી શકું છું. આપ લખવા માંડો, હું જોડા અને ખડાઉના સંવાદરૂપે ભાગવતની શૈલીમાં શ્લોકો લખાવું છું.' ત્યાર બાદ સ્વામીજીના મુખમાંથી વાક્ વૈખરી મકરંદની માફક વહેવા લાગી. પંડિતજીએ હજુ તો બે જ શ્લોક લખ્યા હતા ત્યાં તેઓ તેના વચન-માધુર્ય અને પદવિન્યાસના લાલિત્ય પર એવા તો

મુગ્ધ થઈ ગયા કે તેમણે એ વાતનો સ્વીકાર કર્યો કે, ફક્ત કલાત્મક હોવા માત્રથી જ કોઈ ગ્રંથ પ્રમાણકોટિમાં નથી આવી જતો. તેઓ સ્વામીજીને વંદન કરીને વિદાય થયા.

**હું બાબા આદમના યુગનો છું ! :** સંવત ૧૯૨૮ આસો સુદ ગુરુવાર - ૩ ઓક્ટોબર, ૧૮૭૨ના રોજ સ્વામીજીએ પટનાથી મુંગેર તરફ રેલવે માર્ગે પ્રસ્થાન કર્યું. રસ્તામાં એક મનોરંજક ઘટના બની : જમાલપુર જંક્શન પર ટ્રેન બદલવા માટે થોડીવાર રોકાવાનું થયું. સ્વામીજી પ્લેટફૉર્મ પર ફરતા હતા. એ સમયે એક અંગ્રેજ ઍન્જિનિયર પોતાની પત્ની સાથે ઊભો હતો. કૌપીનધારી પરમહંસને આ રીતે ટહેલતા જોઈને તેની પત્નીને ખરાબ લાગ્યું. આથી તેના પતિએ સ્ટેશન માસ્તરને કહ્યું : 'આ નગ્ન ફકીરને અહીંથી હટાવો.' સ્ટેશન માસ્તર સ્વામીજીને ઓળખતો હતો. તેણે સ્વામીજી પાસે જઈને વિનયપૂર્વક કહ્યું : 'સ્વામીજી, આપની ગાડી આવવાને હજુ વાર છે. માટે આપ પ્રતીક્ષાખંડમાં જઈને ખુરશી પર આરામ કરી શકો છો.' સ્વામીજી સમજી ગયા. તેમણે કહ્યું : 'મને લાગે છે કે તમને પેલા સાહેબે મોકલ્યા છે. તેમને જઈને કહી દો કે, હું એ યુગનો માણસ છું કે જેમાં બાબા આદમ અને માતા ઈવ અદનના બાગમાં સાવ ઉઘાડાં ફરતાં હતાં !' (બાઈબલ : ઉત્પત્તિ ૩.૭) આમ કહીને સ્વામીજીએ તો લટાર મારવાનું ચાલુ જ રાખ્યું. સ્ટેશન માસ્તરે ગોરા ઍન્જિનિયર પાસે જઈને કહ્યું : 'આ કોઈ ભીખમંગું સાધુ નથી કે જેને હું હટાવી દઉં. આ તો પ્રસિદ્ધ સુધારક સ્વામી દયાનંદ છે.' આ સાંભળતાં જ ગોરા વ્યક્તિને પોતાની ભૂલ સમજાઈ. તે તરત જ સ્વામીજી પાસે આવ્યો અને પોતાની ટોપી ઉતારીને આદરપૂર્વક પ્રણામ કર્યાં અને કહ્યું : 'મારી ઘણા દિવસથી આપનાં દર્શન કરવાની ઇચ્છા હતી, જે આજે પૂરી થઈ.' તે મુંગેરની ગાડી ચાલતી ન થઈ ત્યાં સુધી સ્વામીજી સાથે વાર્તાલાપ કરતો રહ્યો.

**મુંગેર :** ૪ ઓક્ટોબર, ૧૮૭૨ના રોજ શુક્રવારે સ્વામીજીએ મુંગેર પહોંચીને ગંગાતટ પર આવેલા એક આશ્રમમાં નિવાસ કર્યો.

**મૌની સાધુ :** અહીં એક મૌની સાધુ સ્વામીજી પાસે આવ્યો. સ્વામીજીએ તેને એક શ્લોક સંભળાવીને કહ્યું : 'જો તું મૂરખ છો તો તારું મૌન રહેવું સારું છે. પરંતુ જો તું પંડિત છો અને કંઈક જાણતો હો તો બોલવું સારું છે.' આ સાંભળીને સાધુએ મૌન છોડી દીધું. સ્વામીજી સાથે થોડીવાર વાર્તાલાપ કરીને તે ચાલ્યો ગયો.

**અનાર્ષ ગ્રંથો ગંગામાં પધરાવ્યા :** એક દિવસ સ્વામીજીએ રાજનાથ નામના શિષ્યને 'આદિત્ય હૃદય' પુસ્તકનો પાઠ કરતો જોયો. તેની પાસે આવાં બીજાં બે-ત્રણ અનાર્ષ પુસ્તકો પણ હતાં. આથી સ્વામીજીએ કહ્યું : 'આ બધાં પુસ્તકોને

ગંગામાં પધરાવી દે અને નહિ તો તારા ઘરે જતો રહે.' રાજનાથે તરત જ એ પુસ્તકો ગંગામાં પધરાવી દીધાં અને તે હવે અષ્ટાધ્યાયી વગેરે આર્ષ ગ્રંથોનું અધ્યયન કરવા લાગ્યો.

**ભાગલપુર :** આસો વદ ૪, રવિવાર - ૨૦ ઑક્ટોબર, ૧૮૭૩ના રોજ સ્વામીજી ભાગલપુર પધાર્યા. અહીં એક અગ્રવાલ ગૃહસ્થ નિઃસંતાન હતા. આથી તેઓ પુત્રપ્રાપ્તિની કામનાથી સાધુ-સંતોની સેવા કરતા હતા. તેઓ બે દિવસ સ્વામીજી માટે ભોજન અને દૂધ મોકલતા રહ્યા. તેમના વ્યવહાર પરથી ત્રીજા દિવસે સ્વામીજીને તેમના મનોરથની ખબર પડી ગઈ. આથી તેમણે સ્પષ્ટ કહ્યું : ‘તમે જે પ્રયોજનથી મારા માટે ભોજન મોકલાવો છો એ યોગ્ય નથી, તેમાં સ્વાર્થબુદ્ધિ છે. મને આવું ભોજન ન ખપે. હું કંઈ ઈશ્વર નથી કે કોઈને પુત્ર આપી શકું.'

**મૃતક શ્રાદ્ધનું ખંડન :** એક દિવસ સરકારી હાઈસ્કૂલના આચાર્યના આગ્રહથી સ્વામીજીએ તેમના વિદ્યાલયમાં ‘કર્તવ્ય-અકર્તવ્ય' પર એક પ્રવચન આપ્યું. આ પ્રવચનમાં અન્ય વાતોની સાથે સાથે તેમણે એ પણ જણાવ્યું કે, જીવિત માતાપિતાની સેવા કરવી એ જ સાચું શ્રાદ્ધ છે, મૃતકોનું શ્રાદ્ધ તો એક અંધવિશ્વાસ છે.

**બર્દવાનના મહારાજા :** અહીં બર્દવાન (પ્રાચીન નામ વર્ધમાન)ના મહારાજાએ સ્વામીજીની પ્રશંસા સાંભળીને ચાર નૈયાયિક - ન્યાયશાસ્ત્રને જાણનારા પંડિતોને તેમની સાથે વિચારવિમર્શ કરવા મોકલ્યા. પંડિતો ન્યાય પર ચાર-પાંચ કલાક સુધી વાર્તાલાપ કરતા રહ્યા અને કાલે મહારાજાને પણ સત્સંગમાં સાથે લાવીશું એમ કહીને જતા રહ્યા. બીજા દિવસે આ ચારેય પંડિતો મહારાજા સાથે આવ્યા ત્યારે સ્વામીજી પાદરીઓ સાથે ઈશ્વર સાકાર છે કે નિરાકાર એ વિષય પર વાર્તાલાપ કરી રહ્યા હતા. મહારાજા સ્વામીજીનો આ સંવાદ ચુપચાપ સાંભળતા રહ્યા.

**ખ્રિસ્તી થઈ ગયેલા બ્રાહ્મણનો પશ્ચાત્તાપ :** પાદરીઓ સાથે સ્વામીજીની ધર્મચર્ચા ચાલતી હતી ત્યારે એક ખ્રિસ્તી થઈ ગયેલા બ્રાહ્મણ યુવકને ખૂબ જ સંતાપ અને પશ્ચાત્તાપ થઈ આવ્યો. તેણે સ્વામીજીને કહ્યું : ‘જો મને આપ જેવા મહાત્મા પહેલાં મળ્યા હોત તો હું ખ્રિસ્તી ન થયો હોત. હું સ્કૂલમાં ભણતો હતો ત્યારે પાદરીઓ હિંદુધર્મ પર કટાક્ષ કરતા હતા. એ સાંભળીને હું પંડિતોને એ વિશે પૂછતો હતો, પરંતુ પંડિતો તેનો કશો જ સંતોષજનક ઉત્તર આપતા ન હતા. છેવટે હું ખ્રિસ્તી થઈ ગયો.' બંગાળમાં પાદરીઓએ જે જાળ બિછાવી હતી તેના કારણે કેટલાક પ્રતિષ્ઠિત બંગાળી વિદ્વાનો પણ ખ્રિસ્તી થઈ ગયા હતા. ધર્માંતરની આ ગંભીર સમસ્યા પર ધ્યાન આપનારા પ્રથમ ધર્માચાર્ય અને સમાજસુધારક સ્વામી દયાનંદ જ હતા.

**પતનની પરાકાષ્ઠા :** એકવાર પર્વના દિવસે ગંગા પાર મેળો લાગ્યો હતો. સ્વામીજીએ આ મેળામાં એક હૃદયદ્રાવક દૃશ્ય જોયું કે ભોળા લોકો પંડાઓને પોતાની પુત્રીઓ દાનમાં આપી રહ્યા છે. સ્વામીજી માટે એક ભક્ત દરરોજ ભોજન લઈ આવતો. એ દિવસે પણ તે ભોજન મૂકીને ચાલ્યો ગયો. પરંતુ તેણે સવારે જોયું કે સ્વામીજીએ તો ભોજન કર્યું ન હતું. કારણ પૂછતાં સ્વામીજીએ સંતાપ વ્યક્ત કરતાં કહ્યું : **'તીર્થજીવી પંડાઓની ધૂર્તતા, ધર્મના નામ પર ભોળા લોકોની મૂર્ખતા અને સ્વધર્મના પતનની પરાકાષ્ઠા પર વિચાર કરતાં કરતાં મને એટલી મનોવેદના થઈ કે હું ભોજન કરવાનું પણ ભૂલી ગયો.'** સાંસારિકતાથી બધી રીતે અનાસક્ત અને વિતરાગી દયાનંદ પોતાના દેશવાસીઓના અધઃપતનથી કેટલા દુઃખી થતા હતા તેનું આથી વધીને બીજું શું ઉદાહરણ હોઈ શકે ?

**કલકત્તા :** સ્વામીજી સંવત ૧૯૨૯ માગસર વદ ૨, સોમવાર - ૧૬ ડિસેમ્બર, ૧૮૭૨ના રોજ કલકત્તા પહોંચ્યા. હાવડા રેલવે સ્ટેશન પર બેરિસ્ટર ચંદ્રશેખર સેન, પંડિત સત્યવ્રત સામશ્રમી, વ્યોમેશચંદ્ર બેનરજી (અખિલ ભારતીય રાષ્ટ્રીય કૉન્ગ્રેસના સન ૧૮૮૫માં આયોજિત પ્રથમ અધિવેશનના સભાપતિ) વગેરે સ્વામીજીના સ્વાગત માટે હાજર હતા. સ્વામીજી રાજા સૌરીન્દ્રમોહન ઠાકુરના પ્રમોદકાનન બાગમાં ઊતર્યા.

**પંડિત હેમચંદ્ર ચક્રવર્તી :** તેઓ આદિ બ્રહ્મસમાજના ઉપદેશક હતા. તેમણે સ્વામીજીના કલકત્તા નિવાસનું તિથિવાર વિવરણ લખ્યું છે. તેઓ સ્વામીજીની પાસે યોગાભ્યાસ શીખતા રહ્યા અને ઉપનિષદનું અધ્યયન પણ કર્યું. બાદમાં તેઓ સ્વામીજીના સાથે કાનપુર અને ફરુખાબાદ પણ ગયા અને અધ્યયન કરતા રહ્યા. તેમણે સ્વામીજી પાસે પોતાની અનેક શંકાઓનું સમાધાન મેળવ્યું. તેમની જાતિભેદ, વર્ણવ્યવસ્થા, ઈશ્વરનું નિરાકારત્વ, ઈશ્વરપ્રાપ્તિ, યોગાનુષ્ઠાન વગેરે વિષયક શંકાઓનું સ્વામીજીએ સમાધાન કર્યું. એ ઉપરાંત સ્વામીજીએ તેમને એ પણ સમજાવ્યું કે, મહર્ષિ કપિલ પ્રણીત સાંખ્યદર્શન અનીશ્વરવાદી નથી અને ષડ્દર્શન પરસ્પર વિરોધી નહિ, પરંતુ એકબીજાનાં પૂરક છે.

**યજ્ઞોપવીત :** એ સમયે બ્રહ્મસમાજના નેતા કેશવચંદ્ર સેને યજ્ઞોપવીતના વિરોધમાં આંદોલન ચલાવ્યું હતું. ચક્રવર્તીએ યજ્ઞોપવીત પહેરવું જોઈએ કે નહિ એ વિશે પૂછતાં સ્વામીજીએ કહ્યું : 'દ્વિજોએ અવશ્ય પહેરવું જોઈએ. તેનો મૂર્તિપૂજા કે જન્મ આધારિત જાતિપ્રથા સાથે કોઈ સંબંધ નથી.' આથી ચક્રવર્તીએ પોતાની જનોઈ ન ઉતારી અને એ માટે તેઓ આજીવન સ્વામીજીના કૃતજ્ઞ રહ્યા કે, 'તેમણે મને પતિત થતાં બચાવ્યો.'

**બ્રહ્મસમાજ :** રાજા રામમોહનરાય દ્વારા સ્થાપિત બ્રહ્મસમાજના એ સમયના નેતાઓમાં અંદરોઅંદર મતભેદો હતા. તેનો એક વર્ગ દેવેન્દ્રનાથ ટાગોરના

અનુયાયીઓનો હતો કે જે મૂળ સ્થાપનાને વળગી રહેવા માંગતો હતો, જ્યારે બીજો વર્ગ કેશવચંદ્ર સેનના અનુયાયીઓનો હતો કે જે પશ્ચિમી શિક્ષાથી અત્યંત પ્રભાવિત હોવાથી વિદેશી વિચારધારા તરફ ઝૂકેલો હતો.[૧]

**કેશવચંદ્ર સેન :** સ્વામીજી જ્યારે કલકત્તા આવ્યા ત્યારે કેશવચંદ્ર સેન બહારગામ ગયા હતા. તેઓ જ્યારે સ્વામીજીને અહીં પહેલી વાર મળ્યા ત્યારે તેમણે પોતાનો પરિચય ન આપ્યો અને એમ જ વાર્તાલાપ કરવા લાગ્યા. થોડીવાર પછી તેમણે સ્વામીજીને પૂછ્યું : 'આપ ક્યારેય કેશવચંદ્ર સેનને મળ્યા છો ?' સ્વામીજીએ કહ્યું : 'હા, મળ્યો છું.' કેશવચંદ્રે પૂછ્યું : 'પરંતુ એ તો કલકત્તામાં હતા નહિ, આપ તેમને મળ્યા ક્યારે ?' સ્વામીજીએ કહ્યું : 'બસ હમણાં જ મળ્યો છું. આપ જ કેશવચંદ્ર સેન છો.' કેશવચંદ્રને આશ્ચર્ય થયું. તેમણે પૂછ્યું : 'આપ મને શી રીતે ઓળખી ગયા ?' સ્વામીજીએ કહ્યું : 'જેવી વાતચીત આપની સાથે થઈ એવી કોઈ બીજા સાથે થઈ જ ન શકે.' કેશવચંદ્ર સ્વામીજીની વ્યક્તિને આ રીતે ઓળખી લેવાની આ અપૂર્વ યોગ્યતાથી ખૂબ જ પ્રભાવિત થયા અને ત્યારથી તેમના હૃદયમાં સ્વામીજી પ્રત્યે પ્રેમ અને આદરનો ભાવ ઉત્પન્ન થઈ ગયો.

**વૈદિક ધર્મ કેમ સાચો છે ? :** કેશવચંદ્રે એક દિવસ પૂછ્યું : 'વેદ, બાઇબલ અને કુરાન આ ત્રણેય ગ્રંથોમાં ક્યો ગ્રંથ સાચો છે ?' સ્વામીજીએ વેદની સત્યતામાં છ યુક્તિઓ - તર્ક આપ્યા અને જણાવ્યું કે, કુરાન અને બાઈબલમાં તો અનેક પ્રકારનાં ઝઘડાઓનું વર્ણન અને કથા-વાર્તાઓ છે, જ્યારે વેદ નિર્દોષ હોવાથી તેમાં પ્રતિપાદિત ધર્મ સંપૂર્ણ વૈજ્ઞાનિક અને સત્ય છે.

**ભાષા ન જાણતા હોવા પર ખેદ :** સ્વામીજીના અદ્‌ભુત ચિંતન, વિદ્વત્તા અને પ્રતિભા જોઈને કેશવચંદ્રે કહ્યું : 'શોક છે કે આપના જેવા વેદોના અદ્વિતીય વિદ્વાન અંગ્રેજી નથી જાણતા, નહિ તો હું આપને મારી સાથે ઇંગ્લૅન્ડ લઈ જાત કે જેથી પશ્ચિમના દેશોના લોકોને પણ આપના વૈદિક વિચારોથી પરિચિત થવાનો મોકો મળત.' સ્વામીજીએ કહ્યું : 'મને એ વાતનો બિલકુલ ખેદ નથી કે હું અંગ્રેજી નથી જાણતો, પરંતુ મને એ વાતનો જરૂર ખેદ છે કે બ્રહ્મસમાજના આદરણીય નેતા સંસ્કૃત નથી જાણતા અને લોકોને એ ભાષામાં ધર્મોપદેશ કરે છે કે જે ભાષા એ લોકો પ્રાયઃ જાણતા નથી.'

**ભાષા અંગે સલાહ :** એક દિવસ કેશવચંદ્રે સ્વામીજીને કહ્યું : 'આપ સંસ્કૃતમાં જ વાતચીત અને પ્રવચન કરો છો. પરંતુ આજકાલ અનેક લોકો સંસ્કૃત જાણતા નથી. આથી ઘણીવાર પંડિતો તેમને આપના નામે કંઈક ભળતું જ સમજાવી દે

---

૧. આ પુસ્તકના લેખકે 'મહાભારતથી મહર્ષિ દયાનંદ' નામના પુસ્તકમાં આ વિશે વિસ્તારથી લખ્યું છે. - લેખક

છે. આથી મને લાગે છે કે જો આપ સંસ્કૃતને બદલે હિંદીનો પ્રયોગ કરશો તો વધારે લાભકારી રહેશે.' સ્વામીજીએ તેમની આ સલાહ પર વિચાર કર્યો અને ત્યારથી તેમણે હિંદી ભાષાનો (કે જેને સ્વામીજી 'આર્યભાષા' કહેતા હતા તેનો) પ્રયોગ શરૂ કર્યો.

**પહેરવેશ વિશે ભલામણ :** કેશવચંદ્ર સેને સ્વામીજીને એ પણ નિવેદન કર્યું કે, 'આપ સભા વગેરેમાં જાઓ છો તો હવે પૂરાં વસ્ત્ર ધારણ કરો.' સ્વામીજીએ તેમની આ સલાહનો પણ સ્વીકાર કર્યો અને ફક્ત કૌપીનને બદલે હવે પૂરાં કપડાં પહેરવા લાગ્યા.

**દેવેન્દ્રનાથ ટાગોર :** સ્વામીજીને કલકત્તા આમંત્રિત કરનારાઓમાં એક હતા દેવેન્દ્રનાથ ટાગોર. ૨૧ જાન્યુઆરી, ૧૮૭૩ના રોજ અહીં બ્રહ્મસમાજના માઘોત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. દેવેન્દ્રનાથે સ્વામીજીને આ ઉત્સવમાં અતિથિવિશેષ તરીકે આમંત્રિત કર્યા અને તેમને જોડાસાંકોમાં આવેલી પોતાની મહેલ જેવી ઠાકુરવાડીમાં સન્માનપૂર્વક તેડી લાવ્યા. સ્વામીજીએ આ પ્રસંગે બ્રહ્મસમાજના અનેક નેતાઓની હાજરીમાં બ્રહ્મસમાજના સિદ્ધાંતો અને વેદોની પ્રામાણિકતા પર પ્રાસંગિક પ્રવચન કર્યું. સાંજ પડતાં દેવેન્દ્રનાથે સ્વામીજીને અહીં જ રોકાઈ જવા આગ્રહ કર્યો, પરંતુ એકાંતસેવી સ્વામીજીને સાંસારિક વૈભવથી પરિપૂર્ણ આ મહેલ જેવા ભવનમાં રહેવું રુચિકર ન લાગ્યું અને તેઓ પોતાના ઉતારે પાછા ફર્યા. દેવેન્દ્રનાથ ટાગોરના પુત્ર મહાકવિ રવીન્દ્રનાથ ટાગોર ત્યારે અગિયાર વર્ષના બાળક હતા. પરંતુ આગળ જતાં ૨૧ ફેબ્રુઆરી, ૧૯૩૫ના રોજ લાહોરની ડી.એ.વી. કૉલેજના વિદ્યાર્થીઓને સંબોધિત કરતી વખતે તેમણે સ્વામીજી વિષયક પોતાનાં સંસ્મરણોને પ્રગટ કરતાં કહ્યું હતું :

> 'સ્વામીજી બ્રહ્મસમાજના માઘોત્સવમાં અમારા ઘરે આવ્યા હતા. તે સમયે બ્રહ્મસમાજના બધા જ નેતાઓ અમારા ઘરે હાજર હતા. મારા પિતાજીએ સ્વામીજીને ખૂબ જ સત્કારપૂર્વક ઉપરના માળે એક રૂમમાં બેસાડ્યા હતા. સ્વામીજીનાં ઉજ્જ્વળ નેત્ર, સ્મિત વેરતી મુખમુદ્રા, તેજોમય વાર્તાલાપ, સરળ અને મધુર આચરણથી સર્વ લોકો મુગ્ધ થઈ ગયા હતા. અમે બધા ભાઈઓએ તેમનો ચરણસ્પર્શ કર્યો અને તેમના આશીર્વાદ લીધા. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, અક્ષયકુમાર દત્ત, રાજનારાયણ વસુ, હેમચંદ્ર ચક્રવર્તી વગેરેની સાથે સ્વામીજીનો વેદ અને બ્રહ્મસમાજના વિષયમાં વાર્તાલાપ થયો. પિતાજીના આદેશ અનુસાર અમે બધા ભાઈઓએ સાથે મળીને સ્વામીજીને વેદો અને ઉપનિષદોના મંત્રોનું ગાન કરીને સંભળાવ્યું. આથી સ્વામીજી ખૂબ જ પ્રસન્ન થયા. સ્વામીજીએ અમારા ઘરે માત્ર એક ગ્લાસ દૂધ જ પીધું હતું.'

**કલકત્તા યાત્રાની ફલશ્રુતિ :** કલકત્તામાં સ્વામીજીએ લગભગ સાડા ત્રણ મહિના નિવાસ કર્યો, જેનું વિગતવાર વર્ણન પ્રાપ્ત થાય છે. પરંતુ આ પુસ્તક મોટું ન થઈ જાય એટલે બહુ વિસ્તારથી વર્ણન કરવામાં આવતું નથી. ત્યારે કલકત્તા ભારતની રાજધાની હતું અને અહીં વાઈસરૉયનો નિવાસ હતો. આથી તેનું વિશેષ મહત્ત્વ હતું. કલકત્તામાં અંગ્રેજી શિક્ષણનો ખૂબ જ પ્રભાવ હતો. અહીં બ્રહ્મસમાજ સમાજસુધારના ક્ષેત્રમાં ખૂબ જ સક્રિય હતો. સ્વામીજી અહીં બ્રહ્મસમાજના અનેક નેતાઓને તો મળ્યા જ, પરંતુ સાથે સાથે તેમણે અન્ય ક્ષેત્રોમાં પ્રવૃત્ત અનેક નામાંકિત હસ્તીઓનો પણ મેળાપ થયો, જેમાં ડૉક્ટર મહેન્દ્રનાથ સરકાર, પ્રતાપચંદ્ર મજૂમદાર, ગંગાધર કવિરાજ, રમેશચંદ્ર દત્ત, રામકૃષ્ણ પરમહંસ, રાજનારાયણ બોઝ, અક્ષયકુમાર દત્ત, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, ભૂદેવ મુખોપાધ્યાય, રાજેન્દ્રલાલ મિત્ર, પંડિત મહેશચંદ્ર ન્યાયરત્ન, ચંદ્રશેખર સેન, કૃષ્ણદાસ પાલ, યતીન્દ્રમોહન ઠાકુર વગેરેનાં નામ ઉલ્લેખનીય છે. સ્વામીજીએ આ બધાની સાથે વિચારવિમર્શ કર્યો. તેમણે જોયું કે બંગાળના નેતાઓ તથા જનતા પર પશ્ચિમની વિચારધારાનો પ્રભાવ વધારે છે અને અનેક લોકો ખ્રિસ્તી મત પ્રત્યે પણ આકર્ષિત થઈ રહ્યા છે.

સ્વામીજીને કલકત્તા પ્રવાસ દરમિયાન અહીંના અનેક સમાજસુધારકો, વિભિન્ન વિચારધારાઓ તથા કાર્યપ્રણાલીઓનો પરિચય મળ્યો. આમ તો અત્યાર સુધીમાં સ્વામીજીના ધાર્મિક અને દાર્શનિક સિદ્ધાંતોમાં સ્થિરતા અને પરિપક્વતા આવી ગઈ હતી, પરંતુ વૈદિક ધર્મની પુનઃ સ્થાપના કરવા અને સમાજમાં ફેલાયેલી કુરીતિઓ, કુરિવાજો, પાખંડો, અંધવિશ્વાસો અને સાંપ્રદાયિકતાને દૂર કરવા માટે તેમણે પોતાનું આંદોલન આગળ કઈ રીતે ચલાવવું એ વિશે નિર્ણય કરવામાં આ કલકત્તા યાત્રા ખૂબ જ ફળદાયી નીવડી.

**હુગલી :** સંવત ૧૯૨૯ ચૈત્ર સુદ ૪, મંગળવાર - ૧ એપ્રિલ, ૧૮૭૩ના રોજ સ્વામીજી પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી ભૂદેવ મુખોપાધ્યાયની સાથે હુગલી આવ્યા અને વૃંદાવનચંદ્ર મંડલના બાગમાં નિવાસ કર્યો.

**પાદલી લાલબિહારી ડે :** આ બંગાળી ખ્રિસ્તી વિદ્વાન હુગલી કૉલેજના પ્રિન્સિપાલ હતા. તેઓ સ્વામીજીને મળવા આવ્યા અને વર્ણાશ્રમ પર વાર્તાલાપ કર્યો. સ્વામીજીના ઉત્તરોથી પ્રસન્ન થઈને તેમણે સ્વીકાર્યું કે, 'વૈદિક સિદ્ધાંતોને ઠીક રીતે સમજવામાં હું અજ્ઞાનવશ ભૂલ કરતો હતો.'

**પંડિત તારાચરણ તર્કરત્ન :** સન ૧૮૬૯માં સ્વામીજીનો કાશીના પંડિતો સાથે જે પ્રસિદ્ધ શાસ્ત્રાર્થ થયો હતો તેમાં કાશીનરેશના આ મુખ્ય સભાપંડિત તારાચરણ તર્કરત્ને પણ મુખ્ય ભાગ ભજવ્યો હતો અને પરાજિત થયા હતા. આથી હવે તેઓ સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવાથી બચતા હતા. પરંતુ અહીં હુગલીમાં તેઓ

પોતાનું અભિમાન પ્રગટ કરતા હોવાથી અન્યોના કહેવાથી સ્વામીજી સાથે ફરીથી શાસ્ત્રાર્થ કરવા તૈયાર થઈ ગયા. મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ શરૂ થયો. પરંતુ અંતમાં પંડિત તારાચરણ સ્વયં જ બોલી ગયા કે, 'उपासनामात्रमेव भ्रममूलम्' એટલે કે સર્વ પ્રકારની પૂજા-ઉપાસના ભ્રમમૂલક છે. આ સાંભળીને સ્વામીજીએ કહ્યું : 'પંડિતજી, આપના કથનથી જ મૂર્તિપૂજાનું ખંડન થઈ ગયું.' આ રીતે પરાજિત થઈને પંડિતજીએ પોતાની સ્થિતિ વિશે ખુલાસો આપતાં કહ્યું : 'હું જાણું છું કે મૂર્તિપૂજા મિથ્યા છે, પરંતુ જો હું એવી ઘોષણા કરું તો કાશીનરેશ મને તગેડી મૂકે અને તેમના તરફથી મળતી દક્ષિણા પણ હંમેશને માટે બંધ થઈ જાય. આથી જીવનનિર્વાહને કારણે હું સત્ય બોલી શકતો નથી.' આમ કાશી શાસ્ત્રાર્થના આ એક મુખ્ય પ્રવક્તાએ પણ મૂર્તિપૂજા મિથ્યા અને આજીવિકા સાથે જોડાયેલી છે, એ હકીકતનો સ્વીકાર કર્યો.

**છપરા :** સ્વામીજી હુગલીથી બર્દવાન થઈ ૧૭ એપ્રિલે ભાગલપુર આવ્યા. અહીં લગભગ એક મહિના જેવું રોકાયા. ત્યાંથી ૧૮ મેના રોજ પટના પહોંચ્યા. અહીં તેમણે મૂર્તિપૂજા અને મૃતક શ્રાદ્ધનું ખંડન તથા સૃષ્ટિ-ઉત્પત્તિ પર બે વ્યાખ્યાન આપ્યાં. આઠ દિવસ પટનામાં રહીને સ્વામીજી સંવત ૧૯૨૯ વૈશાખ વદ ૧૪, રવિવાર - ૨૫ મે ૧૮૭૩ના રોજ છપરા પધાર્યા.

**વચ્ચે પડદો રાખીને શાસ્ત્રાર્થ :** પંડિત જગન્નાથની વિદ્વત્તાની નગરમાં ધાક હતી. પૌરાણિક મંડળીએ તેમને શાસ્ત્રાર્થ માટે તૈયાર કર્યા. પરંતુ જગન્નાથે કહ્યું : 'દયાનંદ તો નાસ્તિક છે. તેનું મોઢું જોવામાં પાપ છે.' સ્વામીજીએ કહેવડાવ્યું : 'મારું મોઢું જોવું અનિવાર્ય નથી. વચ્ચે પડદો રાખીને શાસ્ત્રાર્થ કરીશું.' અંતે પંડિતજી વચ્ચે પડદો રાખીને શાસ્ત્રાર્થ કરવા તૈયાર થયા. તેઓ પૌરાણિક મંડળી અને ગુંડાઓને સાથે લઈને આવ્યા, પરંતુ થોડી જ વારમાં નિરુત્તર થઈ ગયા. આથી પંડિતો શોરબકોર કરવા લાગ્યા અને તોફાન મચાવી સભા ભંગ કરીને ચાલ્યા ગયા. ત્યાર બાદ સ્વામીજીએ ચાર કલાક સુધી સરળ સંસ્કૃત ભાષામાં વૈદિક મંતવ્યોનું નિરૂપણ કર્યું, જેને સાંભળીને શ્રોતાઓ વિસ્મય, વિમુગ્ધ અને શ્રદ્ધાથી અભિભૂત થઈ ગયા. પરંતુ જે વિઘ્નસંતોષી પંડિતોએ સ્વામીજીના કાર્યક્રમમાં અવ્યવસ્થા ફેલાવવાનું નક્કી કર્યું હતું તેઓ ગુંડાઓની મદદથી ઉપદ્રવ કરવા લાગ્યા. આથી સભા સમાપ્ત કરવી પડી.

**જુદાં જુદાં નગરોમાં પ્રવાસ :** છપરાથી સ્વામીજી ૧૧ જૂન, ૧૮૭૩ના રોજ આરા પહોંચ્યા. અહીં પંડિત રુદ્રદત્ત નામના એક પૌરાણિક પંડિત તથા પંડિત ઉમાનંદ નામના એક જૈન પંડિત સાથે શાસ્ત્રચર્ચા થઈ. એક દિવસ બાબુ રજનીકાંત સાથે સ્વામીજી વાર્તાલાપ કરી રહ્યા હતા તો એ વ્યક્તિને એ જાણીને નવાઈ લાગી કે, સ્વામીજીને કાયદાકાનૂનનું પણ સારું એવું જ્ઞાન છે. જ્યારે તેમણે આ

વિશે જિજ્ઞાસા કરી તો સ્વામીજીએ કહ્યું : ‘લૌકિક વિષયોની પણ ઉપયોગિતા રહેતી હોય છે. આથી હું કાનૂનની થોડીઘણી જાણકારી રાખું છું.’

સ્વામીજી આરાથી ૨૬ જુલાઈના રોજ ડુમરાંવ આવ્યા. તેઓ અહીં એક વૈદિક પાઠશાળા શરૂ કરવા માંગતા હતા, પરંતુ અપેક્ષિત સહાયતા ન મળતાં આ વિચાર માંડી વાળ્યો.

સ્વામીજી આરાથી ૮ ઓગસ્ટના રોજ મિરજાપુર આવ્યા. અહીં પહેલાં જે વૈદિક પાઠશાળા સ્થાપિત કરી હતી તેના પ્રબંધમાં અવ્યવસ્થા જોઈને તેને બંધ કરી દીધી. સ્વામીજી વૈદિક પાઠશાળાના માધ્યમથી આર્ષ ગ્રંથોના પઠનપાઠનને પ્રોત્સાહિત કરવા ઇચ્છતા હતા, પરંતુ છાત્રોની અપાત્રતા અને અધ્યાપકોની અયોગ્યતાને કારણે તેમને આ પાઠશાળા બંધ કરવાનો નિર્ણય લેવો પડ્યો. ધાર્યું પરિણામ ન આવતું હોય તોપણ સંસ્થાવાદના મોહમાં પડીને એમ જ સંસ્થાઓ ચલાવતા રહેવામાં તેમનો વિશ્વાસ નહોતો. સ્વામીજીએ કાશીથી સાધુ જવાહરદાસને બોલાવ્યા અને કાશીમાં પાઠશાળા શરૂ કરવા કહ્યું. તેઓ તૈયાર થઈ ગયા અને એ માટે ધનસંગ્રહના કામમાં લાગી ગયા. મિરજાપુરની સરકારી હાઈસ્કૂલમાં સ્વામીજીએ એક વ્યાખ્યાન આપ્યું.

મિરજાપુરથી પ્રયાગ થઈને સ્વામીજી ૨૦ ઓક્ટોબરે કાનપુર પધાર્યા. અહીં સ્વામીજીનાં અનેક વ્યાખ્યાનો થયાં. હેમચંદ્ર ચક્રવર્તીએ અહીં આવીને સ્વામીજી પાસે પોતાનો ઉપનિષદોનો અભ્યાસ પૂરો કર્યો. તેમણે જોયું કે સ્વામીજી એક ઝુંપડીમાં પાંદડાંની પથારી પર સૂતા હતા. સવારે નિત્ય કર્મોથી નિવૃત્ત થઈને તેઓ તેમને ઉપનિષદ્ ભણાવતા હતા. સ્વામીજી ગંગાના પ્રવાહમાં તરતાં તરતાં બહુ દૂર સુધી નીકળી જતા હતા. ભોજન કરતાં પહેલાં બલિવૈશ્વદેવ યજ્ઞ અનુસાર કૂતરાં, કાગડા વગેરેને રોટલી નાખતા હતા. રાત્રિ સમયે પણ આસન લગાવીને યોગાભ્યાસ કરતા હતા. તેઓ કાતિલ ઠંડીમાં પણ ક્યારેય ગરમ વસ્ત્રોનો ઉપયોગ નહોતા કરતા.

સ્વામીજી કાનપુરથી ૧૦ નવેમ્બરના રોજ લખનૌ પધાર્યા અને લાલા ગજાધરપ્રસાદના બંગલે નિવાસ કર્યો. એક દિવસ લાલાજીએ શિવનાં જ્યોતિર્લિંગ વિશે પૂછ્યું. સ્વામીજીએ કહ્યું : ‘શું આ કહેવાતાં જ્યોતિર્લિંગ અંધારામાં પ્રકાશ કરી શકે છે ? જો ન કરી શકતાં હોય તો તેને જ્યોતિર્લિંગ કહેવાં જ વ્યર્થ છે.’ અહીં કૈનિંગ કૉલેજના પ્રાચ્યવિદ્યા વિભાગના અધ્યક્ષ પંડિત ગંગાધર શાસ્ત્રી સાથે સ્વામીજીનો મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ થયો.

**ફરુખાબાદ :** લખનૌથી સ્વામીજી કાનપુર આવીને એ જ દિવસે સાંજે રવાના થઈને સંવત ૧૯૩૦ માગશર સુદ ૧, શુક્રવાર - ૨૧ નવેમ્બર, ૧૮૭૩ના રોજ

ઘોડાગાડીમાં પંડિત હેમચંદ્ર ચક્રવર્તીની સાથે યાત્રા કરીને ફરુખાબાદ પહોંચ્યા અને અગાઉ સ્થાપિત કરેલી પાઠશાળામાં ઊતર્યા.

**ગોરક્ષાનો ઉપદેશ :** એ સમયે રાજકીય હાઈસ્કૂલના ભવનનો શિલાન્યાસ કરવા માટે પશ્ચિમોત્તર પ્રદેશના ગવર્નર મ્યોર સાહેબ અને પ્રાંતીય શિક્ષણ વિભાગના નિયામક કૅમ્પસન ફરુખાબાદ આવ્યા હતા. સ્વામીજી આ બંનેને મળ્યા અને તેઓની સાથે દેશહિતને લગતા અનેક વિષયો પર ચર્ચા કરી. સ્વામીજીએ તેઓને અનુરોધ કર્યો : 'તમે જ્યારે ઇંગ્લૅન્ડ જાઓ ત્યારે ત્યાંના ભારત-મંત્રીને મળીને અહીં ગોવધ બંધ કરાવવાની પ્રેરણા જરૂર આપશો.' મ્યોર સાહેબે આ દિશામાં પ્રયત્ન કરવાનું આશ્વાસન આપ્યું.

**આજીવિકા પ્રલોભન :** એક દિવસ હેમચંદ્ર ચક્રવર્તીએ સ્વામીજીને પૂછ્યું : 'ભગવન્, મોટા મોટા ધુરંધર વિદ્વાનો આપની સાથે શાસ્ત્રાર્થ કરવા આવે છે અને મૂર્તિપૂજાનો બચાવ કરવાની કોશિશ કરે છે. શું એ બધા જ ભ્રાંતિમાં હશે ?' સ્વામીજીએ કહ્યું : 'સત્ય-અસત્યનો વિવેક થોડાઘણા લોકોને તો થતો હોય છે, પરંતુ મોટાભાગના પંડિતો અને પૂજારીઓ મૂર્તિપૂજાને પોતાની આજીવિકાનું સાધન સમજતા હોવાથી તેનો ત્યાગ કરવા તૈયાર થતા નથી.'

ફરુખાબાદથી પ્રસ્થાન કરીને સ્વામીજી ૧૦ ડિસેમ્બરે **કાશગંજ** આવ્યા અને અહીં દશ દિવસ રોકાઈને ૨૦ ડિસેમ્બરે **છલેસર** આવીને ત્યાંથી હાથી પર સવાર થઈને ૨૬ ડિસેમ્બરે અલીગઢ પહોંચ્યા.

**અલીગઢ :** ડેપ્યુટી કલેક્ટર રાજા જયકિશનદાસે સ્વામીજીનું ખૂબ જ પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક આતિથ્ય કર્યું. તેમણે સ્વામીજીને નમ્રતાપૂર્વક કહ્યું :

> 'ભગવન્, આપના ઉપદેશામૃતનો લાભ ફક્ત એ જ લોકો ઉઠાવી શકે છે કે જેઓ આપનાં વ્યાખ્યાન સાંભળવા આવી શકે છે. પરંતુ જે લોકોને આપના મુખારવિંદથી ઉપદેશ શ્રવણ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થતું નથી તેઓ તો આ લાભથી વંચિત જ રહી જાય છે. આથી જો આપ આપનાં વ્યાખ્યાનોને ગ્રંથ રૂપે સંકલિત કરીને છપાવી દો તો જનતા પર મહાન ઉપકાર થશે અને ભારતનાં ભાવિ સંતાનો પણ તેનો લાભ ઉઠાવી શકશે.'

રાજા જયકિશનદાસે તેના પ્રકાશનની વ્યવસ્થા કરવાનું તથા એ માટેનો સઘળો ખર્ચ ઉઠાવવાનું વચન પણ આપ્યું, જેના પરિણામે આગળ જતાં સ્વામીજીનો 'સત્યાર્થપ્રકાશ' નામનો જગપ્રસિદ્ધ ગ્રંથ પ્રકાશિત થયો.

**સ્વદેશી વસ્તુઓના પ્રયોગની પ્રેરણા :** એક દિવસ ઠાકોર ભૂપાલસિંહ તેમના પુત્ર ઉધોસિંહને સાથે લઈને સ્વામીજીને મળવા આવ્યા. ઉધોસિંહે વિદેશી વસ્ત્રો પહેર્યાં હતાં. એ જોઈને સ્વામીજીએ કહ્યું : 'ભારતવાસીઓએ સ્વદેશી વસ્ત્રો

તથા અન્ય વસ્તુઓનો પ્રયોગ કરવો જોઈએ કે જેથી આપણા કારીગરો અને ઉદ્યમીઓની આજીવિકા સુનિશ્ચિત કરી શકાય.'

**સામગાન :** એક દિવસ ઠાકોર મુકુંદસિંહે સ્વામીજીએ સામગાન સંભળાવવા પ્રાર્થના કરી. આથી સ્વામીજીએ સામગાન કર્યું, જેને સાંભળીને શ્રોતાઓ મંત્રમુગ્ધ થઈ ગયા. મુકુંદસિંહે કહ્યું : 'આવું મધુર અને અદ્‌ભુત ગાન અમે ક્યારેય સાંભળ્યું નથી.'

**ઝાડ પર બેઠેલ કાગડો મહાન ? :** એક દિવસ એક પંડિત ઊંચા ચબૂતરા પર બેસીને શાસ્ત્રચર્ચા કરવા લાગ્યો. લોકોએ તેને નીચે આવી જવા સમજાવ્યો, પરંતુ તે ન માન્યો. સ્વામીજીએ વિનોદ કરતાં કહ્યું : 'ઊંચે બેસવા માત્રથી જ કોઈ મહાન થઈ જતું નથી. એમ જુઓ તો પેલો કાગડો પંડિતથી પણ ઊંચે જ બેઠો છે ને.'

**શિવજીનાં નેત્ર :** એક દિવસ નગરના પ્રતિષ્ઠિત લોકો સ્વામીજીનો ઉપદેશ શ્રવણ કરી રહ્યા હતા ત્યારે એક ભાંગનો વ્યસની સ્વામીજી પાસે ધસી આવ્યો અને અસભ્યતાપૂર્વક બોલવા લાગ્યો. તેની આંખો લાલઘૂમ હતી. સ્વામીજીએ પૂછ્યું : 'આ ગળામાં શું પહેર્યું છે ?' પેલાએ કહ્યું : 'રુદ્રાક્ષ છે.' સ્વામીજીએ કહ્યું : 'અરે, તમે તો રુદ્ર (શિવજી)ની આંખ કાઢી લાવ્યા !' મૂરખ સાધુ સ્વામીજીના વિનોદને સમજી ના શક્યો.

**સર સૈયદ અહમદખાન :** મુસ્લિમ સુધારક અને બાદમાં 'સર'ની ઉપાધિ પ્રાપ્ત કરનાર સૈયદ અહમદખાન એક દિવસ સ્વામીજીને મળવા આવ્યા. બંને વચ્ચે આ મુજબ પ્રશ્નોત્તર થયો :

**સૈયદ :** સ્વામીજી, આપની દેશોદ્ધાર, એકેશ્વરવાદ વગેરેની વાતો ખૂબ જ પ્રશંસનીય છે, પરંતુ હવનમાં થોડું ઘી વગેરે નાખવાથી વાયુમંડળ શુદ્ધ થઈ જાય છે, એ વાત મારા ગળે ઊતરતી નથી.

**સ્વામીજી :** મહાશય, આપને ત્યાં રોજ કેટલા માણસોની રસોઈ બને છે ?

**સૈયદ :** પચાસ-સાઠની.

**સ્વામીજી :** એ માટે કેટલી દાળ ઓરો છો ?

**સૈયદ :** છ, સાત શેર.

**સ્વામીજી :** એટલી દાળમાં હિંગ કેટલી નાખો છો ?

**સૈયદ :** વધારેમાં વધારે રૂપિયા ભાર.

**સ્વામીજી :** બસ એટલી ઓછી ? છતાંય એ એટલી બધી દાળને સુવાસિત કરી દે છે ને ?

**સૈયદ :** બેશક કરી દે છે.

**સ્વામીજી :** સૈયદ સાહેબ, એ જ રીતે હવનમાં બહુ જ ઓછી માત્રમાં નાખવામાં આવતાં ઘી અને અન્ય હવિદ્રવ્ય બહુ બધી હવાને શુદ્ધ અને સુગંધિત કરી દે છે. અગ્નિમાં થોડી માત્રામાં નાખવામાં આવતાં આ દ્રવ્યો પણ હિંગની જેમ સૂક્ષ્મ રૂપ ધારણ કરીને બહુ બધા વાયુમંડળને પવિત્ર કરી દે છે.

આ સાંભળીને સૈયદ સાહેબનો હવન વિશેનો સંશય દૂર થયો અને તેઓ સ્વામીજીની આ દલીલથી ખૂબ જ પ્રસન્ન થયા.

**પ્રસ્થાન :** સ્વામીજી અલીગઢથી ૨૨ જાન્યુઆરી, ૧૮૭૪ના રોજ હાથરસ આવ્યા. અહીં પાંચ દિવસ રોકાઈને મથુરા થઈને વૃંદાવન પ્રસ્થાન કર્યું.

**વૃંદાવન :** સંવત ૧૯૩૦ ફાગણ સુદ ૧૧, શુક્રવાર - ૨૭ ફેબ્રુઆરી, ૧૮૭૪ના રોજ સ્વામીજી વૃંદાવન પહોંચ્યા અને રાધાબાગમાં નિવાસ કર્યો. અહીં બ્રહ્મોત્સવનો એટલે કે રથયાત્રાનો મેળો હોવાથી હજારો લોકો એકઠા થયા હતા. સ્વામીજીએ મૂર્તિપૂજા, તિલક, છાપ વગેરેનું નિડરતાપૂર્વક ખંડન શરૂ કર્યું. પૌરાણિકો ખળભળી ઊઠ્યા.

**રંગાચાર્ય :** આ બરૌલીના રાવ કર્ણસિંહના ગુરુ અને વૈષ્ણવ આચાર્ય હતા. સ્વામીજીના પ્રચારથી ગભરાયેલા કેટલાક લોકો રંગાચાર્ય પાસે પહોંચ્યા. એટલામાં સ્વામીજીએ પણ રંગાચાર્યને એક પત્ર મોકલીને શાસ્ત્રાર્થ માટે આહૂત કર્યા. રંગાચાર્યે સ્વામીજીના કાશી શાસ્ત્રાર્થની ચર્ચા સાંભળી જ હતી કે જેમાં કાશીના દિગ્ગજ પંડિતો શાસ્ત્રાર્થ મહારથી દયાનંદ સામે પરાજિત થયા હતા. તેથી રંગાચાર્યે જવાબ આપી દીધો કે, હમણાં મેળો ચાલતો હોવાથી શાસ્ત્રાર્થ માટે સમય નથી. અને મેળો પૂરો થયો ત્યારે જણાવ્યું કે, હું બીમાર છું ! એક વ્યક્તિએ સ્વામીજીને કહ્યું : ‘રંગાચાર્યજી બીમાર નથી, પરંતુ શાસ્ત્રાર્થના ડરથી બીમાર થઈ ગયા છે અને એટલે જ તેઓ આજકાલ રંગજીના મંદિરની બહાર પણ નીકળતા નથી.’ કેટલાક લોકોનું કહેવું હતું કે, રંગાચાર્ય વાસ્તવમાં બીમાર થઈ ગયા હતા. રંગાચાર્યે એક સજ્જનને ત્યાં સુધી કહ્યું : ‘મને શાસ્ત્રાર્થ કરવાથી શું મળવાનું છે ? જો દયાનંદ હારી પણ જાય તો એ સાધુનું શું બગડવાનું હતું ? પરંતુ જો હું હારી જાઉં તો મારી તો પ્રતિષ્ઠા નષ્ટ થઈ જાય.’ આમ રંગાચાર્ય તો શાસ્ત્રાર્થ માટે મેદાનમાં ન જ આવ્યા. સ્વામીજી હવે મથુરા જવા રવાના થયા.

**મથુરા :** સંવત ૧૯૩૦ ફાગણ વદ ૧૧, શનિવાર - ૧૪ માર્ચ, ૧૮૭૪ના રોજ સ્વામીજી મથુરા પહોંચ્યા અને બળદેવબાગમાં નિવાસ કર્યો. આ એ જ મથુરાનગરી હતી કે જ્યાં લગભગ તેર વર્ષ પહેલાં દયાનંદ એક જિજ્ઞાસુ રૂપે આવ્યા હતા અને પ્રજ્ઞાચક્ષુ ગુરુદેવ દંડી સ્વામી વિરજાનંદ સરસ્વતીનાં ચરણોમાં બેસીને તેમણે સંસ્કૃત વ્યાકરણનું ગંભીર અધ્યયન કર્યું હતું અને આર્ષ-અનાર્ષ ગ્રંથોનો વિવેક કરવાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. અહીં જ તેમણે ગુરુદક્ષિણા રૂપે

વેદોદ્ધાર અને દેશોદ્ધાર કરવાનું વચન આપ્યું હતું. આજે એ જ દયાનંદ ફરી મથુરા આવ્યા છે, પરંતુ આજે તેઓ શિષ્ય નથી, પણ પ્રસિદ્ધ ધર્માચાર્ય, શાસ્ત્રોના પારગામી વિદ્વાન, અપૂર્વ વ્યાખ્યાતા અને સમાજસુધારક છે. આજે દેશભરમાં તેમના નામના ડંકા બજી રહ્યા છે. તેમનું નામ સાંભળતાં જ પૌરાણિક ગઢના પાયા હચમચી ઊઠે છે. દયાનંદની શાસ્ત્રાર્થની રણભેરી સાંભળીને પુરાણપંથી પોપોની ફોજ પલાયન કરી જાય છે.

**ચોબાઓનું આક્રમણ :** સ્વામીજી અહીં આવ્યા એ પહેલાં મથુરાના પંડિતો શાસ્ત્રાર્થની ડિંગો મારતા હતા, પરંતુ હવે કોઈએ સામે આવવાનું સાહસ ન કર્યું. એક દિવસ ચારસો-પાંચસો ચોબાઓનું એક ઉત્તેજિત ટોળું હાથમાં લાકડીઓ લઈને સ્વામીજીને મારવા આવી ચડ્યું અને ગાળો વરસાવવા માંડ્યું. પરંતુ એટલામાં સ્વામીજીના કર્ણવાસનિવાસી ક્ષત્રિય ભક્તો પહોંચી જતાં ચોબાઓ અપશબ્દો બોલતાં બોલતાં પલાયન કરી ગયા.

**કલાલ અને કસાઈ :** મુનીમ માંગીલાલ સ્વામીજીનો ભયંકર દ્વેષી થઈ ગયો. તે સ્વામીજીની ઉજ્જવળ કીર્તિને લાંછન લગાડવા માંગતો હતો. તેણે એક દિવસ સ્વામીજી પ્રવચન કરી રહ્યા હતા ત્યારે એક કસાઈ અને એક કલાલ (દારૂના દુકાનદાર)ને તૈયાર કરીને મોકલ્યા. એ બંનેએ સભામાં આવીને દેકારો મચાવ્યો અને સ્વામીજીને મોટેથી કહ્યું : 'પ્રવચન પછી કરજો, પહેલાં અમારા બંનેનો હિસાબ તો ચૂકતે કરો.' સ્વામીજી તેમની ધૃષ્ટતા સમજી ગયા. પ્રવચન પૂરું કરીને બંનેને પોતાની પાસે બોલાવ્યા અને પોતાના પ્રચંડ શક્તિશાળી એક એક હાથથી બંનેની બોચી પકડીને કહ્યું : 'બોલો, તમારો કેટલો હિસાબ બાકી છે ?' પેલા બંને જણા ગભરાયા કે સ્વામીજી બંનેનાં માથાં ભટકાવીને કચુંબર ન કરી નાખે. આથી બંને જણા હાથ જોડીને ક્ષમા માંગવા લાગ્યા અને કબૂલ્યું કે, મુનીમ માંગીલાલે અમને આવું કરવા કહ્યું હતું. દયાળુ અને ક્ષમાવીર દયાનંદે બંનેને છોડી દીધા.

**દુષ્ટોનું ષડ્યંત્ર :** એક દિવસ કેટલાક વિરોધીઓએ ષડ્યંત્ર રચ્યું. તેમણે સ્વામીજી પ્રવચન કરી રહ્યા હતા ત્યારે એક વેશ્યાને પઢાવીને મોકલી કે જેથી સ્વામીજીને કલંકિત કરી શકાય. વેશ્યા સભામાં તો આવી, પરંતુ સંન્યાસીનું પવિત્ર, પ્રશાંત અને તેજસ્વી મુખમંડળ જોતાં જ તેના મનની મલિન વૃત્તિ છૂમંતર થઈ ગઈ અને તેના મનમાં સ્વામીજી પ્રત્યે શ્રદ્ધાભાવ ઉત્પન્ન થયો. તેણે એકરાર કરતાં કહ્યું કે, 'મહારાજ, હું કેટલાક દુષ્ટોના કહેવાથી આપ મહાત્માને બદનામ કરવાની મેલી મુરાદથી અહીં આવી હતી. મારાથી મહાપાપ થઈ ગયું.' આમ તે વ્યથિત અને નતમસ્તક થઈને ક્ષમા માંગવા લાગી. સ્વામીજીએ તેને આશ્વાસન આપતાં કહ્યું : 'દેવી, જાઓ, ઈશ્વર તમને આ સદ્‌બુદ્ધિમાં સદા સ્થિર રાખે.'

**મુરસાન :** સંવત ૧૯૩૦ ચૈત્ર સુદ ૨, શુક્રવાર - ૨૦ માર્ચ ૧૮૭૪ના રોજ મુરસાનના રાજા ટીકમસિંહ પોતાની બગી લઈને સ્વામીજીને તેડવા આવ્યા. મુરસાનના ઠાકોર ગુરુપ્રસાદે પંડિત અંગદ શાસ્ત્રીની મદદથી યજુર્વેદના મહીધર ભાષ્યનો હિંદી અનુવાદ કર્યો હતો. તેઓ એવો દાવો કર્યા કરતા હતા કે, 'મારું આ ભાષ્ય જ સત્ય છે, દયાનંદ વેદોને જાણતા નથી.' આથી ટીકમસિંહે ગુરુપ્રસાદને વેદભાષ્ય વિશે સ્વામીજી સાથે ચર્ચા કરવા બોલાવ્યા અને શાસ્ત્રાર્થનો દિવસ નક્કી કરી વિજ્ઞાપન પણ પ્રસિદ્ધ કરી દીધું. પરંતુ શાસ્ત્રાર્થના એ દિવસે ગુરુપ્રસાદ તો ૫૦૦-૬૦૦ માણસોને લઈને આવ્યા અને સ્વામીજીને મળવાના બદલે બહાર જ ઊભા રહીને આવેશ, ઉત્તેજના અને આડંબરપૂર્વક સ્વયંની પ્રશંસા કરવા લાગ્યા. રાજાસાહેબે તેમને અંદર આવીને સ્વામીજી સાથે વાર્તાલાપ કરવા કહ્યું, પરંતુ તેમનામાં સ્વામીજી સામે પોતાના ગ્રંથની ચર્ચા કરવાની હિંમત ન હોવાથી તેઓ બહાર જ કોલાહલ કરતા રહ્યા.

રાજા ટીકમસિંહ સ્વામીજીને પોતાની બગીમાં બેસાડીને હાથરસ જંક્શન સુધી છોડવા આવ્યા. ત્યાંથી રેલવે દ્વારા પ્રયાગ થઈને ૧૮૭૪ના મે માસમાં સ્વામીજી પાંચમી વાર કાશી પહોંચ્યા.

**કાશી :** સ્વામીજીએ અહીં રામપ્રસાદ ઉદાસીનના બાગમાં નિવાસ કર્યો. સ્વામીજી હવે માત્ર કૌપીનને બદલે પૂરાં વસ્ત્રો પહેરવા લાગ્યા હતા અને તેમણે સંસ્કૃતને બદલે હિંદીમાં ભાષણો કરવાનું શરૂ કર્યું હતું. અહીંની વૈદિક પાઠશાળામાં વેદોના અધ્યાપન માટે પંડિત ગણેશ ક્ષોત્રિયને વેદના અધ્યાપક તરીકે નિયુક્ત કર્યા.

**સત્યાર્થપ્રકાશ :** મુરાદાબાદ નિવાસી રાજા જયકૃષ્ણદાસ અહીં ડેપ્યુટી કલેક્ટર હતા. તેઓ અલીગઢમાં સ્વામીજીને મળ્યા હતા ત્યારે તેમણે સ્વામીજીને પોતાનાં પ્રવચનોની સામગ્રીને લિપિબદ્ધ કરી તેને પુસ્તક રૂપે પ્રકાશિત કરવાનો અનુરોધ કર્યો હતો અને સ્વામીજી એ માટે તૈયાર પણ થઈ ગયા હતા. એ મુજબ રાજા જયકૃષ્ણદાસે અહીં કાશીમાં ચંદ્રશેખર નામના એક મહારાષ્ટ્રીય વ્યક્તિને સ્વામીજીના લહિયા તરીકે નિયુક્ત કર્યા અને સ્વામીજીએ ૧૨ જૂન, ૧૮૭૪ના રોજ 'સત્યાર્થપ્રકાશ' લખાવવાની શરૂઆત કરી. લગભગ સાડા ત્રણ મહિનામાં જ 'સત્યાર્થપ્રકાશ'નું લેખનકાર્ય પૂર્ણ કર્યું,[૧] જેનું પ્રથમ સંસ્કરણ ૧૮૭૫માં રાજા જયકૃષ્ણદાસે પોતાના ખર્ચે પ્રકાશિત કર્યું. પરંતુ આ ગ્રંથ સ્વામીજીની દેખરેખ

---

૧. સ્વામી દયાનંદે સત્યાર્થપ્રકાશ લખાવવામાં પોતાની વ્યસ્ત દિનચર્યા વચ્ચે માત્ર સાડા ત્રણ મહિનાનો જ સમય લીધો હતો, જે તેમનાં અગાધ પાંડિત્ય, અપૂર્વ સ્મરણશક્તિ, સુસ્પષ્ટ ચિંતન, અદ્‌ભુત ઊહા - તાર્કિકતા - અને સતત સાધનાનો પુરાવો આપે છે. - સંપાદક

હેઠળ છપાયો ન હતો અને ન તો સ્વામીજીએ તેનાં પ્રૂફ પણ જોયાં હતાં. આથી કેટલાક લોકોના પ્રપંચને કારણે આ સંસ્કરણમાં મૃતક શ્રાદ્ધ, યજ્ઞમાં પશુહિંસા, માંસભક્ષણ વગેરેને લઈને અમુક ભળતાં જ વાક્યોનો સમાવેશ કરી દેવામાં આવ્યો હતો, જેની સ્વામીજીને કોઈ જાણકારી નહોતી. પરંતુ ગ્રંથ પ્રકાશિત થઈ ગયા બાદ જ્યારે સ્વામીજીને આ વાતની ખબર પડી ત્યારે તેમણે એક વિજ્ઞાપન પ્રકાશિત કરીને પોતાના ગ્રંથમાં રહી ગયેલી આ વિસંગતિઓ વિશે સ્પષ્ટતા કરી અને આગળ જતાં આ ગ્રંથને શુદ્ધ કરીને તેનું બીજું સંશોધિત સંસ્કરણ તૈયાર કર્યું, જે તેમના મૃત્યુના એક વર્ષ બાદ ૧૮૮૪માં પ્રકાશિત થયું.

**વાર્તાલાપ અને પ્રવચન :** એક દિવસ પાદરી હૂપર સાથે સ્વામીજીનો ખ્રિસ્તી મત પર વાર્તાલાપ થયો. સર સૈયદ અહમદખાન ત્યારે કાશીમાં સબ મૅજિસ્ટ્રેટ હતા. તેમના નિવાસસ્થાને સ્વામીજીએ 'વેદોનું અપૌરુષેયત્વ' વિષય પર પ્રવચન કર્યું.

**શંકા-સમાધાન :** અહીં પણ અનેક જિજ્ઞાસુઓ સ્વામીજી પાસે આવીને પોતાની શંકાઓનું સમાધાન મેળવતા હતા. એક મુસ્લિમ યુવકે માંસાહાર વિશે અને બીજી એક મુસ્લિમ વ્યક્તિએ પુનર્જન્મ વિશે શંકા કરી, જેનું સ્વામીજીએ સમાધાન કર્યું.

**કાકભાષા :** સ્વામીજી સંસ્કૃતના મહાપંડિત હતા. છતાં તેઓ હંમેશાં બહુ જ સરળ સંસ્કૃતમાં ઉપદેશ કરતા. આથી એક નૈયાયિક પંડિતને ભ્રમ થઈ ગયો કે સ્વામીજીને બહુ સંસ્કૃત આવડતું નહિ હોય. તેણે સ્વામીજીને નવ્ય-ન્યાયમાં શાસ્ત્રાર્થ કરવા કહ્યું. પંડિતને હતું કે સ્વામીજીને આ ભાષામાં પરાજિત કરી શકાશે. પરંતુ સ્વામીજીએ થોડી જ વારમાં તેના છક્કા છોડાવી દીધા અને પછી શ્રોતાઓને પૂછ્યું : 'તમને લોકોને અમારી આ ચર્ચામાં કંઈ ગતાગમ પડી ?' શ્રોતાઓએ ના પાડી. આથી સ્વામીજીએ કહ્યું : 'જેમ બે કાગડા લડતા હોય તો તેની ભાષા કોઈની સમજમાં નથી આવતી, તેવી જ આ નવ્ય-ન્યાયની ભાષા છે. આથી હું તેને કાકભાષા કહું છું, અને બધા સમજી શકે એ માટે સરળ સંસ્કૃત બોલું છું.'

**પંડિત આર્યમુનિ :** અદ્વૈતવાદના રંગમાં રંગાયેલ આ તેજસ્વી યુવાન પંડિતને પોતાના પાંડિત્યનું અભિમાન હતું, પરંતુ સ્વામીજી સાથેના શાસ્ત્રાર્થમાં તેઓ થોડી જ વારમાં નિરુત્તર થઈ ગયા. સ્વામીજીએ તેમને વિદ્વાન બનવાના આશીર્વાદ આપ્યા, જે સાર્થક થયા. આગળ જતાં આ યુવક મહામહોપાધ્યાય થયા અને સ્વામીજીના અનુયાયી થઈને તેમણે અનેક શાસ્ત્રાર્થો કર્યા અને વિપુલ માત્રામાં વૈદિક સાહિત્યનું સર્જન કર્યું.

**પ્રયાગ :** સંવત ૧૯૩૦ અધિક અષાઢ વદ ૨, બુધવાર - ૧ જુલાઈ, ૧૮૭૪ના રોજ સ્વામીજી પ્રયાગ આવ્યા. અહીં વિશાળ સંખ્યામાં લોકો તેમનો ધર્મોપદેશ સાંભળવા આવવા લાગ્યા.

**પંડિત કાશીનાથ :** અહીંની મ્યોર કૉલેજના પ્રાધ્યાપક પંડિત કાશીનાથ, કેટલાક વિદ્યાર્થીઓ અને ખ્રિસ્તી પંડિત નીલકંઠ શાસ્ત્રી ગોરે સ્વામીજીને મળવા આવ્યા. પંડિત નીલકંઠે પ્રોફેસર મેક્સમૂલરે કરેલા વેદોના અર્થઘટન વિશે ચર્ચા કરી. સ્વામીજીએ મેક્સમૂલરના વેદ વિષયક વિચારોની આલોચના કરતાં કહ્યું : 'મેક્સમૂલર પોતાના ખ્રિસ્તી મત પ્રત્યેના પક્ષપાતને કારણે વેદોને ન્યાય આપવામાં અસફળ રહ્યા છે.'

**કોલાહલ :** પંડિત કાશીનાથ શાસ્ત્રીએ થોડી તોછડાઈથી સ્વામીજીને પૂછ્યું : 'તમે શા માટે દેશભરમાં કોલાહલ મચાવી રાખ્યો છે ?' સ્વામીજીએ શાંતિથી ઉત્તર આપ્યો : **'મારા પહેલાં સાંપ્રદાયિક પંડિતોએ અહીં બહુ જ પાખંડ ફેલાવી રાખ્યું છે. પથ્થરોને પૂજતાં પૂજતાં તેઓની બુદ્ધિ પણ જડ થઈ ગઈ છે. લોકોમાં સત્ય-અસત્યનો વિવેક સાવ મંદ પડી ગયો છે. આથી મારા દ્વારા કરવામાં આવતા સત્ય સિદ્ધાંતોના પ્રચારને પણ તેઓ કોલાહલ મચાવવો સમજી રહ્યા છે.'**

**પુનર્જન્મનું સમર્થન :** મ્યોર કૉલેજના વિદ્યાર્થીઓએ સ્વામીજીની સાથે જીવોના આવાગમન અને પુનર્જન્મ વિશે ચર્ચા કરી. તેઓ એવું સમજતા હતા કે ઋગ્વેદમાં પુનર્જન્મનો ઉલ્લેખ નથી. સ્વામીજીએ પ્રમાણો આપીને સમજાવ્યું કે, વેદોમાં પુનર્જન્મનો સિદ્ધાંત વર્ણિત છે.

**ગર્દભતાપિની ઉપનિષદ્ :** પૌરાણિકોએ રામતાપિની, ગોપાલતાપિની વગેરે અનેક અર્વાચીન ઉપનિષદો બનાવી રાખી છે, જેમાં વેદવિરુદ્ધ અને સાંપ્રદાયિક વાતો જોવા મળે છે. આથી સ્વામીજીએ પણ આ બનાવટી ઉપનિષદોની જ શૈલીમાં 'ગર્દભતાપિની' નામની એક મનોરંજક ઉપનિષદની રચના કરી હતી. તેઓ ક્યારેક ક્યારેક તેનાં વચનો સંભળાવીને શ્રોતાઓની સાથે વિનોદ કરતા હતા. ખેદ છે કે સ્વામીજીના આ પુસ્તકની એક પણ પ્રત પ્રાપ્ત થઈ શકી નથી.

**ઝેર ભેળવેલી મીઠાઈ :** એક દિવસ એક બ્રાહ્મણ આવ્યો. તેણે સ્વામીજીને 'નમો નારાયણ' કહીને મીઠાઈ ભેટ ધરી અને એ ખાવા માટે પ્રાર્થના કરી. સ્વામીજીએ તેને કહ્યું : 'લો, થોડી મીઠાઈ તમે પણ ખાઓ.' પરંતુ તેણે એ મીઠાઈ લીધી નહિ. સ્વામીજીએ થોડી કડકાઈથી કહ્યું તોપણ તેણે મીઠાઈ ન જ લીધી અને તે ધ્રૂજવા લાગ્યો. સ્વામીજીએ હાજર રહેલા લોકોને કહ્યું : 'આ માણસ મારા માટે ઝેર ભેળવેલી મીઠાઈ લાવ્યો છે.' સ્વામીજીના ભક્ત પંડિત સુંદરલાલ આ બ્રાહ્મણને પોલીસના હવાલે કરવા ઇચ્છતા હતા. પરંતુ સ્વામીજીએ કહ્યું :

'જુઓ તો ખરા, તે પોતાના પાપના કારણે કેટલો ધ્રૂજી રહ્યો છે, તેને દંડ મળી જ ગયો છે. પોલીસને બોલાવવાની જરૂર નથી.' સ્વામીજીએ તેને સમજાવ્યો અને ક્ષમા આપી. ત્યાર બાદ ત્યાં હાજર રહેલા કોઈએ સ્વામીજીની જાણ બહાર એ મીઠાઈ એક કૂતરાને ખવડાવતાં એ તત્કાળ મૃત્યુ પામ્યો. વિરોધીઓ સ્વામીજીના પ્રાણહરણ માટે આવાં ષડ્યંત્રો કરતા રહેતા હતા.

**જબલપુર :** સ્વામીજી ૧૮૭૪ના ઑક્ટોબરમાં જબલપુર આવ્યા. અહીંના એક્સ્ટ્રા આસિસ્ટંટ કમિશનર કૃષ્ણરાવે સ્વામીજીને અહીં પધારવા આમંત્રણ આપ્યું હતું. સ્વામીજીનું આતિથ્ય પણ તેમણે જ કર્યું. અહીં સ્વામીજીએ એક પ્રવચન કર્યું અને પોતાના જીવન વિશે થોડું વૃત્તાંત બતાવ્યું.

**સ્વામીજીનો ફોટો :** કૃષ્ણરાવને પોતાના ઘરે સ્વામીજીનો એક ફોટો પડાવ્યો, જેમાં સ્વામીજી પાગડી અને ખડાઉ પહેરેલાં બેઠા છે અને બાજુમાં એક લાકડી જોવા મળે છે. આ ફોટાની પ્રતિકૃતિ હાલમાં આપણા દેશના સંસદભવનની ગેલેરીમાં લગાડવામાં આવી છે.[1]

**નાસિક :** જબલપુરથી સ્વામીજી રેલમાર્ગે નાસિક પહોંચ્યા. અહીં ચાર દિવસ રોકાયા અને બે પ્રવચનો કર્યાં. અહીં શાસ્ત્રાર્થનું આયોજન કરવામાં આવ્યું, પરંતુ પંડિતો આવ્યા નહિ. સ્વામીજી પંચવટીમાં એ મકાન જોવા પણ ગયા કે જેના વિશે એવું કહેવાય છે કે રામચંદ્રજીએ વનવાસ દરમિયાન અહીં નિવાસ કર્યો હતો. સ્વામીજીએ અહીં પ્રવચનમાં કહ્યું : **'જ્યારે રામચંદ્રજી વનમાં ગયા ત્યારે તેમણે અહીં રોકાણ કર્યું હતું એ દૃષ્ટિએ આ સ્થાનનું ઐતિહાસિક મહત્ત્વ તો સમજી શકાય છે, પરંતુ એટલા માટે આને તીર્થ માનવાનું કોઈ કારણ નથી. અહીં આવીને ગોદાવરીમાં સ્નાન કરવાથી પાપ ધોવાઈ જાય છે, એ માન્યતા ભૂલભરેલી છે.'** મુંબઈથી નીકળતા 'ઇન્દુપ્રકાશ'માં સ્વામીજીની નાસિકયાત્રા વિશે વિવરણ પ્રકાશિત થયું હતું, જેમાં તેમની નિર્ભીક વાણી, વિલક્ષણ સ્મૃતિ, અદ્વિતીય વિદ્વત્તા અને અંધવિશ્વાસો વિરુદ્ધ ચલાવવામાં આવતા તેમના અભિયાન વિશે સુંદર ટિપ્પણી કરવામાં આવી હતી. અહીંથી સ્વામીજી મુંબઈ જવા રવાના થયા.

• • •

૧. આ ફોટો આ જ પુસ્તકના પાન ૫ ૫ર આપવામાં આવ્યો છે. - સંપાદક

: ૧૧ :

# મુંબઈ-ગુજરાતમાં દુંદુભિનાદ

ગંગાનો પ્રારંભ જુગ જૂના કાળની થપ્પડો વચ્ચે અનેક ઝંઝાવાતોને પોતાની છાતી પર ઝીલીને અણનમ ઊભેલા હિમાલયની ગિરિમાળાઓની વચ્ચેથી ગંગોત્રી રૂપે થયો છે. જેમ ગંગોત્રીનો નિર્મળ, પવિત્ર અને મોતી જેવા પાણીની છોળો ઊછાળતો પ્રવાહ સબળ-પ્રબળ ધોધ બનીને માર-માર કરતો આગળ ધપતો રહે છે, તેમ સ્વામી દયાનંદની જ્ઞાનગંગાનો પ્રવાહ પણ હરદ્વારથી શરૂ થઈને અનેક સ્થળોએ ધોધ વરસાવતો આગળ ને આગળ ધસમસી રહ્યો છે. એ ભાગીરથીના પ્રવાહને અનેક ખડકો ટક્કર મારીને રોકવાનો પ્રયાસ કરે છે, પરંતુ એ નિરંતર આગળ ને આગળ ધપતો જ રહે છે, તેમ સ્વામી દયાનંદની જ્ઞાન-સરિતાના પ્રવાહને પણ સ્વધર્મીઓ અને વિધર્મીઓના અનેક કાળમીંઢ અને ગંઠાયેલા ખડકો આડા પડીને રોકવા મથી રહ્યા છે. પરંતુ એ ધસમસતો પ્રવાહ તેને ગોથલાવીને પોતાની પૂરી શક્તિથી આગળ ધપી રહ્યો છે અને હવે એ મુંબઈમાં મહાસાગરના રૂપે પ્રગટ થયો છે.

સ્વામીજીએ વૈદિક ધર્મના પુનસ્સ્થાપન અને નવજાગૃતિના કાર્યની શરૂઆત વૈષ્ણવ સંપ્રદાયના ખંડનથી કરી હતી. પરંતુ બાદમાં ધીરે ધીરે તેમણે અન્ય પૌરાણિક મતો તેમ જ ખ્રિસ્તી અને ઈસ્લામ જેવા મજહબોને પણ પોતાની સમાલોચનામાં આવરી લીધા, જેને આપણે આ આંદોલનની બીજી અવસ્થા કહી શકીએ છીએ. ત્યાર બાદ તેમણે કરેલા વિભિન્ન સ્થાનોના પ્રવાસો અને પ્રચારકાર્યના અનુભવોને આધારે તેમના જ્ઞાનની ક્ષિતિજ સતત વિસ્તાર પામતી રહી. અને હવે તેમના આંદોલનમાં વૈદિક સિદ્ધાંતો દૃઢમૂળ બનીને સંપૂર્ણ રૂપે પ્રગટ થઈ રહ્યા છે અને તેની દુંદુભિનો નાદ પૂરા જોશથી બજી રહ્યો છે.

## મુંબઈ

સંવત ૧૯૩૦ આસો વદ ૧ સોમવાર - ૨૬ ઓક્ટોબર, ૧૮૭૪ના રોજ સ્વામીજી મુંબઈ પધાર્યા.[1] ૧૮૬૯માં સ્વામીજીનો કાશીના પંડિતો સાથે જે ઐતિહાસિક

---

૧. મુંબઈ આગમનની તિથિ તથા તારીખ વિશે જીવનચરિત્રકારોમાં મતભેદ છે. ૨૨, ૨૪, ૨૬ ઑક્ટોબરનો ઉલ્લ્ખ થયેલો જોવા મળે છે. - સંપાદક

શાસ્ત્રાર્થ થયો હતો એ શાસ્ત્રાર્થને જોવા માટે એકત્ર થયેલા હજારો લોકોમાં મુંબઈના જયકૃષ્ણ જીવનદાસ વ્યાસ, ધરમસી ખીમજી વગેરે સજ્જનો પણ હતા. તેઓ સ્વામીજીની વિદ્વત્તા, તર્કબુદ્ધિ અને સાહસથી અત્યંત પ્રભાવિત થયા હતા. આ લોકોએ જ સ્વામીજીને મુંબઈ પધારવાનું આમંત્રણ પાઠવ્યું હતું. તદનુસાર સ્વામીજી મુંબઈ પહોંચ્યા. રેલવે સ્ટેશન પર અનેક લોકોએ તેમનું સ્વાગત કર્યું. વાલકેશ્વરમાં આવેલી ગૌશાળામાં તેમના ઉતારાની વ્યવસ્થા કરવામાં આવી.

**વિજ્ઞાપન :** પંડિત સેવકલાલ કૃષ્ણદાસ નામના એક વૈષ્ણવે સ્વામીજીના આગમનના એક મહિના પહેલાં જ કાશી શાસ્ત્રાર્થનું સંક્ષિપ્ત વિવરણ 'આર્યમિત્ર' નામના એક ગુજરાતી પત્રમાં પ્રકાશિત કર્યું હતું. તેને લીધે અને સ્વામીજીના આગમન બાદ આપવામાં આવેલા વિજ્ઞાપનને કારણે લોકો વિશાળ સંખ્યામાં સ્વામીજીની પાસે શંકા-સમાધાન કરવા અને ધર્મોપદેશ સાંભળવા આવવા લાગ્યા.

**મહારાજ લાયબલ કેસ :** તત્કાલીન વલ્લભ સંપ્રદાય અથવા પુષ્ટિમાર્ગના ધર્મગુરુ ગોસાંઈ મહારાજો 'બ્રહ્મસંબંધ' આપીને શિષ્યો બનાવતા હતા અને તેમનાં તન-મન-ધન પોતાને અર્પણ કરાવતા હતા. તેઓ પોતાના શિષ્યો અને ભક્તોની નવી પરણેલી પત્નીઓ સાથે પણ સંબંધ બનાવતા હતા. ધર્મ અને 'બ્રહ્મસંબંધ'ના નામે ચાલતી આ વ્યભિચાર, દુરાચાર અને શોષણની ઘૃણાસ્પદ પ્રવૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચી હતી. આથી ખિન્ન થઈને એ જ સંપ્રદાયના એક અનુયાયી કરસનદાસ મૂળજી પોતાના 'સત્યપ્રકાશ' નામક પત્રમાં આ મહારાજોની દુરાચાર લીલાઓ પ્રગટ કરવા માંડ્યા હતા. આથી રોષે ભરાયેલા પુષ્ટિમાર્ગી જદુનાથ મહારાજે કરસનદાસ મૂળજી પર ૧૮૬૧માં એક કેસ કર્યો હતો. આ કેસ દેશવિદેશમાં બહુ જ ચર્ચાસ્પદ રહ્યો હતો. બહુ જ લાંબા સમય સુધી ચાલેલા આ કેસમાં સાક્ષીઓ દ્વારા મહારાજની વ્યભિચાર લીલા સાબિત થતાં ચુકાદો કરસનદાસના પક્ષમાં આવ્યો હતો અને મહારાજની ખૂબ જ બદનામી થઈ હતી.[૧]

**વલ્લભ મતનું ખંડન :** સ્વામીજી વલ્લભ સંપ્રદાયની આવી જુગુપ્સાપ્રેરક ગુપ્ત લીલાઓથી અત્યંત વ્યથિત થયા અને તેમણે તેનું ખંડન કરવાનો આરંભ કર્યો. સ્વામીજીએ કરેલા આકરા ખંડનથી વૈષ્ણવ આચાર્યો અને અનુયાયીઓમાં હલચલ મચી ગઈ અને તેઓ સ્વામીજીના શત્રુ બની ગયા.

---

૧. આ કેસનું વિવરણ 'મહારાજ લાયબલ કેસ' નામથી પ્રકાશિત થયું હતું તેની એક પ્રત આ પંક્તિ લેખક પાસે પણ હતી.- લેખક

આ જ કેસના આધારે ગુજરાતી લેખક સૌરભ શાહે 'મહારાજ' નામની એક નવલકથા ૨૦૧૩માં લખી છે. - સંપાદક

**સ્વામીજીને મારી નાખવાના પ્રયાસો :** અહીં સ્વામીજીને ખતમ કરી નાખવાના અનેક પ્રયાસો કરવામાં આવ્યા. જેમ કે :

૧. ગોસ્વામી જીવણજી મહારાજે સ્વામીજીના રસોઇયા બળદેવને બોલાવીને પ્રલોભન આપ્યું કે, જો તું ઝેર આપીને સ્વામીજીને મારી નાખે તો તને એક હજાર રૂપિયા આપીશ. તેમણે આ વાત કાગળ પર લખી આપી અને પાંચ રૂપિયા રોકડા અને પાંચ શેર મીઠાઈ એ જ સમયે આપી. પરંતુ બન્યું એવું કે સ્વામીજીના એક હિતૈષીને આ વાતની ગંધ આવી ગઈ અને તેણે સ્વામીજીને આ ષડ્યંત્રની જાણ કરી દીધી. બળદેવ આવ્યો એટલે સ્વામીજીએ પૂછ્યું : 'તું ગોસાંઈ પાસે ગયો હતો ?' બળદેવે સ્વામીજીનાં ચરણ પકડીને કબૂલ કરતાં કહ્યું : 'મહારાજ, હું થોડીવાર માટે પ્રલોભનમાં જરૂર આવી ગયો હતો, પરંતુ હું એવા પાપનો ભાગી બનવા નથી ઈચ્છતો.' સ્વામીજીએ કહ્યું : 'બળદેવ, મને મારી નાખવાનાં અનેક ષડ્યંત્રો થઈ ચૂક્યાં છે, છતાં હું ઈશ્વરની કૃપાથી હજુ સુધી હેમખેમ છું. હવે પછી તું ક્યારેય એ લોકો પાસે ન જઈશ.'

**૨.** પ્રથમ દાવમાં અસફળ રહેતાં એ દુષ્ટ પંથવાદીઓએ ખૂન કરવાનો ધંધો કરનારા ઘાતકોને તૈયાર કર્યા. સ્વામીજી દરરોજ સમુદ્રતટ પર ફરવા જતા ત્યારે એ ગુંડાઓ તેમની પાછળ પાછળ આવતા હતા. આથી એક દિવસ સ્વામીજીને આ વાતની જાણ થતાં તેમણે એ ગુંડાઓને એવા પડકાર્યા કે એ ડરીને ચાલ્યા ગયા. સ્વામીજી તો નિડરતાપૂર્વક પૂર્વવત્ ભ્રમણ કરતા રહ્યા.

૩. તત્કાલીન વૈષ્ણવ મહારાજો લંપટલીલાની સાથે સાથે હિંસાના ક્ષેત્રમાં પણ આગળ હતા. તેઓએ સ્વામીજીની હત્યા માટે બે ગુંડાઓને તૈયાર કર્યા. આ ગુંડાઓ રાતના સમયે સ્વામીજીના રૂમમાં ઘૂસી આવ્યા, પરંતુ પંડિત સેવકલાલ ત્યાં હાજર હોવાથી તેમણે આ ગુંડાઓને ઝડપી પાડ્યા અને જ્યારે તેમને ધમકાવવામાં આવ્યા ત્યારે તેમણે કબૂલ કર્યું કે, 'સ્વામીજીની હત્યા માટે અમને બસો રૂપિયા આપવામાં આવ્યા છે.'

**સતર્કતા :** સ્વામીજીની ચકોર દૃષ્ટિ બધે જ ફરી વળતી. એક શેઠે સ્વામીજીને ભોજન વગેરેની સામગ્રી એક દુકાનેથી મળી રહે એવી વ્યવસ્થા કરી હતી. સ્વામીજીના સેવકો એ ચીજ-વસ્તુઓ ત્યાંથી લઈ આવતા. પરંતુ એક વાર તપાસ કરતા સ્વામીજીને ખબર પડી કે એ લોકો જરૂર કરતાં ખૂબ જ વધારે માત્રામાં આ વસ્તુઓ લઈ આવે છે અને પછી બીજા લોકોને વેચી મારે છે. આથી સ્વામીજીએ એ નોકરોને રજા આપી દીધી.

**ચોવીસ પ્રશ્નો :** જ્યારે વલ્લભ મતના મહારાજોએ કરેલાં સ્વામીજીના પ્રાણહરણ માટેનાં ષડ્યંત્રો સફળ ન રહ્યાં ત્યારે તેઓ શાસ્ત્રાર્થમાં સ્વામીને પરાજિત કરવાના

મનસૂબા રચવા માંડ્યા. તેમણે સ્વામીજીના જ્ઞાનની પરીક્ષા કરવા ચોવીસ પ્રશ્નો ગુપ્ત નામે લખીને મોકલ્યા.[૧]

**પંડિત બેચરશાસ્ત્રી :** સ્વામીજીનું પ્રથમ પ્રવચન ફરામજી કાસવજી હોલમાં થયું, જેમાં તેમણે મૂર્તિપૂજાનું ખંડન કર્યું અને પુષ્ટિમાર્ગ અથવા વલ્લભ સંપ્રદાયની તીવ્ર આલોચના કરી. આ સભામાં મતવાદીઓએ પંડિત બેચરશાસ્ત્રીને શાસ્ત્રાર્થ માટે મોકલ્યા હતા, પરંતુ શાસ્ત્રાર્થ શરૂ થાય એ પહેલાં જ ઉપદ્રવકારી તત્ત્વોએ શોરબકોર કરી હુલ્લડ મચાવતાં સભા ભંગ કરવામાં આવી.

**પંડિત ગટ્ટુલાલ :** વલ્લભ મતાનુયાયીઓએ અનેક તરકીબો કરી, પરંતુ ફાવ્યા નહિ. અંતે તેમણે પંડિત ગટ્ટુલાલ નામના એક પ્રજ્ઞાચક્ષુ વિદ્વાનને શાસ્ત્રાર્થ માટે તૈયાર કર્યા. પરંતુ શાસ્ત્રાર્થના નિયમો નક્કી કરવામાં જ બહુ સમય પસાર થઈ ગયો. ૫ ડિસેમ્બર, ૧૮૭૪ના રોજ સ્વામીજી ફરામજી કાસવજી હોલમાં ભાષણ કરવાના હતા એ જાહેર કરવામાં આવ્યું હતું, છતાંય વૈષ્ણવોએ જાણીજોઈને એ જ દિવસે અને એ જ સમયે લાલબાગમાં સભા ભરી અને એવું જાહેર કર્યું કે, જો સ્વામીજી આ સભામાં નહિ આવે તો તેમને પરાજિત ઘોષિત કરવામાં આવશે ! સ્વામીજીને પોતાની નિર્ધારિત કરેલી સભામાં ભાષણ કરવા જવું જરૂરી હોઈ તેઓ લાલબાગમાં જઈ શક્યા નહિ. પંડિત ગટ્ટુલાલે લાલબાગની સભામાં મૂર્તિપૂજાના સમર્થનમાં પ્રવચન શરૂ કર્યું. ત્યાં હાજર રહેલા પંડિત જનાર્દન ગોપાલ સૉલિસિટર અને પંડિત કાલિદાસે પ્રવચનની વચમાં જ પંડિત ગટ્ટુલાલને પૂછ્યું : 'બાલકૃષ્ણની મૂર્તિ બનાવવાનું વિધાન વેદોમાં ક્યાં છે ? જો હોય તો બતાવો.' આથી પંડિત ગટ્ટુલાલ નિરુત્તર થઈ ગયા. આ પ્રમાણે અહીં કોઈ શાસ્ત્રાર્થ તો થયો નહિ, તેમ છતાં સ્વામીજીનો પરાજય થયાનો જુઠ્ઠો પ્રચાર કરીને વિરોધીઓએ આત્મસંતોષ મેળવ્યો. પરંતુ સ્વામીજીના શિષ્ય ગિરધરલાલ કોઠારીએ આ વિશે સચ્ચાઈ પ્રગટ કરીને જનતાનું ભ્રમનિવારણ કર્યું.

---

૧. અનુમાન છે કે ૧૮૭૪માં સ્વામીજીના આ પ્રથમ મુંબઈ પ્રવાસ દરમિયાન 'પ-ગ-ન' નામથી જે અજ્ઞાત વ્યક્તિએ સ્વામીજીને ચોવીસ પ્રશ્નો પૂછ્યા હતા તે 'પ-ગ-ન' 'પંડ્યા ગોપાળજી નરભેરામ' હોવા જોઈએ. ડૉક્ટર ચીમનલાલ મ. વૈદ્ય રચિત અને શુદ્ધાદ્વૈત સંસદ, મોડાસા દ્વારા ૧૯૫૬માં પ્રકાશિત 'ભારતમાર્તંડ વેદાંત ભટ્ટાચાર્ય પંડિત શ્રી ગટ્ટુલાલજી' નામના ગુજરાતી પુસ્તકના પાન ૬૭ પર લખ્યું છે : 'સં. ૧૯૩૧ના કારતક સુદ ૨-ને દિવસે કેટલાએક શોખીન સદગૃહસ્થોની ખાનગી મંડળી એકઠી થઈ, ત્યાં જે વિચાર કર્યો તે પ્રમાણે પંડ્યા ગોપાળજી નરભેરામ નામના પુરુષે ચોવીસ પ્રશ્નો લખી એક હેન્ડબિલ કારતક સુદ ૪ને દહાડે બહાર પાડ્યું.' આ સંશોધનનો ઉલ્લેખ મારા ૨૦૨૦માં પ્રકાશિત 'સ્વામી દયાનંદનો કાશી શાસ્ત્રાર્થ' પુસ્તકના પાન ૭ પર પણ કરવામાં આવ્યો છે. – સંપાદક

**સાહિત્ય-સર્જન :** સ્વામીજીએ સત્યાર્થપ્રકાશનું લેખનકાર્ય તો કાશી અને પ્રયાગમાં પૂરું કરી લીધું હતું અને આ ગ્રંથ પ્રેસમાં હતો. સ્વામીજીએ અહીં મુંબઈમાં પણ ધર્મોપદેશ કરતાં કરતાં સમય કાઢીને 'પંચમહાયજ્ઞવિધિ', 'સંસ્કારવિધિ' અને 'આર્યાભિવિનય' નામના ગ્રંથો લખીને પ્રકાશિત કર્યા. આ ગ્રંથોમાં તેમણે આર્યોનાં નિત્ય કર્મ અને ઈશ્વરની સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના પર પ્રકાશ પાડ્યો. આ ઉપરાંત તેમણે 'વેદાંતિધ્વાંતનિવારણ', 'વેદવિરુદ્ધમતખંડન' અને 'શિક્ષાપત્રીધ્વાંતનિવારણ' નામના લઘુગ્રંથો લખીને પ્રકાશિત કર્યા, જેમાં ક્રમશઃ નવીન વેદાંત અથવા અદ્વૈતવાદ, વલ્લભ સંપ્રદાય અથવા પુષ્ટિમાર્ગ અને સ્વામીનારાયણ સંપ્રદાયનું ખંડન કરવામાં આવ્યું હતું.

**વેદભાષ્યનો નમૂનો :** સ્વામીજી વેદોનું ભાષ્ય લખવા વિચારી રહ્યા હતા. આથી તેમણે સંવત ૧૯૩૧ના કારતકમાં ઋગ્વેદના પ્રથમ સૂક્તના ભૌતિક અને પારમાર્થિક બે રીતે અર્થ કરીને ગુજરાતી અને મરાઠી અનુવાદ સહિત પ્રકાશિત કર્યા. તેના નમૂનાની પ્રત કાશીના પંડિત બાલશાસ્ત્રી અને સ્વામી વિશુદ્ધાનંદને મોકલી, પરંતુ તેઓએ તેના વિશે કોઈ પ્રતિભાવ ન આપ્યો. આ ઉપરાંત બુલંદશહરના કલેક્ટર એફ.એસ. ગ્રાઉસ તથા બનારસની ગવર્નમૅન્ટ સંસ્કૃત કૉલેજના પ્રિન્સિપાલ ગ્રિફિથ સાહેબને પણ આ વેદભાષ્યનો નમૂનો મોકલવામાં આવ્યો હતો, પરંતુ તેમણે વિરુદ્ધ સંમતિ આપી હતી. આ વેદભાષ્યના નમૂનાની એક પણ પ્રત હજુ સુધી કોઈને પ્રાપ્ત થઈ નથી, માટે અન્વેષણીય છે.

**પંડિત કૃષ્ણરામ ઈચ્છારામ :** આ ગુજરાતી પંડિતે સ્વામીજી સાથે રહીને લેખનકાર્યમાં મદદ કરવાની અને અધ્યયન કરવાની ઈચ્છા વ્યક્ત કરી. આથી સ્વામીજીએ તેમને પોતાની પાસે રાખી લીધા. સ્વામીજી તેમને અધ્યયન કરાવતા હતા, પરંતુ હજુ સુધી તેમના હૃદયમાં નવીન-વેદાંત એટલે કે અદ્વૈતવાદ અથવા શાંકરમતના વિચારો દૃઢ હતા. આથી સ્વામીજીએ તેમને જ લહિયા બનાવીને પોતાનો 'વેદાંતિધ્વાંતનિવારણ' નામનો લઘુગ્રંથ લખાવ્યો. આ ગ્રંથનું લેખનકાર્ય બે જ દિવસમાં પૂરું થતાં સુધીમાં તો પંડિત કૃષ્ણરામના અદ્વૈતવાદના વિચારો વરાળ બનીને ઊડી ગયા.

**ખાખી બળદેવનો ઉદ્ધાર :** અહીં વાલકેશ્વરમાં એક પર્ણકુટિમાં બળદેવ નામનો એક તેજસ્વી કાન્યકુબ્જ બ્રાહ્મણ રહેતો હતો. તે ખાખી અને બ્રહ્મચારીના નામે ઓળખાતો હતો. તે માથે જટાજૂટ રાખતો અને શરીર પર ભભૂતી લગાવતો. તે હૃષ્ટપુષ્ટ અને બળવાન પણ હતો. તે વાલકેશ્વરમાં સ્વામીજીના માર્ગ પર પડ્યો રહેતો. સ્વામીજીએ એક દિવસ તેને ખૂબ જ પ્રેમથી સમજાવ્યો અને ઉપદેશ આપ્યો. તેની એવી જાદુઈ અસર થઈ કે તેણે પોતાની જટા મુંડાવી નાખી, મૂર્તિને તળાવમાં ફેંકી દીધી અને પોતાની કુટિ છોડીને સ્વામીજીની સાથે જ રહેવા લાગ્યો. સ્વામીજીના ભ્રમણ અને પ્રવાસ સમયે પણ તે સાથે રહીને તેમની ઢાલ બની રહ્યો.

**મથુરાપંથે પુષ્ટિમાર્ગ છોડ્યો :** આ માણસ ગોસાંઈ જીવણજી મહારાજનો ચેલો હતો. તેણે સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈને પોતાની કંઠી તોડી નાખી અને પુષ્ટિમાર્ગ છોડી દીધો અને બીજા કેટલાયને પણ પોતાના સાથી બનાવી લીધા.

## જન્મભૂમિ ગુજરાતમાં

સંવત ૧૯૦૩ની કોઈ અજ્ઞાત સંધ્યાના સમયે ટંકારા ગામનો એક બ્રાહ્મણ યુવક મૂળશંકર પરિવારનો મોહ છોડીને વૈરાગ્યપથનો પથિક બનીને નીકળી ગયો હતો. તે લગભગ અઠ્ઠાવીસ વર્ષ બાદ પોતાના પ્રદેશમાં ધર્મપ્રચાર કરવા આવી રહ્યો છે. ગૃહત્યાગ સમયે તો તે બિલકુલ પ્રસિદ્ધ ન હતો, પરંતુ આજે તે સાવ જ જુદા રૂપે એટલે કે એક યુગપ્રવર્તક, રાષ્ટ્રપુરુષ અને આદર્શ સમાજસુધારક સ્વામી દયાનંદ રૂપે જગવિખ્યાત થઈને ગુજરાતની ધરતી પર પોતાનાં પુનિત પગલાં પાડવાં જઈ રહ્યો છે.

## સુરત

સવંત ૧૯૩૧ કારતક વદ ૮, મંગળવાર - ૧ ડિસેમ્બર, ૧૮૭૪ના રોજ સ્વામીજી મુંબઈથી ટ્રેનમાં સુરત પહોંચ્યા. તેમની સાથે પંડિત કૃષ્ણરામ અને બળદેવ ખાખી પણ હતા. તેમના નિવાસની વ્યવસ્થા પહેલાં તો ડેપ્યુટી કલેક્ટર રાવબહાદુર જગજીવનદાસના બાગમાં કરવામાં આવી હતી. પરંતુ તાપી નદીનો કિનારો નજીકમાં હોવાથી અહીં માર્ગમાં સ્ત્રીઓની અવરજવર વધારે રહેતી હોવાથી કોલાહલ થતો હતો. આથી બાદમાં સ્વામીજીનો નિવાસ કતારગામના રસ્તે આવેલા શેઠ નગીનદાસના બંગલામાં રાખવામાં આવ્યો.

**સુરતના વિદ્વાનો અને સુધારકો :** એ સમયે સુરતમાં કવિ નર્મદની હાક વાગતી હતી. દુર્ગારામ મહેતાએ અહીં સુધારાનો શંખ ફૂંક્યો હતો અને 'માર્ટિન લ્યૂથર'નું બિરુદ પ્રાપ્ત કર્યું હતું. તેમણે સમાજમાં ફેલાયેલી કુરીતિઓને દૂર કરવાનો પુરુષાર્થ આદર્યો હતો. શ્રેયઃ સાધકવાળા વડોદરાના નૃસિંહાચાર્યના ગુરુ મોહનબાબા પણ અહીં સુરતના શિક્ષિત સમાજમાં ખૂબ જ આદરપાત્ર હતા. તેઓ પણ મૂર્તિપૂજાના વિરોધી હતા. આવા સમયે સમગ્ર દેશને ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજકીય ગુલામીમાંથી મુક્ત કરવાનો શંખનાદ ફૂંકનાર સ્વામી દયાનંદે સુરત આવી પહોંચ્યા.

**ખીચડી પર નિર્વાહ :** 'કાશીનું મરણ અને સુરતનું જમણ' એ કહેવત તો એ સમયે પણ પ્રસિદ્ધ હતી, પરંતુ 'સ્વામીજીના શિષ્યો શેઠિયાઓ અને રાજાઓ છે એટલે તેમના ભોજનની વ્યવસ્થા તો તેમણે કરી જ હશે' એમ ધારીને અહીં કોઈએ ભોજનની વ્યવસ્થા કરી જ નહિ. પંડિત કૃષ્ણરામ વ્યવહારકુશળ હતા. તેઓ બાંધી મુઠ્ઠી રાખીને દરરોજ સાદામાં સાદું ખીચડીનું ભોજન બનાવી લેતા

હતા. પરંતુ હવે તો તેમની પાસે ફક્ત ત્રણ-ચાર રૂપિયા જ રહ્યા. આથી તેઓ મુંઝાયા. કોને વાત કરવી ? કોની પાસે હાથ લાંબો કરવો ? તેઓ બ્રાહ્મણ તો હતા, પણ ભિક્ષુક ન હતા. અંતે તેમણે પોતાના કાવ્યગુરુ કવિ નર્મદ પાસે જઈને વાત કરી અને સ્વામીજીના ભોજનની વ્યવસ્થા કરાવી દીધી. આ પંડિત કૃષ્ણરામ નવસારી જિલ્લાના ખરસાડ ગામના વતની હતા અને કાવ્યનો શોખ હોવાથી નર્મદના શિષ્ય હતા.

**પાંચ પ્રવચનો :** પંડિત દુર્ગારામ મહેતા અને કવિ નર્મદે વિચાર કરીને સુરતમાં જુદાં જુદાં સ્થળે સ્વામીજીનાં પાંચ પ્રવચનોનું આયોજન કર્યું.

**પ્રથમ પ્રવચન :** સ્વામીજીએ પ્રથમ પ્રવચન ૨ ડિસેમ્બરે એન્ડ્રૂઝ લાઈબ્રેરીમાં આપ્યું. સભાના પ્રમુખસ્થાને નાયબ કલેક્ટર જગજીવનદાસ હતા. પ્રવચનમાં સ્વામીજીએ ભારતના કેટલાક સંપ્રદાયોના આચાર્યો તથા સુધારકો વિશે પોતાનો અભિમત વ્યક્ત કર્યો. તેમણે રાજા રામમોહનરાયની પ્રશંસા કરી અને વલ્લભાચાર્ય દ્વારા પ્રવર્તિત પુષ્ટિમાર્ગની સમીક્ષા કરી. સભાના પ્રમુખ એ જ મતના અનુયાયી હતા, પરંતુ તેઓ તથા અન્ય સર્વે શ્રોતાજનો શાંતિથી સાંભળતા રહ્યા.

**ઘેલાભાઈનો દ્વેષ :** ત્યાર બાદ સ્વામીજીએ સહજાનંદ સ્વામી દ્વારા પ્રચલિત સ્વામિનારાયણ સંપ્રદાયની સમાલોચના કરી. એ સાંભળતાં જ 'ગુજરાતમિત્ર'ના તંત્રીના ભાઈ ઘેલાભાઈ કે જે આ જ સંપ્રદાયના અનુયાયી હતા તેમણે વચ્ચે ડખલ કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ સભાપ્રમુખે તેમને રોક્યા અને પ્રવચન પૂરું થાય પછી શંકા-સમાધાન કરવા સૂચન કર્યું.

**શાસ્ત્રાર્થનો પડકાર :** સ્વામીજીએ પ્રવચન પૂરું કરી કોઈને શંકા કે પ્રશ્ન હોય તો પૂછવા જણાવ્યું અને જો કોઈને શાસ્ત્રાર્થ કરવો હોય તો એ પણ કરી શકે છે, એમ કહ્યું. પરંતુ ઘેલાભાઈ કશું પણ બોલ્યા વિના ચુપ રહ્યા. એટલામાં નિર્ભયરામ મનસુખરામ કોન્ટ્રાક્ટર નામના એક શ્રોતા ઊભા થયા અને તેમણે સ્વામીજીની વાતનું સમર્થન કરતાં કહ્યું : 'હું દસ વર્ષ સુધી સ્વામિનારાયણ સંપ્રદાયમાં રહી ચૂક્યો છું અને તેના બધાં જ ભેદ અને રહસ્યથી વાકેફ છું.' એમ કહીને તેમણે આ સંપ્રદાયનું ખંડન કર્યું. આ સાંભળીને પેલા ઘેલાભાઈ તો છૂમંતર જ થઈ ગયા.

**બીજું પ્રવચન :** સ્વામીજીનું આ પ્રવચન સરકારી હાઈસ્કૂલના મેદાનમાં એટલે કે ચોકબજારમાં જ્યાં ટ્રેનિંગ કૉલેજ આવેલી છે ત્યાં થયું. સભાપ્રમુખ હાઈસ્કૂલના આચાર્ય હતા. આ પ્રવચનમાં સ્વામીજીએ બૌદ્ધ, જૈન, પુરાણ, તંત્રમત વગેરે સંપ્રદાયોમાં રહેલાં આર્યધર્મનાં કેટલાંક તત્ત્વોનું પ્રતિપાદન કર્યું.

**ત્રીજું પ્રવચન :** રાયચંદ દીપચંદ કન્યાશાળામાં યોજાયું.

**ચોથું પ્રવચન :** ૭ ડિસેમ્બરે રઘુનાથપુરામાં શેઠ ઠાકોરભાઈ ચુનીલાલ ચક્કીવાળાના શિવમંદિરની નજીકમાં આવેલા એક મકાનમાં યોજાયું. સ્વામીજીની આ સભા ઐતિહાસિક સભા નીવડી. સ્વામીજી નક્કી કરેલા સમયે અહીં આવી પહોંચ્યા અને શ્રોતાઓ પણ વિશાળ સંખ્યામાં ભેગા થઈ ગયા કે જેઓ સ્વામીજીને સાંભળવા ઉત્સુક હતા. પરંતુ જે મકાનમાં પ્રવચન થવાનું હતું એ કોઈએ અંદરથી બંધ કરી દીધું હતું. લોકોએ બૂમો પાડી અને ખોલવાનો પ્રયત્ન કર્યો, પરંતુ અંદરથી કોઈ ઉત્તર ન આવ્યો. ઠાકોરભાઈ સ્વામીજીના ભક્ત હતા અને તેમની પાસે આવતા રહેતા હતા, પરંતુ આજે તેઓ પણ અહીં ન દેખાયા. લોકો અકળાવા લાગ્યા.

**પ્રવચન અહીં જ થશે :** શ્રોતાવર્ગમાંથી કેટલાક ભાઈઓએ વિનંતી કરી : 'મહારાજ, આપની અનુમતિ હોય તો પ્રવચનની વ્યવસ્થા કોઈ બીજી જગ્યાએ ગોઠવીએ ?' પરંતુ સ્વામીજીએ કહ્યું : 'પ્રવચન માટે આ સ્થાનની જાહેરાત થઈ ચૂકી છે, માટે પ્રવચન તો અહીં જ થશે.' કોઈએ સ્વામીજી માટે એક ખુરશી લાવી આપી. સ્વામીજીએ તેના પર બેસીને વેદમંત્રના મધુર ઉચ્ચારણ સાથે ખૂબ જ શાંતિથી પ્રવચન કર્યું. શ્રોતાઓ પણ તડકામાં નીચે ધૂળમાં બેસીને સ્વામીજીના ઉપદેશ-અમૃતનું શ્રદ્ધાપૂર્વક પાન કરતા રહ્યા.

**પાંચમું પ્રવચન :** આ પ્રવચન આમલીરાનમાં કવિ નર્મદના ઘરની નજીક મેદાનમાં નર્મદ ચકલે યોજવામાં આવ્યું. આ સભાના પ્રમુખસ્થાને પંડિત દુર્ગારામ મહેતાજી હતા. આ સભા પણ ખૂબ જ યાદગાર બની રહી. પ્રવચનનો વિષય અદ્વૈતવાદ હતો. સ્વામીજીએ પ્રવચન શરૂ કર્યું, પર થોડી જ વારમાં પંડિત ઇચ્છાશંકર શાસ્ત્રી શંકા કરીને પ્રતિવાદ કરવા માંડ્યા. આથી સભાપ્રમુખે તેમને રોક્યા અને પ્રવચન પૂરું થઈ જાય પછી ચર્ચા કરવા જણાવ્યું.

**શાસ્ત્રીની શંકાઓ :** પ્રવચન પૂરું થયું. પંડિત ઇચ્છાશંકર તથા અન્ય બ્રાહ્મણોએ શંકાઓ કરી અને તેઓ શાસ્ત્રાર્થ કરવા આગળ આવ્યા. પરંતુ સ્વામીજીએ બે-ચાર પ્રશ્નોત્તરમાં જ તેઓને ચુપ કરી દીધા. સંધ્યાનો સમય થઈ ગયો હતો અને અંધારું થઈ રહ્યું હતું. સ્વામીજી હજુ સભાસ્થળે જ હતા. એટલામાં ઉપદ્રવી લોકો સ્વામીજી પર ઈંટો ફેંકવા લાગ્યા. આથી ભક્તો તરત જ સ્વામીજીને કવિ નર્મદના ઘરે લઈ ગયા અને બાદમાં તેમને સકુશળ તેમના ઉતારે પહોંચાડ્યા.

**મોહનબાબા :** સ્વામીજીએ રઘુનાથપુરામાં આપેલા ચોથા પ્રવચનમાં મોહનબાબા પધાર્યા હતા અને સ્વામીજીને મળ્યા હતા. મોહનબાબાએ સ્વામીજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. આથી શ્રોતાઓ પર ખૂબ જ પ્રભાવ પડ્યો, કારણ કે તેઓ સુરતમાં બહુ જ પ્રતિષ્ઠિત વ્યક્તિ ગણાતા હતા. મોહનબાબા વડોદરાના નૃસિંહાચાર્યના ગુરુ હતા. ૮૦ વર્ષની વયના આ બાબા અદ્વૈતમતમાં વિશ્વાસ

ધરાવતા વેદાંતી હતા. પરંતુ તેઓ મૂર્તિપૂજા તથા અન્ય સાંપ્રદાયિક પાખંડોના ઘોર વિરોધી હતા. તેઓ સંસ્કૃત જાણતા ન હતા, પરંતુ ગુજરાતીમાં ભજનો બનાવતા અને ગાતા અને તેના માધ્યમથી મૂર્તિપૂજા વગેરેનું ખંડન કરતા હતા. બાબાની ઈચ્છા સ્વામીજીને સુરત બોલાવીને તેમનાં દર્શન કરવાની હતી. આથી તેમણે આ તક ઝડપી લીધી. તેમણે સ્વામીજીને પોતાના મઠમાં પધારવા નિમંત્રણ આપ્યું અને તેમનું આતિથ્ય સ્વીકારવા વિનંતી કરી. સ્વામીજીએ આ સાચા હૃદયના ભક્ત બાબાની વિનંતીનો સ્વીકાર કર્યો.

**મોહનબાબાની સેવા-શુશ્રૂષા :** એક દિવસ સ્વામીજી, પંડિત દુર્ગારામ, પંડિત નર્મદાશંકર - નર્મદ, પંડિત કૃષ્ણરામ વગેરે મોહનબાબાના આશ્રમે પહોંચ્યા. મોહનબાબાએ અત્યંત પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક સ્વામીજીનો સત્કાર કર્યો. તેમણે સ્વામીજીના ગળામાં જયમાળા પહેરાવી, ચંદનલેપન કર્યું, પુષ્પોથી વધાવ્યા. તેમના વિશેષ આગ્રહથી સ્વામીજીએ અહીં ગુજરાતના રિવાજ મુજબ અબોટિયું પહેરીને ભોજન કર્યું.

**શિષ્યાઓને દર્શન :** મોહનબાબાની શિષ્યાઓને સ્વામીજીનાં દર્શન કરવાની પ્રબળ ઈચ્છા હતી. આથી મોહનબાબાએ સ્વામીજીને વિનંતી કરી. સ્વામીજીએ પહેલાં તો પોતાના સંન્યાસ આશ્રમની મર્યાદાને ધ્યાનમાં લઈને મહિલા વર્ગ સમક્ષ જવામાં સંકોચ કર્યો અને ના પાડી, પરંતુ મોહનબાબાએ બહુ જ આગ્રહ કર્યો. ત્યારે કવિ નર્મદ વગેરેએ પણ સ્વામીજીને કહ્યું : 'સ્વામીજી, આપ જિતેન્દ્રિય છો અને આ શિષ્યા બહેનો આપનાં દર્શનની અભિલાષી છે. માટે આપ તેઓનું મન રાખો એવી અમારી પ્રાર્થના છે.' છેવટે સ્વામીજી નર્મદ વગેરેની સાથે મહિલાઓના ખંડમાં ગયા અને નીચી નજર ઠેરવીને બેઠા. શિષ્યાઓ સ્વામીજીનો ચરણસ્પર્શ કરવા માંગતી હતી, પરંતુ સ્વામીજીએ એમ કરવાની મના કરી. આથી શિષ્યાઓએ દૂરથી જ પુષ્પાંજલિ અર્પણ કરીને સ્વામીજી પ્રત્યે પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી.

**પોંકનો નાસ્તો :** કતારગામના ખેતી કરતા અનાવિલ દેસાઈ બ્રાહ્મણોએ એક દિવસ સ્વામીજીની પાસે જઈને પોતાને ત્યાં પધારવા વિનંતી કરી. સ્વામીજી તેનો સ્વીકાર કરીને ત્યાં ગયા અને આંબાવાડીમાં બેસીને ગામવાસીઓને ઉપદેશ આપ્યો. આ લોકોએ જુવારનો પોંક પાડીને સ્વામીજીને આપ્યો, જે તેમણે બધાની સાથે બેસીને ખૂબ જ પ્રેમથી ખાધો. તેમણે આ ખેડૂત લોકોને ઉપદેશ કરતા કહ્યું : 'તમે લોકો સ્વયંને તુચ્છ ના સમજશો. તમે જ સાચા વૈશ્ય છો, પરિશ્રમી છો. તમારા લોકોની આજીવિકા નિર્દોષ છે. તમારા દ્વારા જ શ્રમપૂર્વક ઉપાર્જિત કરેલા અન્નથી રાજા અને પ્રજાનું પાલનપોષણ થાય છે.' એ લોકો સ્વામીજીના ઉપદેશથી ગદ્‌ગદ થઈ ગયા.

**સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુઓ :** સ્વામીજી સ્વામિનારાયણ સંપ્રદાયનું તીવ્ર ખંડન કરતા હતા. આથી એ સંપ્રદાયના લોકો એવા ડરી ગયેલા કે તેઓ સ્વામીજીને આવતા જોઈએ રસ્તો બદલી નાખતા. અહીં સ્વામિનારાયણવાળાનું એક મંદિર હતું, જેમાં કેટલાક સાધુઓ રહેતા હતા. તેઓને શહેરમાં જતાં-આવતાં સ્વામીજીનો ઉતારો જે બંગલામાં હતો ત્યાંથી પસાર થવું પડતું. પરંતુ જ્યાં સુધી સ્વામીજી અહીં રહ્યા ત્યાં સુધી આ સાધુઓએ આ રસ્તો છોડીને બીજે રસ્તેથી આવવા-જવાનું પસંદ કર્યું.

**હું પૌરાણિક કથાકાર નથી :** સુરતનાં પ્રવચનો દરમિયાન એક શેઠ ખૂબ જ પ્રભાવિત થયા અને તેમણે સ્વામીજીને એક કિંમતી શાલ અર્પણ કરી. પરંતુ સ્વામીજીએ તેનો અસ્વીકાર કરતાં કહ્યું : **'ભાઈ, હું પુરાણપંથી કથાકાર કે કીર્તનકાર નથી. હું મારું કર્તવ્ય સમજીને ધર્મબોધ કરું છું. મને પ્રવચનના બદલામાં આવી ભેટ-દક્ષિણા ન ખપે.'**

**ઘેલાભાઈની કિન્નાખોરી :** આ વ્યક્તિએ સ્વામીજીના પ્રથમ પ્રવચનમાં ખલેલ પહોંચાડી હતી. ત્યારથી જ તેમણે પોતાના 'ગુજરાતમિત્ર'માં સ્વામીજીની વિરુદ્ધ ઝેર ઓકવાનું શરૂ કર્યું હતું. ૧૨ ડિસેમ્બર, ૧૮૭૪ના અંકમાં તો તેમણે હદ જ કરી નાખી. તેમણે ત્યાં સુધી લખ્યું કે, સ્વામીજીનાં પ્રવચનો ખંડનાત્મક હોવાથી શહેરમાં શાંતિભંગ થઈ શકે છે, સ્વામીજી બ્રિટિશ સરકારના વિરોધી છે, તેમનાં પ્રવચનો તત્કાળ બંધ થવાં જોઈએ, જનતાએ તેમનાં પ્રવચનોમાં જવું નહિ. તેમણે આવો ખૂબ જ અનર્ગલ પ્રલાપ કર્યો. પરંતુ તેમની આવી વાતોનો જનતા પર કોઈ પ્રભાવ પડ્યો નહિ. સ્વામીજીનાં આગળનાં ચાર પ્રવચનોમાં પણ શ્રોતાઓ વિશાળ સંખ્યામાં આવતા રહ્યા. ચોથા પ્રવચનમાં તો લોકોએ નીચે જમીન પર ધૂળ અને તડકામાં બેસીને પણ સ્વામીજીના ઉપદેશ-અમૃતનું પાન કર્યું. આમ ઘેલાભાઈ સ્વમત-આગ્રહવશ વિદ્વેષની ભઠ્ઠીમાં સળગતા રહ્યા અને તેમનો અંગ્રેજ સરકારને ભડકાવવાનો પ્રયત્ન પણ નિષ્ફળ રહ્યો, કારણ કે અહીં તો સ્વામીજીના પ્રવચનમાં સ્વયં નાયબ કલેક્ટર જ સભાપ્રમુખ સ્થાને બિરાજતા હતા.

## ભરૂચ

૧૮૭૪ના ડિસેમ્બરમાં સ્વામીજી ભરૂચ પધાર્યા. રેલવે સ્ટેશન પર તેમને લેવા માટે નાયબ કલેક્ટર પ્રાણલાલ મહાવરદાસની ગાડી આવી હતી. અહીં સ્વામીજીએ નર્મદાના કિનારે આવેલી ભૃગુ ઋષિની ધર્મશાળામાં મુકામ કર્યો. ભરૂચની વ્યવસ્થા ઠાકોર ઉમરાવસિંહ, મોહનલાલ વકીલ અને જેઠાલાલ વકીલે સંભાળી હતી. સ્વામીજીનાં પ્રવચનો પણ એ જ ધર્મશાળામાં થયાં.

**પંડિત માધવરાવ :** ભરૂચમાં માધવરાવ ત્રંબકરાવ નામના એક દક્ષિણી બ્રાહ્મણ રહેતા હતા.[1] શહેરમાં તેમની વિદ્વત્તાની પ્રતિષ્ઠા હતી. તેઓ ગૃહસ્થી હોવા છતાં મહંત હતા. તેમના અનેક અનુયાયીઓ હતા. સ્વામીજીનું પ્રથમ પ્રવચન પૂરું થયું પછી તેઓ સ્વામીજી પાસે શાસ્ત્રાર્થ કરવા આવ્યા.

**શાસ્ત્રાર્થ :** સ્વામીજી તો શાસ્ત્રાર્થ માટે હંમેશાં તૈયાર જ રહેતા. પરંતુ હવે તેમણે પોતાના લાંબા અનુભવના આધારે શાસ્ત્રાર્થના કેટલાક નિયમો બનાવી લીધા હતા કે જેથી શાસ્ત્રાર્થો વધારે અર્થપૂર્ણ બની રહે. તેઓ હવે લિખિત શાસ્ત્રાર્થનો આગ્રહ રાખતા હતા અને વેદોનાં પ્રમાણો આપવાની વાત પ્રતિપક્ષીને માન્ય કરાવતા હતા. આ સાથે શાસ્ત્રાર્થનો વિષય પણ નક્કી કરાવતા હતા. આથી વાદ શરૂ કરતાં જ સ્વામીજીએ માધવરાવને તેમના અધ્યયન વિશે પૂછ્યું. માધવરાવે જણાવ્યું : 'હું વ્યાકરણમાં સિદ્ધાંત કૌમુદી તથા થોડું કાવ્યશાસ્ત્ર ભણ્યો છું.' સ્વામીજીએ સ્પષ્ટતા કરતાં કહ્યું : 'જુઓ, ફક્ત વ્યાકરણ અને કાવ્યના જ્ઞાન પર શાસ્ત્રીય વિષયો પર ચર્ચા થઈ શકે નહિ. જ્યારે તમે વેદાદિ શાસ્ત્રોનું અધ્યયન જ નથી કર્યું તો પછી મૂર્તિપૂજા જેવા વિષય પર શી રીતે શાસ્ત્રાર્થ કરી કરશો ?' માધવરાવે કહ્યું : 'એમ તો હું થોડો ઋગ્વેદ પણ ભણ્યો છું.' આથી સ્વામીજીએ તેમને કહ્યું : 'સારું, તમે ઋગ્વેદના કોઈ એક મંત્રથી મૂર્તિપૂજાને સત્ય પુરવાર કરી બતાવો.' સ્વામીજીએ સંકેત કર્યો એટલે પંડિત કૃષ્ણરામે ચારે વેદોનાં પુસ્તકો લાવીને પંડિત માધવરાવ આગળ મૂક્યાં. હવે માધવરાવ મુશ્કેલીમાં આવી ગયા. તેમણે આમતેમ કરીને ઋગ્વેદનો એક મંત્ર કાઢ્યો અને તેનો અર્થ કરવા માંડ્યા. પરંતુ સ્વામીજી તેમણે કરેલા પ્રત્યેક પદના અર્થની અશુદ્ધિ બતાવવા લાગ્યા. આખરે માધવરાવે મૌન ધારણ કરી લીધું.

**સ્વામીજીની સલાહ :** આથી સ્વામીજીએ તેમને સલાહ આપતાં કહ્યું : 'પંડિતજી, આપ હજુ વધુ અધ્યયન કરો. શાસ્ત્રાર્થ માટે એ જરૂરી છે.' માધવરાવને સ્વામીજીની આ વાત ન ગમી અને પોતાના શિષ્યોની હાજરીમાં થયેલા પરાજયથી તેઓ ખળભળી ઊઠ્યા. તેઓ ઊભા થઈ ગયા અને જતાં જતાં કહેતાં ગયા : 'કાલે હું એક પ્રવચન કરવાનો છું, જેમાં તમારું ખંડન કરીશ. તમે મારા પ્રવચનમાં જરૂર આવજો.'

---

૧. આ માધવરાવ ત્રંબકરાવ જોગ (સંવત ૧૯૦૪-૧૯૪૧; દેહાવસાન ૧૫ સપ્ટેંબર, ૧૮૮૫) નામના પંડિતે (જે વર્ષે સ્વામી દયાનંદનું અવસાન થયું એ જ વર્ષે એટલે કે) સંવત ૧૯૪૦ (સન ૧૮૮૩)ના કારતક સુદી બીજના રોજ ભરૂચમાં ફક્ત ચાર વિદ્યાર્થીઓ સાથે નવચોકીના ઘાટ આગળ ઔદિચ્ય બ્રાહ્મણોની વાડીમાં નર્મદા (સંસ્કૃત) વેદશાળાનો આરંભ કર્યો હતો. શાળા શરૂ થઈ ત્યારથી એ જ વિચાર પોતે રાખેલો કે શાળામાં સનાતન ધર્મ, વેદવિદ્યા તથા સંસ્કૃત વ્યાકરણ શીખવવાં. આ વેદશાળા આજે પણ ચાલે છે. - સંપાદક

**પંડિતજીના શિષ્યની અસભ્યતા** : શાસ્ત્રાર્થની વચ્ચે જ માધવરાવનો એક શિષ્ય પોતાના ગુરુના પરાજયથી ખિન્ન થઈને સ્વામીજી તરફ હાથ કરીને કશુંક અશિષ્ટ બોલીને અનુચિત વ્યવહાર કરવા લાગ્યો. આથી સ્વામીજીનો સેવક બળદેવ આવેશમાં આવી ગયો અને એ તેને ઝપટમાં લેવા જતો હતો. પરંતુ સ્વામીજીએ બળદેવને શાંત પાડતાં કહ્યું : 'તેના પર ગુસ્સો ન કર, એ પણ તો આપણો ભાઈ જ છે. આપણે તેનું ભલું ઈચ્છીએ છીએ. મારા માન-અપમાનની ચિંતા ન કર. ધર્મોપદેશકે તો સદા ધરતીની સમાન સહનશીલ બની રહેવું જોઈએ.'

**માધવરાવનું પ્રવચન** : પંડિત માધવરાવે પરાજયથી ક્ષુબ્ધ થઈને બીજા દિવસે એક સભાનું આયોજન કર્યું. તેમાં પંડિત કૃષ્ણરામ તેમનું પ્રવચન સાંભળવા ગયા. માધવરાવે મૂર્તિપૂજાના સમર્થનમાં એક પણ પ્રમાણ ન આપ્યું અને તેઓ બીજી અપ્રાસંગિક વાતો કરતા રહ્યા અને સ્વામીજી પ્રત્યે દૂષિત ઉદ્‌ગારો કાઢ્યા.[૧]

**સ્વામીજીની સભા** : પંડિત કૃષ્ણરામે આવીને સ્વામીજીને પંડિત માધવરાવના પ્રવચનનું વૃત્તાંત સંભળાવ્યું. એ સાંભળીને સ્વામીજી હસી પડ્યા. સ્વામીજીએ પોતાના સ્થાને એક સભા રાખી. તેમાં માધવરાવના કથનનું ખંડન કર્યું, પરંતુ પોતાને આપેલી ગાળો વિશે ઉલ્લેખ સુધ્ધાં ન કર્યો. આ સભામાં માધવરાવ અને તેમના શિષ્યો પણ આવ્યા હતા. અન્ય સેંકડો શ્રોતાઓ હાજર હતા. એ સમયે ભરૂચ લશ્કરી છાવણીનું મથક હોવાથી ઉત્તર ભારતના અનેક સૈનિકો પણ પ્રવચન સાંભળવા આવ્યા હતા. સભામાં ડેપ્યુટી કલેક્ટર પ્રાણલાલ પણ હાજર હતા.

**માધવરાવના શિષ્યની ઉદ્દંડતા** : સ્વામીજીના પ્રવચન દરમિયાન માધવરાવનો એક શિષ્ય ઊભો થઈ દારૂડિયાની જેમ બકવાટ કરીને સ્વામીજીનું અપમાન કરવા

---

૧. ગણપતરામ હિમ્મતરામ દેસાઈ નામના ભરૂચના ભાર્ગવ બ્રાહ્મણ ગૃહસ્થે **'ભરૂચ શહેરનો ઈતિહાસ : પ્રાચીન અને અર્વાચીન'** નામનું એક પુસ્તક લખ્યું હતું, જે સન ૧૯૧૪માં પ્રકાશિત થયું હતું. આ પુસ્તકમાં લેખકે પંડિત માધવરાવના પક્ષમાં વર્ણન કરતાં લખ્યું છે : 'તે દરમ્યાન અત્રે દયાનંદ સરસ્વતીનું પધારવું થયું, તેમણે ધર્મ વિષે ભાષણ આપતાં મૂર્તિનું ખંડન કરવાની વાત આવતાં એઓ દયાનંદ મહારાજની સામે થયા, અને મૂર્તિપૂજા શાસ્ત્રમાં કહી છે, એવું હું વેદથી સાબિત કરું છું, માટે આવતી કાલે સભા ભરો. આ ભાષણમાં ઓછામાં ઓછાં ૫૦૦ માણસ હતાં, તેઓએ માધવરાવનું ભાષણ કાલે સાંભળવું એવો ઠરાવ કર્યો. દશાલાડની વાડીમાં બીજે દિવસે એમણે ભાષણ કર્યું. દયાનંદ સરસ્વતીને મોટા મોટા સદગૃહસ્થો ત્યાં પધારવા તેડવા ગયા, પણ તેઓ આવ્યા નહિ અને કહ્યું કે એવા છોકરાના ભાષણમાં હું આવતો નથી. માધવરાવજીએ વેદધર્મમાં મૂર્તિપૂજા છે, એવું સાબિત કર્યું.' (પાન ૨૫૩) જ્યારે કાશીના દિગ્ગજ પંડિતો પણ મૂર્તિપૂજાના સમર્થનમાં એક વેદ-પ્રમાણ પ્રસ્તુત કરી શક્યા નહોતા ત્યારે પંડિત માધવરાવનું શું સામર્થ્ય હતું કે તેઓ મૂર્તિપૂજાને વેદ-પ્રતિપાદિત સિદ્ધ કરી શકે ? - સંપાદક

લાગ્યો. પ્રાણલાલે તેને ઠપકો આપ્યો અને કેટલાક સૈનિકોએ તો તેને મારવા લીધો. પરંતુ સ્વામીજીએ તેમને રોક્યા અને પેલાને ક્ષમા આપી.

**સ્વામીજી શ્રોતા :** ભરૂચનો સ્ટેશન માસ્તર પારસી હતો. તે વટલાઈને રોમન કૅથોલિક ખ્રિસ્તી થઈ ગયેલો. તેણે સ્વામીજીનું મૂર્તિપૂજાનું ખંડન કરતું પ્રવચન સાંભળીને સભામાં જ ઘોષણા કરી : 'હું કાલે મૂર્તિપૂજાના સમર્થનમાં આ જ જગ્યાએ પ્રવચન કરીશ.' તેણે સ્વામીજીને પણ આમંત્રિત કર્યા. બીજા દિવસે તેનું પ્રવચન સાંભળવા સ્વામીજી પણ પહોંચી ગયા. સ્વામીજી માટે મંચ પર એક ખુરશી રાખવામાં આવી હતી, પરંતુ સ્વામીજી તેની પર ન બેસી એક સામાન્ય શ્રોતાની જેમ લોકો વચ્ચે જ બેઠા. સ્ટેશન માસ્તરે મૂર્તિપૂજાના પક્ષમાં પોતાની દલીલો રજૂ કરી. થોડા દિવસ બાદ સ્વામીજીએ આ ખ્રિસ્તી સજ્જનની દલીલોના ખંડનમાં એક પ્રવચન કરીને મૂર્તિપૂજાની નિરર્થકતા પુરવાર કરી.

**શાસ્ત્રાર્થનો ઈન્કાર :** સ્વામીજીનાં પ્રવચનોથી પૌરાણિક લોકોમાં ખળભળાટ મચી ગયો, પરંતુ શાસ્ત્રાર્થ માટે કોઈ તૈયાર ન થયું. શહેરમાં અદ્વૈતાનંદ નામના એક સંન્યાસી રહેતા હતા. પૌરાણિક પંડિતોએ તેમને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા અનુરોધ કર્યો, પરંતુ 'દયાનંદ જેવા નાસ્તિક સાથે હું શાસ્ત્રાર્થ નહિ કરું' એવું વાહિયાત બહાનું કાઢીને તેમણે શાસ્ત્રાર્થ કરવાનો ઇન્કાર કરી દીધો.

**સ્ત્રીઓને ઉપદેશ :** સામાન્ય રીતે સ્વામીજી સ્ત્રીઓની સામે ઉપદેશ આપતા નહોતા. પરંતુ અહીં એક દિવસ અનેક ભાર્ગવ બ્રાહ્મણો અને સ્ત્રીઓ સ્વામીજીનો ઉપદેશ સાંભળવા ધર્મશાળામાં આવ્યાં. આ સ્ત્રીઓમાં વધારે સંખ્યા તો અદ્વૈતાનંદની શિષ્યાઓની હતી. તેમના વિશેષ આગ્રહ અને અનુરોધથી સ્વામીજીને અહીં આ સ્ત્રીઓને ઉપદેશ આપવો પડ્યો. તેમણે વચ્ચે પડદો રખાવી સ્ત્રીઓને ઉપદેશ આપતાં કહ્યું :

> **'પતિસેવા કરવી એ સ્ત્રીઓનો ધર્મ છે અને પોતાના પતિ પાસેથી જ ઉપદેશ ગ્રહણ કરવો જોઈએ. મંદિર વગેરે સ્થાનોએ આવવું-જવું તથા ઢોંગી ગુરુઓ તથા પાખંડી સાધુ-સંન્યાસીઓનાં દર્શન કરવા માટે અહીં-તહીં ભટકતાં રહેવું એ સ્ત્રીઓ માટે અત્યંત અનુચિત છે. સ્ત્રીઓનો મુખ્ય ધર્મ પતિસેવા કરવી અને ઉત્તમ પ્રકારે સંતાનોનું પાલનપોષણ કરવું છે.'**

**ગુરુમંત્ર :** એક દિવસ ઠાકોર ઉમરાવસિંહે સ્વામીજીને પોતાનો શિષ્ય બનાવી ગુરુમંત્ર આપવા અનુરોધ કર્યો. સ્વામીજીએ સ્પષ્ટ કહ્યું : **'હું કાન ફૂંકીને મંત્ર આપનારો ગુરુ નથી અને એ રીતે મંત્ર આપવો સિદ્ધાંત-વિરુદ્ધ પણ છે. વેદો તો મંત્રોના ભંડાર છે, પછી ગુરુ પાસેથી અલગથી મંત્ર લેવાનો શો અર્થ છે ?'**

**શંકરના અવતાર :** એક દિવસ જેઠાલાલ વકીલે કહ્યું : 'સ્વામીજી, જો આપ મૂર્તિપૂજા શાસ્ત્રસંમત છે એટલું જ કહો તો અમે આપને શંકરનો અવતાર માનવા તૈયાર છીએ.' સ્વામીજીએ કહ્યું : **'આવી કોઈ પણ સાંસારિક એષણા કે પ્રલોભનથી હું સત્યનો પરિત્યાગ કરવા હરગિજ તૈયાર નથી.'**

**સરળ સંસ્કૃત :** એક દિવસ જેઠાલાલ વકીલે વાતચીતમાં કહ્યું : 'મહારાજ, આપનું સંસ્કૃત બહુ જ સરળ છે. આ પંડિત લોકો તો કેવું જટિલ સંસ્કૃત બોલે છે.' સ્વામીજીએ કહ્યું : 'ભાઈ, મારો ઉદ્દેશ્ય લોકોને સમજાવવાનો છે, મારી પંડિતાઈનું પ્રદર્શન કરવાનો નથી. અને હા, મારી પાસે ભાષાને જટિલ કે કઠિન કરવાનો સમય પણ ક્યાં છે ?'

**શિષ્યોને વ્યવહારિક ઉપદેશ :** સ્વામીજી પોતાના શિષ્યો તથા કર્મચારીઓને શિષ્ટાચાર અને સભ્યતાનો ઉપદેશ આપતા રહેતા. એક દિવસ સ્વામીજી જમીને વામકુક્ષિ કરતા હતા ત્યારે એક છાત્ર તેમની તરફ પગ કરીને સૂઈ ગયો. તે ઊઠ્યો ત્યારે સ્વામીજીએ તેને આર્યમર્યાદા સમજાવતાં કહ્યું : 'ગુરુજનોની સામે પગ લાંબા કરીને બેસવું, સૂવું કે વાર્તાલાપ દરમિયાન વચ્ચે અપ્રાસંગિક બોલવું એ અશિષ્ટતા કહેવાય છે.'

એક દિવસ સ્વામીજીએ એક છાત્રને કૂવા પરથી પાણી લાવવા કહ્યું. છાત્રે કહ્યું : 'હું તો બ્રાહ્મણનો દીકરો છું. પાણી લાવવાનું કામ મારું નહિ. એ કામ તો અન્ય લોકોનું છે.' સ્વામીજીએ તેને સમજાવતાં કહ્યું : 'જાતિનું આવું મિથ્યાભિમાન ત્યાજ્ય છે. એ ન ભૂલવું જોઈએ કે સેવા પરમ ધર્મ છે. ગુરુની આજ્ઞાનું પાલન કરવું એ છાત્રનું કર્તવ્ય છે.' આ પ્રસંગે સ્વામીજીએ પોતાના વિદ્યાધ્યયન સમયનાં ગુરુ સ્વામી વિરજાનંદની સાથેનાં કેટલાંક સંસ્મરણો પણ સંભળાવ્યાં.

**સેવાભાવ :** પંડિત કૃષ્ણરામને એક દિવસ તાવ ચડ્યો. તેથી તેઓ સૂઈ ગયા. સ્વામીજી તેમની પથારી પાસે બેસીને તેમનું માથું દબાવવા લાગ્યા. કૃષ્ણરામે કહ્યું : 'મહારાજ, આપ આ શું કરી રહ્યા છો ? હું આપની સેવા કેમ કરીને લઈ શકું ?' સ્વામીજીએ પ્રેમથી કહ્યું : 'સેવા કરવામાં ભેદભાવ કેવો ? જો મોટા નાનાની સેવા નહિ કરે તો નાનામાં પણ સેવાની ભાવના ક્યાંથી આવશે ?'

## અમદાવાદ

સંવત ૧૯૩૧ માગશર સુદ ૨, શુક્રવાર - ૧૧ ડિસેમ્બર, ૧૮૭૪ની રાત્રે સ્વામીજી અમદાવાદ આવી પહોંચ્યા. રેલવે સ્ટેશન પર તેમના સ્વાગત માટે મહિપતરામ રૂપરામ, ગોપાલરાવ હરિ દેશમુખ જજ વગેરે પ્રતિષ્ઠિત પુરુષો હાજર હતા. સ્વામીજીએ માણિકેશ્વરના મંદિરમાં નિવાસ કર્યો.

**પ્રવચનમાળા :** શરૂઆતમાં સ્વામીજીનાં ત્રણ પ્રવચનો થયાં. ૧૨ ડિસેમ્બરે પ્રથમ પ્રવચન હિમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમાં મૂર્તિપૂજા પર થયું.[૧] ૧૩ અને ૧૪મીએ સ્વામીજીનાં બીજાં બે પ્રવચનો માણિકેશ્વરના મંદિરમાં વર્ણવ્યવસ્થા પર થયાં. એ દિવસોમાં પ્રાર્થનાસમાજનો વાર્ષિકોત્સવ મનાવવામાં આવી રહ્યો હતો. આથી એ સંસ્થાના અગ્રણીઓના આગ્રહથી સ્વામીજીનું એક પ્રવચન ટ્રેનિંગ કૉલેજમાં રાખવામાં આવ્યું.

**શાસ્ત્રાર્થનો ઉપક્રમ :** આ સભામાં બેચરદાસ અંબાઈદાસ, ગોપાલરાવ હરિ દેશમુખ, ભોલાનાથ સારાભાઈ વગેરે શહેરના અગ્રણીઓ હાજર હતા. તેમણે વિચારવિમર્શ કરીને સ્વામીજીની સાથે શહેરના પ્રસિદ્ધ શાસ્ત્રીઓ અને પંડિતોનો શાસ્ત્રાર્થ કરાવવાની યોજના બનાવી.

**શાસ્ત્રાર્થનું નિમંત્રણ :** તદનુસાર આ અગ્રણીઓએ પોતાના હસ્તાક્ષર કરેલી એક વિજ્ઞપ્તિ ટ્રેનિંગ કૉલેજના આચાર્ય દેવશંકર શાસ્ત્રીના હાથે શહેરના પંડિતોને મોકલી આપી. આ વિદ્વાનોમાં પંડિત સેવકરામ, પંડિત લલ્લુભાઈ, પંડિત ભાસ્કર, પંડિત ભાઈશંકર, પંડિત દામોદર ભટ્ટ વગેરે કુલ ૩૦ પંડિતો હતા, જેમને ૧૯ ડિસેમ્બરે ટ્રેનિંગ કૉલેજમાં સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા માટે પધારવાનો અનુરોધ કરવામાં આવ્યો હતો.

**શાસ્ત્રાર્થની શરતો :** સ્વામીજીએ શાસ્ત્રાર્થના આમંત્રણનો સહર્ષ સ્વીકાર કર્યો અને શાસ્ત્રાર્થને સાર્થક બનાવવા માટે પોતાની રાબેતા મુજબની કેટલીક શરતો રજૂ કરી. વિપક્ષી દળના પંડિત બાપજી, પંડિત કેશવ શાસ્ત્રી વગેરેએ પોતાની શરતો મૂકી કે સભામાં કોઈ યવનને પ્રવેશ આપવો નહિ અને ચાર પુરુષોને મધ્યસ્થ બનાવવા. આ બંને શરતો માન્ય કરવામાં આવી. શાસ્ત્રાર્થના નક્કી કરેલા એક વાગ્યાના સમયે સ્વામીજી તો પહોંચી ગયા, પરંતુ આમંત્રિત એક પણ પંડિત ફરક્યો નહિ. એક-બે બ્રાહ્મણોએ આવીને સ્વામીજીને કેટલાક પ્રશ્નો પૂછ્યા, જેના સ્વામીજીએ સંતોષજનક ઉત્તર આપ્યા. જ્યારે થયું કે પંડિતો શાસ્ત્રાર્થ માટે આવવા તૈયાર જ નથી, ત્યારે સ્વામીજીએ પુનર્જન્મ પર એક મનનીય પ્રવચન કર્યું અને બાદમાં સભા વિસર્જિત થઈ.

**અમદાવાદ નિવાસનું વિવરણ :** સ્વામીજીના અમદાવાદના પ્રવાસ વિશે ૧૪ જાન્યુઆરી, ૧૮૭૪ના ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં સમાચાર પ્રકાશિત થયા હતા, જેમાં લખ્યું હતું :

> ‘સ્વામીજી અમદાવાદમાં બે અઠવાડિયાંથી અધિક સમય રહ્યા. તેઓ એક દિવસ પ્રવચન અને બીજા દિવસે પોતાના મુકામ પર શંકા-સમાધાન કરતા

---

૧. સ્વામીજીનાં કેટલાંક જીવનચરિત્રોમાં આ સ્થાનનું નામ ભૂલથી હેમાભાઈ ઇન્સ્ટિટ્યૂટ અથવા હેમાબાઈ ઇન્સ્ટિટ્યૂટ લખવામાં આવ્યું છે. - સંપાદક.

હતા. તેઓ વેદોનું વિસ્તૃત જ્ઞાન ધરાવે છે અને તેમણે હિંદુ ધર્મગ્રંથોનો પણ ગહન અભ્યાસ કરેલો છે. એટલું જ નહિ, તેમને જૈન, ખ્રિસ્તી તથા ઈસ્લામ મતોના ગ્રંથોનું પણ જ્ઞાન છે. તેમની પ્રવચનશૈલી અત્યંત ઉત્તમ છે, જેથી વિશાળ સંખ્યામાં લોકો તેમને સાંભળવા આવે છે અને તેમને પસંદ કરે છે.'

આ સમાચારમાં આગળ શહેરના શાસ્ત્રીવર્ગની સ્વામીજી પ્રત્યેની ધારણાનો ઉલ્લેખ કરતાં લખ્યું હતું :

'અહીંના શાસ્ત્રીઓએ આ નિરંતર ભ્રમણ કરતાં સંન્યાસીની વાતોનો વિશ્વાસ ન થઈ શકે એમ કહીને તેમની ઉપેક્ષા કરવાનો પ્રયાસ કર્યો. શાસ્ત્રીઓને શાસ્ત્રાર્થ માટે આમંત્રિત કરવામાં આવ્યા હતા, પણ તેઓ શાસ્ત્રાર્થ સ્થળે ગયા જ નહિ. અને જે પંડિતો આમંત્રણ વિના ત્યાં ગયા હતા તેઓ પણ એક કલાકથી વધુ સમય સ્વામીજી સાથે શાસ્ત્રચર્ચા કરી શક્યા નહિ. શાસ્ત્રી લોકોનું કહેવું છે કે, દયાનંદના વિજયનું કારણ એ છે કે સુધારક દળના લોકો તેમનો પક્ષ લે છે અને તેમના પ્રત્યે સહાનુભૂતિ રાખે છે.'

**'હિતેચ્છુ'નું વિવરણ :** સ્વામીજી અમદાવાદથી પ્રસ્થાન કરી ગયા પછી ૭ જાન્યુઆરી, ૧૮૭૫ના 'હિતેચ્છુ' સાપ્તાહિકમાં તેમના વિશે વિસ્તૃત સમાચાર પ્રકાશિત થયા હતા. પુસ્તક બહુ મોટું ન થઈ જાય એ માટે આ સમાચારના અમુક જ અંશ અહીં આપવામાં આવે છે. 'હિતેચ્છુ'માં લખ્યું હતું :

'પંડિત દયાનંદે અમદાવાદમાં થોડા જ દિવસ રોકાઈને અહીંના લોકોને અને તેમાંય ખાસ કરીને શિક્ષિત લોકોને આશ્ચર્યચકિત અને આહ્લાદિત કરી દીધા હતા. આશ્ચર્યચકિત એટલા માટે કે તેમણે ગુજરાતમાં કોઈ શાસ્ત્રી કે પંડિતને હિંદુધર્મની આટલી યોગ્યતા અને બુદ્ધિમત્તાથી વ્યાખ્યા કરનાર જોયો કે સાંભળ્યો ન હતો કે જેવી વ્યાખ્યા સ્વામી દયાનંદે કરી હતી. અને આહ્લાદિત એટલા માટે કે પવિત્ર વેદોની દયાનંદ દ્વારા કરવામાં આવતી વ્યાખ્યા તેમના વિચારોને અનુકૂળ હતી. એમાં કોઈ સંદેહ નથી કે પંડિત દયાનંદનું સંસ્કૃત સાહિત્યનું જ્ઞાન અતિ વિશાળ છે...નિસ્સંદેહ હિંદુઓને વર્તમાન પતિત અવસ્થામાંથી બહાર લાવવા માટે પંડિત દયાનંદની જ જરૂર છે...જે બૂરાઈઓના લીધે વર્તમાન હિંદુસમાજ હાનિ ઉઠાવી રહ્યો છે, તેને દૂર કરવા માટે પંડિત દયાનંદે આર્યસમાજ અને વૈદિક પાઠશાળા સ્થાપિત કરવાનો પ્રસ્તાવ મૂક્યો છે. આ બંને સંસ્થાઓ બહુ જ લાભકારી નીવડશે એ વિશે કોઈ શંકા નથી. પરંતુ એવું લાગે છે કે અમદાવાદના લોકો હજુ સુધી પોતાના

પરંપરાગત અને જાતિગત સંસ્કારોને તિલાંજલિ આપીને એક સમાજમાં સંમિલિત થવા માટે તૈયાર નથી.'

**નડિયાદ :** કેટલાંક જીવનચરિત્રોમાં સ્વામીજી અમદાવાદથી એક દિવસ નડિયાદ ગયા હતા એવા ઉલ્લેખ જોવા મળે છે. પરંતુ ભૌગોલિક દૃષ્ટિએ જોતાં ભરૂચથી નડિયાદ આવીને ત્યાંથી અમદાવાદ, રાજકોટ જવાનું વધારે યોગ્ય જણાય છે. વધુમાં, નડિયાદના પ્રવાસને લગતી બીજી કોઈ વિગત પણ ઉપલબ્ધ થતી નથી. આથી નડિયાદ આવવાની વાત અન્વેષણ માંગી લે છે.

## રાજકોટ

સંવત ૧૯૩૧ માગશર વદ ૫, સોમવાર - ૨૮ ડિસેમ્બર, ૧૮૭૪ના રોજ સ્વામીજી અમદાવાદથી પ્રસ્થાન કરીને માગશર વદ ૮ ગુરુવાર - ૩૧ ડિસેમ્બરના રોજ રાજકોટ પહોંચ્યા. ત્યાં કેમ્પની ધર્મશાળામાં નિવાસ કર્યો. રાજકોટ સ્વામીજી હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના નિમંત્રણથી ગયા હતા. તેમણે જ સ્વામીજીની બધી વ્યવસ્થા કરી હતી.

**આઠ પ્રવચન :** સ્વામીજી અહીં પોતાના નિવાસસ્થાન પર જ એક દિવસ પ્રવચન આપતા અને બીજા દિવસે શંકા-સમાધાન કરતા. અહીં જે પ્રવચનો થયાં તેના વિષય હતા : ઈશ્વર, ધર્મોદય, વેદોનું અનાદિત્વ અને અપૌરુષેયત્વ, પુનર્જન્મ, વિદ્યા અને અવિદ્યા, મોક્ષ અને બંધ, આર્યોનો ઇતિહાસ અને માનવ-કર્તવ્ય. આ પ્રવચનોના વિષય સ્વામીજીએ નક્કી કર્યા ન હતા, પરંતુ લોકોએ જ સૂચવ્યા હતા.

**અદ્‌ભુત વક્તૃત્વ :** સ્વામીજીનાં પ્રવચનો અત્યંત પ્રભાવક રહ્યાં. તેમનું વેદ વિષયક પ્રવચન અપૂર્વ ઢંગનું હતું. હરગોવિંદદાસ કાંટાવાળાએ કહ્યું : 'એ પ્રવચનમાં અમને સ્વામીજીની વિદ્વત્તા, ગંભીર ચિંતન અને સૂક્ષ્મ વિચારોનો પરિચય મળ્યો. મેં આવી વક્તૃતા પહેલાં ક્યારેય સાંભળી નહોતી.'

**શાસ્ત્રાર્થ :** સ્વામીજીના આગમનથી શાસ્ત્રાર્થની ચર્ચા ઊઠવી તો સ્વાભાવિક જ હતી. એક દિવસ પંડિત મહીધર અને પંડિત જીવનરામ શાસ્ત્રીનો સ્વામીજી સાથે મૂર્તિપૂજા અને અદ્વૈતવાદ પર વાર્તાલાપ થયો. મૂર્તિપૂજા પર ચર્ચા કરતાં સ્વામીજીએ તેમને તરત જ નિરુત્તર કરી દીધા. 'अहं ब्रह्मास्मि'નું રટણ કરતા આ પંડિતોના અદ્વૈતવાદ પર સીધો જ આક્ષેપ કરતાં સ્વામીજીએ કહ્યું : 'જો તમે સ્વયંને એટલે કે જીવને જ બ્રહ્મ માનતા હો તો તમે પણ બ્રહ્મની સમાન સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વવ્યાપક હોવા જોઈએ. શું તમે બ્રહ્મની સમાન સૃષ્ટિરચના કરવા શક્તિમાન છો ? શું તમે તમારા જ શરીર પરના એક વાળને ઉખેડીને ફરીથી

તેને એ જ સ્થાને સ્થાપિત કરી શકો છો ? જો આ પ્રકારની દિવ્ય શક્તિઓ તમારામાં એટલે કે જીવમાં નથી, તો પછી સ્વયંને એટલે કે જીવને બ્રહ્મ માનવો એ માત્ર પ્રલાપ જ છે.' પંડિતો પાસે સ્વામીજીના આ સીધા પ્રશ્નોના કોઈ જ ઉત્તર ન હતા.

**રાજકુમાર કૉલેજમાં પ્રવચન :** આ કૉલેજમાં કાઠિયાવાડના રાજકુંવરો અભ્યાસ કરતા હતા. તેના પ્રિન્સિપાલ મેકનાટનના અનુરોધ પર સ્વામીજીએ અહીં આ કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ એક પ્રવચન કર્યું, જેમાં 'अहिंसा परमो धर्मः'નો ઉપદેશ આપ્યો. સ્વામીજીએ આ પ્રવચનમાં માંસભક્ષણના દોષો બતાવ્યા અને માંસ પ્રાણીઓની અન્યાયપૂર્વક હિંસા દ્વારા પ્રાપ્ત થતું હોવાથી નૈતિક દૃષ્ટિએ પણ માંસાહાર પાપ છે તેની સુંદર છણાવટ કરી. આ પ્રવચન સાંભળીને પ્રિન્સિપાલ મેકનાટન ચકિત રહી ગયા. તેમને સ્વામીજીની દલીલો સ્પર્શી ગઈ.

**શું બધા રાજકુમારો નરકમાં જશે ? :** પ્રવચન પૂરું થયા પછી પ્રિન્સિપાલે સ્વામીજીને પૂછ્યું : 'આપ કહો છો કે માંસાહાર પાપ છે, પરંતુ આ રાજકુમારો તો માંસાહાર કરે છે. તો શું આ બધા રાજકુમારો નરકમાં જશે ?' સ્વામીજીએ કહ્યું : 'માંસભક્ષણ એટલા માટે પાપ છે કે માંસ નિર્દોષ પ્રાણીઓની અન્યાયપૂર્વક હિંસા કર્યા વગર પ્રાપ્ત થતું નથી. હા, જે પશુઓ ખેતીને સતત નુકસાન પહોંચાડતાં હોય અને ઉપયોગી પશુઓનો શિકાર કરતાં હોય તો જરૂર પડ્યે રાજ્ય તેનો વધ કરવાની કાયદેસર જોગવાઈ કરી શકે છે. એ શાસકનું કર્તવ્ય છે.'

**ઋગ્વેદનો ઉપહાર :** પ્રિન્સિપાલ સ્વામીજીના આ સમાધાનથી સંતુષ્ટ થયા. તેમણે સ્વામીજીને મેકસમૂલર દ્વારા સંપાદિત ઋગ્વેદનો ગ્રંથ ભેટ આપીને પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરી.

**પ્રાચીન ઇતિહાસ :** સ્વામીજી પોતાનાં પ્રવચનોમાં પ્રાચીન આર્યાવર્તના ગૌરવપૂર્ણ ઇતિહાસને તથા આર્યજાતિની ગરિમાને ખૂબ જ ભારપૂર્વક રજૂ કરતા હતા. જેમ કે :

**યંત્રો :** એક પ્રવચનમાં સ્વામીજીએ જણાવ્યું કે, પ્રાચીન કાળમાં પણ હાલમાં જેમ વરાળથી ઍન્જિન ચાલે છે એવાં વરાળથી ચાલતાં યંત્રો હતાં.

**વિદેશગમન :** સ્વામીજીના સમયમાં વિદેશગમનને પાપ માનવામાં આવતું. ગુજરાતમાં પણ ત્યારે અને ત્યાર બાદ અનેક દશકાઓ સુધી વિદેશયાત્રા કરનારાઓને સામાજિક રીતે દંડિત કરવામાં આવતા અને જ્ઞાતિબહાર મૂકવામાં આવતા હતા. એ સમયે સ્વામીજી પોતાનાં વ્યાખ્યાનોમાં જણાવતા હતા કે, પ્રાચીન કાળમાં આર્યો વિદેશગમન કરતા હતા. તેનાં ઉદાહરણોમાં અર્જુનના વિવાહ 'પાતાળ

દેશ' એટલે કે અમેરિકામાં ઉલોપી નામની કન્યા સાથે થયા હતા તેનો ઉલ્લેખ કરતા હતા.[1]

**અમેરિકાની શોધ :** યુરોપિયન દેશોને અમેરિકાની જાણ સોળમી શતાબ્દીમાં કોલંબસે શોધ કર્યા પછી થઈ હતી, પરંતુ આર્યાવર્તવાસીઓને તો એ મહાદ્વીપનું જ્ઞાન તેના પહેલાં જ હતું. આ રીતે સ્વામીજી નવીન પ્રસંગોને વણી લઈને ભારતીય ઇતિહાસની ગૌરવગાથા વર્ણવતા હતા.

**રાજવી સંમેલન :** સ્વામીજીના રાજકોટમાં હતા એ દરમિયાન અહીં એક રાજવી સંમેલન મળ્યું હતું, જેમાં જૂનાગઢના દીવાન ગોકુળજી ઝાલા પણ આવ્યા હતા. તેઓ સ્વામીજીને મળ્યા અને ધાર્મિક વિષયો પર વાર્તાલાપ કરતા રહ્યા.

**સ્વામીજી અને વાઘજી ઠાકોર :** સ્વામીજીના એક પ્રવચનમાં મોરબીનરેશ વાઘજી ઠાકોર પણ હાજર હતા અને તેમણે સ્વામીજી સાથે વાર્તાલાપ પણ કર્યો હતો. મોરબીના દીવાન ભાણજી કાનજીએ સ્વામીજીના જીવનચરિતકાર દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયને ૧૩ જૂન, ૧૯૧૨ના રોજ અંગ્રેજીમાં લખેલા એક પત્રમાં આ બાબતે આ મુજબ જણાવ્યું હતું :

> ‘હાલના મોરબીના મહારાજા (વાઘજી ઠાકોર)એ સન ૧૮૭૫માં રાજકોટ મુકામે સ્વામી દયાનંદનું એક ભાષણ સાંભળ્યું હતું. ભાષણ પૂરું થયા પછી સ્વામી દયાનંદ તેમને મળ્યા હતા અને તેમની સાથે વાર્તાલાપ કર્યો હતો. તેમાં સ્વામીજીએ જણાવ્યું હતું કે, ‘હું આપના રાજ્યનો છું.’ આ સાંભળીને મોરબીનરેશે ખુશી વ્યક્ત કરતાં કહ્યું હતું કે, ‘આ જાણીને હું ગૌરવ અનુભવું છું.’[2]

વર્ષો બાદ મોરબીનરેશ વાઘજી ઠાકોર લાહોર ગયા હતા. ત્યાં સનાતનધર્મસભાનું એક પ્રતિનિધિમંડળ તેમને મળવા આવ્યું અને પ્રાર્થના કરી કે, આપ સનાતનધર્મી હોવાથી દયાનંદના મતથી સનાતનધર્મની રક્ષા કરો. આ સાંભળીને વાઘજી ઠાકોરે કહ્યું :

> ‘તમે લોકો એ દયાનંદની વાત કરી રહ્યા છો કે જેમનો જન્મ મારી રિયાસતમાં થયો છે ? જો તમે લોકો તેમના વિશે કહેતા હો તો તમે મોટી ભૂલ કરી

---

૧. સ્વામીજીએ સત્યાર્થપ્રકાશના દસમા સમુલ્લાસમાં લખ્યું છે : ‘શું દેશ-દેશાંતર અને દ્વીપ-દ્વીપાંતરમાં જઈ રાજ્ય કે વેપાર કર્યા વિના સ્વદેશની ઉન્નતિ ક્યારેય થઈ શકે છે ? જો સ્વદેશી લોકો ફક્ત સ્વદેશમાં જ વ્યવહાર કરે અને વિદેશીઓ આપણા દેશમાં આવીને વ્યવહાર કે રાજ્ય કરે તો આપણને ગરીબી અને દુઃખ સિવાય બીજું કંઈ જ હાથ લાગતું નથી...આથી પહેલાંના કાળમાં આપણા આર્યાવર્ત દેશના લોકો વેપાર, રાજકાર્ય અને ભ્રમણ માટે આખા વિશ્વમાં ફરતા હતા.’ - સંપાદક

૨. સ્વામી દયાનંદ સરસ્વતીના જન્મસ્થાનાદિનો નિર્ણય, પાન ૯. - લેખક

રહ્યા છો. તેમણે જ તો આપણા ગરક થઈ જતા સનાતનધર્મને બચાવી લીધો છે. જો એ મહાપુરુષ જન્મ્યો ન હોત તો આજે સમસ્ત હિંદુઓ ખ્રિસ્તી અને મુસલમાન થઈ ગયા હોત અને તમારી આ વર્તમાન સનાતનધર્મસભા પણ નામશેષ થઈ ગઈ હોત. મારા હૃદયમાં એ દયાનંદ માટે અત્યંત પૂજ્યભાવ છે અને મને એ વાતનું અભિમાન છે કે, તેમના સંબંધીઓ હજુ સુધી મારી રિયાસતમાં મોટા મોટા પદો પર નિયુક્ત છે.'[1]

## રાજકોટમાં આર્યસમાજની સ્થાપના

**અંકુર :** સ્વામીજીના આગમનનાં બે વર્ષ પહેલાં જ અહીં રાજકોટમાં પ્રાર્થનાસમાજની સ્થાપના થઈ ચૂકી હતી અને સામાજિક સુધારણાનું આંદોલન ચાલતું હતું. શિક્ષિત વર્ગના લોકો તેમાં સક્રિય રસ લેતા હતા. આ લોકો સ્વામીજીનાં પ્રવચનોથી આકર્ષિત થયા અને તેઓને સ્વામીજીના વિચારો પસંદ આવ્યા. વેદો ઈશ્વરપ્રણીત છે, અપૌરુષેય છે - આ વાત સ્વામીજી માટે અત્યંત મહત્ત્વ ધરાવતી હતી. પરંતુ પ્રાર્થનાસમાજીઓએ આ મુદ્દે પણ પોતાની સંમતિ દર્શાવી. સમાજસુધારને લગતા વિષયોમાં તો તેઓ સ્વામીજીના વિચારોની બહુ નજીક હતા જ.

**પ્રસ્તાવ :** આથી એવો પ્રસ્તાવ મૂકવામાં આવ્યો કે જો પ્રાર્થનાસમાજના સભ્યો ઈચ્છે તો પ્રાર્થનાસમાજનું નામ બદલીને આર્યસમાજ કરી શકે છે. પ્રાર્થનાસમાજીઓએ આ પ્રસ્તાવ માન્ય રાખ્યો. સ્વામીજીના પ્રભાવશાળી વ્યક્તિત્વ, ઓજસ્વી વાણી અને લોકહિતના ઉત્થાન માટેના સમર્પણભાવે લોકો પર ચુંબકીય પ્રભાવ પાડ્યો હતો, જેના પરિણામે અહીં રાજકોટમાં વિશ્વનો સર્વપ્રથમ આર્યસમાજ સ્થાપિત થયો.[2]

---

૧. અહીં મોરબીનરેશ વાઘજી ઠાકરની લાહોરયાત્રા વિષયક આ અંશનો સમાવેશ આ પુસ્તકના સંપાદક દ્વારા કરવામાં આવ્યો છે. આ સમાચાર ફરુખાબાદથી પ્રકાશિત થતાં 'ભારતસુદશાપ્રવર્ત્તક' માસિકના મે ૧૯૧૧ના અંકમાં પાન ૮ પર પ્રકાશિત થયા હતા. (દ્રષ્ટવ્ય : મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૫૭૩-૪)

૨. કેટલાક વિદ્વાનો રાજકોટ આર્યસમાજને વિશ્વનો સર્વપ્રથમ આર્યસમાજ માનવાના પક્ષમાં નથી. તેઓ બે વાતોનો આધાર લે છે : ૧. રાજકોટનો આર્યસમાજ બહુ ચાલ્યો નહોતો, થોડા જ દિવસોમાં બંધ થઈ ગયો હતો. ૨. એમ તો તેનાં બે વર્ષ પહેલાં સંવત ૧૯૨૯ના ભાદરવા (સન ૧૮૭૨)માં સ્વામીજીએ બિહારના આરામાં પણ આર્યધર્મના પ્રચાર અને સમાજસુધાર માટે એક સભા સ્થાપિત કરી હતી, જે એક-બે અધિવેશન બાદ બંધ થઈ ગઈ હતી. પરંતુ આરામાં સ્થાપિત સભાનું નામ 'આર્યસમાજ' ન હતું. આથી ભલે તત્કાળ બંધ થઈ ગયો હોય, પરંતુ સત્ય તો એ જ છે કે વિશ્વનો સર્વપ્રથમ 'આર્યસમાજ' તો રાજકોટ આર્યસમાજ જ હતો. - સંપાદક

**પદાધિકારીઓ અને નિયમો :** રાજકોટમાં આર્યસમાજની વિધિવત્ સ્થાપના કરવામાં આવી. મણિશંકર જટાશંકરને પ્રધાન નિયુક્ત કરવામાં આવ્યા અને તેમની ગેરહાજરીમાં ઉત્તમરામ નિર્ભયરામ કાર્યભાર સંભાળશે એવું નક્કી કરવામાં આવ્યું. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા મંત્રી થયા અને તેમની ગેરહાજરીમાં નગીનદાસ વ્રજભૂષણદાસ કાર્ય કરશે એવો નિર્ણય કરવામાં આવ્યો. કુલ ૩૦ લોકો આર્યસમાજના સભ્યો બન્યા. આર્યસમાજના નિયમો બનાવવામાં આવ્યા અને તેને છપાવીને તેની નકલો ઉત્તર ભારતનાં જુદાં જુદાં નગરોમાં મોકલવામાં આવી. ૩૦૦ જેટલી નકલો સ્વામીજીએ મુંબઈ, અમદાવાદ વગેરેમાં વિતરણ કરવા પોતાની પાસે રાખી અને દર રવિવારે આર્યસમાજનું અધિવેશન યોજવાનો નિર્ણય કરવામાં આવ્યો. આ સમાચાર ૨૧ જાન્યુઆરી, ૧૮૭૫ના રોજ 'હિતેચ્છુ' પત્રમાં પ્રકાશિત થયા હતા.

**સ્વામીજીનો ફોટો :** રાજકોટમાં સ્વામીજીનો એક ફોટો લેવામાં આવ્યો. આર્યસમાજના સભ્યોએ શ્રદ્ધાપૂર્વક તેની નકલો લીધી.

**અલ્પાયુ આર્યસમાજ :** વિશ્વનો આ સર્વપ્રથમ આર્યસમાજ પાંચ-છ મહિના જ ચાલ્યો અને પછી બંધ થઈ ગયો. તેનું કારણ રાજનીતિક હતું. તે સમયે વડોદરાના મહારાજા મલ્હારરાવ ગાયકવાડને ત્યાંના રેસિડેન્ટ કર્નલ ફેયરને ઝેર આપીને મારી નાખવાના તથાકથિત ગુના બદલ પદભ્રષ્ટ કરવામાં આવ્યા હતા, જેના કારણે પ્રજામાં અસંતોષ ફેલાયેલ હતો.

**પંડિત ગટ્ટુલાલની કવિતા :** સ્વામીજી રાજકોટથી પ્રસ્થાન કરી ગયા પછી મુંબઈના આશુકવિ અને શતાવધાની[1] પ્રસિદ્ધ વૈષ્ણવ અને પ્રજ્ઞાચક્ષુ પંડિત ગટ્ટુલાલ રાજકોટ આવ્યા હતા. રાજકોટ આર્યસમાજના અધિકારીઓએ પંડિત ગટ્ટુલાલને આર્યસમાજમાં કાવ્યપાઠ માટે આમંત્રિત કર્યા. તેમણે સભામાં પોતાનાં કાવ્યોમાં એક કાવ્ય મહારાજા મલ્હારરાવને પદભ્રષ્ટ કર્યા તે વિશે રજૂ કર્યું. પરંતુ રાજનીતિક વિષય પરનું આ કાવ્ય રાજકોટના આર્યસમાજ માટે ઘાતક પુરવાર થયું.

**છાપાંમાં સમાચાર :** પંડિત ગટ્ટુલાલના આર્યસમાજમાં આયોજિત આ કાર્યક્રમનો અહેવાલ મંત્રી નગીનદાસે હરગોવિંદદાસની સંમતિથી 'મુંબઈ ગેઝેટ', 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' વગેરેમાં મોકલ્યો અને 'મુંબઈ ગેઝેટ'માં તો એ પ્રગટ પણ થઈ ગયો. હવે આર્યસમાજના અધિકારીઓને ભાન થયું કે આ ખોટું થયું. આ સમાચાર આપવા જેવા નહોતા. જો વિદેશી શાસકોને પંડિત ગટ્ટુલાલની કવિતામાં રાજદ્રોહની ગંધ આવશે તો ભારે પડી જાય. રાજકોટ આર્યસમાજના મોટાભાગના સભ્યો

---

૧. આશુકવિ એટલે ઝટપટ કવિતા રચનાર અથવા તત્કાળ કવિતા બનાવીને તેનો પાઠ કરનાર કવિ. શતાવધાની એટલે એકી સાથે સો વાતો પર ધ્યાન આપનાર કે સાંભળીને યાદ રાખવાની શક્તિ ધરાવનાર. - સંપાદક

સરકારી કર્મચારીઓ અને વકીલ હતા. આથી આર્યસમાજના અધિકારીઓએ બીજાં છાપાંને તાર કરીને આ અહેવાલ ન છાપવા જણાવ્યું.

**પોલિટિકલ એજન્ટની તવાઈ :** આ સમાચાર પર કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ જેન્સ પીલની નજર પડી. તેણે તરત જ નગીનદાસની વકીલાતની સનદ રદ કરી નાખી અને મંત્રી હરગોવિંદદાસને બોલાવીને કહ્યું કે, આ કવિતાપાઠના સમાચાર છપાવીને તમે લોકોએ રાજદ્રોહનો ગુનો કર્યો છે. આથી આર્યસમાજના અધિકારીઓ અને સદસ્યો બ્રિટિશ શાસનના કોપથી ડરી ગયા અને આર્યસમાજથી દૂર થઈ ગયા અને વિશ્વનો આ સર્વપ્રથમ આર્યસમાજ બંધ થઈ ગયો.[૧] આ બધું સ્વામીજી રાજકોટથી પ્રસ્થાન કરી ગયા પછી થયું હતું.

**રાજકોટથી પ્રસ્થાન :** સંવત ૧૯૩૧ પોષ સુદ ૧૨, સોમવાર - ૧૮ જાન્યુઆરી, ૧૮૭૫ના રોજ સ્વામીજીએ રાજકોટથી પ્રસ્થાન કર્યું. રસ્તામાં ચોટીલા અને વઢવાણ થઈને તેઓ અમદાવાદ જવા નીકળ્યા.

## સ્વામીજી પોતાના જન્મસ્થાન ટંકારા ન ગયા

સ્વામીજી ગૃહત્યાગ કર્યા બાદ પહેલી અને છેલ્લી વાર સૌરાષ્ટ્રમાં રાજકોટ સુધી આવ્યા હતા. રાજકોટથી તેમનું જન્મસ્થાન ટંકારા નજીક હતું. કેટલાક લોકો એવું માને છે કે સંન્યાસીઓ ગૃહત્યાગ કર્યા પછી મોટે ભાગે પોતાના ગામ કે ઘરની એકવાર મુલાકાત લેતા હોય છે. સ્વામીજી રાજકોટ સુધી આવેલા, પરંતુ તેઓ ત્યાંથી ટંકારા ગયા હતા એવું તેમના એક પણ જીવનચરિત્રકારે લખ્યું નથી. સ્વયં સ્વામીજીએ પણ પૂનામાં આપેલા પોતાના જીવન વિષયક પ્રવચનમાં ગૃહત્યાગ બાદ સિદ્ધપુરમાં પિતાજી દ્વારા પકડાઈ ગયા પછી ફરી ત્યાંથી ભાગી નીકળ્યાની ઘટનાનું વર્ણન કરીને કહ્યું હતું કે, '...મારા ગામના તથા ઘરના માણસોનો આ (સિદ્ધપુરમાં થયો એ) છેલ્લો મેળાપ હતો એમ કહું તો ચાલે, કારણ કે ત્યાર પછી એક વાર પ્રયાગમાં મારા ગામના કેટલાક માણસો મને મળ્યા હતા. પરંતુ મેં તેઓને મારો પરિચય આપ્યો નહિ. ત્યારથી લઈ આજ સુધી કોઈનો મેળાપ

---

૧. મુંબઈમાં આ જ પંડિત ગટ્ટુલાલજી સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવાનું નાટક કરી ચૂક્યા હતા, જેનું વર્ણન આ જ પુસ્તકમાં આપણે અગાઉ પાન ૧૭૯ પર જોઈ ગયા છીએ. છતાંય રાજકોટના આર્યસમાજના અધિકારીઓએ તેમને અહીં આમંત્રિત કર્યા એ પરથી અનુમાન થઈ શકે છે કે કાં તો તેઓ મુંબઈની આ ઘટના વિશે વાકેફ નહિ હોય અથવા તેઓ આ બાબતે ગંભીર કે સતર્ક નહિ હોય. નહિ તો તેઓ આ પંડિતજીને આમંત્રિત કરવાનું ટાળી શક્યા હોત. પદાધિકારીઓની નાની સરખી ભૂલ ક્યારેક કેવાં ભયંકર પરિણામો લાવી શકે છે, તેનું આ જ્વલંત ઉદાહરણ છે. - સંપાદક

થયો નથી.' સ્વામીજીના આ કથનથી સાબિત થાય છે કે તેઓ ગૃહત્યાગ પછી ફરી ક્યારેય ટંકારા ગયા નથી.[1]

## ચોટીલા

સ્વામીજી ૧૮ જાન્યુઆરીની રાતે ચોટીલા પહોંચ્યા અને એક ધર્મશાળામાં મુકામ કર્યો. અહીં વાંકાનેરના રાજકવિ સુંદરજી નથુરામ સ્વામીજીને મળવા આવ્યા. તેમણે રાજકોટમાં સ્વામીજીનાં દર્શન તો કર્યાં હતાં પણ મળીને વાર્તાલાપ કરવાની ઇચ્છા અધૂરી રહી ગઈ હતી, જે અહીં ચોટીલામાં પૂરી થઈ. સુંદરજીએ સ્વામીજીના જીવનચરિતકાર દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયને અહીંનો એક પ્રસંગ કહ્યો હતો, જે આ મુજબ હતો :

**ઘોડાગાડીવાળો મેમણ :** સ્વામીજી સવારે ચોટીલાથી આગળ પ્રસ્થાન કરી રહ્યા હતા. એક ઘોડાગાડીવાળા મેમણ મુસલમાન સાથે એ માટેનું ભાડું પહેલાં જ નક્કી કર્યું હતું. તેમ છતાં એ મેમણ વધુ ભાડું લેવાના ઇરાદે સ્વામીજીના સેવકો સાથે માથાકૂટ કરવા લાગ્યો અને મારામારી કરવા તૈયાર થઈ ગયો. વાત સ્વામીજી સુધી પહોંચી. તેઓ તરત જ ધર્મશાળાની બહાર આવ્યા અને મેમણને ધમકાવતાં કહ્યું : 'તું એમ ન સમજતો કે હું કેવળ સાધુ કે ફકીર છું. તું નક્કી કરેલા ભાડાથી એક પાઈ પણ વધારે ન લઈ શકે. અને જો વધારે ઉદ્ધતાઈ કરીશ તો એક જ થપ્પડમાં તારી બત્રીશી તોડી નાખીશ.' સ્વામીજીનું આ ઉગ્ર રૂપ જોઈને મેમણ ઠંડોગાર થઈ ગયો. જરૂર પડ્યે સ્વામીજી 'मन्युरसि मन्युं मयि धेहि' (યજુર્વેદ : ૧૯.૯) અનુસાર દુષ્ટો પર સાત્ત્વિક ક્રોધ અથવા પુણ્યપ્રકોપ પ્રગટ કરતા હતા.

## વઢવાણ

પોષ સુદ ૧૩ - ૧૯ જાન્યુઆરીના રોજ સ્વામીજીએ ચોટીલાથી વઢવાણ પહોંચીને સિવિલ સ્ટેશનમાં લખતરના ઠાકોરના ઉતારે મુકામ કર્યો. આગળ જતાં જેઓ રાજકોટ એજન્સી કાર્યાલયના અધ્યક્ષ બન્યા હતા એ વિઠ્ઠલરાય પોતાના દાદા સાથે સ્વામીજીને મળવા આવ્યા અને લગભગ અડધો કલાક સુધી વાર્તાલાપ કર્યો.[2]

---

૧. લેખકના હિંદી પુસ્તક 'ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની'ના પરિશિષ્ટ-૬માં સંપાદક ભાવેશ મેરજાએ આ વિશે વિગતે વિચાર કર્યો છે અને સ્વામીજી રાજકોટથી ટંકારા જઈ આવ્યા હોવાની વાતને અપ્રામાણિક સિદ્ધ કરી છે. - સંપાદક

૨. સ્વામી દયાનંદના જન્મસ્થાનાદિનો નિર્ણય, પાન ૧૩. - લેખક

# અમદાવાદ

સંવત ૧૯૩૧ પોષ સુદ ૧૫ ગુરુવાર - ૨૧ જાન્યુઆરી, ૧૮૭૫ના રોજ સ્વામીજી ફરી અમદાવાદ આવી પહોંચ્યા.

**પ્રવચનો :** સ્વામીજીએ પ્રથમ પ્રવચનમાં ભારતના ભવ્ય ભૂતકાળની ઝાંખી કરાવીને દેશવાસીઓને પરસ્પર એકતા અને સૌહાર્દના ભાવ સ્થાપિત કરવા કહ્યું. બીજું પ્રવચન બાળવિવાહથી થતી હાનિઓ પર થયું, જે હૃદયદ્રાવક હતું.

**આર્યસમાજની સ્થાપના માટે પ્રયાસ :** સ્વામીજીએ આર્યસમાજ સ્થાપિત કરવાનો પ્રસ્તાવ મૂક્યો અને તેના મુદ્રિત કરેલા નિયમો પણ વાંચી સંભળાવ્યા, જે લોકોને બહુ જ પસંદ આવ્યા. આથી અમદાવાદમાં આર્યસમાજની સ્થાપના અંગે વિચાર કરવા માટે ૨૭ જાન્યુઆરીના રોજ રાવબહાદુર વિઠ્ઠલદાસના ઘરે એક સભા રાખી, જેમાં શહેરની અનેક પ્રતિષ્ઠિત વ્યક્તિઓ ઉપરાંત પંડિતો, શાસ્ત્રીઓ અને પાદરીઓ પણ હાજર રહ્યા.

**શાસ્ત્રાર્થનું આહ્‌વાન :** આ સભામાં કેટલાક પંડિતોએ મૂર્તિપૂજાને શાસ્ત્રોક્ત બતાવવાનો પ્રયાસ કર્યો. બેચરદાસ અંબાઈદાસે પંડિતોને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા કહ્યું, પરંતુ પંડિતો એ માટે તૈયાર ન થયા અને તેઓએ કહ્યું : 'સ્વામીજીએ પ્રવચનમાં 'आकृष्णेन रजसा' આ વેદમંત્રનો ખોટો અર્થ કર્યો છે.' લોકોએ પંડિતોને કહ્યું : 'તમે આ મંત્રનો અર્થ લખી આપો અને તેની નીચે સહી કરી દો.' પરંતુ આ માટે પંડિતવર્ગમાં જ મતભેદ ઊભો થઈ ગયો. અમુક એ માટે તૈયાર થયા અને અમુકે ના પાડી. છેવટે પંડિતોએ અર્થ લખી આપ્યો. પછી સ્વામીજીએ પણ આ મંત્રનો અર્થ લખીને પોતાની સહી કરી. પંડિત ગોપાલરાવ હરિ દેશમુખ, ભોલાનાથ સારાભાઈ, અંબાલાલ દેસાઈ વગેરેએ બંને અર્થો પર વિચાર કરીને કહ્યું : 'પંડિતોનો અર્થ ઠીક નથી. તેઓ અવિવેક અને દુરાગ્રહ કરી રહ્યા છે. સ્વામીજીએ કરેલો અર્થ જ બરાબર છે.'

**મૂર્તિપૂજા અને વર્ણાશ્રમ :** વેદાર્થની ઉક્ત ચર્ચા બાદ સભામાં મૂર્તિપૂજા અને વર્ણાશ્રમ પર સ્વામીજી અને પંડિતો વચ્ચે વિચારવિમર્શ થયો. તેમાં પણ મધ્યસ્થી ભોલાનાથ સારાભાઈ અને અંબાલાલ દેસાઈએ સ્વામીજીના પક્ષમાં નિર્ણય આપ્યો. અહીં સ્વામીજીએ પોતાના પ્રવચનમાં સૌને વેદમાર્ગનું અનુસરણ કરવાની પ્રેરણા આપી.

**ગીતાનો સત્ય અર્થ :** એક દિવસ એક બ્રાહ્મણે સ્વામીજીને કહ્યું : 'ગીતામાં स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः' (૩.૩૫) દ્વારા કહેવાયું છે કે, પોતાનો

ધર્મ ગુણહીન હોય તોપણ શ્રેયસ્કર છે અને પરધર્મનો સ્વીકાર કરવો નહિ. આથી આપના કહેવાથી અમે અમારો પરંપરાગત ધર્મ કેમ છોડી દઈએ ?' સ્વામીજીએ સમાધાન આપતાં કહ્યું : 'ગીતાના આ શ્લોકમાં ધર્મ શબ્દ વર્ણાશ્રમ-ધર્મ માટે આવ્યો છે કે દરેક વ્યક્તિએ પોતપોતાના વર્ણાશ્રમ અનુરૂપ ધર્મનું પાલન કરવું જોઈએ. માટે અહીં ધર્મ શબ્દનો અર્થ મૂર્તિપૂજા વગેરે સાંપ્રદાયિક માન્યતાઓ લેવો ઉચિત નથી.' આ સાંભળીને બ્રાહ્મણનો ભ્રમ દૂર થઈ ગયો.

**પ્રસ્થાન :** આ સાથે મુંબઈ-ગુજરાત પ્રદેશના પ્રવાસનું પ્રથમ ચરણ પૂરું કરીને સ્વામીજી અમદાવાદથી સંવત ૧૯૩૧ પોષ વદ ૮, શુક્રવાર - ૨૯ જાન્યુઆરી, ૧૮૭૫ના રોજ પ્રસ્થાન કરીને એ જ દિવસે મુંબઈ પહોંચ્યા અને અગાઉ રોકાયા હતા એ જ વાલકેશ્વરની ગૌશાળામાં નિવાસ કર્યો.

• • •

: ૧૨ :

# આર્યસમાજની સ્થાપના

સ્વામી દયાનંદનો નવજાગૃતિ અને સમાજસુધારણાનો કાર્યક્રમ હવે સંપૂર્ણ રૂપે દેશવાસીઓ સમક્ષ આવી ચૂક્યો હતો. જેમ જેમ વૈદિક ધર્મનું સ્વરૂપ બીજા બધા મત-પંથો કરતાં ઉજ્જવળ રૂપે પ્રગટ થઈ રહ્યું હતું, તેમ તેમ બધા મત-પંથોના ગુરુ-આચાર્યોએ પોતપોતાના મત-પંથોની સુરક્ષા માટેના પ્રયત્નો પણ શરૂ કરી દીધા હતા.

સ્વામી દયાનંદ આર્યજાતિને પોતાનો બગડેલો કિલ્લો માનતા હતા કે જેના પર વિધર્મીઓ નિરંતર આક્રમણો કરી રહ્યા હતા. સ્વામીજી તેઓની સામે સ્વરક્ષણ, સુધારણા, પ્રતિ-આક્રમણ વગેરેનો સંપૂર્ણ કાર્યક્રમ તૈયાર કરી ચૂક્યા હતા. સ્વામીજી જ્યારે આ યુદ્ધનું સંચાલન કરી રહ્યા હતા ત્યારે તેમના પ્રતિપક્ષીઓ પણ સાવધાન થઈ ગયા હતા. તેઓ પણ સ્વામીજીની જ પાસેથી જાણેલાં-શીખેલાં અસ્ત્ર-શસ્ત્રોની મદદથી સ્વ-બચાવ કરવાની મથામણ કરી રહ્યા હતા. પ્રતિ-આક્રમણો દ્વારા વિરોધીઓનાં આક્રમણોને રોકતા અજેય મહારથી સ્વામી દયાનંદ ફરી મુંબઈ આવ્યા.

**વેદમંડપ :** ૪ ફેબ્રુઆરી, ૧૮૭૫ના રોજ સ્વામીજીનું 'વેદમંડપ' નામના એક સુશોભિત પંડાલમાં પ્રવચન થયું. આ સ્થાને તેમનાં અનેક પ્રવચનો થયાં. સ્વામીજી એક દિવસ પ્રવચન આપતા હતા અને બીજા દિવસે શંકા-સમાધાન કરતા હતા.

**વ્યાકરણ પર શાસ્ત્રાર્થ :** મુંબઈના પંડિતો ભૂલથી એવું સમજતા હતા કે સ્વામીજીની સંસ્કૃત વ્યાકરણમાં બહુ ગતિ નથી એટલે તેના પર શાસ્ત્રાર્થ કરીને તેમને હરાવી શકાશે. શાસ્ત્રાર્થ માટે ૧૦ માર્ચ, ૧૮૭૫નો દિવસ નક્કી કર્યો. પંડિત આત્મારામ બાપુ દળવીના પ્રમુખસ્થાને પંડિત ખીમજી વાલજી જોશીએ ચર્ચાનો આરંભ કર્યો. પરંતુ તેઓ થોડી જ વારમાં મૂળ વિષય છોડીને વિષયાંતર કરવા લાગ્યા અને પછી શાંત થઈ ગયા. પછી પંડિત ઇચ્છાશંકર શુકલે પ્રશ્નો કર્યા, જેના સ્વામીજીએ ઉત્તર આપ્યા. હવે સ્વામીજીએ તેમને પ્રશ્નો કર્યા, પરંતુ તેઓ કોઈ ઉત્તર આપી શક્યા નહિ અને વિષયાંતર કરીને વ્યાકરણનો વિષય છોડીને નિયોગ અંગે ચર્ચા કરવા લાગ્યા. સ્વામીજીએ નિયોગરૂપી આપદ્ધર્મની

શાસ્ત્રીય વિવેચના કરી તેનું અત્યંત તાર્કિક સમાધાન પ્રસ્તુત કર્યું. અંતે પંડિતો ચુપ થઈ ગયા અને તેઓનો સ્વામીજીને હરાવવાનો મનોરથ પૂરો ન થયો.

**આર્યસમાજના અંકુર :** સ્વામીજી જ્યારે પહેલીવાર મુંબઈ આવ્યા હતા ત્યારે જ તેમના ભક્તો તથા પ્રશંસકોએ આર્યસમાજની સ્થાપના કરવા માટે ચર્ચા-વિચારણા કરી હતી, પરંતુ વાત આગળ વધી શકી નહોતી. અહીં સ્વામીજીના અનુયાયીઓને થયું હતું કે સ્વામીજી દ્વારા પ્રતિપાદિત વૈદિક ધર્મના પ્રચાર માટે તથા તેમના સમાજસુધારણાનાં કાર્યોને આગળ ધપાવવા માટે એક સંગઠન હોવું જરૂરી છે. આથી આર્યસમાજ નામની સંસ્થા સ્થાપિત કરવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો. સંગઠનના નિયમો બનાવવા માટે દાદોબા પાંડુરંગ તરખડકર, પાનાચંદ આણંદજી પારેખ અને સેવકલાલ કૃષ્ણદાસની એક સમિતિનું ગઠન કરવામાં આવ્યું હતું. આ કાર્યમાં મુંબઈ હાઈકોર્ટના વકીલ ગિરધરલાલ દયાલદાસ કોઠારીની મદદ લેવામાં આવી હતી. પરંતુ કેટલાંક કારણોને લીધે ત્યારે આર્યસમાજની સ્થાપનાનો અંતિમ નિર્ણય લઈ શકાયો નહોતો. પરંતુ હવે સ્વામીજી પાછા મુંબઈ આવ્યા એટલે આર્યસમાજની સ્થાપના કરવાની ગતિવિધિઓ પણ ફરી સક્રિય થઈ ગઈ.

**આર્યસમાજની સ્થાપના અસત્ય પર કદાપિ નહિ :** આર્યસમાજની સ્થાપના કરવા માટે શેઠ લક્ષ્મીદાસ ખીમજી અને પંડિત રાજકૃષ્ણ મહારાજ બંને ઉત્સાહિત હતા. રાજકૃષ્ણ મહારાજ પાક્કા અદ્વૈતવાદી હોવાથી તેઓ આર્યસમાજના નિયમોમાં જીવ-બ્રહ્મની એકતા અથવા અભિન્નતા બતાવતો નિયમ ઘુસાડવા ઈચ્છતા હતા. પરંતુ જ્યારે સ્વામીજીએ સ્પષ્ટ કર્યું કે, આર્યસમાજના સિદ્ધાંતો હું સ્વયં નિર્ધારિત કરીશ, ત્યારે રાજકૃષ્ણ મહારાજ એક નીતિનિપુણ વ્યક્તિની માફક સ્વામીજીને સમજાવવા લાગ્યા કે, વધુ ને વધુ લોકોને આકર્ષિત કરવા માટે જીવ-બ્રહ્મની અભિન્નતાનો સિદ્ધાંત હમણાં સ્વીકારી લેવો જોઈએ, ભલે પછી આગળ જતાં જરૂર પડ્યે તેને છોડી પણ શકાય છે. પરંતુ સ્વામીજીએ તેમને સ્પષ્ટ કહી દીધું : **'હું આર્યસમાજની સ્થાપના અસત્યના પાયા પર કરવાનું ક્યારેય પસંદ નહિ કરું.'** આથી રાજકૃષ્ણ નારાજ થઈ ગયા અને તેમણે આ કાર્યમાં સહયોગ આપવાનું બંધ કરી દીધું. પરંતુ સ્વામીજીના અનુયાયીઓ અને સહયોગીઓની સંખ્યા નિરંતર વધતી જતી હતી.

**આર્યસમાજનું સ્વરૂપ :** સ્વામીજી અનેક સંપ્રદાયોમાં તેમના સ્થાપકો, મહંતો અને ગાદીપતિઓની વ્યક્તિપૂજાની વિકૃતિઓ જોઈ ચૂક્યા હતા. તેઓ જાણતા હતા કે સંસ્થા કે સંગઠન પણ જ્યારે વ્યક્તિ-કેન્દ્રિત થઈ જતું હોય છે ત્યારે તેમાં ગુરુડમ અથવા વ્યક્તિપૂજા પ્રવેશે છે અને અનેક દૂષણો પેદા કરે છે. આથી તેઓ આર્યસમાજને લોકતાંત્રિક પદ્ધતિ પર ચલાવવા ઈચ્છતા હતા અને સ્વયંને માત્ર વૈદિક ધર્મના એક પ્રચારક કે ઉપદેશક જ માનતા હતા.

**મહર્ષિનું માર્મિક વક્તવ્ય :** આથી જ્યારે મુંબઈમાં આર્યસમાજને સ્થાપિત કરવાની વાત નીકળી ત્યારે મહર્ષિજીએ ઉપસ્થિત જનસમુદાય સમક્ષ પોતાની સ્થિતિ સ્પષ્ટ કરતાં અત્યંત માર્મિક શબ્દોમાં કહ્યું :

> **'ભાઈ, મારો કોઈ સ્વતંત્ર મત નથી, પરંતુ હું તો વેદને આધીન છું. આપણા ભારતવર્ષમાં પચીસ કરોડ (ભારતવર્ષની તે સમયની જનસંખ્યા) આર્યો છે. કોઈ કોઈ વાતોમાં કોઈ કોઈમાં થોડો થોડો ભેદ છે, જે વિચાર કરવાથી પોતાની મેળે જ છૂટી જશે. હું સંન્યાસી છું, અને મારું કર્તવ્ય એ જ છે કે તમારા લોકોનું જે અન્ન ખાઉં છું તેના બદલામાં જે સત્ય સમજું છું તેનો નિર્ભયતાથી ઉપદેશ કરું છું. હું કોઈ કીર્તિનો રાગી નથી. ચાહે કોઈ મારી સ્તુતિ કરે કે નિંદા, હું મારું કર્તવ્ય સમજીને ધર્મબોધ કરું છું. ચાહે કોઈ માને કે ન માને, એમાં મારો કોઈ હાનિ-લાભ નથી.**
>
> **આપ લોકો જો સમાજ ઊભો કરી તેના દ્વારા પુરુષાર્થ કરી પરોપકાર કરી શકતા હો તો સમાજ સ્થાપિત કરી લો, એમાં મારી કોઈ મનાઈ નથી; પરંતુ જો તેમાં યથોચિત વ્યવસ્થા નહિ રાખો તો આગળ જતાં ગડબડાધ્યાય થઈ જશે. અને હું તો જેવો બીજા લોકોને ઉપદેશ આપું છું તેવો જ ઉપદેશ આપ લોકોને પણ આપવાનો છું. અને એટલું લક્ષ્યમાં રાખજો કે મારો કોઈ સ્વતંત્ર મત નથી, અને હું સર્વજ્ઞ પણ નથી. આથી જો આગળ જતાં મારી પણ કોઈ ભૂલ નજરે પડે તો યુક્તિપૂર્વક પરીક્ષા કરીને તમે તેને પણ સુધારી લેજો. જો એમ નહિ કરો તો આગળ જતાં આ (આર્યસમાજ) પણ એક મત (સંપ્રદાય) બનીને રહી જશે. અને આવી જ રીતે 'બાબા વાક્યં પ્રમાણં' કરીને આ ભારતવર્ષમાં વિવિધ પ્રકારના મતમતાંતરો પ્રચલિત થઈને, અંદરોઅંદર દુરાગ્રહ રાખીને, ધર્માંધ થઈને, લડાઈ-ઝઘડા કરીને, વિવિધ પ્રકારની સદ્વિદ્યાનો નાશ કરીને આ ભારતવર્ષ દુર્દશાને પ્રાપ્ત થયો છે, તેમાં આ પણ એક મત વધશે.**
>
> **મારો અભિપ્રાય તો એવો છે કે આ દેશમાં અનેક પ્રકારના મત-મતાંતર પ્રચલિત છે, છતાં એ બધા વેદોને માને છે. આથી વેદશાસ્ત્રરૂપી સમુદ્રમાં આ બધા જ નદી-નાવને પુનઃ ભેળવી દેવાથી ધર્મ-એકતા નિર્માણ થશે. અને તેથી સાંસારિક અને વ્યાવહારિક સુધારણા થશે, અને તેનાથી કલા-કૌશલ વગેરે સર્વ પ્રકારના સુધારાઓ થવાથી મનુષ્યમાત્રનું જીવન સફળ થશે અને છેવટે સૌ કોઈ પોતાના ધર્મબળથી અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરી શકશે.'[1]**

**આર્યસમાજની સ્થાપના :** સંવત ૧૯૩૧ ચૈત્ર સુદ ૫, શનિવાર - ૧૦ એપ્રિલ, ૧૮૭૫ના દિવસે સાંજે સાડાપાંચ વાગ્યે મુંબઈના ગિરગાવ વિસ્તારમાં પારસી સજ્જન

---

૧. મુંબઈ આર્યસમાજનો ઇતિહાસ, લે. દામોદર સુંદરદાસ, પાન ૮-૯. - લેખક

ડૉક્ટર માણકેજી અદરેજીના બાગમાં આયર્સમાજની વિધિસર સ્થાપના કરવામાં આવી.[૧] શરૂઆતમાં તેના ૨૮ નિયમો નક્કી કરવામાં આવ્યા, જેમાં સૈદ્ધાંતિક બાબતોની સાથે સાથે વ્યવસ્થા સંબંધી નિયમો પણ સંમિલિત હતા. પદાધિકારીઓની ચૂંટણી કરવામાં આવી. ગિરધરલાલ દયાલદાસ કોઠારી પ્રધાન અને પાનાચંદ આણંદજી પારેખ મંત્રી થયા. જે સમયે આપણા દેશમાં પ્રજાતંત્રની કોઈ કલ્પના પણ ન હતી ત્યારે એક ધાર્મિક અને સામાજિક સંસ્થામાં લોકતાંત્રિક પ્રણાલી ઊભી કરી એ મુજબ સંચાલન કરવું એ હકીકતમાં એક અભૂતપૂર્વ વાત હતી.

**સ્વામીજી માત્ર સદસ્ય :** શરૂઆતમાં આર્યસમાજના સદસ્યોની સંખ્યા ૧૦૦ થઈ ગઈ. સદસ્યોએ સ્વામીજીને આર્યસમાજના સંસ્થાપક અથવા અધ્યક્ષ બનવા અનુરોધ કર્યો, પરંતુ તેમણે એ વાતનો અસ્વીકાર કર્યો. જ્યારે બધાએ બહુ જ આગ્રહ કર્યો ત્યારે તેમણે પોતાનું નામ સામાન્ય સદસ્યોની યાદીમાં લખવાની મંજૂરી આપી. આર્યસમાજ મુંબઈના સદસ્યોની આ યાદીમાં ૩૧મા ક્રમે સ્વામીજીનું નામ લખવામાં આવ્યું. આર્યસમાજની સ્થાપના પછી તેની સાપ્તાહિક સભાઓમાં સ્વામીજીનાં પ્રવચનો થતાં રહ્યાં.

**સ્વામીજીનો ફોટો :** હરિશ્ચંદ્ર ચિંતામણિએ ખૂબ જ આગ્રહ કરીને સ્વામીજીનો એક ફોટો તૈયાર કરાવ્યો. પરંતુ સ્વામીજીએ એ આશંકાથી કે આગળ જતાં કોઈ ભાવિક લોકો સ્મરણ કે સામાન્ય પરિચયના હેતુથી રાખવામાં આવેલા તેમના આવા ફોટાની પૌરાણિક કુસંસ્કારોની અસરને કારણે વિવેક ભૂલીને પૂજા ન કરવા માંડે, તેને આર્યસમાજના ભવનમાં ન લગાડશો એવો આદેશ કર્યો.[૨]

---

૧. કેટલાક આર્ય વિદ્વાનોનો મત છે કે મુંબઈ આર્યસમાજની સ્થાપના સંવત ૧૯૩૧ ચૈત્ર સુદ એકમ (ગુડી પડવો), બુધવાર, ૭ એપ્રિલ, ૧૮૭૫ના રોજ થઈ હતી. આ વિશે આર્યસમાજના લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાન ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે : 'આર્યસમાજની વાસ્તવિક સ્થાપના તિથિ ચૈત્ર સુદ ૫, શનિવાર તદનુસાર ૧૦ એપ્રિલ, ૧૮૭૫ છે. આર્યસમાજના ઇતિહાસ પુસ્તકો, મહર્ષિ દયાનંદનાં જીવનચરિત્રો તથા પ્રાચીન દસ્તાવેજોમાં આ જ તિથિ સ્થાપના તિથિ રૂપે ૧૯૩૯ સુધી અંકિત થતી રહી છે.' – સંપાદક

૨. આજકાલ તો અનેક આર્યસમાજોમાં સ્વામી દયાનંદ ઉપરાંત શ્રીરામ, શ્રીકૃષ્ણ, રાણા પ્રતાપ, શિવાજી, ગુરુ ગોવિંદસિંહ, ભગતસિંહ, ગુરુ વિરજાનંદ, સ્વામી શ્રદ્ધાનંદ, પંડિત લેખરામ, પંડિત ગુરુદત્ત વિદ્યાર્થી, લાલા લજપતરાય, સુભાષચંદ્ર બોઝ વગેરે મહાપુરુષોનાં ચિત્રો જોવા મળે છે. પરંતુ ત્યાં એ ચિત્રોની પૂજા-અર્ચના બિલકુલ કરવામાં આવતી નથી. કેવળ સ્મરણ, પરિચય, ઇતિહાસ-સુરક્ષા વગેરેની દૃષ્ટિએ જ આ ચિત્રો રાખવામાં આવે છે. સ્વામી દયાનંદે પોતાનો ફોટો આર્યસમાજમાં ન મૂકશો એવી ભલામણ કદાચ એ આશંકાથી કરી હતી કે ક્યાંય કોઈ અપરિપક્વ અને ભાવુક અનુયાયી તેની પૂજા કરવા ના માંડે. જોકે આર્યસમાજની જાગરૂકતાને કારણે આવી કોઈ પૂજા કરવામાં આવતી નથી; માત્ર એક નિરાકાર, સર્વવ્યાપક ઈશ્વરની જ ઉપાસના કરવામાં આવે છે. આ બાબતે આર્યસમાજને બિરદાવવો જ રહ્યો. – સંપાદક

**પંડિત કમલનયન અને શાસ્ત્રાર્થ :** સ્વામીના મુંબઈના પ્રથમ પ્રવાસ દરમિયાન પંડિત ગટ્ટુલાલનો શાસ્ત્રાર્થમાં પરાજય થયો હતો. આથી ક્ષોભિત થયેલા વૈષ્ણવોએ તેઓના કમલનયન નામના એક પ્રસિદ્ધ પંડિતને પ્રેરિત કરીને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર કર્યા. પરંતુ આ શાસ્ત્રાર્થથી બચવા પંડિત કમલનયને બહુ જ પ્રયત્નો કર્યા. અંતે નક્કી કરવામાં આવ્યું કે ૧૨ જૂન, ૧૮૭૫ના રોજ ફરામજી કાસવજી હોલમાં શાસ્ત્રાર્થ થશે. આથી શાસ્ત્રાર્થના સમય પહેલાં જ ત્રણ વાગ્યે વિરાટ જનસમુદાય એકત્ર થયો. સ્વામીજી અને પંડિતજી બંને આવી પહોંચ્યા. રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસના અધ્યક્ષપદે સભાની કાર્યવાહી શરૂ થઈ. પરંતુ પંડિતજી હવે શાસ્ત્રાર્થથી બચવા માટે મધ્યસ્થ વિદ્વાનો નિયુક્ત થવા જોઈએ એ તથા બીજી કેટલીક વાતોને પકડીને સમય પસાર કરવા લાગ્યા.

સ્વામીજી પંડિતજીનો ઈરાદો પામી ગયા કે હકીકતમાં તેઓ શાસ્ત્રાર્થ કરવાથી ડરે છે. તેથી તેમણે સીધો પ્રશ્ન કર્યો : 'પંડિતજી, હું સમસ્ત ભારતમાં મૂર્તિપૂજાની અવૈદિકતા સિદ્ધ કરતો છેલ્લાં અનેક વર્ષોથી ઘૂમી રહ્યો છું. મારો સુનિશ્ચિત મત છે કે ચારે વેદોમાં ક્યાંય મૂર્તિપૂજાનું વિધાન નથી. છતાંય જો તમે જાણતા હોવ તો ચારેય વેદોમાંથી દેવ પ્રતિમાઓનાં આહ્‌વાન, ષોડશોપચાર પૂજન, વિસર્જન વગેરેનું પ્રતિપાદન કરતું કોઈ પ્રમાણ આપો.' પંડિતજી પાસે કોઈ ઉત્તર ન હતો. આથી સ્વામીજીએ ઘોષણા કરી : 'પંડિત કમલનયન મૂર્તિપૂજાને વેદોક્ત સિદ્ધ કરી શક્યા નથી. માટે મારે વિવશ થઈને મૂર્તિપૂજાની અવૈદિકતા સિદ્ધ કરવી પડે છે.' આ સાંભળતાં જ પંડિતજી હતપ્રભ થઈ ગયા અને પોતાના ચેલાઓમાં આબરૂ જશે એ ડરના માર્યા સભામાંથી ઊઠી 'અહીં સભામાં શૂદ્રો પણ બેઠા છે, તેઓની હાજરીમાં વેદમંત્ર બોલવાથી પાપ લાગે' એમ કહીને ચાલતા થઈ ગયા. આ શાસ્ત્રાર્થનું વિશદ વર્ણન મુંબઈ સમાચાર (૧૭-૧૮ જૂન, ૧૮૭૫)માં પ્રકાશિત થયું હતું.

**મુંબઈથી પ્રસ્થાન :** મુંબઈમાં લગભગ પોણા પાંચ મહિના નિવાસ કરીને સ્વામીજી ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે વગેરે મહાનુભાવોના આમંત્રણથી પૂના જવા ઊપડ્યા.

## પૂના (પુણે)

સંવત ૧૯૩૧ જેઠ વદ ૧૪, શુક્રવાર - ૨ જુલાઈ, ૧૮૭૫ના રોજ સ્વામીજી પૂના પધાર્યા અને વિઠ્ઠલપેઠમાં શંકરશેઠના ઘરે નિવાસ કર્યો.

**પ્રવચન :** પૂનામાં નગર અને કેમ્પમાં થઈ સ્વામીજીનાં કુલ પચાસ પ્રવચનો થયાં. એમાંનાં જે પંદર પ્રવચનો નગરમાં થયાં હતાં એ લિપિબદ્ધ કરવામાં આવ્યાં

હતાં. આગળ જતાં આ પંદર પ્રવચનોને 'ઉપદેશ મંજરી' અથવા 'પૂના પ્રવચન' નામના પુસ્તકરૂપે પ્રકાશિત કરવામાં આવ્યાં છે.[૧] આ પ્રવચનોથી સ્વામીજીની વિદ્વત્તાની સર્વત્ર ધૂમ મચી ગઈ.

**અંતિમ પ્રવચનમાં ઉદ્ગાર :** સ્વામીજીએ પૂનામાં આપેલી આ પ્રવચનમાળાના છેલ્લા પ્રવચનમાં પોતાના જીવન વિશે પ્રકાશ ફેંક્યો, જેમાં જન્મથી લઈને આજ સુધીના જીવનનો ટૂંકમાં ચિતાર આપવામાં આવ્યો હતો. આ પ્રવચનનું સમાપન કરતાં તેમણે કહ્યું :

**'આર્યધર્મની ઉન્નતિ માટે મારા જેવા અનેક ઉપદેશકો આપણા આ દેશમાં હોવા જોઈએ. એકલા માણસથી આ કામ સારી રીતે થઈ શકતું નથી. છતાંય મેં દૃઢ નિશ્ચય કર્યો છે કે મારી બુદ્ધિ અને સામર્થ્ય અનુસાર મેં જે દીક્ષા લીધી છે, તેને હું ચલાવીશ.'**

ત્યાર બાદ સ્વામીજીએ અંતમાં ઉજ્જવળ ભાવિનું દર્શન કરતાં કહ્યું :

**'અંતમાં હું ઈશ્વરને પ્રાર્થના કરું છું કે, આર્યસમાજની સર્વત્ર સ્થાપના થાય, મૂર્તિપૂજા વગેરે દુરાચરણ દૂર થાય, વેદશાસ્ત્રનો સાચો અર્થ સૌની સમજમાં આવે અને એ પ્રમાણે આચરણ કરવાથી દેશની ઉન્નતિ થાય. આપ સૌના અંતઃકરણપૂર્વકના સહયોગથી આ કાર્ય સિદ્ધ થશે એવી મને પૂર્ણ આશા છે.'**

**સ્વામીજીની વક્તૃત્વ શૈલી :** સ્વામીજીની વાણી ઓજસ્વી અને મંત્રમુગ્ધ કરનારી હતી. તેમની પ્રવચન શૈલીનું ચિત્રણ કરતાં મહાદેવ ગોવિંદ રાનડેનાં પત્ની રમાબાઈ રાનડેએ પોતાની આત્મકથામાં લખ્યું છે :

'સ્વામી દયાનંદ ઉત્તમ રસમય વાણીના વક્તા હતા. તેમની વાણી ગંભીર હતી. એ જ રીતે તેમની પ્રવચન શૈલી અત્યંત માર્મિક અને ક્યારેક ક્યારેક આલંકારિક પણ રહેતી. આથી તેમના શ્રોતાઓ તલ્લીન થઈને તેમનાં પ્રવચનો સાંભળતા.'

પૂનાનિવાસી વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર સ્વામી દયાનંદના ઘોર વિરોધી હતા. તેમણે 'નિબંધમાળા' પત્રિકામાં સ્વામીજી પર આક્ષેપો અને વ્યંગ કરતા લેખો લખ્યા હતા. તેમ છતાં તેમણે સ્વામીજીની વક્તૃત્વ શૈલીની શ્રેષ્ઠતાનો સ્વીકાર કરતાં લખ્યું છે :

'ઉપરોક્ત વક્તા (સ્વામી દયાનંદ)ના વક્તૃત્વનું સ્વરૂપ આ નગર (પૂના)માં જેવું પૂર્ણ રૂપે દૃષ્ટિગોચર થયું તેવું અન્ય કોઈ સ્થળે નહિ થયું હોય. આ સિવાયનાં મુંબઈ, અમદાવાદ, નાસિક, સાતારા વગેરે શહેરોમાં સદ્ધર્મ અને સત્ય-અસત્યની મીમાંસા કરનારા લોકોએ સ્વામીજીને આમંત્રિત કરીને તેમનું

---

૧. આ પ્રવચન પુસ્તકનો આ લેખકે જ ગુજરાતી અનુવાદ કર્યો છે. - લેખક

અણમોલ જ્ઞાન અતિશય શ્રદ્ધા અને ભક્તિપૂર્વક શ્રવણ કર્યું હશે, પરંતુ પૂનામાં તેમનો જેવો ઠાઠ રહ્યો તેવો અન્ય કોઈ સ્થળે જોવા મળ્યો નથી. ગત જુલાઈ-ઓગસ્ટ (૧૮૭૫)માં આખું પૂના શહેર સ્વામીજીના નામ પર ઝૂમી રહ્યું હતું. દરરોજ અહર્નિશ સ્વામીજીની ચારે બાજુ જિજ્ઞાસુઓની ભીડ નિરંતર જામેલી રહેતી હતી. એટલું જ નહિ, પરંતુ સર્વ લોકોમાં જ્ઞાનની દૃષ્ટિએ શ્રેષ્ઠ માનવામાં આવતા પૂનાના પ્રતિષ્ઠિત નેતાઓ પણ એવા મંત્રમુગ્ધ થઈ ગયા હતા કે, એ લોકોને તેમની (દયાનંદની) સેવા સિવાય બીજું કંઈ જ સૂઝતું ન હતું...સ્વામીજીની વિદ્વત્તા અને તેમનાં પ્રવચનો તથા પ્રમાણોમાં તાર્કિકતા ગમે તેવી હોય, પરંતુ વર્તમાનમાં તેમનામાં વક્તૃત્વનો ગુણ અતિશય ઉત્કૃષ્ટ છે, એ નિર્વિવાદ છે.'

અંતમાં વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરે સ્વામીજીના પ્રવચન સમયના દૃશ્યનું વર્ણન કરતાં લખ્યું છે :

'આ સિવાય પરમહંસ (સ્વામી દયાનંદ)ની સ્નિગ્ધ, મધુર અને ગંભીર વાણી, ભવ્ય અને પુષ્ટ ચહેરો, સંન્યસ્તનાં ભગવાં વસ્ત્રો, કેસરી રંગના રેશમી વસ્ત્રનો કાન અને ગાલ પર લટકતા છેડાવાળો શાનદાર સાફો, સુંદર, સુગઠિત અને ઘાટીલો દેહ, અપૂર્વ અભિનય, તાર્કિક પ્રવચન શૈલી, ઉન્નત આસન, ઉન્નત વ્યાસપીઠ પર તેમની બાજુમાં મૂકેલી ખુરશીઓમાં તેમની વિદ્યા અથવા સરસ્વતીના પ્રત્યેક શબ્દને અંકિત કરવા બેઠેલા લહિયાઓની મંડળી અને ચારે તરફ ઊભેલા સ્વામીજીના મુખ્ય સમર્થકો વગેરે બાબતોને ધ્યાનમાં લેતાં તેમના (સ્વામી દયાનંદના) વક્તૃત્વનો જે કંઈ વિકાસ અહીં જોવા મળ્યો એટલે કે તેમનાં પ્રવચનો પ્રભાવશાળી રહ્યાં હોય તો એમાં કોઈને આશ્ચર્ય ન થવું જોઈએ.'

સ્વામીજીનાં વ્યક્તિત્વ અને વક્તૃત્વશૈલીનું આ શબ્દચિત્ર તેમના એક કટ્ટર વિરોધીએ દોર્યું છે. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરના ઉપરોક્ત શબ્દો સ્વામી દયાનંદની અદ્ભુત વક્તવ્ય શૈલીની સાક્ષી આપે છે.

**જ્યોતિબા ફુલે :** સ્વામીજીએ ૧૬ જુલાઈ, ૧૮૭૫ અને શુક્રવારના રોજ અહીં સત્યશોધક સમાજના સ્થાપક મહાત્મા જ્યોતિબા ફુલે દ્વારા સ્થાપિત અને સંચાલિત મોમિનપુરામાં આવેલી દલિત (શૂદ્રાતિશૂદ્ર) બાળકોની એક પાઠશાળામાં વેદ-પ્રવચન કર્યું. આ પ્રવચન જ્યોતિબા ફુલેએ સ્વામીજીની પ્રગતિશીલ વિચારધારાથી પ્રભાવિત થઈને આયોજિત કર્યું હતું. જ્યોતિબા ફુલે સ્વામીજીનાં વ્યાખ્યાન સાંભળવા બુધવાર પેઠમાં આવેલા ભિડેવાડામાં આવતા હતા. અતિવૃષ્ટિના દિવસોને અપવાદરૂપે છોડીને મહાત્મા ફુલે સ્વયં સ્વામીજીનાં વ્યાખ્યાનોમાં પોતાના સત્યશોધક સમાજના સભ્યોની સાથે ઉપસ્થિત રહેતા હતા. સ્વામીજીએ ૫

સપ્ટેંબર, ૧૮૭૫ના રોજ સત્યશોધક સમાજના કાર્યાલયની મુલાકાત લીધી હતી. મુઠા નદીના કિનારે ભાંબુર્ડ્યા ગામમાં સ્વામીજીનું વ્યાખ્યાન કરાવનાર કૃષ્ણરાવ પાંડુરંગ ભાલેકર તથા પૂનાના છાવણી વિભાગમાં સ્વામીજીનાં ૩૫ વ્યાખ્યાનોનું આયોજન કરનાર ગંગારામ ભાઊ મ્હસ્કે મહાત્મા જ્યોતિબા ફુલેના અનન્ય સહયોગીઓ હતા. નિબંધમાળાકાર વિષ્ણુ શાસ્ત્રી ચિપલૂણકરે પણ જ્યોતિબા ફુલેના સત્યશોધક સમાજનો ઉલ્લેખ પૂનામાં પ્રવચનકાલીન સ્વામી દયાનંદની વિશિષ્ટ સહયોગી સંસ્થા રૂપે કર્યો હતો.[૧]

**સન્માન અને શોભાયાત્રા :** પૂનાનો પ્રવાસ સમાપ્ત કરીને જ્યારે સ્વામીજી સાતારા તરફ પ્રસ્થાન કરવા તૈયાર થયા ત્યારે પૂનાના ભક્તોએ તેમના પ્રત્યે પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરવા તેમના સન્માનમાં ૫ સપ્ટેમ્બર, ૧૮૭૫ના રોજ એક શોભાયાત્રા કાઢવાનું નક્કી કર્યું. એ દિવસે સાંજે સ્વામીજીએ વેદો સાર્વજનીન છે, સર્વ લોકોને ઉપયોગી છે, એ વિષય પર પોતાનું અંતિમ પ્રવચન કર્યું. પ્રવચન પૂરું થયા પછી સ્વામીજીને ભાવભરી વિદાય આપવામાં આવી. આ અભિનંદન સભામાં નગરના અનેક ગણ્યમાન્ય નાગરિકો હાજર રહ્યા હતા, જેમાં મુસ્લિમો, પારસીઓ અને યહૂદીઓ પણ હતા. ગંગારામ ભાઊ મ્હસ્કેએ સ્વામીજીના સદ્‌ગુણોનું વર્ણન કરી પૂનાવાસીઓ તરફથી તેમનું અભિનંદન કર્યું. શ્રોતાવર્ગે સ્વામીજી પર પુષ્પવર્ષા કરી.

**શોભાયાત્રા :** હવે શોભાયાત્રા શરૂ થઈ. સ્વામીજી માટે એક હાથી શણગારવામાં આવ્યો. જોકે સ્વામીજી તેના પર બેઠા નહિ અને સૌની સાથે જ ચાલ્યા. આ શોભાયાત્રામાં સૌથી આગળ એક સુશોભિત હાથી ચાલતો હતો, જેની પાછળ ક્રમશઃ શણગારેલા ઘોડા, પોલીસના સિપાઈઓ, અંગ્રેજી બૅન્ડ, સ્વામીજી, સ્વામીજીના ભક્તજનો અને સૌથી પાછળ અન્ય લોકો હતાં. આ શોભાયાત્રા શરૂ થઈ ત્યારે તો ત્રણસો-ચારસો જેટલા જ લોકો હતા, પરંતુ જેમ જેમ એ આગળ વધતી ગઈ તેમ તેમ બીજા લોકો જોડાતા ગયા અને નગર સુધી પહોંચતાં સુધીમાં તો એ ત્રણ-ચાર હજારની થઈ ગઈ હતી.

---

૧. પોરબંદરના કથાકાર શ્રી રમેશભાઈ ઓઝાએ ગુજરાતી દૈનિક ‘સંદેશ’ની ૭ જૂન, ૨૦૨૦ની ‘સંસ્કાર’ પૂર્તિમાં ‘દૂધનું દૂધ, પાણીનું પાણી’ કટાર હેઠળ પ્રકાશિત પોતાના એક લેખમાં યથાર્થ જાણ્યા વગર ટિપ્પણી કરી હતી કે, સ્વામી દયાનંદ પૂના ગયા હતા પરંતુ જ્યોતિબા ફુલેને મળ્યા નહોતા, તેમની ભૂમિકા સમજવાનો પ્રયાસ કર્યો નહોતો, વગેરે. મેં એ જ દિવસે ઈમેલ દ્વારા સત્ય હકીકત લખીને ‘સંદેશ’ તથા શ્રી રમેશભાઈને બંનેને મોકલી હતી, પરંતુ બંનેમાંથી કોઈનો કશો પ્રતિભાવ મળ્યો નહિ. આથી અહીં જ્યોતિબા ફુલે વિષયક આ જાણકારીનો સમાવેશ કરવામાં આવ્યો છે. ડૉ. કુશલદેવ શાસ્ત્રીના ‘મહર્ષિ દયાનંદ : કાલ ઔર કૃતિત્વ’ નામના સંશોધનાત્મક પુસ્તકમાં પાન ૧૩૧-૧૫૦ તથા ૪૨૯-૪૩૦ પર આ વિશે પ્રામાણિક જાણકારી આપવામાં આવી છે. - સંપાદક.

**વિરોધીઓ દ્વારા તોફાન :** સ્વામીજીના આ સન્માનથી વિરોધીઓના પેટમાં તેલ રેડાયું. એ લોકોએ સ્વામીજીની શોભાયાત્રામાં તોફાન મચાવવા એક વિરોધ પ્રદર્શન કાઢ્યું, જેમાં એક ગધેડાને ભગવાં વસ્ત્રોથી શણગારી તેના પર 'ગર્દભાનંદ સરસ્વતી' લખી એ લોકો તેની આગળ વાજાં વગાડતાં વગાડતાં તથા 'ગર્દભાનંદની જય' એવા નારા લગાવતાં તેને બજારમાં ફેરવવા લાગ્યા.[૧]

સ્વામીજીની શોભાયાત્રા ભિડેના વાડા સુધી પહોંચી. હવે રાત પડવા આવી હતી. આથી મશાલો પ્રકટાવીને પ્રકાશની વ્યવસ્થા કરવામાં આવી. પરંતુ પેલી ગુંડામંડળીનો ઉપદ્રવ અને અભદ્રતા પરાકાષ્ઠાએ પહોંચ્યાં. આથી સ્વામીજીના ભક્તોએ પેલા ગધેડાને પકડીને પોલીસના હવાલે કરી દીધો.

**વિરોધીઓનું આક્રમણ :** વરસાદ પડ્યો હોવાથી રસ્તામાં બહુ જ કાદવ હતો. પેલા ગુંડાઓએ આક્રમણ શરૂ કર્યું. તેમણે મશાલો બુઝાવી દઈને અંધારું કરી નાખ્યું અને બાજુનાં મકાનોમાં ઘૂસીને તેની બારીઓ તથા છતો પરથી સ્વામીજીની શોભાયાત્રા પર ઈંટ, પથ્થર, છાણ, કીચડ વગેરેનો મારો ચલાવ્યો. પોલીસ શોભાયાત્રામાં સાથે હોવા છતાં તમાશો જોતી રહી અને ઉપદ્રવને શાંત કરવા કોઈ પ્રયત્ન ન કર્યો. છેવટે પોલીસ અધિક્ષક પોર્ટમેન તથા ઈન્સ્પેક્ટર ટ્રેનેને સૂચના મળતા તેઓ એકસો પોલીસોની એક ટુકડી લઈને ઘટનાસ્થળે દોડી આવ્યા અને આ તોફાન શાંત કર્યું. તેમાં ઈન્સ્પેક્ટર ટ્રેને તથા પોલીસના બીજા કેટલાક માણસો ઘાયલ થયા. ઉપદ્રવ શરૂ થતાં જ સ્વામીજીને તો પ્રવચનસ્થાને પહોંચાડી દેવામાં આવ્યા હતા.

**દયાનંદ નામ સાર્થક કર્યું :** શાંતિ સ્થાપિત થતાં રાતના દસ થઈ ગયા. સ્વામીજીએ પોતાનું વક્તવ્ય શરૂ કર્યું. હજુ થોડી જ વાર પહેલાં વિરોધીઓએ તાંડવ ખેલીને તેમને અપમાનિત કરવાનો જે પ્રયાસ કર્યો હતો તેનો આ વક્તવ્યમાં

---

૧. સ્વામીજીની આ શોભાયાત્રાના મુખ્ય સંયોજક ગંગારામ ભાઊ મ્હસ્કે વકીલ હતા. તેઓ ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે તથા જ્યોતિબા ફુલેના ઘનિષ્ઠ મિત્ર તથા સહયોગી હતા. જ્યોતિબા ફુલેના સત્યશોધક સમાજના અનુયાયી રાજન્ના લિંગૂ પોલાસ વકીલે સ્વામીજીની શોભાયાત્રાને સફળ બનાવવામાં પોતાનો પૂર્ણ સહયોગ આપ્યો હતો. વિરોધીઓ દ્વારા ઉપદ્રવ થઈ શકે છે એવી આશંકા હતી. આથી શોભાયાત્રાના એક દિવસ પહેલાં સુધારક લોકો જ્યોતિબા ફુલેને મળ્યા હતા અને શોભાયાત્રામાં ભાગ લેવા અનુરોધ કર્યો હતો. ઈતિહાસકાર પ્રો. હરિદત્ત વેદાલંકાર અનુસાર આ શોભાયાત્રામાં સ્વામીજીની એક બાજુ ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે અને બીજી બાજુ મહાત્મા જ્યોતિબા ફુલે ચાલી રહ્યા હતા. જ્યોતિબા ફુલે પોતાના અખાડાના પહેલવાનો અને અનુયાયીઓ સાથે ફક્ત શોભાની દૃષ્ટિએ જ નહિ, પરંતુ સ્વામીજીની સુરક્ષાની દૃષ્ટિએ પણ પધાર્યા હતા. (દ્રષ્ટવ્ય : ડૉ. કુશલદેવ શાસ્ત્રી રચિત 'મહર્ષિ દયાનંદ : કાલ ઔર કૃતિત્વ', ૧૩૩, ૧૩૪, ૧૩૬, ૪૨૯) - સંપાદક

તેમણે ઉલ્લેખ સુધ્ધાં ન કર્યો. તેમના પર એ ઘટનાનો કશો જ પ્રભાવ ન પડ્યો. વ્યક્તિગત માન-અપમાન પ્રત્યે તટસ્થ ભાવ રાખનારા વીતરાગ અને સ્થિતપ્રજ્ઞ સ્વામીજી હંમેશની માફક શાંત અને પ્રફુલ્લવદન જ રહ્યા. તેમના વક્તવ્યની સમાપ્તિ પર રઘુનાથ શાસ્ત્રીએ કહ્યું : 'ભગવન્, આજે આપે આપનું દયાનંદ નામ સાર્થક કરી બતાવ્યું છે.'

પ્રવચનની સમાપ્તિ પર મહાદેવ મોરેશ્વર કુણ્ટે તથા મહાદેવ ગોવિંદ રાનડેએ સ્વામીજી પ્રત્યે હાર્દિક કૃતજ્ઞતા વ્યક્ત કરી અને સ્વામીજી જે વેદભાષ્યનું લેખન-પ્રકાશન કરવા જઈ રહ્યા હતા એ માટે ૨૫૦ રૂપિયાનો સહયોગ આપવાની ઘોષણા કરી. ત્યાર બાદ સ્વામીજીને પુષ્પાંજલિ અર્પણ કરીને સભા વિસર્જિત થઈ.

કાર્યક્રમ પૂરો થયો ત્યારે મધરાત થવા આવી હતી. હજુ પણ પેલાં તોફાની તત્ત્વો રસ્તામાં ઉપદ્રવ કરી શકે છે એવી આશંકાથી પોલીસ ઈન્સ્પેક્ટરે સ્વામીજીને અહીં ભિડેના વાડામાં જ રાત્રી-મુકામ કરવા અનુરોધ કર્યો. પરંતુ સ્વામીજીએ કહ્યું : 'નિર્દોષ નાગરિકોની સુરક્ષા કરવી એ આપનું કર્તવ્ય છે. હું તો મારા ઉતારે જ જઈશ.' આથી પોલીસને નાછૂટકે સ્વામીજીની સાથે તેમના ઉતારા સુધી જવું પડ્યું. પેલાં અસામાજિક તત્ત્વો હજુ રસ્તામાં હતાં. તેમણે સ્વામીજી તથા પોલીસ પર પથ્થરમારો કર્યો.

## સાતારા અને ફરી પૂના

સ્વામીજી પૂનાથી સાતારા આવ્યા. અહીં કોઈ વ્યાખ્યાન તો ન થયું, પરંતુ આગંતુક વ્યક્તિઓ સાથે શાસ્ત્રીય વિષયો પર ચર્ચા જરૂર થઈ. વાર્તાલાપના એક પ્રસંગમાં સ્વામીજીએ ફલિત જ્યોતિષનું ખંડન કર્યું અને તેને અંધવિશ્વાસ, ભાગ્યવાદ અને અકર્મણ્યતાનું જનક બતાવ્યું. તેમણે મનુસ્મૃતિના એ શ્લોકોને પ્રક્ષિપ્ત - અન્ય દ્વારા પાછળથી ઉમેરાયેલા - ઘોષિત કર્યા કે જેમાં જન્મ આધારિત જાતિપ્રથાનું સમર્થન કરવામાં આવ્યું છે. તેમનું કહેવું હતું કે આ સૌથી જૂના અને વેદાર્થને પુષ્ટ કરનારા સ્મૃતિગ્રંથમાં કાળાંતરે અનેક શ્લોકો સ્વાર્થી તત્ત્વોએ ઘુસાડી દીધા છે. સાતારામાં થોડા દિવસ રહીને સ્વામીજી ૨૩ ઑક્ટોબર, ૧૮૭૫ના રોજ ફરી પૂના આવ્યા. અહીં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી. મહાદેવ ગોવિંદ રાનડે પ્રમુખ તથા કેશવરાવ ગોડવાલે મંત્રી નિયુક્ત થયા. અહીં પ્રાર્થનાસમાજના બધા જ સભ્યો આર્યસમાજમાં જોડાઈ ગયા.

## મુંબઈ

પૂનાથી સ્વામીજી મુંબઈ આવ્યા. સ્ટેશન પર અનેક પ્રશંસકો તથા ભક્તોએ તેમનું સ્વાગત કર્યું. સંવત ૧૯૩૨ કારતક સુદ ૧, શનિવાર - ૩૦ નવેમ્બર, ૧૮૭૫ના રોજ સ્વામીજીએ 'નૂતન વર્ષના પ્રથમ દિવસ' વિષય પર પ્રવચન કર્યું.

# વડોદરા

મુંબઈમાં થોડો સમય નિવાસ કરીને સ્વામીજી સંવત ૧૯૩૨ પોષ (૧૮૭૫ જાન્યુઆરી)માં વડોદરા પધાર્યા. વડોદરા રાજ્યના દીવાન સર ટી. માધવરાવે તેમને આમંત્રિત કર્યા હતા. રાયબહાદુર ગોપાલરાવ હરિદેશમુખ સ્વામીજીના ભક્ત હતા અને આર્યસમાજમાં દીક્ષિત થયા હતા. તેમના દીકરા રામચંદ્ર રાવ ગોપાલ દેશમુખ ત્યારે વડોદરાના ન્યાયાધીશ હતા. તેમનો પણ આ કાર્યમાં સહયોગ હતો. સ્વામીજીનો મુકામ રેલવે સ્ટેશન સામેની ગોવિંદરાવ રોડિયાની ધર્મશાળામાં હતો. બધી જ વ્યવસ્થા રાજ્ય તરફથી કરવામાં આવી હતી. સ્વામીજીની સેવાચાકરીમાં બે પહેરેગીર કાયમ રહેતા. બે સિપાઈઓ પણ રહેતા. ધર્મશાળાના એક ભાગમાં સ્વામીજીનો ઉતારો હતો અને બીજા ભાગમાં તેમનાં વ્યાખ્યાનો થતાં હતાં. પહેલું વ્યાખ્યાન દેશોન્નતિ પર અને બીજું વ્યાખ્યાન વેદ-અધિકાર પર થયું.

**વેદાધિકાર અને પંડિતો :** અહીં ભારે રમૂજ થઈ. સ્વામીજી પોતાનાં વ્યાખ્યાનોમાં વેદમંત્રોનો પાઠ કરતા અને પછી તેના અર્થ પણ સમજાવતા. અહીં સ્વામીજીએ જેવો 'यथेमां वाचं कल्याणीम्' આ વેદમંત્રનો પાઠ કર્યો કે પૌરાણિક પંડિતો ભડક્યા. વડોદરામાં ત્યારે બે વિદ્વાનો પ્રસિદ્ધ હતા : એક હતા ગોવિંદરામ શાસ્ત્રી નામના ગુજરાતી વિદ્વાન અને બીજા હતા આપા શાસ્ત્રી નામના મહારાષ્ટ્રીય વિદ્વાન. આ પંડિતો સ્વામીજીનો વેદપાઠ સાંભળી ઊભા થઈ ગયા અને કાનમાં આંગળા નાખીને 'અબ્રહ્મણ્યમ્' અને 'શાંતમ્ પાપમ્' બોલવા લાગ્યા. પાસે બેઠેલા સરકારી અધિકારીઓમાંથી એકે પૂછ્યું : 'શું થયું મહારાજ ?' પંડિતોએ કહ્યું : 'શું થયું ? છિઃ છિઃ, સ્વામીજી વેદમંત્ર બોલ્યા.' પેલાએ પૂછ્યું : 'તો એમાં શું આભ તૂટી પડ્યું ?' પંડિતોએ કહ્યું : 'અરે, અહીં યવનો બેઠા છે, રાજ્યના ગવૈયા મૌલાબક્ષ બેઠા છે, અહીં શૂદ્રો પણ હાજર છે. આ બધા સાંભળે એમ વેદમંત્ર કેમ બોલાય ?'

**શાસ્ત્રાર્થ :** મણિભાઈ જશભાઈ, રાયબહાદુર ગજાનન વિઠ્ઠલ વગેરેએ આ પંડિતોને સમજાવીને શાંત પાડ્યા, પણ તેઓ સમજવા તૈયાર ન હતા. થોડી વારમાં પાછા સળવળ્યા, વધારે ઊંચાનીચા થવા લાગ્યા. આથી ગજાનન વિઠ્ઠલે વિચાર્યું કે શ્રોતાઓ શાસ્ત્રાર્થ માટે ઉત્સુક છે. તેથી તેમણે સ્વામીજીને પ્રવચન બંધ કરવા પ્રાર્થના કરી. પ્રવચન બંધ થયું. સ્વામીજીએ કૃષ્ણરામને કહ્યું : 'ઊભા થાઓ. લો આ પેન્સિલ અને કાગળ. જેઓને શાસ્ત્રાર્થ કરવો હોય તેઓનાં નામ લખો. હું શાસ્ત્રાર્થ કરવા તૈયાર છું.' કૃષ્ણરામે નામ લખી લીધાં. પછી સ્વામીજીએ પંડિતોને પૂછ્યું : 'આપને કેવો શાસ્ત્રાર્થ જોઈએ છે ? છ મહિનાનો, બે મહિનાનો કે બે કલાકનો ?' આ સાંભળીને પંડિતો અડધા ઠંડા થઈ ગયા. પણ સ્વામીજી

હિંદીમાં બોલ્યા હતા એટલે તેઓ કદાચ સંસ્કૃત બહુ નહિ જાણતા હોય એમ સમજીને પંડિતોને પાનો ચડ્યો અને તેઓએ સંસ્કૃતમાં શાસ્ત્રાર્થ કરવા જણાવ્યું. સ્વામીજીએ સંસ્કૃતમાં શાસ્ત્રાર્થ શરૂ કર્યો, પરંતુ બે-ચાર પ્રશ્નોમાં જ પંડિતો નિરુત્તર થઈ ગયા. સ્વામીજીનું વ્યાખ્યાન આગળ ચાલ્યું.

**સંસ્કૃતમાં શાસ્ત્રાર્થ કરો :** એક વિદ્વાનને પોતાની સંસ્કૃતની પંડિતાઈનો ફાંકો હતો. તેણે સ્વામીજીના સંસ્કૃતની ઠેકડી ઉડાવતાં કહ્યું : 'સ્વામીજી, આ પચતિ, ભવતિ શું છે ? આ તે કંઈ સંસ્કૃત કહેવાય ?' સ્વામીજી પંડિતની મજાક સમજી ગયા. તેમણે સંસ્કૃતમાં બોલવાનું શરૂ કર્યું. સમાસ અને સંધિથી ભરપૂર અને અલંકારો પણ એટલા જ. એવું ધારાપ્રવાહ સંસ્કૃત બોલવા લાગ્યા કે જાણે હિમગિરિમાંથી ગંગા વછૂટી. બિચારો પંડિત તો મૂંગો જ થઈ ગયો. પૂરી સમજ જ ન પડી ત્યાં ઉત્તર શું આપે ? સ્વામીજીની વાગ્ધારા અજેય હતી. વાગીશ્વરી એમની જીહ્વા પર સદા વિરાજમાન રહેતી. પરંતુ તેઓ માત્ર સમર્થ વિદ્વાન જ ન હતા, વિનોદી પણ એવા જ હતા.

**રીંછ મોટો ત્યાગી :** એકવાર સ્વામીજી હજામત કરાવી રહ્યા હતા. એક શાસ્ત્રીએ ટોણો માર્યો : 'સ્વામીજી, સંન્યાસી થઈને દેહ-શણગારમાં લાગ્યા છો. સંન્યાસીનું ભૂષણ તો ત્યાગ છે.' સ્વામીજીએ શાંતિથી કહ્યું : 'ભાઈ, વાળ વધારવાથી જો ત્યાગ વધતો હોય તો તો રીંછ જ મોટો ત્યાગી ઠરે. શરીર ધર્મનું મુખ્ય સાધન છે, તેની સંભાળ રાખવી આપણું કર્તવ્ય છે.'

**જનહિત માટે ધન :** એક પંડિતે કહ્યું : 'શાસ્ત્રમાં કહ્યું છે કે સાધુ-સંન્યાસીને સોનું આપવું નહિ.' સ્વામીજીએ વિનોદ કરતાં કહ્યું : 'સોનું નહિ તો શું હીરા-માણેક આપવા જોઈએ ?' પછી કહ્યું : 'હું જ્યારે શરૂઆતમાં મારી અવધૂત અવસ્થામાં ગંગાકિનારે વિચરણ કરતો હતો ત્યારે માત્ર લંગોટી જ પહેરતો હતો અને ત્યારે મારે એક પાઈની પણ જરૂર નહોતી. પરંતુ હવે લોકોપકારનાં કાર્યો શરૂ કર્યાં છે માટે ધન પણ રાખવું પડે છે. આથી લોકો પાસેથી લઉં છું અને લોકો માટે જ વાપરું છું.'

**ઉપહારનો અસ્વીકાર :** દીવાન સર ટી. માધવરાવની વિનંતીથી સ્વામીજીએ કેદારેશ્વર મંદિરમાં રાજધર્મ પર એક વ્યાખ્યાન કર્યું. અનેક ગણ્યમાન્ય વ્યક્તિઓ આ વ્યાખ્યાન સાંભળવા આવી હતી. સ્વામીજીએ રાજધર્મ સમજાવ્યો. રાજા, પ્રધાન અને પ્રજાનાં કર્તવ્યો સમજાવ્યાં. પ્રજાપાલન, બાળવિવાહનિષેધ, શિક્ષણપ્રચાર વગેરે વિશે વાતો કરી. તેમણે કહ્યું : 'જો ભારતવાસીઓ પોતાને સમર્થ અને લાયક કરી લેશે તો વિદેશીઓ પણ દેશની સત્તા સોંપીને પોતાના દેશભેગા થઈ જશે.' આ વ્યાખ્યાનથી માધવરાવ બહુ જ પ્રભાવિત થયા. તેમણે કહ્યું : 'મહારાજ, આપ તો રાજનીતિમાં પણ અમારા કરતાં અત્યંત નિપુણ છો.' તેમણે સ્વામીજીને

દંડવત્ પ્રણામ કર્યાં અને પોતાના ઘરે ભોજન માટે આમંત્રિત કર્યા. ભોજન બાદ તેમણે ચાંદીના એક હજાર રૂપિયા સ્વામીજીને ભેટ ધર્યા. સ્વામીજી એ જોઈ રહ્યા અને તેનો સ્પર્શ પણ ન કર્યો અને કહ્યું : 'મહાશય, ભૂલ થાય છે. હું તો આ રૂઢિનું ખંડન કરું છું. હું કંઈ વલ્લભાચારી ગોસાંઈ મહારાજોની જેમ દુકાનદાર થોડો છું.'

**સંસ્કારવિધિ :** સ્વામીજીએ અહીં 'સંસ્કારવિધિ' નામના ગ્રંથનું લેખનકાર્ય પૂરું કર્યું.

**જાગીરદારનો કેસ અને કૃષ્ણરામને ફટકાર :** સ્વામીજી માત્ર સાત્ત્વિક ભેટનો જ સ્વીકાર કરતા હતા. તેમના લહિયા પંડિત કૃષ્ણરામ નવસારી જિલ્લાના ખરસાડ ગામના વતની હતા. ગોવિંદરામ દેસાઈ નવસારીના જાગીરદાર હતા. મલ્હારરાવ ગાયકવાડ પદભ્રષ્ટ થયા પછી તેમની જાગીર નાબૂદ થઈ ગઈ હતી અને ગાયકવાડ સરકારનું તેમની પાસે બે લાખ રૂપિયાનું લહેણું નીકળતું હતું. ત્યાંથી નવસારીના સુબા રાયબહાદુર લક્ષ્મણ જગન્નાથે દેસાઈને શાહુકારી જેલમાં ગોઠવી દીધા હતા. ઘણો સમય થઈ ગયો હોવા છતાં તેમનો કેસ નીકળતો જ ન હતો. આથી તેઓ અકળાયા. એમના જમાઈ કૃષ્ણરામના મિત્ર હતા. તેમને ખબર પડી કે સ્વામીજીને દીવાન સર ટી. માધવરાવ સાથે સારા સંબંધ છે. આથી તેમણે કૃષ્ણરામને કહ્યું : 'આ કેસનો જલદી નિકાલ આવે તો હું વીસ હજાર રૂપિયા સ્વામીજીને વેદભાષ્ય માટે આપીશ. મારા વતી સ્વામીજીને વિનંતિ કરી દીવાનસાહેબને આ બાબતે ભલામણ કરાવશો.' કૃષ્ણરામે સ્વામીજીને આ વાત કરી. સ્વામીજીએ તેમને ઠપકો આપતાં કહ્યું : 'રાજ્યના કામમાં મારાથી ડખલ ન થાય, પરંતુ જો કોઈને ન્યાય મળતો હોય તો હું આ બાબતે જરૂર વાત કરીશ અને જો એ નિર્દોષ હશે તો છૂટી પણ જશે. અને શું હું ધનનો ભૂખ્યો છું ? મારી આગળ આવી પ્રલોભનની વાત ક્યારેય ના કરશો. એ તો મહાપાપ કહેવાય.' કેસ દેસાઈની તરફેણમાં હતો અને સ્વામીજીના કહેવાથી તેનો અંત જલદી આવ્યો. છતાં તેમણે એક પાઈ પણ ન લીધી.

**રાજમાતાની ઇચ્છા :** વડોદરામાં સ્વામીજીનું વર્ચસ્વ વધી રહ્યું હતું. આથી પૌરાણિક પંડિતો ઊંચાનીચા થવા લાગ્યા. વડોદરા રાજ્ય વિદ્યાપ્રેમી હતું અને બ્રાહ્મણોને પોષતું. રાજ્યમાં સંસ્કૃતની એક પરીક્ષા લેવાતી, જેમાં ઉત્તીર્ણ થનારને ૫૦થી ૧૦૦ રૂપિયા વર્ષાસન - વાર્ષિક ધન અપાતું. નાસિક, પૂના અને સુરતના બ્રાહ્મણો આ વર્ષાસન મેળવતા. તેઓને બીક લાગી કે ક્યાંય સ્વામીજીના પ્રભાવથી આપણાં વર્ષાસન બંધ ન થઈ જાય. રાજમાતા યમુનાબાઈ પણ સ્વામીજીની વિદ્વત્તા અને સાધુતાથી ખૂબ જ પ્રભાવિત થયેલાં. તેમણે પોતાના અંગત સચીવને મોકલીને સ્વામીજીનાં દર્શન કરવાની ઇચ્છા દર્શાવી. પરંતુ સ્વામીજીએ અત્યંત નમ્રતાપૂર્વક

જણાવ્યું : 'સ્ત્રીઓને મળવાનું મારું કોઈ પ્રયોજન ન હોવાથી આપની આ વિનંતીનો હું સ્વીકાર કરી શકતો નથી.' તેમ છતાં રાજમાતાની સ્વામીજીનાં દર્શન કરવાની ઇચ્છા બની રહી.

**વર્ષાસનની ચિંતા :** રાજમાતા સ્વામીજીને મળવા ઇચ્છે છે, એ વાતની જાણ અહીંના બ્રાહ્મણોને થઈ. તેઓ નહોતા ઇચ્છતા કે રાજમાતા સ્વામીજીનાં કાર્યોમાં આર્થિક સહયોગ કરે અને આગળ જતાં તેઓનાં વર્સાસન બંધ થઈ જાય. આથી તેઓ દોડતાં દોડતાં રાજમાતા પાસે પહોંચ્યા અને સ્વામીજી વિરુદ્ધ ભંભેરણી કરતાં કહ્યું : 'રાજમાતા, સ્વામી દયાનંદ તો નાસ્તિક અને પાખંડી છે. તેમનું મોં જોવું પણ સારું નહિ. આપ તેમને કશી મદદ ના કરશો.' આ બ્રાહ્મણો રાયબહાદુર ગજાનનને પણ મળ્યા અને તેમને પણ સ્વામીજી વિશે આવી જ વાતો કહી. પરંતુ ગજાનને ગુસ્સે થઈને તેઓને ધમકાવી કાઢ્યા : 'ખબરદાર ફરી આવી વાત કરી છે તો. સ્વામીજી તો શાસ્ત્રાર્થ કરવા માટે હંમેશાં તૈયાર હોય છે. તમારી હિંમત હોય તો તેમને શાસ્ત્રાર્થમાં હરાવતા કેમ નથી ?'

આગળ જતાં વડોદરા રાજ્યે જે અસાધારણ પ્રગતિ કરી તેમાં સ્વામી દયાનંદ અને આર્યસમાજના વિદ્વાનોનો અમૂલ્ય ફાળો રહ્યો છે.[૧]

**પ્રસ્થાન :** વડોદરાથી પ્રસ્થાન કરી સ્વામીજી અમદાવાદ આવ્યા. અહીં રાયબહાદુર ગોપાલરાવ હરિ દેશમુખને મળીને ભરૂચ થઈને સુરત પહોંચ્યા. સુરતમાં પ્રસિદ્ધ સંસ્કૃતજ્ઞ અને પ્રાચ્યવિદ્યાવિદ્ વૉન બૂહ્લર સાથે સ્વામીજીનો મેળાપ થયો. સ્વામીજીએ તેમના સંસ્કૃત જ્ઞાનની પ્રશંસા કરી. એક હાઈસ્કૂલમાં સ્વામીજીનું વ્યાખ્યાન થયું. વિદાય સમયે સ્વામીજીએ દુર્ગારામ મહેતા વગેરે શહેરના અગ્રગણ્ય નાગરિકોએ તેમના પ્રત્યેના શ્રદ્ધાભાવ અને કૃતજ્ઞતાના પ્રતીક રૂપે આપવામાં આવેલી એક કિંમતી શાલ આગ્રહવશ સ્વીકારવી પડી.

**વલસાડ :** સુરતથી સ્વામીજી વલસાડ પધાર્યા અને પ્રથમ સિદ્ધનાથ મહાદેવની ધર્મશાળામાં મુકામ કર્યો. ત્યાર બાદ રતનજી પારસીના બાગમાં ચાલ્યા ગયા. અહીં સ્વામીજીએ ચાર વ્યાખ્યાનો આપ્યાં, જેને સાંભળવા અનેક પારસીઓ તથા મુસ્લિમો પણ આવતા હતા.

**પંડિત ભવાનીશંકર :** વલસાડમાં ભવાનીશંકર નામના એક પ્રસિદ્ધ પંડિત રહેતા હતા. તેઓ ગોંડલના રાજપુરોહિત હતા. આ પંડિતજી હંમેશાં સ્વામીજીનાં વ્યાખ્યાન સાંભળવા આવતા. વલસાડના બ્રાહ્મણો સ્વામીજીનાં વ્યાખ્યાનોથી ક્ષોભ

---

૧. આ વિશે તાજેતરમાં જ ડૉ. બંસીધર શર્માનું ૨૦૪ પાનાંનું એક નવું હિંદી પુસ્તક **'આર્યસમાજ ઔર મહારાજા સયાજીરાવ ગાયકવાડ (તૃતીય)'** શ્રી સયાજી પ્રતિષ્ઠાન, મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરાથી પ્રકાશિત થયું છે, જેની ભૂમિકા વિદ્વાન લેખકના અનુરોધ પર મેં લખી છે. - સંપાદક

પામ્યા, પણ કોઈની પ્રશ્ન પૂછવાની હિંમત નહોતી. આથી એ બધા ભવાનીશંકરને પોરસ ચડાવતા. તેમની વિદ્વત્તાના વખાણ કરતાં અને પ્રશ્ન પૂછી દયાનંદની બોલતી બંધ કરી દેવાની કાકલૂદી કરતા. એક દિવસ તેમણે ભવાનીશંકરને ખૂબ જ તૈયાર કર્યા. વ્યાખ્યાન પૂરું થયું એટલે નિયમ મુજબ સ્વામીજીએ કહ્યું : 'કોઈને કંઈ શંકા હોય તો પૂછી શકે છે.' બધા પંડિતો ભવાનીશંકર સામે જોવા લાગ્યા. પણ પંડિતજી તો શાંત બેસી રહ્યા. પાસે બેઠેલા એક બ્રાહ્મણે તેમને કહ્યું : 'ઊભા થાવ, પૂછો. કંઈક બોલો તો ખરા.' પંડિતજી તંગ આવી ગયા. તેમણે કંઈક મોટેથી કહ્યું : 'ભાઈઓ, તમે નાહક ધૂળ ઉડાડો છો. સ્વામીજી મહારાજ જે કંઈ કહે છે તે વેદોની વાત કહે છે. તેઓ કશુ જ ખોટું બોલતા નથી. પછી ખોટા વાંધાવચકા કાઢવાનો કોઈ અર્થ ખરો ?' આ સાંભળીને બધા જ બ્રાહ્મણો છોભીલા પડી ગયા. સ્વામીજીએ પંડિતજીને કહ્યું : 'પંડિતજી, આપના જેવા વિદ્વાને વૈદિક વિદ્યાનો પ્રકાશ કરવો જોઈએ.' પરંતુ પંડિતજીએ કહ્યું : 'સ્વામીજી, હું ઘરબારવાળો સંસારી હોવાથી આજીવિકાની ચિંતામાં આપની જેમ સત્ય કહી શકતો નથી.'

**વસઈ :** વલસાડથી પ્રસ્થાન કરી સ્વામીજી વસઈ પધાર્યા. અહીં ચાર દિવસના નિવાસ દરમિયાન તેમનાં બે પ્રવચનો થયાં. વસઈથી સ્વામીજી સંવત ૧૯૩૨ના ફાગણમાં પાછા મુંબઈ પહોંચ્યા.

## મુંબઈ

આમ મહારાષ્ટ્ર અને ગુજરાતનો પ્રવાસ કરીને સ્વામીજી ફરી મુંબઈ આવ્યા. સ્વામીજીનો આ પ્રચાર ખૂબ જ મહત્ત્વપૂર્ણ રહ્યો. વૈદિક ધર્મના પુનરુત્થાનના કાર્યમાં તેમને ખૂબ જ સહકાર અને સફળતા મળી રહ્યાં હતાં.

**પ્રવચન :** ૫ માર્ચ, ૧૮૭૬ના રોજ આર્યસમાજના તત્ત્વાવધાનમાં સ્વામીજીએ 'વેદોની શ્રેષ્ઠતા અને પવિત્રતા' પર એક પ્રવચન કર્યું. આ પ્રવચનમાં અનેક સુશિક્ષિત અને પ્રતિષ્ઠિત મહાનુભાવો ઉપરાંત સંસ્કૃતના પ્રસિદ્ધ વિદ્વાન પ્રોફેસર મોનિયર વિલિયમ્સ તથા કલેક્ટર મિસ્ટર શેફર્ડ પણ વિશેષ રૂપે હાજર રહ્યા હતા.

**મોનિયર વિલિયમ્સ સાથે વાર્તાલાપ :** પ્રવચન પછી સ્વામીજીનો આ પ્રોફેસર સાથે સંસ્કૃતમાં ઘણી વાર સુધી વાર્તાલાપ થતો રહ્યો. વિદાય સમયે પ્રોફેસરે સ્વામીજીના ઉદ્દેશ્યોની પ્રશંસા કરી. સ્વામીજી તરફથી તેમને આર્યસમાજના નિયમ તથા કેટલાંક પુસ્તકો ભેટ આપવામાં આવ્યાં.[1]

---

૧. મોનિયર વિલિયમ્સે 'બ્રાહ્મનિઝમ ઍન્ડ હિંદુઇઝમ' નામના પોતાના પુસ્તકમાં સ્વામીજીની સાથે થયેલી આ મુલાકાતનો ઉલ્લેખ કર્યો છે. દ્રષ્ટવ્ય : દયાનંદ-દર્શન (ડૉ. ભવાનીલાલ ભારતીયના હિંદી પુસ્તક 'મૈંને ઋષિ દયાનંદ કો દેખા'નો મારા દ્વારા કરવામાં આવેલ ગુજરાતી અનુવાદ), પાન ૮૫ - સંપાદક

**અન્ય પ્રવચનો :** સ્વામીજીએ ૧૬-૧૭ માર્ચના રોજ હરિશ્ચંદ્ર ચિંતામણિ હૉલમાં બે પ્રવચન કર્યાં, જેના વિષય હતા ઈશ્વરનું અસ્તિત્વ અને તેના ગુણ તથા યજ્ઞ. ફરી ૨૧ માર્ચે ટાઉનહૉલમાં આર્યોના ઈતિહાસ પર એક મહત્ત્વપૂર્ણ પ્રવચન કર્યું, જેનો મુંબઈના પ્રબુદ્ધ શ્રોતાઓ પર વ્યાપક પ્રભાવ પડ્યો.

**પૌરાણિકોની માનસિક દશા :** સ્વામીજીના પ્રચારની ધૂમ અને આર્યસમાજની સ્થાપનાથી પૌરાણિક પંડિતોની હાલત ડૂબતો માણસ તણખલું પકડે એવી થઈ ગઈ હતી. પંડિત ગટ્ટુલાલ અને પંડિત કમલનયનના પરાજય પછી હતપ્રભ થઈ ગયેલા આ પંડિતોએ ફરી એક અસફળ કોશિશ કરી. તેમણે અંબાલા જિલ્લાના રાયપુર-રાનીના નિવાસી પંડિત રામલાલ જ્યોતિષીને બોલાવીને શાસ્ત્રાર્થ માટે તૈયાર કર્યા, પરંતુ તેઓ પણ સ્વામીજી સાથે થયેલા શાસ્ત્રાર્થમાં વેદમાંથી મૂર્તિપૂજા સિદ્ધ કરી શક્યા નહિ અને પરાજિત થયા.

## ઈન્દોર

સંવત ૧૯૩૩ના વૈશાખ - એપ્રિલ, ૧૮૭૬માં સ્વામીજી મુંબઈથી ઈન્દોર આવ્યા. અહીં લાલબાગમાં તેમનો ઉતારો રહ્યો. અહીં તેમણે અનેક પ્રવચનો કર્યાં.

એક પ્રવચનમાં ઈન્દોરનરેશ મહારાજા તુકોજીરાવ હોલ્કર પણ શ્રોતા તરીકે હાજર હતા. મહારાજાએ સ્વામીજીને એક શાલ ભેંટ કરી, પરંતુ સ્વામીજીએ સંકોચ સાથે શાલનો સ્વીકાર કરતાં કહ્યું : **'જો મને આ જ રીતે દેશભરના રાજા-મહારાજાઓ શાલ ભેટ કરતા રહેશે તો મારા માટે તો આ એક બોજો બની જશે. હકીકતમાં આવાં વસ્ત્રો તો એવા લોકોને આપવાં જોઈએ કે જેઓ ઠંડીમાં ઠુઠવાતા હોય છે.'**

મહારાજાએ વચન આપ્યું કે વેદભાષ્ય પ્રકાશિત થશે ત્યારે તેઓ તેની પચાસ પ્રતોના ગ્રાહક થશે. આ સાંભળીને સ્વામીજી પ્રસન્ન થયા. દીવાન રઘુનાથરાવ પણ સ્વામીજી મળવા આવતા હતા. તેમણે પણ વિદાય સમયે વેદભાષ્યના પ્રકાશનકાર્યમાં આર્થિક સહયોગ આપ્યો. આ રીતે મુંબઈ પ્રાંત (એ સમયના મહારાષ્ટ્ર અને ગુજરાત)નો સ્વામીજીનો આ પ્રવાસ અત્યંત સફળ રહ્યો, જેના કારણે સ્વામીજીનું નામ એક વિશિષ્ટ ધર્મોપદેશક, વેદોના અદ્વિતીય વિદ્વાન અને ક્રાંતિકારી સમાજસુધારક તરીકે જગપ્રસિદ્ધ થયું.

• • •

: ૧૩ :

# દિલ્હી દરબાર અને ચાંદાપુરનો મેળો

આર્યસમાજની સ્થાપના થયા પછી સ્વામી દયાનંદનાં કાર્યોનો વ્યાપ ખૂબ જ વધી રહ્યો હતો. વૈદિક ધર્મના પુનરુદ્ધાર માટે તેઓ નિરંતર ભ્રમણ, સાહિત્યસર્જન, પ્રકાશન, પ્રવચન, શાસ્ત્રાર્થ, સંસ્કૃત પાઠશાળાઓની વ્યવસ્થા વગેરે અનેકવિધ કાર્યો કરી રહ્યા હતા. આ કાર્યોમાં જેમ તેમને અનેક લોકોનો સહયોગ મળી રહ્યો તેમ વિરોધીઓ તરફથી સતત અપમાન, અવહેલના, નિંદા, હિંસા, અવરોધ વગેરે પણ મળી રહ્યાં હતાં. સ્વામીજી આ બધું પ્રસન્નતાપૂર્વક સહન કરીને પોતાના લક્ષ્ય તરફ આગળ વધી રહ્યા હતા.

**ફરુખાબાદ :** સંવત ૧૯૩૨ વૈશાખ વદ ૧, મંગળવાર - ૯ મે, ૧૮૭૬ના રોજ સ્વામીજી પાંચમી વાર ફરુખાબાદ પધાર્યા અને લાલા જગન્નાથના વિશ્રામઘાટ પર નિવાસ કર્યો. અહીં સ્વામીજીનાં ધર્મનું વાસ્તવિક સ્વરૂપ, ખ્રિસ્તી મતનું ખંડન, મૂર્તિપૂજા અને અવતારવાદ, તીર્થયાત્રા - આ વિષયો પર ચાર પ્રવચનો થયાં.

**પાઠશાળા બંધ કરી :** સ્વામીજીએ થોડાં વર્ષો પહેલાં અહીં એક સંસ્કૃત પાઠશાળા સ્થાપિત કરી હતી, જેમાં પોતાના સહપાઠી પંડિત ઉદયપ્રકાશને અધ્યાપક નિયત કર્યા હતા. પરંતુ ઉદયપ્રકાશ પૌરાણિક વિચારોના હોવાથી છાત્રોને વૈદિક સિદ્ધાંત વિરુદ્ધ ભણાવતા હતા અને બીજા કોઈ સુયોગ્ય અધ્યાપક મળતા ન હતા. આથી નાછૂટકે સ્વામીજીને આ પાઠશાળા બંધ કરવાનો નિર્ણય લેવો પડ્યો. તેમની દૃષ્ટિએ જે સંસ્થાઓથી પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ થતી ન હોય એવી સંસ્થાઓ પાછળ સમય, શક્તિ અને ધનનો વ્યય કરતાં રહેવું યોગ્ય ન હતું. વર્તમાનમાં ચાલતી આવી શિક્ષણ સંસ્થાઓ માટે પણ આ પ્રસંગ બોધપાઠ સમાન છે.

**તોપના મોઢે ઉડાડી દો :** ખ્રિસ્તી લોકો પણ સ્વામીને મળવા આવતા હતા. ૨૩ મેના રોજ પાદરી જે.જે. લૂક્સ મળવા આવ્યા. તેમણે વાર્તાલાપ દરમિયાન સ્વામીજીને કહ્યું : 'આપ મૂર્તિપૂજાનું તીવ્ર ખંડન કરો છો. પરંતુ જો આપને તોપના મોઢે બાંધીને કહેવામાં આવે કે મૂર્તિને માથું નહિ નમાવો તો તમને તોપથી ઉડાડી દેવામાં આવશે, તો એ સમયે આપ શો ઉત્તર આપશો ?' સ્વામીજીએ બેધડક ઉત્તર આપ્યો : **'હું કહીશ કે ઉડાડી દો.'**

**વિભિન્ન નગરોમાં પ્રચાર :** સ્વામીજીએ ફરુખાબાદથી ૨૪ મે, ૧૮૭૬ના રોજ પ્રસ્થાન કરીને વિભિન્ન નગરોમાં ભ્રમણ કર્યું. તેઓ ક્યા ક્યા નગરમાં ક્યારે ક્યારે પહોંચ્યા તેનું વિવરણ આ મુજબ છે : **કાશી** : સંવત ૧૯૩૨ જેઠ સુદ ૪, શનિવાર - ૨૭ મે; **જોનપુર** : સંવત ૧૯૩૨ શ્રાવણ વદ ૧૧, મંગળવાર - ૧૫ ઓગસ્ટ; **અયોધ્યા** : સંવત ૧૯૩૨ શ્રાવણ વદ અમાસ, શનિવાર - ૧૯ સપ્ટેમ્બર; **લખનૌ** : સંવત ૧૯૩૨ આસો સુદ ૯, બુધવાર - ૨૭ સપ્ટેમ્બર; **શાહજહાંપુર** : સંવત ૧૯૩૩ કારતક સુદ ૧૫, બુધવાર - ૧ નવેમ્બર; **બરેલી** : સંવત ૧૯૩૩ કારતક વદ ૫ સોમવાર - ૬ નવેમ્બર, ૧૮૭૬. સ્વામીજી આ યાત્રા દરમિયાન મુખ્યત્વે વેદભાષ્યની તૈયારીઓ તથા વેદભાષ્યની ભૂમિકાના લેખન તથા પ્રકાશન કાર્યમાં જ વ્યસ્ત રહ્યા. જોકે કોઈ કોઈ વાર ઉપદેશ અને પ્રવચન પણ કરતા રહ્યા અને શાસ્ત્રાર્થ માટે વિજ્ઞાપન પણ પ્રકાશિત કરતા રહ્યા.

## મુરાદાબાદ

બરેલીથી સ્વામીજી મુરાદાબાદ આવ્યા અને રાજા જયકિશનદાસના મકાનમાં નિવાસ કર્યો. અહીં તેમનાં છ પ્રવચનો થયાં.

**પાદરી પાર્કર સાથે શાસ્ત્રાર્થ :** આ વિદેશી પાદરી સાથે સ્વામીજીનો પંદર દિવસ સુધી દરરોજ બે-ત્રણ કલાક શાસ્ત્રાર્થ ચાલ્યો. મિસ્ટર બેલી અને રામચંદ્ર બોસ પાદરીના સહયોગી હતા. સ્વામીજીએ આ શાસ્ત્રાર્થમાં સિદ્ધ કરી બતાવ્યું કે, ઈસુ એક મનુષ્ય હતા, ઈશ્વર ન હતા; અને તેમની કૃપાથી મુક્તિ પ્રાપ્ત થાય છે એમ માનવું એ તો મૂર્તિપૂજા કરતાંય અધમ વાત છે. આ શાસ્ત્રાર્થ લિપિબદ્ધ કરવામાં આવ્યો હતો, પરંતુ દુર્ભાગ્યે તેનું એ લિખિત વિવરણ ઉપલબ્ધ થઈ શક્યું નથી.

બીજો જે વિષય પાદરી સાથે ચર્ચાયો એ હતો સૃષ્ટિની ઉત્પત્તિનો. ચર્ચામાં પાદરીએ સૃષ્ટિ ઉત્પન્ન થયાને માત્ર છ હજાર વર્ષ જ થયાં છે એમ બતાવ્યું. જ્યારે સ્વામીજીનો મત હતો કે સૃષ્ટિ ઉત્પન્ન થયાને લગભગ બે અબજ વર્ષ થયાં છે. આથી ચર્ચા દરમિયાન સ્વામીજી ઊભા થઈને બાજુમાં આવેલી બ્રિટિશ ઇન્ડિયન ઍસોસિયેશનની ઑફિસમાં ગયા અને ત્યાંથી એક બિલ્લોરી પથ્થર લઈ આવ્યા અને ત્યાં હાજર રહેલા અંગ્રેજી ભણેલા શ્રોતાઓને પૂછ્યું : 'આપ લોકો તો આધુનિક વિજ્ઞાન અથવા પદાર્થ-વિદ્યા જાણો છો. કહેશો કે આ પથ્થરને આ વર્તમાન સ્વરૂપમાં આવવામાં કેટલાં વર્ષો લાગ્યાં હશે ?' શ્રોતાઓમાંથી કોઈએ કહ્યું : 'સામાન્ય પથ્થરને સ્ફટિકનું રૂપ ધારણ કરતાં લાખો વર્ષ લાગતાં હોય છે.' આ સાંભળીને સ્વામીજીએ કહ્યું : 'જ્યારે પથ્થરોમાં આવું પરિવર્તન થતાં લાખો વર્ષ લાગતાં હોય તો સૃષ્ટિ ઉત્પન્ન થયાંને માત્ર છ જ હજાર વર્ષ થયાં છે, એવું તો શી રીતે માની શકાય ?' આ સાંભળીને પાદરી નિરુત્તર થઈ ગયા.

**મુંશી ઇન્દ્રમણિ :** મુંશીજી અરબી-ફારસીના વિદ્વાન અને ઇસ્લામના મર્મજ્ઞ હતા. તેમણે મુલ્લા-મૌલવીઓ દ્વારા હિંદુ ધર્મ પર ગંદા આક્ષેપો કરતાં પુસ્તકોના સચોટ ઉત્તર આપતાં પુસ્તકો લખ્યાં હતાં. આથી મુંશીજી પર મુસ્લિમોએ કેસ કર્યો હતો. સ્વામીજીએ મુંશીજીની સહાયતા માટે સાર્વજનિક અપીલ કરીને ધનસંગ્રહ કરી આપ્યો હતો.

**કર્ણવાસ :** મુરાદાબાદથી સ્વામીજી બરેલી અને રાજઘાટ થઈને સંવત ૧૯૩૩ માગશર વદ ૧, શનિવાર - ૨ ડિસેમ્બર, ૧૮૭૬ના રોજ કર્ણવાસ પધાર્યા. અહીં સ્વામીજીના ક્ષત્રિય ભક્તોએ તેમનું સન્માન કર્યું.

**દિલ્હી દરબાર :** ૧૮૭૭ની પહેલી જાન્યુઆરીએ દિલ્હીમાં મહારાણી વિક્ટોરિયાને ભારતની રાજરાજેશ્વરી અથવા સામ્રાજ્ઞી જાહેર કરવાના ઉપલક્ષ્યમાં વાઈસરૉય લૉર્ડ લિટને એક શાહી દરબારનું આયોજન કર્યું હતું. આથી સ્વામીજી આ પ્રસંગે ત્યાં ભેગા થનારા રાજા-મહારાજાઓ તથા અન્ય વિશિષ્ટ લોકોને વૈદિક ધર્મથી પરિચિત કરાવવા તથા દેશોદ્ધાર અને સમાજસુધાર માટે પ્રેરિત કરવાના હેતુથી દિલ્હી પધાર્યા. તેમણે કર્ણવાસના મુકુંદસિંહ વગેરે ક્ષત્રિય ભક્તોને પણ દિલ્હી પહોંચવાની અને જરૂરી તૈયારીઓ કરવાની સૂચના આપી.

**દિલ્હી આવવાનું પ્રયોજન :** સ્વામીજી કર્ણવાસથી રેલમાર્ગે અલીગઢ થઈને છલેસર આવ્યા અને ત્યાં એક અઠવાડિયું રોકાઈને સંવત ૧૯૩૩ પોષ સુદ ૨, રવિવાર-૧૭ ડિસેમ્બર, ૧૮૭૬ના રોજ દિલ્હી પહોંચ્યા. સ્વામીજીના દિલ્હી દરબારના સમયે અહીં આવવા પાછળના બે ઉદ્દેશ્યો હતા : એક તો એ કે આ દરબારમાં ભારતના રાજા-મહારાજાઓ, સામંતો, ધનવાનો અને શેઠ-સાહુકારો ભેગા થયા હતા. સ્વામીજી તેઓને વૈદિક ધર્મનો સંદેશ આપીને તેઓનો સુધાર કરવા ઇચ્છતા હતા. સ્વામીજી એવું માનતા હતા કે આવા લોકોના સુધારથી આમજનતામાં સુધાર કરવાનું કાર્ય સરળ થઈ જતું હોય છે. બીજો ઉદ્દેશ્ય એ હતો કે આ દરબારમાં પધારેલા દેશના ધર્માચાર્યો અને સુધારાવાદીઓ જો સાથે મળીને એક સર્વસંમત કાર્યક્રમ અપનાવીને દેશહિત તથા ધર્મ અને સમાજ સુધારની દિશામાં કાર્ય કરવા એકમત થાય તો ખૂબ જ સારાં પરિણામો પ્રાપ્ત થઈ શકે. સ્વામીજીની પ્રતિભા માત્ર ભેદોને જોવાની કે ખંડનાત્મક જ ન હતી, પરંતુ સમાનતા પ્રસ્થાપિત કરવાની હતી. તેઓ ધાર્મિક તથા સામાજિક દૂષણોને દૂર કરી સત્ય અને ન્યાયના માર્ગે સંપૂર્ણ માનવજાતને એકતાના સૂત્રમાં પરોવવા ઇચ્છતા હતા. તેઓ મતમતાંતરોના ભેદ અને વિરોધને દૂર કરી સર્વસંમત વ્યાપક સત્યના આધારે સંસારભરમાં એક જ ધર્મ સ્થાપિત કરવા ઇચ્છતા હતા. આ માટે તેઓ આ સમયે દિલ્હી આવ્યા હતા. સ્વામીજીના હૃદયની આ વિશાળ ભાવના જોતાં સ્પષ્ટ થાય છે કે, તેઓ આર્યસમાજના માધ્યમથી માનવ-ઐક્યનું સ્વપ્ન સિદ્ધ કરવા ઇચ્છતા હતા.

## દિલ્હી

કર્ણવાસના ઠાકોરોએ દિલ્હીમાં અજમેરી ગેટની બહાર કુતુબરોડ પર આવેલા શેરમલના અનારબાગમાં તંબુ નાખીને સ્વામીજીના નિવાસની વ્યવસ્થા કરી અને તેની બહાર 'સ્વામી દયાનંદ સરસ્વતીનું નિવાસસ્થાન' એવું એક બોર્ડ લગાવી દીધું.

**વિજ્ઞાપન :** સ્વામીજીએ સાથે બેસીને સત્ય-અસત્યનો નિર્ણય કરી એક સાર્વભૌમ ધર્મ સ્થાપિત કરવાનો ઉમદા હેતુ પ્રગટ કરતું એક વિજ્ઞાપન પ્રકાશિત કર્યું અને તેનું અહીં ભેગા થયેલા સર્વ મત-મજબહોના વિદ્વાનો તથા રાજા-મહારાજાઓમાં વિતરણ કર્યું.

**રાજાઓની ઉદાસીનતા :** ઇન્દોરના મહારાજા તુકોજીરાવ હોલ્કરે રાજાઓને એકત્ર કરી સ્વામીજી સાથે તેમનો મેળાપ કરાવવા પ્રયત્ન કર્યો, પરંતુ ઐશ્વર્ય અને વિલાસી જીવનમાં ડૂબેલા રાજા-મહારાજાઓ તથા ધનપતિઓનું સમગ્ર ધ્યાન લૉર્ડ લિટનની ખુશામત કરવામાં હોવાથી આ કાર્યમાં ખાસ સફળતા ન મળી. બીજું એ કે આ રાજાઓનો સ્વામીજી સાથે મેળાપ ન થાય એ માટે સ્વાર્થી અને પેટભરા રાજપંડિતોએ પણ ભાગ ભજવ્યો. કાશ્મીરના મહારાજા રણવીરસિંહની ઇચ્છા સ્વામીજીને મળવાની હતી, પરંતુ પંડિત ગણેશ શાસ્ત્રીએ સ્વામીજી વિરુદ્ધ ભંભેરણી કરીને તેમને રોક્યા. આથી સ્વામીજીનો પ્રથમ ઉદ્દેશ્ય પૂરો ન થયો. જોકે વિજ્ઞાપનના વિતરણથી આમજનતા તથા પંડિતો સ્વામીજીનો ઉપદેશ સાંભળવા તથા શાસ્ત્રચર્ચા કરવા મોટી સંખ્યામાં આવતા રહ્યા.

**સુધારકોની સભા :** સ્વામીજીએ બીજા ઉદ્દેશ્યની પૂર્તિ માટે એક દિવસ પોતાના નિવાસસ્થાને દેશના સુપ્રસિદ્ધ સમાજસુધારકોને આમંત્રણ આપીને એક ધર્મસભાનું આયોજન કર્યું. સ્વામીજી આ અપૂર્વ સંમેલનના સંયોજક તથા મુખ્ય વક્તા હતા. આ સંમેલનમાં બંગાળના નવીનચંદ્ર રાય તથા કેશવચંદ્ર સેન, પંજાબના મુંશી કન્હૈયાલાલ અલખધારી, મુસ્લિમોના પ્રતિનિધિ સર સૈયદ અહમદખાન, મુંબઈના હરિશ્ચંદ્ર ચિંતામણિ, ઉત્તરપ્રદેશના મુંશી ઇન્દ્રમણિ વગેરે સંમિલિત થયા અને વિચારવિમર્શ કરતા રહ્યા. આ પ્રસંગે સ્વામીજીએ કહ્યું :

> **'આપ સૌ પોતપોતાની રીતે દેશ અને સમાજનું ભલું કરી રહ્યા છો, પરંતુ એકતાના અભાવ અને વૈચારિક ભિન્નતાને લીધે આ કાર્યમાં અપેક્ષિત સફળતા પ્રાપ્ત થતી નથી. પરંતુ મને લાગે છે કે જો આપણે સૌ એકમત થઈને એક સમાન કાર્યક્રમથી દેશનો સુધાર કરીશું તો આ કાર્ય ઝડપથી અને સારી રીતે થઈ શકશે. જો વિભિન્ન મતો અને સંપ્રદાયોના પ્રતિનિધિઓ વેદોને ઈશ્વરપ્રણીત જ્ઞાન સ્વીકાર કરે અને આર્યસંસ્કૃતિનાં મૌલિક તત્ત્વોને**

**આધાર બનાવીને દેશ અને સમાજના પુનર્નિમાણના કાર્યમાં લાગી જાય તો સફળતા સુનિશ્ચિત છે.'**

પરંતુ પોતપોતાના મત-મજહબના આગ્રહને લીધે આ અંગે કોઈ સર્વસંમતિ સાધી શકાઈ નહિ અને કોઈ પણ પરિણામ કે નિર્ણય વગર આ સભા પૂરી થઈ ગઈ. ખેદની વાત છે કે આ અનૂઠા એકતા સંમેલનનું વિસ્તૃત અને પ્રામાણિક વિવરણ હજુ સુધી પ્રાપ્ત થઈ શક્યું નથી.

**પંજાબનું નિમંત્રણ :** દિલ્હીનું આ એકતા સંમેલન ભલે સફળ ન રહ્યું, પરંતુ સ્વામીજીને અહીં આવવાનો એક લાભ એ થયો કે પંજાબથી આવેલા મહાનુભાવો સ્વામીજીના તેજસ્વી રૂપ અને ઓજસ્વી વાણીથી ખૂબ જ પ્રભાવિત થયા. આથી 'કોહેનૂર' પત્રના સંચાલક મુંશી હરસુખરાય ભટ્ટનાગર, 'નીતિપ્રકાશ' પત્રના સંપાદક અને પ્રસિદ્ધ સુધારક મુંશી કન્હૈયાલાલ અલખધારી, સરદાર વિક્રમસિંહ અહલૂવાલિયા, કાશ્મીરનરેશના મંત્રી પંડિત મનફૂલ વગેરેએ મળીને સ્વામીજીને પંજાબ પધારવાનું આમંત્રણ પાઠવ્યું, જેનો સ્વામીજીએ સ્વીકાર કર્યો.

**મેરઠ :** દિલ્હી દરબારની સમાપ્તિ પછી સ્વામીજી સંવત ૧૯૩૩ મહા સુદ ૨, બુધવાર - ૧૬ જાન્યુઆરી, ૧૮૭૭ના રોજ મેરઠ આવ્યા. અહીં એક મહિનો નિવાસ કર્યો અને 'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા' ગ્રંથના લેખનકાર્યમાં પ્રવૃત્ત રહ્યા.

**સહરાનપુર :** સ્વામીજી સંવત ૧૯૩૩ના ફાગણ સુદ ૨, ગુરુવાર - ૧૫ ફેબ્રુઆરીના રોજ સહરાનપુર આવ્યા. અહીં સ્વામીજીનાં પ્રવચનોમાં ખૂબ જ વિશાળ જનસમૂહ એકત્ર થતો. અહીં એક ભાગવતી પંડિતજી સાથે શાસ્ત્રાર્થનો ઉપક્રમ થયો, પરંતુ પંડિતજી તરત જ નિરુત્તર થઈ ગયા.

## ચાંદાપુર

સંવત ૧૯૩૩ ફાગણ વદ ૧૪, બુધવાર - ૧૪ માર્ચ, ૧૮૭૭ના રોજ સ્વામીજી સહરાનપુર જિલ્લાના ચાંદાપુર ગામ આવ્યા. અહીં મુંશી મુક્તાપ્રસાદ અને મુંશી પ્યારેલાલ નામના બે જમીનદાર ભાઈઓ હતા. આમ તો તેઓ કબીરપંથી હતા, પરંતુ સત્ય ધર્મ વિશે જિજ્ઞાસા ધરાવતા હતા. આથી તેઓ ઇચ્છતા હતા કે એક ધર્મસંમેલનનું આયોજન કરવામાં આવે કે જેમાં આર્યધર્મ તથા ઇસ્લામ અને ખ્રિસ્તી મતના વિદ્વાનો ભેગા થઈને કેટલાક અગત્યના દાર્શનિક વિષયો પર વિચારવિમર્શ કરે અને વૈચારિક આદાન-પ્રદાન કરીને સત્ય ધર્મના નિર્ણય પર પહોંચે. આ માટે તેમણે 'બ્રહ્મવિચાર' નામના એક વિશિષ્ટ મેળાનું આયોજન કર્યું.

**ચાંદાપુરનો મેળો :** આ મેળામાં બંને ભાઈઓએ સ્વામીજીને વૈદિકધર્મના પ્રવક્તા તરીકે આમંત્રિત કર્યા અને દેવબંધના મૌલાના મહમદ કાસિમ તથા દિલ્હીના મૌલવી અબ્દુલ મન્સુરીને ઇસ્લામના પ્રવક્તા તરીકે અને બાઇબલના અનુવાદક અને લોજીશિયન પાદરી ટી.જે. સ્કૉટ, પાદરી નવલ, પાદરી પાર્કર, પાદરી જૉન્સન, અને પાદરી જોન ટૉમ્સનને ખ્રિસ્તી મત પ્રસ્તુત કરવા આમંત્રિત કર્યા. સ્વામીજીએ તેમના નિમંત્રણનો સ્વીકાર કર્યો અને મુરાદાબાદથી મુંશી ઇન્દ્રમણિને પણ બોલાવવાનું સૂચન કર્યું. આ સંમેલન સંવત ૧૯૩૩ ચૈત્ર સુદ ૫, મંગળવાર - ૨૦ માર્ચ, ૧૮૭૭ના રોજ શરૂ થયું અને નીચેના પાંચ વિષયો પર વિચારવિમર્શ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો :

૧. પરમેશ્વરે સૃષ્ટિ કયા પદાર્થમાંથી, કયારે અને શા માટે બનાવી ?

૨. ઈશ્વર સર્વવ્યાપક છે કે નહિ ?

૩. ઈશ્વર ન્યાયકારી અને દયાળુ બંને શી રીતે હોઈ શકે ?

૪. વેદ, બાઇબલ અને કુરાન ઈશ્વરીય વાક્ય હોવાનાં ક્યાં પ્રમાણ છે ?

૫. મુક્તિ શું છે અને તે શી રીતે પ્રાપ્ત થાય છે ?

**મેળાની સમયમર્યાદા :** સ્વામીજી આ મેળામાં આવવા એ શરતે તૈયાર થયા હતા કે આ મેળો ઓછામાં ઓછા સાત દિવસ તો ચાલશે જ. પરંતુ અહીં આવ્યા બાદ પાદરીઓએ જણાવ્યું : 'અમે તો ફક્ત બે જ દિવસની તૈયારી કરીને આવ્યા છીએ માટે આ મેળો બે જ દિવસમાં પૂરો થઈ જવો જોઈએ.' આથી બે દિવસમાં ઉપરના પાંચ પૈકી પ્રથમ અને અંતિમ બે જ વિષયો પર ચર્ચા થઈ શકી અને બાકીના ત્રણ વિષયો પર વિચાર કર્યા વિના જ મેળો પૂરો થઈ ગયો. પરંતુ સ્વામીજીનાં વક્તવ્યો સાંભળીને મેળામાં પધારેલા શ્રોતાઓને વિશ્વાસ થઈ ગયો કે આર્યધર્મ હજુ જીવિત છે અને તેની વૈજ્ઞાનિકતા અને શ્રેષ્ઠતા સ્થાપિત કરનારા પણ મોજૂદ છે. આ ધર્મચર્ચામાં સ્વામીજીએ વૈદિક મંતવ્યોનું તાર્કિક પ્રતિપાદન કરીને વૈદિક ધર્મની શ્રેષ્ઠતા પુરવાર કરી. આ ધર્મમેળાનું વિસ્તૃત વર્ણન 'ચાંદાપુરનો મેળો અથવા સત્યધર્મવિચાર' નામના લઘુગ્રંથમાં કરવામાં આવ્યું છે.

• • •

: ૧૪ :

# પંજાબમાં પાંચજન્યનો નાદ

દિલ્હીમાં સ્વામી દયાનંદને પંજાબના સુધારકો તરફથી પંજાબ પધારવાનું નિમંત્રણ મળ્યું હતું. આથી ધર્મયુદ્ધના મહારથી સ્વામીજીએ ચાંદાપુરના મેળામાં વૈદિક ધર્મનો ઝંડો ફરકાવીને હવે પંજાબમાં વેદરૂપી પાંચજન્ય શંખ ફૂંકવા માટે પ્રયાણ કર્યું.

ભારતમાં પંજાબનું આગવું જ મહત્ત્વ રહ્યું છે. આ પ્રદેશ વિદેશી હુમલાખોરોનો મુકાબલો કરવામાં અગ્રસ્થાને રહ્યો છે. આ ભૂમિ પર ગુરુ નાનકદેવે શીખ સંપ્રદાય સ્થાપિત કર્યો હતો. આ ભૂમિ વિદેશી અને વિધર્મી શાસકો સામેની લડાઈમાં બલિદાન થયેલા શીખ ગુરુઓની છે. તેમ છતાં પંજાબનું હૃદય કોમળ છે. તેના પર પ્રભાવ પાડવો સરળ છે. આ પ્રદેશના લોકો કોઈ પણ વાતનો પ્રતિભાવ જલદી આપે છે. તેમને જે વાત ઠીક લાગે છે તેને તેઓ તરત જ આચરણમાં મૂકે છે. આથી સ્વામીજી જેવા આર્ષદ્રષ્ટા અને સુધારકને આથી સારું ક્ષેત્ર બીજું ક્યાં મળવાનું હતું ? અહીં એ નોંધવું રહ્યું કે સ્વામીજીના સમયે સંયુક્ત પંજાબ હતું. બાદમાં દેશના વિભાજનની સાથે સાથે પંજાબ પણ વિભાજિત થઈ ગયું.

સ્વામીજીના આગમન પૂર્વે પંજાબનું સાર્વજનિક જીવન જુદી જુદી સંસ્કૃતિઓ અને વિચારધારાઓના ઘાત-પ્રતિઘાતથી વિકાસનું એક નવું જ સ્વરૂપ ધારણ કરી રહ્યું હતું. અહીં મુસલમાનો બહુમતીમાં હતા, છતાંય શીખ મતનો પ્રભાવ અધિક હતો. અહીંના શિક્ષિત અને પ્રબુદ્ધ વર્ગમાં બ્રહ્મસમાજનું વિશેષ સ્થાન હતું. અંગ્રેજ શાસનના પીઠબળથી ખ્રિસ્તી પાદરીઓની વટાળ પ્રવૃત્તિ જોરશોરથી ચાલતી હતી. આથી સ્વામીજીને અહીં ખ્રિસ્તી પ્રચારકો સામે પણ સંઘર્ષ કરવાનો હતો.

## લુધિયાણા

સ્વામીજી ચાંદાપુરથી પ્રસ્થાન કરીને શાહજહાંપુર અને સહારનપુર થઈને સંવત ૧૯૩૩ ચૈત્ર વદ ૨, શનિવાર - ૩૧ માર્ચ, ૧૮૭૭ના રોજ લુધિયાણા પધાર્યા. પંજાબના સમાજસુધારક નેતા મુંશી કન્હૈયાલાલ અલખધારીએ તેમનું અત્યંત પ્રેમથી સ્વાગત કરીને લાલા બંસીધરના બાગમાં તેમના નિવાસની વ્યવસ્થા કરી.

**પ્રવચનમાળા :** અહીં સ્વામીજીનાં સાત પ્રવચનો થયાં. આઠમા દિવસે શંકા-સમાધાન અને શાસ્ત્રાર્થ માટે જાહેરાત કરી, પરંતુ કોઈ સામે આવ્યું નહિ.

**ખ્રિસ્તીઓનું કેન્દ્ર :** લુધિયાણા ખ્રિસ્તીઓના પ્રચારનું કેન્દ્ર હોવાથી ત્યાં અનેક પાદરીઓ રહેતા હતા. પાદરી બેરી સાહેબ સ્વામીજીનાં પ્રવચનમાં આવતા હતા અને તેમણે સ્વામીજીને બાઈબલ ભેટ આપ્યું.

**શ્રીકૃષ્ણ પર મિથ્યા દોષ :** એક દિવસ ન્યાયાધીશ કારસ્ટીફન સાહેબે સ્વામીજી સાથે વાર્તાલાપ કરતાં કહ્યું : 'શ્રીકૃષ્ણે લોકોત્તર કાર્યો કર્યાં અને તેઓ મહાત્મા હતા, એ વાત બુદ્ધિમાં બેસતી નથી.' સ્વામીજીએ કહ્યું : 'શ્રીકૃષ્ણ પર લગાડવામાં આવતા દોષો તો પુરાણોક્ત છે અને મિથ્યા છે, પરંતુ બાઈબલમાં પરમેશ્વરનો આત્મા કબૂતરના રૂપમાં આકાશમાંથી ઊતરીને મેરી કુમારી હોવા છતાં તેના ગર્ભાશયમાં દાખલ થઈ ગયો અને તેનાથી ઈસુનો જન્મ થયો એમ કહ્યું છે, એ વાતને તો આપની બુદ્ધિ સ્વીકારે છે ને ?' આ સાંભળીને સાહેબ ચુપ થઈ ગયા.

**મુખ ન જુઓ, પરંતુ વાત જરૂર સાંભળશો :** એક પંડિત સ્વામીજીના પ્રવચનમાં પૌરાણિક માન્યતાઓના ખંડનથી નારાજ થઈ ગયો અને તેણે પોતાના મિત્રને કહ્યું : 'ચાલો, આનું મોઢું જોવામાં પણ પાપ છે.' સ્વામીજી આ શબ્દો સાંભળી ગયા. તેમણે કહ્યું : **'મારા મોઢામાં કંઈ વિશેષતા નથી, ન જોશો. પરંતુ મારી પાછળ ઊભા રહીને મારી વાત જરૂર સાંભળજો, જે તમારા હિતની છે.'**

**રામશરણ :** આ ગૌડ બ્રાહ્મણ ખ્રિસ્તીઓના ચક્કરમાં ફસાઈને બાપતિસ્મા એટલે કે સ્વધર્મ છોડીને પરધર્મમાં દીક્ષિત થવાનો વિધિ કરાવવાનો હતો. પરંતુ સ્વામીજીનો ઉપદેશ સાંભળીને તે ખ્રિસ્તી થતો બચી ગયો. પાદરીઓ પણ સમજી ગયા કે સ્વામીજીની હાજરીમાં હિંદુઓને વટલાવવાનો મનોરથ પૂર્ણ થવાનો નથી.

**પુનર્જન્મની સિદ્ધિ :** એક પાદરીએ પુનર્જન્મ વિશે શંકા કરી. સ્વામીજીએ કહ્યું : 'ખાવું, પીવું, સૂવું વગેરે કાર્યો દેહધારી જીવ કરી શકે કે દેહરહિત જીવ ?' પાદરીએ કહ્યું : 'દેહધારી જીવ.' સ્વામીજીએ કહ્યું : 'આપ સ્વીકારો છો કે જીવનું એક શરીર છોડીને બીજું શરીર ધારણ કરવું એ જ પુનર્જન્મ છે ?' પાદરીએ કહ્યું : 'હા.' સ્વામીજીએ કહ્યું : 'આપના ખ્રિસ્તી મત અનુસાર જે જીવો અહીંથી મનુષ્ય શરીર છોડી સ્વર્ગમાં જઈને અનેક પ્રકારના ભોગ ભોગવે છે, એ શરીર ધારણ કર્યા વગર શી રીતે ભોગવશે અને જ્યારે એ માટે તેઓ દેહ ધારણ કરશે તો એ તેમનો પુનર્જન્મ થયો નહિ કહેવાય ?' પાદરી મૌન ધારણ કરીને ચાલ્યા ગયા.

**ભૂતપ્રેતનું ખંડન :** એક દિવસ સ્વામીજીએ ભૂતપ્રેત વગેરેના મિથ્યા ભ્રમનું નિવારણ કરવા લોકોને એક અદ્‌ભુત પ્રયોગ બતાવ્યો. તેમનો જે ઓરડામાં ઉતારો હતો તેમાં ત્રણ ગોખલા હતા. સ્વામીજીએ સામસામેની દીવાલમાં આવેલા બે

ગોખલામાં બે દીવા મૂકીને પ્રગટાવ્યા. બંને ગોખલા વચ્ચે દસ-બાર ગજનું અંતર હતું. સ્વામીજીએ પહેલાં એક ગોખલાનો દીવો બુઝાવી નાખ્યો. પછી બીજા ગોખલામાં મૂકેલો દીવો પણ બુઝાવી નાખ્યો. પરંતુ જેવો આ બીજો દીવો બુઝાવ્યો કે તરત જ સામેના ગોખલાનો દીવો આપમેળે જ પ્રગટી ગયો. અને હવે જ્યારે આ દીવાને બુઝાવ્યો તો સામેનો દીવો પણ એ જ રીતે આપોઆપ પ્રગટી ગયો. સ્વામીજીએ આવું અનેક વાર કર્યું અને અંતે લોકોને કહ્યું : 'આની પાછળ પદાર્થ અથવા ભૌતિક વિજ્ઞાન છે. ભૂતપ્રેત જેવું કશું નથી હોતું. માટે તમે લોકો એવી ભ્રમણાઓથી હંમેશાં દૂર રહેજો.'

## લાહોર

સંવત ૧૯૩૩ વૈશાખ સુદ ૬, ગુરુવાર - ૧૯ એપ્રિલ, ૧૮૭૭ના રોજ સ્વામીજી લાહોર આવ્યા. સ્ટેશન પર બ્રહ્મસમાજના નેતાઓએ તેમનું સ્વાગત કર્યું અને દીવાન રતનચંદ દાઢીવાળાના બાગમાં તેમના નિવાસની વ્યવસ્થા કરી.

**પ્રવચન :** સ્વામીજીનાં પ્રથમ બે પ્રવચન વેદ અને વેદોક્ત વિષય પર બાવલી સાહેબમાં થયાં. ત્યાર બાદ બે પ્રવચનો બ્રહ્મસમાજના મંદિરમાં થયાં. સ્વામીજીનાં આ પ્રવચનોનો ખૂબ જ સારો પ્રતિભાવ મળ્યો.

**બ્રહ્મસમાજીઓનો રોષ :** સ્વામીજીને પંજાબ લાવવામાં અને શરૂઆતમાં તેમની વ્યવસ્થા કરવામાં બ્રહ્મસમાજીઓનો ફાળો હતો. સામાજિક સુધારણાનાં કાર્યોમાં એ લોકોના વિચારો સ્વામીજીને ઘણા અંશે મળતા આવતા હતા. પરંતુ તેઓ સ્વામીજી સાથે વેદ, પુનર્જન્મ વગેરે વિષયોમાં એકમત ન હતા. આથી જ્યારે સ્વામીજીએ પોતાનાં પ્રવચનોમાં વેદોને ઈશ્વરપ્રણીત અને સર્વવિદ્યામય ઘોષિત કર્યા અને પુનર્જન્મના સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું ત્યારે બ્રહ્મસમાજીઓ નારાજ થઈ ગયા અને સ્વામીજીના વિરોધી પણ થઈ ગયા. એટલું જ નહિ, પરંતુ શિષ્ટાચારની મર્યાદા ભૂલીને એ લોકો સ્વામીજી પાસે શરૂઆતના દિવસોમાં તેમણે કરેલી વ્યવસ્થા પાછળનો પચીસ રૂપિયાનો ખર્ચ પણ માંગવા લાગ્યા.

**પૌરાણિકોની કુટિલતા :** સ્વામીજી પોતાનાં પ્રવચનોમાં વૈદિક સિદ્ધાંતોનું પ્રતિપાદન અને વેદવિરુદ્ધ મૂર્તિપૂજા, અવતારવાદ વગેરેનું ખંડન કરતા હતા. આથી પૌરાણિક પંડિતોમાં હલચલ મચી ગઈ. એ લોકો સ્વામીજી જ્યાં ઊતર્યા હતા એ બાગના માલિક રતનચંદના પુત્ર દીવાન ભગવાનદાસને મળ્યા અને તેને સ્વામીજી વિરુદ્ધ ઉશ્કેરીને સ્વામીજીનો અહીં ઉતારો હતો ત્યાંથી તેમને કાઢી મૂકવામાં આવ્યા.

**ડૉક્ટર રહીમખાન :** બ્રહ્મસમાજીઓ અને પૌરાણિકોને એમ હતું કે સ્વામીજી વિવશ થઈને લાહોરથી ચાલ્યા જશે. પરંતુ ત્યારે એક ઉદાર અને સહિષ્ણુ મુસલમાન

આગળ આવ્યા. તેમનું નામ ખાનબહાદુર ડૉક્ટર રહીમખાન હતું. તેમણે સ્વામીજીને આમંત્રિત કર્યા અને પોતાના બંગલે ઉતારો આપ્યો અને ત્યાં જ પ્રવચન આયોજિત કરવાની છૂટ આપી. આગળ જતાં રહીમખાનના આ બંગલામાં જ લાહોરનો આર્યસમાજ સ્થાપિત થયો.

સ્વામીજીના ઉદાત્ત અને માનવતાવાદી દષ્ટિકોણના કારણે તેમના ડૉક્ટર રહીમખાન, સર સૈયદ અહમદખાન, પાદરી સ્કૉટ વગેરે આર્યધર્મની બહારના મહાનુભાવો સાથે પણ મિત્રતાના સંબંધો રહ્યા.

**પંડિત મનફૂલની વિનંતી :** એક દિવસ પંડિત મનફૂલે સ્વામીજીને વિનંતી કરી : 'સ્વામીજી, જો આપ મૂર્તિપૂજાનું ખંડન છોડી દો તો સાધારણ લોકોનો વર્ગસમૂહ પ્રસન્ન થશે અને કાશ્મીરના રાજા પણ આપનું શિષ્યત્વ ગ્રહણ કરશે.' સત્યનિષ્ઠ સ્વામીજીએ કહ્યું : 'હું કાશ્મીરના રાજાને પ્રસન્ન કરું કે બ્રહ્માંડના અધિપતિ પરમાત્માને પ્રસન્ન કરું કે જેની આજ્ઞાનું પાલન કરવું અને અન્યોને એ માટે પ્રેરિત કરવા એ જ મારા જીવનનું લક્ષ્ય છે.'

**પાદરી હૂપર :** એક દિવસ પાદરી હૂપરે પૂછ્યું : 'વેદોમાં અશ્વમેધ, ગોમેધ વગેરેનું વર્ણન છે. એ વિશે આપનું શું કહેવું છે ?' સ્વામીજીએ વૈદિક ગ્રંથોનાં પ્રમાણ આપીને અશ્વમેધ, ગોમેધ વગેરેના સત્ય અર્થ સમજાવ્યા અને કહ્યું : 'વેદોમાં પશુબલિનું કોઈ વર્ણન નથી. પશુબલિની કુપ્રથા પાછળથી ઘૂસી ગયેલી છે.'

**શ્રદ્ધારામ ફિલ્લોરી :** તેઓ લાહોરના મૂર્તિપૂજક પૌરાણિક વર્ગના નેતા હતા. તેઓ વૈચારિક દષ્ટિએ અત્યંત અનુદાર અને સંકીર્ણ હતા અને સુધારાવાદી કાર્યોના વિરોધી હતા. તેમણે સ્વામીજીના આક્રમણથી મૂર્તિપૂજા વગેરે પૌરાણિક આસ્થાઓનો બચાવ કરવા માટે 'સનાતન ધર્મ રક્ષિણી સભા'ની સ્થાપના કરી.

**પંડિત ભાનુદત્ત :** તેઓ સત્સભાના આચાર્ય હતા અને થોડા સુધારાવાદી હતા. તેઓ મૂર્તિપૂજાના પણ વિરોધી હતા. પરંતુ કેટલાક પૌરાણિક પંડિતોના ધમકાવવાથી તેઓ ડરી ગયા અને સ્વામીજીનો વિરોધ કરવા લાગ્યા. તેઓ શ્રદ્ધારામ ફિલ્લોરી સાથે ભળી ગયા.

**શિવનારાયણ અગ્નિહોત્રી :** આ પંડિતે સ્વામીજી સાથે ચર્ચા કરતાં કહ્યું : 'સામવેદમાં તો ઘુવડની કથા આવે છે.' સ્વામીજીએ તેનો સ્પષ્ટ ઇન્કાર કર્યો અને તેમની સામે સામવેદ મૂકીને કહ્યું : 'બતાવશો આમાં એવી કથા ક્યાં લખી છે ?' પંડિતજી એ બતાવી ન શક્યા અને શરમના માર્યા ચાલ્યા ગયા.

**અન્ય વિષયો પર સમાધાન :** અનેક પંડિતો મૂર્તિપૂજાનું મનુસ્મૃતિ, યોગવાશિષ્ઠ વગેરે દ્વારા સમર્થન કરતા હતા અને મૃતક શ્રાદ્ધના પક્ષમાં વેદમંત્રો ટાંકતા હતા. કેટલાક પંડિતો 'अहं ब्रह्मास्मि' વગેરે કહેવાતાં 'મહાવાક્ય'ના આધારે નવીન

વેદાંતનો પક્ષ લેતા હતા. પરંતુ સ્વામીજી આ બધા પંડિતોની શંકાઓ અને પ્રશ્નોનું શાસ્ત્રીય પ્રમાણો અને તર્કબદ્ધ દલીલોથી સંતોષજનક સમાધાન કરતા હતા.

**આર્યસમાજની સ્થાપના :** લાહોરમાં અનેક સજ્જનો સ્વામીજીના અનુયાયી બન્યા. અહીં હવે આર્યસમાજ સ્થાપિત કરવાની ભૂમિકા તૈયાર થઈ ગઈ. આથી સંવત ૧૯૩૩ જેઠ સુદ ૧૪, રવિવાર - ૨૪ જૂન, ૧૮૭૭ના દિવસે ડૉક્ટર રહીમખાનના બંગલે આર્યસમાજની સ્થાપના કરવામાં આવી. તેમાં સ્વામીજીએ ઈશ્વર ઉપાસના અને હવન કરીને આર્યસમાજની વિધિવત્ સ્થાપના કરી.

**નિયમોમાં સંશોધન :** બે વર્ષ પહેલાં મુંબઈમાં આર્યસમાજ સ્થપાયો હતો ત્યારે કુલ અઠ્ઠાવીસ નિયમો ઘડવામાં આવ્યા હતા, જેમાં વ્યવસ્થા સંબંધી નિયમો પણ હતા. અહીં લાહોરમાં તેની પર પુનર્વિચાર કરવામાં આવ્યો અને વ્યવસ્થા સંબંધી નિયમોને ઉપનિયમો તરીકે અલગ કરીને મૂળભૂત અથવા સૈદ્ધાંતિક નિયમોને અલગ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. આ મુજબ અહીં આર્યસમાજના દસ મૂળભૂત નિયમ અને ચોત્રીસ ઉપનિયમ નિર્ધારિત કરવામાં આવ્યા. આ દસ નિયમો એટલા વ્યાપક, સાર્વભૌમ અને સર્વજન ઉપયોગી છે કે, જો તેને વિશ્વ માનવતાનું આદર્શ ઘોષણાપત્રક કહેવામાં આવે તો તેમાં કંઈ જ અતિશયોક્તિ નથી.

**આર્યસમાજના નિયમો :** આર્યસમાજના આ દસ નિયમો આ મુજબ છે :

૧. સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨. ઈશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે. તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

૩. વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદ ભણવા-ભણાવવા અને સાંભળવા-સંભળાવવા એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

૪. સત્યને ગ્રહણ કરવામાં અને અસત્યને છોડવામાં સર્વદા ઉદ્યત - તત્પર રહેવું જોઈએ.

૫. સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઈએ.

૬. સંસારનો ઉપકાર કરવો એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ્ય છે અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી.

૭. સૌની સાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસાર, યથાયોગ્ય વર્તવું જોઈએ.

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ.

૯. પ્રત્યેક મનુષ્યે પોતાની જ ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઈએ, પરંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઈએ.

૧૦. સર્વ મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમો પાળવામાં પરતંત્ર રહેવું જોઈએ અને પ્રત્યેક હિતકારી નિયમમાં સૌ સ્વતંત્ર રહે.

**સાપ્તાહિક અધિવેશન :** લાહોર આર્યસમાજનું પ્રથમ અધિવેશન ડૉક્ટર રહીમખાનના બંગલે થયું. બીજું અધિવેશન ૧ જુલાઈના રોજ સત્સભાના સ્થાને થયું. તેમાં સ્વામીજીએ પુરાણોનું ખંડન કર્યું. આથી સત્સભાના આગેવાનો રોષે ભરાયા અને તેમણે અહીં અધિવેશન કરવાની ના પાડી દીધી. આથી એક મકાન ભાડે રાખવામાં આવ્યું, જ્યાં નિયમિત રૂપે અધિવેશન થવાં લાગ્યાં. જુલાઈના અંત સુધીમાં આર્યસમાજના સદસ્યોની સંખ્યા ૩૦૦ થઈ ગઈ.

**પરમેશ્વર જ સંરક્ષક :** આર્યસમાજના એક અધિવેશનમાં શારદાપ્રસાદ ભટ્ટાચાર્યે સ્વામીજીને આર્યસમાજના 'સંરક્ષક' અથવા 'અધિનાયક'ની પદવી આપવાનો પ્રસ્તાવ મૂક્યો. પરંતુ સ્વામીજીએ તરત જ તેનો અસ્વીકાર કરતાં કહ્યું :

**'મને આમાં ગુરુડમની ગંધ આવે છે. મારો ઉદ્દેશ્ય ગુરુડમ તોડવાનો છે, નહિ કે સ્વયં ગુરુ બનીને એક નવો પંથ સ્થાપિત કરવાનો છે. અને કાલે આવી પદવીથી મારું જ માથું ફરી જાય અથવા એવું ન થાય પણ મારી જગ્યાએ આવનારો ઘમંડમાં આવીને કોઈ આડુંઅવળું કાર્ય કરવા માંડશે તો આપ લોકોને બહુ મુશ્કેલી પડશે અને આર્યસમાજમાં પણ એ જ દોષો ઉત્પન્ન થશે કે જે બીજા નવીન પંથોમાં જોવા મળે છે. મેં કોઈ પંથ સ્થાપીને ગુરુ-ગાદીનો મઠ નથી બનાવ્યો. હું તો મતવાદીઓને પણ સ્વમત આગ્રહથી સ્વતંત્ર કરવા ઇચ્છું છું. માટે આવી પદવીઓથી આગળ જતાં હાનિ જ થતી હોય છે. માટે આર્યોના આ સંગઠનમાં હું કોઈ જ વિશિષ્ટ પદ સ્વીકાર કરવા માંગતો નથી.'**

છતાંય લોકોએ ફરી પ્રસ્તાવ કર્યો : 'આજથી આપને આર્યસમાજના પરમ સહાયક તરીકે સંબોધિત કરવામાં આવશે.' પરંતુ સ્વામીજીએ તરત જ એ વાતને પણ નામંજૂર કરતાં કહ્યું :

**'જો આપ લોકો મને સંરક્ષક, અધિનાયક કે પરમ સહાયક કહેશો તો પછી વિશ્વનિયંતા પરમેશ્વરને શું કહેશો ? સત્ય તો એ છે કે ઈશ્વર જ આપણો સંરક્ષક, અધિનાયક અથવા પરમ સહાયક છે.'**

સ્વામીજીની હાર્દિક ઇચ્છા હતી કે આર્યસમાજના સભાસદોમાં આસ્તિકતાની ઉત્કટ ભાવના સર્વોપરી રૂપે પ્રતિષ્ઠિત થવી જોઈએ અને તેઓ વ્યક્તિપૂજાથી હંમેશાં બચીને રહે. છેવટે સભાસદોના અતિ આગ્રહને માન આપીને સ્વામીજીએ

આર્યસમાજના સાધારણ સહાયક સદસ્ય બનવાનું સ્વીકાર્યું અને અન્ય સભાસદોની જેમ પોતાનું શુભ નામ પણ સભાસદોની યાદીમાં જ અંકિત કરાવ્યું.

**ઉપાસનાનો નિરાદર ન કરો :** એક અધિવેશનમાં ઈશ્વર-ઉપાસના ચાલી રહી હતી. એટલામાં સ્વામીજી પધાર્યા. આથી તેમના પ્રત્યે સન્માન વ્યક્ત કરવા બધા ઊભા થઈ ગયા. ઉપાસના પૂરી થયા પછી સ્વામીજીએ ઉપદેશ આપતાં કહ્યું :

> **'ઉપાસના સમયે ઉપાસકે ઈશ્વરમાં જ મગ્ન રહેવું જોઈએ. એ સમયે કોઈ પણ મનુષ્ય આવે અને તે ગમે તેવો આદરણીય હોય તોપણ ઉપાસકે ઈશ્વર-ઉપાસના છોડીને ઊભા ન થવું જોઈએ; કારણ કે ઈશ્વરથી મહાન કોઈ નથી. તેની ઉપાસના છોડીને કોઈ મનુષ્યના સન્માન માટે ઊભા થવું એ ઈશ્વરની અવગણના કરવા જેવું છે.'**

**દયાનંદનું વાસ્તવિક સ્વરૂપ :** સંસારમાં અનેક પ્રભાવી મનુષ્યોએ પોતાને ઈશ્વરના અવતાર, દૂત, પયગંબર, ઈશપુત્ર વગેરે કહીને મત, પંથ, મજહબો ચલાવ્યા છે કે જેમના આજે લાખો અને કરોડો ચેલા-ચેલીઓ અને અનુયાયીઓ જોવા મળે છે. કેટલાય ચાલાક ધર્મગુરુઓએ પોતાના અનુયાયીઓની બુદ્ધિ પર પટ્ટી બાંધીને તેમનાં તન-મન-ધનનું શોષણ કર્યું છે. કોઈ કોઈ તો એટલા મહાન બની જાય છે કે સ્વયં ભગવાન બનીને લાખો મનુષ્યોને અજ્ઞાન-અંધકારમાં ધકેલી દે છે. કોઈ યોગની આસન વગેરે સાધારણ ક્રિયાઓનું પ્રદર્શન કરી ગુરુ કે યોગાચાર્ય બનીને પોતાના શિષ્યોને ભ્રમણામાં નાખી રહ્યા છે અને તેમનાં હૃદય અને મસ્તિષ્કના સ્વામી બની બેઠા છે. એક તરફ આવા લોકો છે અને બીજી બાજુ સ્વામી દયાનંદ છે કે જે પૂર્ણ યોગી, ઋષિકલ્પ, પરિવ્રાટ સમ્રાટ, વેદભાષ્યકાર હોવા છતાં ભક્તોના આગ્રહનો અસ્વીકાર કરીને ગુરુ બનવાથી દૂર ભાગે છે અને માત્ર ઉપદેશક જ બની રહેવામાં પૂર્ણ સંતોષ અનુભવે છે. આ તેમની નિઃસ્પૃહતા અને નિરભિમાનતાની પરાકાષ્ઠા છે. આ છે સ્વામી દયાનંદનું વાસ્તવિક સ્વરૂપ.

## અમૃતસર

લાહોરમાં ત્રણ મહિના પ્રચાર અને આર્યસમાજની સ્થાપના કરીને સંવત ૧૯૩૩ જેઠ વદ ૯, ગુરુવાર - ૫ જુલાઈ, ૧૮૭૭ના રોજ સ્વામીજી અમૃતસર પધાર્યા. સરદાર દયાલસિંહ મજીઠિયા નામના એક ધનિક વ્યક્તિએ મિયાં મોહમદખાનના બંગલે તેમના નિવાસની વ્યવસ્થા કરી.

**પ્રવચનોની ધૂમ :** અમૃતસરમાં સ્વામીજીએ મૂર્તિપૂજા, અવતારવાદ, મૃતક શ્રાદ્ધ વગેરે વિષયોનું ખંડન કર્યું, આથી પંડિતોમાં હલચલ મચી ગઈ. ત્યાંના પુરોહિતો અને પંડિતોના યજમાનોએ તેઓને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા આગ્રહ કર્યો, પરંતુ કોઈએ સ્વામીજી સમક્ષ આવવાનું સાહસ કર્યું નહિ.

**પંડિત રામદત્ત :** આ પંડિતને લોકોએ સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા પ્રાર્થના કરી. પરંતુ તેમણે સ્પષ્ટ કહ્યું : 'મને વેદનું કોઈ જ્ઞાન નથી.' તેમ છતાં તેમના પર બહુ જ દબાણ કરતાં તેઓ ગુપચુપ હરદ્વાર ચાલ્યા ગયા.

**આયર્સમાજની સ્થાપના :** સ્વામીજીના ઉપદેશ અને પ્રવચનોથી લોકોમાં આર્યત્વની ભાવના જાગ્રત થઈ. સંવત ૧૯૩૩ શ્રાવણ સુદ ૪, રવિવાર - ૧૨ ઓગસ્ટ, ૧૮૭૭ના દિવસે મોહમદખાનના બંગલે જ સ્વામીજીએ પ્રથમ ઈશ્વરોપાસના અને યજ્ઞ કર્યાં અને પછી આર્યસમાજની સ્થાપના કરી. ત્યાર બાદ એક મકાન ભાડે રાખવામાં આવ્યું, જેમાં આર્યસમાજની સાપ્તાહિક સભાઓ થવા લાગી.

**પંડિત બિહારીલાલ :** એક દિવસ એક્સ્ટ્રા આસિસ્ટન્ટ કમિશનર પંડિત બિહારીલાલે સ્વામીજીને અનુરોધ કર્યો : 'સ્વામીજી, આપ મૂર્તિપૂજાનું ખંડન ન કરો તો બધા જ લોકો આપના અનુયાયી અને સહાયક થઈ જશે.' સ્વામીજીએ કહ્યું : **'વેદોની આજ્ઞા અનુસાર સ્વયં ચાલવું અને અન્યોને પણ એ માટે પ્રેરિત કરવા એ જ મારું કર્તવ્ય છે, ચાહે લોકો સહાયક થાય કે ન થાય.'**

**કમિશનર એચ. પરકિંસ :** આ ગોરા સાહેબ સ્વામીજીને મળવા આવ્યા અને વાર્તાલાપ દરમિયાન તેમણે સ્વામીજીને કહ્યું : 'આપ જે હિંદુ ધર્મને દુર્બળતાઓથી મુક્ત કરવા ઈચ્છો છો એ ધર્મ તો સૂતરના તાંતણા જેવો કાચો છે.' સ્વામીજી આ વિદેશી શાસકની આ વાતનો અભિપ્રાય સમજી ગયા. હકીકતમાં સ્વામીજી 'હિંદુ ધર્મ'ને નામે પ્રચલિત વિભિન્ન પ્રકારના વિશ્વાસો, પરસ્પર વિરોધી આચારવિચારો અને આસ્થાઓના પુંજને 'ધર્મ' જેવા વ્યાપક અર્થ ધરાવતા શબ્દથી અભિહિત કરવાને અનુચિત સમજતા હતા. પરંતુ એક ખ્રિસ્તી મતાવલંબી તથા વિદેશી સત્તાના પ્રતિનિધિ દ્વારા કરવામાં આવેલા આ વ્યંગને હૃદયંગમ કરીને તેમણે એવી જ કટાક્ષ શૈલીમાં ઉત્તર આપતાં કહ્યું : 'જે હિંદુ ધર્મને તમે સૂતરના તાંતણા જેવો કાચો કે તકલાદી સમજી બેઠા છો એ વાસ્તવમાં લોખંડ કરતાંય મજબૂત છે. લોખંડ કદાચ તૂટી જાય પણ એ તૂટે એમ નથી.' કમિશનરે પૂછ્યું : 'એ કઈ રીતે ?' સ્વામીજીએ કહ્યું :

> **'આ હિંદુ ધર્મ સમંદર જેવો છે, જેમાં અનેક લહેરો ઊઠે છે. તેમાં જુદાં જુદાં પ્રકારની પૂજા-ઉપાસના પદ્ધતિઓ, આસ્થાઓ, વિશ્વાસો વગેરેને સ્થાન છે. તેમાં સ્થિતિસ્થાપકતા છે અને વિરોધ સહન કરવાની પ્રવૃત્તિ અને સામર્થ્ય પણ છે. આથી જ અહીં આસ્તિક અને નાસ્તિક, મૂર્તિપૂજક અને નિરાકાર ઉપાસક, જડવાદી અને અધ્યાત્મવાદી, જ્ઞાની અને ધ્યાની, હિંસાવાદી અને અહિંસાવાદી, રૂઢિવાદી અને સુધારાવાદી એમ તમામ પ્રકારના લોકો સહઅસ્તિત્વ ધરાવે છે અને તેઓ બધા જ સ્વયંને હિંદુ કહે છે. કોઈ તેમને હિંદુ ધર્મમાંથી બહાર કરી શકે તેમ નથી. આથી આ ધર્મ કાચો નથી, પરંતુ બહુ જ પાક્કો છે.'**

**બીજો પ્રશ્ન :** પરકિંસ સાહેબે બીજો પ્રશ્ન પૂછ્યો : 'આપ કેવા પ્રકારના ધર્મનો પ્રચાર કરવા ઈચ્છો છો ?' સ્વામીજીએ કહ્યું :

> **'હું ફક્ત એ જ ઈચ્છું છું કે લોકો વેદોની આજ્ઞાઓનું પાલન કરે, એકમાત્ર નિરાકાર અદ્વિતીય ઈશ્વરની ઉપાસના કરે, શુભ ગુણોને ગ્રહણ કરે અને અવગુણોનો ત્યાગ કરે. હું આ જ વેદ પ્રતિપાદિત ધર્મના પ્રચાર હેતુ પ્રયત્નશીલ છું.'**

**બાળકોને લાડુ :** એક દિવસ એક પાઠશાળાના શિક્ષકે પોતાના વિદ્યાર્થીઓને પઢાવ્યું : 'આજે આપણે એક કથામાં જવાનું છે. તમે તમારા દફતરમાં ઈંટોના ટુકડા ભરી લો. હું ત્યાં જઈને જ્યારે તમને ઈશારો કરું ત્યારે તમારે કથાકાર પર ઈંટો ફેંકવી. જો તમે આ મુજબ કરશો તો કાલે હું તમને લાડુ ખવડાવીશ.' શિક્ષક બાળકોને લઈને સ્વામીજીના વ્યાખ્યાનમાં ગયા. સાંજ પડી અને થોડું અંધારું થયું એટલે શિક્ષકે બાળકોને ઈશારો કર્યો. બાળકોએ સ્વામીજી પર ઈંટોનો વરસાદ શરૂ થયો. સભા ખળભળી ઊઠી. સ્વામીજીએ સૌને શાંત પાડ્યા. પોલીસે કેટલાંક બાળકોને પકડી લીધાં અને સ્વામીજી સામે હાજર કર્યાં. બાળકોએ રડતાં રડતાં કબૂલ કર્યું : 'અમારા ગુરુજીએ અમને લાડુની લાલચ આપીને અમારા હાથે આ કામ કરાવ્યું છે.' આ સાંભળીને સ્વામીજીએ તરત જ લાડુ મંગાવ્યા અને બાળકોને વહેંચી દીધાં અને કહ્યું : 'બાળકો, તમારા ગુરુજી તો કદાચ તમને લાડુ ન પણ આપે, પરંતુ હું તમને લાડુ આપું છું. ખાઓ અને આનંદ કરો.' પોતાને ઈંટો મારનારને પણ લાડુ ખવડાવનાર દયાનંદ આવા ક્ષમાશીલ હતા.

**ચાળીસ યુવક ખ્રિસ્તી થતા બચ્યા :** ખ્રિસ્તી સ્કૂલોમાં ભણતા ચાળીસ જેટલા હિંદુ યુવકો મનથી ખ્રિસ્તી થઈ ચૂક્યા હતા. તેઓએ 'પ્રાર્થનાસભા' નામની એક સંસ્થા બનાવી હતી અને દર રવિવારે ચર્ચમાં જતા હતા. સ્વામીજીના ઉપદેશથી આ યુવકો ખૂબ જ પ્રભાવિત થયા અને તેઓનાં મનમાંથી ખ્રિસ્તી થવાનો વિચાર કપૂરની જેમ ઊડી ગયો. તેઓ આર્યધર્મમાં નિષ્ઠા ધરાવતા થઈ ગયા.

**સાથે જમવાથી પ્રેમ વધે ? :** એક દિવસ પાદરી ક્લાર્કે સ્વામીજીને કહ્યું : 'સાથે બેસીને ભોજન કરવાથી પ્રેમ વધે છે. માટે ચાલો આપણે પણ એક જ ટેબલ પર બેસીને સાથે ભોજન કરીએ.' સ્વામીજીએ કહ્યું : 'એવું અનિવાર્ય નથી. માત્ર સાથે બેસીને ભોજન કરવાથી સામાજિક એકતા થઈ જતી નથી. કારણ કે શિયા અને સુન્ની મુસલમાન એક જ થાળીમાં જમે છે. રશિયનો અને અંગ્રજો, રોમન કૅથોલિકો અને પ્રોટેસ્ટંટો એક જ ટેબલ પર ભોજન કરે છે. તેમ છતાં પરસ્પર કેટલો વેરવિરોધ જોવા મળે છે ?' આ સાંભળીને પાદરી અવાક્ થઈ ગયા. સ્વામીજી ખાનપાનના વિષયમાં બીનજરૂરી બંધનો અને ભેદભાવના પક્ષમાં બિલકુલ ન હતા, પરંતુ તેમનું કહેવું હતું કે સાથે ભોજન કરવા માત્રથી જ સામાજિક એકતા ઉત્પન્ન થઈ જતી નથી.

# ગુરદાસપુર

સંવત ૧૯૩૩ શ્રાવણ સુદ ૯, શુક્રવાર - ૯ ઓગસ્ટ, ૧૮૭૭ના રોજ સ્વામીજી ગુરદાસપુર પહોંચ્યા. અહીં સ્વામીજીનાં ઈશ્વર, અવતારવાદનું ખંડન, ગૌરક્ષા, મૃતક શ્રાદ્ધનું ખંડન, આવાગમન એટલે કે જન્મ-મરણ, આર્યાવર્તની પુરાણી દશા, આર્યોનાં કર્તવ્યો વગેરે વિષયો પર અનેક વ્યાખ્યાનો થયાં, જેમાં શ્રોતાઓની સંખ્યા બે હજાર જેટલી થઈ જતી. અનેક ઉચ્ચ અધિકારીઓ સ્વામીજીનાં વ્યાખ્યાનો સાંભળવા આવતા હતા.

**મિયાં બંધુઓ :** અહીં મિયાં હરિસિંહ અને મિયાં શેરસિંહે સ્વામીજી દ્વારા કરવામાં આવતી મૂર્તિપૂજાની આલોચનાથી નારાજ થઈને ગણેશગિરિ નામના એક સાધુને શાસ્ત્રાર્થ માટે પ્રરિત કર્યા, પરંતુ તેઓ તૈયાર ન થયા. મિયાં બંધુઓએ દીનાનગરથી પંડિત લક્ષ્મીધર અને પંડિત દૌલતરામને શાસ્ત્રાર્થ માટે તેડાવ્યા. આ પંડિતોએ સ્વામીજી સાથે 'गणानां त्वा...' આ વેદમંત્ર દ્વારા ગણેશપૂજા અને મૂર્તિપૂજા સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ સ્વામીજીએ કહ્યું : 'આવો અર્થ કરવાનો આધાર શો છે ?' પંડિતોએ કહ્યું : 'મહીધર ભાષ્ય'. સ્વામીજી તરત જ મહીધર ભાષ્ય મંગાવ્યું અને મહીધરે કરેલા વેદમંત્રોના ભ્રષ્ટ અર્થ શ્રોતાઓને સંભળાવ્યા અને કહ્યું : 'ન તો આ મંત્રથી મૂર્તિપૂજા સિદ્ધ થાય છે અને ન તો ગણેશપૂજા સિદ્ધ થાય છે. મહીધરે અશ્લીલ અનુવાદ કર્યો છે.' ત્યાર બાદ સ્વામીજીએ આ મંત્રનો વાસ્તવિક અર્થ બતાવીને સિદ્ધ કર્યું કે તેમાં મૂર્તિપૂજાની ગંધ પણ નથી. આથી રોષે ભરાયેલા આ મિયાંબંધુઓ અનર્ગલ પ્રલાપ કરવા લાગ્યા. ડૉક્ટર બિહારીલાલે તેમને રોક્યા અને સભા પૂરી થઈ.

**યુરોપિયનોના ઉચ્ચારણ પર ટિપ્પણી :** સ્વામીજીમાં ગજબની નિડરતા હતી. તેઓ શાસક જાતિની આલોચના કરવામાં પણ સંકોચ કરતા નહિ. આમ તો તેઓ અંગ્રેજ પ્રજાના અનેક ગુણોના પ્રશંસક હતા, પરંતુ એક વ્યાખ્યાનમાં તેમણે ટકોર કરતાં કહ્યું : 'આ દેશમાં આવ્યાને આટલો બધો સમય થઈ ગયો હોવા છતાંય યુરોપિયનો હજુ સ્થાનીય ભાષા શુદ્ધ બોલી શકતા નથી. જેમ કે, તેઓ 'તકાર'ની જગ્યાએ 'ટકાર' બોલે છે. 'તુમ'ને બદલે 'ટુમ' બોલે છે.' આ સાંભળીને સભામાં બેઠેલા મિસ્ટર કાક નામના ઇજનેર ક્રોધિત થઈને ચાલ્યા ગયા.

**આર્યસમાજની સ્થાપના :** સ્વામીજીના ઉપદેશોના પ્રભાવથી ગુરદાસપુરમાં સંવત ૧૯૩૩ શ્રાવણ વદ ૧, શુક્રવાર - ૨૪ ઑગસ્ટ,૧૮૭૭ના રોજ આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

# જાલંધર

ગુરદાસપુરથી સ્વામીજીએ ૨૮ ઑગસ્ટના રોજ અમૃતસર આવી થોડા દિવસ નિવાસ કરીને સંવત ૧૯૩૩ ભાદરવા સુદ ૬, ગુરુવાર - ૧૩ સપ્ટેમ્બર, ૧૮૭૭ના રોજ જાલંધર આવ્યા અને સરદાર સુચેતસિંહના બંગલે નિવાસ કર્યો. સુચેતસિંહ કપૂરથલા રાજવંશના હતા. તેઓ રાજા રણધીરસિંહના સાવકા ભાઈ હતા. જાલંધરમાં સ્વામીજીનાં પાંત્રીસ પ્રવચનો થયાં. સ્વામીજીની એ વિશેષતા હતી કે કોઈ પણ વ્યક્તિ કે સમાજના ગુણ-અવગુણ સ્પષ્ટ રૂપે કહેવામાં તેમને કોઈ જાતનો સંકોચ થતો ન હતો. તેઓ એમ સમજતા હતા કે જો વ્યક્તિના દોષોને છુપાવવામાં આવશે તો તે તેનો ક્યારેક ત્યાગ નહિ કરે. પરંતુ જો તેના દુર્ગુણો કે દુર્વ્યસનોની ભર્ત્સના કરવામાં આવે તો તે પોતાના સુધાર માટે પ્રવૃત્ત થાય છે. સરદાર વિક્રમસિંહ સુચેતસિંહના નાના ભાઈ હતા. તેમનામાં ચારિત્ર્ય સંબંધી એક દોષ હતો. આથી એક પ્રવચનમાં સ્વામીજીએ સુધારની દૃષ્ટિએ વિક્રમસિંહના દુરાચરણ વિશે ટીકા કરી. વિક્રમસિંહે કહ્યું : 'મહારાજ, આજે તો આપ અમારા પર પણ વરસી પડ્યા.' સ્વામીજીએ એટલું જ કહ્યું : 'નિષ્પક્ષ ભાવે કહેવું જ ઠીક છે. સ્પષ્ટ કહેવામાં સંકોચ ન કરવો જોઈએ.'

**બ્રહ્મચર્યના બળની પરીક્ષા :** સરદાર વિક્રમસિંહે વાર્તાલાપ દરમિયાન સ્વામીજીને કહ્યું : 'આપ કહો છો કે શાસ્ત્રોમાં બ્રહ્મચર્યનો ખૂબ જ મહિમા ગાવામાં આવ્યો છે. આપ પણ નૈષ્ઠિક બ્રહ્મચારી છો, પરંતુ આપ તેને પ્રગટ કરતી કોઈ વિશેષતા બતાવતા નથી.' સ્વામીજીએ એ સમયે તો કોઈ જ ઉત્તર ન આપ્યો. પરંતુ જ્યારે વાર્તાલાપ પૂરો થયા બાદ સરદાર સ્વામીજીને નમસ્તે કરીને પોતાની બે ઘોડાવાળી બગીમાં બેસી ગયા ત્યારે સ્વામીજીએ છાનામાના ઝટપટ જઈને તેનું પાછળનું પૈડું પકડી લીધું. બગી હાંકનારે ઘોડાને ચાબૂક લગાવ્યાં, પરંતુ પહાડ જેવા ઘોડા બિલકુલ ચસકતા નથી. સરદારે પાછળ નજર કરી તો સ્વામીજી બગીનું પૈડું પકડીને ઊભા છે અને મંદ મંદ હસી રહ્યા છે. ગાડીનું પૈડું છોડીને સ્વામીજીએ કહ્યું : 'હવે તો આપને બ્રહ્મચર્યના બળનો નિશ્ચય થઈ ગયો હશે.' સરદાર વિસ્મય પામીને જતા રહ્યા.

**મૌલવી સાથે શાસ્ત્રાર્થ :** ૨૪ સપ્ટેમ્બર, ૧૮૭૭ના રોજ મૌલવી અહમદ હુસેન સાથે સ્વામીજીનો પુનર્જન્મ અને પયગંબરો તથા દેવદૂતો દ્વારા પ્રદર્શિત ચમત્કારો પર લિખિત શાસ્ત્રાર્થ થયો. આગળ જતાં આ શાસ્ત્રાર્થ 'શસ્ત્રાર્થ જાલંધર'ના નામથી પ્રકાશિત પણ કરવામાં આવ્યો છે.

**શુદ્ધિ :** જાલંધરમાં સ્વામીજીએ એક ખ્રિસ્તી વ્યક્તિની શુદ્ધિ કરી હતી.

**પ્રવચન-સાર :** અહીં સ્વામીજીનાં વિભિન્ન વિષયો પર અનેક પ્રવચનો થયાં હતાં, જેનો ટૂંક સાર આ મુજબ છે :

એક દિવસ સ્વામીજીએ મૃતક શ્રાદ્ધનું ખંડન કર્યું. આથી ઑનરરી મૅજિસ્ટ્રેટ પંડિત રામદત્તે બીજા દિવસે તેનું મંડન કરતું પ્રવચન કર્યું, પરંતુ તેઓ મૃતક શ્રાદ્ધના સમર્થનમાં વેદોનું કોઈ પ્રમાણ આપી શક્યા નહિ.

કાલ્પનિક ભૂતપ્રેત વગેરેને ભગાડવા માટે પૌરાણિકો 'ये रूपाणि....' વગેરે મંત્રો બોલે છે, પરંતુ માત્ર મંત્ર બોલવાથી તો માખીને પણ ઉડાડી શકાતી નથી તો પછી ભૂતપ્રેતને ભગાવવાની વાત ક્યાં રહી ? વાસ્તવમાં ભૂતપ્રેત વગેરેની પ્રચલિત માન્યતાઓ ભ્રમમૂલક છે.

સ્વામીજીના એક પ્રવચનમાં પંજાબના સનાતની નેતા શ્રદ્ધારામ ફિલ્લોરી પણ હાજર હતા. તેઓ કંઠી-તિલક ધારણ કરતા હતા. તેમની હાજરીમાં સ્વામીજીએ કહ્યું : 'કંઠી-તિલકથી પોલીસ પણ નથી ડરતી તો પછી તથાકથિત યમરાજના દૂત શું ડરવાના હતા ?' ભક્તમાળ નામના ગ્રંથમાં તિલક જોઈને યમરાજના દૂત ડરી ગયા એવી કથા છે. આથી સ્વામીજીએ તેનું ખંડન કર્યું હતું.

એક પ્રવચનમાં સ્વામીજીએ કહ્યું : 'મંદિરે જઈને 'નમઃ શિવાય' કરવાથી કે ગંગામાં સ્નાન કરવાથી પાપ દૂર થઈ જતાં નથી. પાપવૃત્તિ દૂર કરવા માટે શુદ્ધ સંકલ્પ, તપ વગેરે જરૂરી છે, અને કરેલાં કર્મોનાં ફળ ભોગવવાં જ પડે છે.'

## લાહોર

જાલંધરથી સ્વામીજી આસો સુદ ૯, સોમવાર - ૧૫ ઑક્ટોબરે અમૃતસર આવીને આસો સુદ ૧૧, બુધવાર - ૧૭ ઑક્ટોબરે લાહોર પધાર્યા. અહીં એક અંગ્રેજ પાદરી અને એક મહિલા મિશનરી સ્વામીજીને મળવા આવ્યાં. તેમની સાથે વાર્તાલાપ દરમિયાન સ્વામીજીએ જણાવ્યું કે, અધિક ધનથી વિલાસિતા આવે છે અને તેના કારણે પતન થાય છે. સ્વામીજીએ ૨૧ ઑક્ટોબર, ૧૮૭૭ના રોજ આયોજિત બ્રહ્મસમાજના ચૌદમા વાર્ષિક ઉત્સવમાં પોતાના ભક્તો અને અનુયાયીઓની સાથે પધારીને તેમની શોભામાં અભિવૃદ્ધિ કરી.

## ફિરોજપુર

સંવત ૧૯૩૩ આસો વદ ૪, શુક્રવાર - ૨૬ ઑક્ટોબર, ૧૮૭૭ના રોજ સ્વામીજી અહીં હિંદુસભા નામની હમણાં જ સ્થપાયેલી સંસ્થાના નિમંત્રણ પર પધાર્યા. અહીં સ્વામીજીનાં આઠ પ્રવચનો થયાં.

**ઈશ્વર સર્વવ્યાપક છે :** પંડિત કૃપારામ નામના એક ક્લાર્કે સ્વામીજીને પૂછ્યું : 'ઈશ્વર સર્વવ્યાપક છે કે એકદેશી ?' સ્વામીજીએ કહ્યું : 'ઈશ્વર સર્વવ્યાપક છે.' આ સાંભળીને કૃપારામે પોતાના ખિસ્સામાંથી ઘડિયાળ કાઢીને ટેબલ પર મૂકી અને કહ્યું : 'બતાવશો, આમાં ઈશ્વર ક્યાં છે ?' સ્વામીજીએ કહ્યું : **'જુઓ, આકાશ સર્વત્ર વિદ્યમાન છે અને બધી જ વસ્તુઓ આકાશની ભીતર છે. જેમ મારો આ સોટો આકાશની બહાર જઈ શકતો નથી, તેમ તમારી ઘડિયાળ પણ ઈશ્વરના વ્યાપકત્વથી બહાર કે પૃથક્ થઈ શકતી નથી.'** આ સાંભળીને કૃપારામની શંકાનું સમાધાન થઈ ગયું.

**પૂજારી શબ્દનો અર્થ :** એક દિવસ ફિરોજપુર છાવણીના મોટા મંદિરના પૂજારી રઘુનાથ સ્વામીજીને મળવા આવ્યા. સ્વામીજીએ તેમને પૂજારી શબ્દનો અર્થ પૂછતા કોઈ ઉત્તર ન આપી શક્યા. આથી સ્વામીજીએ વિનોદપૂર્વક કહ્યું : 'પૂજા + અરિ (શત્રુ), એટલે કે જે પૂજાનો શત્રુ છે તે પૂજારી કહેવાય છે !'

**આર્યસમાજ :** સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈને અહીંની હિંદુસભાએ પોતાનું નામ આર્યસમાજ ઘોષિત કરીને વૈદિક ધર્મનો પ્રચાર શરૂ કરી દીધો.

## લાહોર

સ્વામીજી આસો વદ ૧૪, રવિવાર, ૪ નવેમ્બરે ફરી લાહોર આવ્યા. અહીં આર્યસમાજના અધિવેશનમાં ઉપનિયમો નિર્ધારિત કરવા માટે અંતરંગ સભામાં સ્વામીજીની સ્વીકૃતિ માંગવામાં આવી. પરંતુ સ્વામીજીએ કહ્યું : 'હું આ સભાનો સદસ્ય ન હોવાથી સંમતિ આપી શકું નહિ.' આથી સભાસદોએ આગ્રહ કરીને સર્વસંમતિથી એ જ સમયે સ્વામીજીને સભાસદ બનાવ્યા. ત્યાર પછી જ સ્વામીજીએ પોતાની સંમતિ આપી. સ્વામીજીને સંસ્થાના નિયમો તથા લોકતંત્રમાં કેટલો દૃઢ વિશ્વાસ હતો તેનું આ જ્વલંત પ્રમાણ છે. તેઓ જાણતા હતા કે ધાર્મિક સંસ્થાઓમાં આચાર્યો, મઠાધીશો, ધર્મગુરુઓ વગેરે દ્વારા ભોગવવામાં આવતા અબાધ અધિકારો જ ધાર્મિક સડાઓ, ગુરુડમ વગેરેનું કારણ બનતા હોય છે.

## રાવળપિંડી

સંવત ૧૯૨૪ કારતક સુદ ૩, ગુરુવાર - ૮ નવેમ્બર, ૧૮૭૭ના રોજ સ્વામીજી રાવળપિંડી આવ્યા અને જામાસ્પજી નામના એક પારસી શેઠના બંગલે નિવાસ કર્યો. સ્વામીજીએ પોતાનાં પ્રવચનોમાં મૂર્તિપૂજા વગેરે પૌરાણિક માન્યતાઓ તથા ખ્રિસ્તી તથા ઈસ્લામના ગ્રંથોમાં વર્ણિત કિસ્સા-કહાણીઓની તીવ્ર આલોચના કરી.

**હિંદુઓની દશા પર શોક :** એક દિવસ વ્યાખ્યાન પૂરું કર્યા બાદ સ્વામીજી લોકો સાથે વાર્તાલાપ કરી રહ્યા હતા ત્યારે તેમણે હિંદુઓની દશા પર શોક પ્રગટ કરતાં કહ્યું : **'હિંદુઓ બીજા મત-મજહબોનાં ગ્રંથો જોતા જ નથી અને જ્યારે ખ્રિસ્તીઓ અને મુસલમાનો તેમના ધર્મ પર સાચા-ખોટા આક્ષેપો કરે છે, તો તેઓ તરત જ નિરુત્તર થઈ જાય છે.'** અહીં પણ આયર્સમાજની સ્થાપના કરી.

## ઝેલમ

માગસર વદ ૮, ગુરુવાર - ૨૭ ડિસેમ્બરે સ્વામીજી ઝેલમ પધાર્યા. અહીં સ્વામીજી પ્રવચનો આપ્યાં અને વેદભાષ્યના લેખનકાર્યમાં વ્યસ્ત રહ્યા.

**અમીચંદ મહેતાનું જીવન પરિવર્તન :** એક દિવસ સ્વામીજીનું વ્યાખ્યાન શરૂ થાય એ પહેલાં અમીચંદ નામની એક વ્યક્તિએ ભજન ગાવાની આજ્ઞા લઈને એક સુંદર ભજન સંભળાવ્યું. આ ભજન સાંભળીને સ્વામીજી અને શ્રોતાઓ મંત્રમુગ્ધ થઈ ગયા. એ ગાયકના ગયા પછી એક ભક્તે સ્વામીજીને કહ્યું : 'જેણે આજે ભજન ગાયું એ તલાટી છે, બહુ જ સરસ ગાય છે. પરંતુ તે છે ચારિત્ર્યહીન, માંસાહારી અને મદ્યપાની. તેણે પોતાની પત્નીનો ત્યાગ કર્યો છે, વેશ્યાગામન કરે છે તથા લાંચ-રુશવત પણ લે છે.' આ સાંભળીને સ્વામીજીએ કહ્યુ : 'ઠીક થઈ જશે, સુધરી જશે.'

સભામાં બીજે દિવસે અમીચંદે ફરી એક ભજન ગાયું. એ સાંભળીને શ્રોતાઓ ઝૂમી ઊઠ્યા. સ્વામીજીએ વ્યાખ્યાન પૂરું કરીને તેમને પોતાની પાસે બોલાવ્યા અને તેમની પીઠ પર હાથ રાખીને કહ્યું : **'અમીચંદ, તમે છો તો હીરા, પરંતુ કીચડમાં પડ્યા છો.'** યોગી દયાનંદનું આ વચન યોગદર્શનના 'सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ।' (૨.૩૬) સૂત્રની સમાન અમીચંદને અસર કરી ગયું. તેમની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેમણે સ્વામીજીનાં ચરણસ્પર્શ કર્યાં અને પશ્ચાત્તાપના સ્વરમાં કહ્યું : 'મહારાજ, આપના આશીર્વાદથી હું સાચે જ હીરો બની બતાવીશ. હું આપના વચનને જરૂર સાર્થક કરીશ.'

અમીચંદ ઘરે આવ્યા. તેમણે દારૂની બોટલો ફોડી નાખી. વેશ્યાઓનો સંગ છોડી દીધો. મદ્યમાંસના ત્યાગની પ્રતિજ્ઞા લીધી. તાર કરીને પત્નીને ઘરે પાછી બોલાવી લીધી. સંપૂર્ણ નગરમાં અમીચંદ મહેતાના જીવન પરિવર્તનના સમાચાર પ્રસરી ગયા. બીજે દિવસે જ્યારે અમીચંદ સ્વામીજીના વ્યાખ્યાનમાં આવ્યા ત્યારે બિલકુલ પરિવર્તિત વ્યક્તિત્વ લઈને આવ્યા. આજે તેમણે પોતે રચેલું એક એવું સુંદર ગીત સંભળાવ્યું કે જે દ્વિઅર્થી હતું, જેના શબ્દો હતા : 'તુમ્હારી કૃપા સે જો આનંદ પાયા, વાણી સે જાયે વહ કૈસે બતાયા. તુમ્હારી કૃપા સે અજી મેરે ભગવાન્, મેરી જિંદગી ને અજબ પલટા ખાયા.' આ ગીતમાં એક તરફ

પરમપિતા પરમેશ્વરની અસીમ કરુણા અને અનુકંપા પ્રત્યે પોતાનો વિનમ્ર કૃતજ્ઞતા ભાવ પ્રદર્શિત કરવામાં આવ્યો હતો, તો બીજી બાજુ પોતાના મહાન પથપ્રદર્શક આ સંન્યાસી પ્રત્યે પણ આભાર વ્યક્ત કરવામાં આવ્યો હતો કે જેમની પ્રેરણાથી તેમના જીવનમાં આ સુખદ પરિવર્તન આવી શક્યું હતું. આગળ જતાં મહેતા અમીચંદે પોતાનાં કાવ્યો અને સંગીતના માધ્યમથી આયર્સમાજના પ્રચારમાં એવું યોગદાન આપ્યું કે એ જે ઇતિહાસનું એક યાદગાર પૃષ્ઠ બની ચૂક્યું છે. આજે પણ આર્યસમાજોમાં તેમણે રચેલું ભજન 'આજ મિલ સબ ગીત ગાઓ ઉસ પ્રભુ કે ધન્યવાદ' ખૂબ જ શ્રદ્ધાભાવથી ગાવામાં આવે છે.

## ગુજરાત

પંજાબના આ ગુજરાત શહેરમાં સ્વામીજીએ સંવત ૧૯૩૪ પોષ સુદ ૯, રવિવાર - ૧૩ જાન્યુઆરી, ૧૮૭૮ના રોજ આવીને ફતહસર બાગમાં નિવાસ કર્યો. અહીં સ્વામીજીનાં પ્રવચનો સરકારી શાળાની બોર્ડિંગ હાઉસમાં થયાં, જેમાં લોકોની ખૂબ જ ભીડ થતી હતી.

**ખ્રિસ્તીઓનો પ્રભાવ :** અહીં પાદરીઓનું પ્રચારકાર્ય અને વટાળ પ્રવૃત્તિ તીવ્ર ગતિથી ચાલતાં હતાં. પાદરીઓ નગરની મુખ્ય બજારોમાં ઊભા રહીને રામ, કૃષ્ણ વગેરેની નિંદા અને હિંદુધર્મ પર આક્ષેપો કરતાં વ્યાખ્યાનો કરતા હતા, જે સાંભળીને અનેક હિંદુઓ ભ્રમિત થઈ રહ્યા હતા. હિંદુઓ દુઃખી મને આ બધું સાંભળી રહ્યા હતા, પરંતુ તેમનામાં પાદરીઓની આવી વાતોનો પ્રતિકાર કરવાની તાકાત ન હતી. આથી સ્વામીજીએ ખ્રિસ્તી મતની કેટલીક કપોલકલ્પિત વાતો તથા મિથ્યા સિદ્ધાંતો ખુલ્લાં પાડ્યાં. સાથે સાથે પ્રચલિત હિંદુધર્મની કુરીતિઓ પર પ્રકાશ પાડીને વેદોનું મહત્ત્વ, બ્રહ્મચર્ય, સંધ્યા વગેરે વિષયો પર પણ પ્રભાવશાળી વ્યાખ્યાનો કર્યાં. સ્વામીજીનાં વ્યાખ્યાનો સાંભળીને અહીંના હિંદુ યુવક એટલા સમર્થ અને સશક્ત થઈ થયા કે તેઓ કોઈ પણ ખ્રિસ્તી કે મુસલમાન સાથે ધાર્મિક વિષયો પર વાદવિવાદ કરવા તૈયાર રહેતા.

**મિસ્ટર બુચાનન :** અહીંની સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર બુચાનન ભારે અભિમાની હતા. તેઓ પોતાના વિદ્યાર્થીઓને કહેતા હતા : 'સ્વામીજી વેદોના અર્થ કરે છે એ બરાબર નથી.' તેમના વિદ્યાર્થીઓએ કહ્યું : 'તમે સ્વામીજીની સાથે શાસ્ત્રાર્થ કેમ નથી કરતા ?' આથી બીજે દિવસે તેઓ સ્વામીજીના વ્યાખ્યાનમાં શાસ્ત્રાર્થ કરવા આવ્યા. સ્વામીજીએ વ્યાખ્યાન પૂરું કર્યું એટલે બુચાનને પૂછ્યું : 'સ્વામીજી, તમે આ બ્રાહ્મણોની મૂર્તિપૂજારૂપી જીવિકા તો છીનવી રહ્યા છો, પરંતુ તેના બદલામાં તમે તેમને કશુંય આપો છો ખરા ?' સ્વામીજીએ અત્યંત ગંભીરતાથી કહ્યું : **'હું તેઓને મૂર્તિપૂજાના જડ સંસ્કારોમાંથી મુક્ત કરીને વેદોનું**

**પઠનપાઠન અને યોગાભ્યાસમાં પ્રવૃત્ત થવા માટે પ્રેરિત કરું છું. શું આ કંઈ મામૂલી વાત છે ?'** ત્યાર બાદ વેદમંત્રોના અર્થને લઈને ચર્ચા ચાલી, પરંતુ સ્વામીજીની વિદ્વત્તા સામે બુચાનનનું કશુંય ન ચાલ્યું.

**મૌલવીએ સંધ્યા કરી :** એક દિવસ સ્વામીજીએ પોતાના એક પ્રવચનમાં સંધ્યોપાસના, ગાયત્રી મંત્ર અને ઈશ્વરના મુખ્ય નામ 'ઓમ્'ની વ્યાખ્યા કરી. તેનો મૌલવી મુહમ્મદ્દીન નામના ફારસીના એક અધ્યાપક પર એટલો પ્રભાવ પડ્યો કે, તેમણે ભરી સભામાં ઊભા થઈને જાહેર કર્યું : 'સ્વામીજીએ કરેલા ગાયત્રીમંત્રના આ અર્થથી હું એવો પ્રભાવિત થયો છું કે મેં આજે નક્કી કર્યું છે કે હવે હું નમાજને બદલે ગાયત્રી મંત્ર સહિત સંધ્યોપાસના કરીશ.' જે યુગમાં શૂદ્રો અને યવનોની હાજરીમાં વેદમંત્ર બોલવાને પાપ સમજવાનું ઘોર અજ્ઞાન પ્રવર્તતું હતું ત્યારે સ્વામી દયાનંદે વિધર્મીઓને પણ વેદમંત્રોથી સંધ્યોપાસના કરતા કર્યા એ સાચે જ એક અપૂર્વ અને અસાધારણ વાત હતી.

**પ્રાણહરણનું ષડ્યંત્ર :** પૌરાણિકો પાસે કોઈ ઉપાય ન રહેવાથી તેઓ હવે સ્વામીજીની હત્યા કરવાની કોશિશ કરવા લાગ્યા. તેઓએ આ માટે એક કુખ્યાત ગુંડાને ઉશ્કેરીને તૈયાર કર્યો. તે બજારમાં સ્વામીજી વિશે અનર્ગલ વાતો કર્યા કરતો હતો અને કહેતો હતો : 'હું દયાનંદને મારી નાખીશ અથવા તો તેનું નાક કાપી નાખીશ, ભલે પછી મારે જેલમાં જવું પડે.' આથી કેટલાક ભક્તોએ સ્વામીજીને પ્રાર્થના કરી કે તેઓ ક્યાંય બહાર ન નીકળે. પરંતુ સ્વામીજીએ કહ્યું : **'હું આજે વ્યાખ્યાન આપવા જરૂર જવાનો છું. એ બધી પોકળ વાતો છે. હું આવી ધમકીઓથી બિલકુલ ડરતો નથી. તમે મારો આ સોટો જોયો છે ને ? મારી ઉપર કોઈ આક્રમણ નહિ કરે અને જો કરશે તો હું એકલો જ દસ-બાર જણા પર ભારે પડું એમ છું. જો હું આવી વાતોથી ડરી ગયો હોત તો દેશભરમાં વેદોનો ઉપદેશ અને પ્રચાર શી રીતે કરી શક્યો હોત ? માટે હું અહીંથી બહાર જરૂર જઈશ. તમે ચિંતા ના કરશો.'** સ્વામીજીની નીડરતા જોઈને ભક્તો સ્તંભિત થઈ ગયા.

**ઈંટ મારનારને ક્ષમાદાન :** એક માણસે સ્વામીજીને મારવા ઈંટ ફેંકી, પરંતુ એ વાગતાં વાગતાં રહી ગઈ. ત્યાંની જેલના ક્લાર્કે પોલીસને એ માણસને પકડી લાવવા કહ્યું. આથી પોલીસ તેને પકડીને સ્વામીજી પાસે લઈ આવી. પરંતુ સ્વામીજીએ તેને ક્ષમા આપી અને તેને છોડી મૂકવા કહ્યું.

**જ્ઞાની છો કે અજ્ઞાની ? :** સ્વામીજીના તર્ક સામે કોઈ જીતી શકતું નહિ. આથી કેટલાક વિરોધીઓએ સાથે મળીને નક્કી કર્યું કે આપણે સ્વામીજીને 'તમે જ્ઞાની છો કે અજ્ઞાની ?' આ પ્રશ્ન પૂછીએ. જો સ્વામીજી એમ કહે કે જ્ઞાની, તો આપણે કહીશું કે સ્વયંને જ્ઞાની કહેનાર તમે અહંકારી છો; અને જો તેઓ કહે કે અજ્ઞાની, તો આપણે કહીશું કે જ્યારે તમે પોતે જ અજ્ઞાની છો તો બીજાને

શું જ્ઞાન આપી શકવાના હતા ? આથી સ્વામીજી બેમાંથી ગમે તે જવાબ આપે પરંતુ તેમનો પરાજય નિશ્ચિત છે. આવો ત્રાગડો રચીને એ લોકોએ સ્વામીજી પાસે આવીને પ્રશ્ન કર્યો : 'સ્વામીજી, આપ જ્ઞાની છો કે અજ્ઞાની ?' પરંતુ પ્રત્યુત્પન્નમતિ સ્વામીજીએ આ કુટિલ પ્રશ્નનો એવો જવાબ આપ્યો કે પ્રશ્નકર્તાઓ લજ્જિત થઈને ચાલ્યા ગયા. સ્વામીજીએ કહ્યું : **'હું કેટલીક વાતોમાં જ્ઞાની છું અને કેટલીક વાતોમાં અજ્ઞાની છું. જેમ કે, વેદાદિ શાસ્ત્રો, સંસ્કૃત, ધર્મ વગેરેમાં જ્ઞાની છું અને અંગ્રેજી, ફારસી, વેપાર-વાણિજ્ય વગેરેમાં અજ્ઞાની છું.'**

**પરહિત સાધના :** એક દિવસ બે ઉચ્ચ અધિકારીઓ સ્વામીજીને મળવા આવ્યા. તેમણે કહ્યું : 'સ્વામીજી, આપ ખંડનમંડન કરીને લોકોને શા માટે પોતાના શત્રુ બનાવો છો ? આપનાં ભાષણોથી અનેક લોકો ઉત્તેજિત અને ગુસ્સે થાય છે. અમે તો એવું માનીએ છીએ કે પરહિતની ચિંતા છોડી સ્વયંનું ભલું થાય એ જ કામ કરવું, પરોપકારના ચક્કરમાં ન પડવું.' સ્વામીજીએ કહ્યું : 'પોતાનું પેટ તો પશુપંખીઓ પણ ભરી લે છે. મનુષ્યનું મનુષ્યત્વ તો એ જ વાતમાં છે કે તે બીજાનું હિત કરે, પરોપકાર કરે.'

## વજીરાબાદ

સંવત ૧૯૩૪ પોષ વદ ૩૦ (અમાસ), શનિવાર - ૨ ફેબ્રુઆરીના રોજ સ્વામીજી વજીરાબાદ આવ્યા. આર્યસમાજના સભ્યોએ તેમનું સ્વાગત કર્યું અને તેમને રાજા ફજીરૂલ્લાના બાગમાં તેમના નિવાસની વ્યવસ્થા કરી.

**શાસ્ત્રાર્થ અને ઉપદ્રવ :** અહીં પૌરાણિકોએ પંડિત વાસુદેવ નામના એક મૂર્ખ અને ઉન્મત્ત માણસને સો રૂપિયાની દક્ષિણાનું પ્રલોભન આપીને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર કર્યો. વેદજ્ઞાનરહિત આ પંડિત કોઈ પૌરાણિક પોથીમાંથી શાલિગ્રામ અને તુલસીની પૂજાના શ્લોકનો પાઠ કરતો રહ્યો. સ્વામીજીએ વેદમંત્રનું પ્રમાણ માંગ્યું તો એ મૌન થઈ ગયો. આથી ઉપદ્રવકારીઓએ શોર મચાવ્યો અને સ્વામીજી અને તેમના લખિયા પર હુમલો કર્યો. એ લોકો સ્વામીજીના લખિયાને મારવા લાગ્યા. એ જોઈએ સ્વામીજી ડંડો લઈને બહાર આવ્યા અને એવી ગર્જના કરી કે ઉપદ્રવકારીઓ ભયભીત થઈને ભાગી ગયા.

## ગુજરાનવાલા

સ્વામીજીએ મહા સુદ ૫, ગુરુવાર - ૭ ફેબ્રુઆરીના રોજ અહીં પહોંચીને સરદાર મહાસિંહના ભવનમાં નિવાસ કર્યો. સ્વામીજી દરરોજ સાંજે 'આર્યોદ્દેશ્યરત્નમાળા' નામના પોતાના એક લઘુગ્રંથના વિષયો પર ક્રમશઃ પ્રવચનો આપતા હતા.

**પંડિત વિદ્યાધર :** આ નગરમાં ખ્રિસ્તીઓનું જોર હતું. એક દિવસ પાદરીઓએ સ્વામીજીને તેમનાં મંતવ્યો વિશે પૂછ્યું. સ્વામીજીએ તેમને 'આર્યોદ્દેશ્યરત્નમાળા'ની એક પ્રત ભેટ આપી. ત્યાર બાદ આ પાદરીઓએ નગરના પંડિતોને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા ચડાવ્યા, પરંતુ સ્વામીજીના ભયથી અનેક પંડિતો તો નગર છોડીને ચાલ્યા ગયા. અહીં પંડિત વિદ્યાધર નામના એક ઉચ્ચ કોટિના વિદ્વાન રહેતા હતા. પાદરીઓએ તેમને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા આગ્રહ કર્યો. પરંતુ તેમણે પાદરીઓને જણાવ્યું : 'સ્વામી દયાનંદ સાથે અમારે જે મતભેદ છે, એ તો અમારા ઘરનો મામલો છે; અને અમે તેમની સાથે ગમે ત્યારે વિચારવિમર્શ કરી શકીએ છીએ. માટે તમે લોકો અમને ઉશ્કેરીને અમારા ઘરમાં ઝઘડો કરાવવા ઈચ્છો છો એ ઠીક નથી.' ત્યાર બાદ પંડિતજી સ્વામીજીને મળવા ગયા અને બહુ વાર સુધી પ્રેમપૂર્વક વાર્તાલાપ કરતા રહ્યા.

**ખ્રિસ્તીઓ સાથે શાસ્ત્રાર્થ :** ખ્રિસ્તીઓનો આ દાવ સફળ ન રહેતાં હવે તેઓ સ્વયં મેદાનમાં ઊતર્યા. ૧૯ ફેબ્રુઆરી, ૧૮૭૯ના દિવસે મોટા ચર્ચમાં અનેક દેશી-વિદેશી પાદરીઓ સાથે સ્વામીજીનો શાસ્ત્રાર્થ થયો. અનેક ઉચ્ચ અંગ્રેજ અધિકારીઓ આ શાસ્ત્રાર્થમાં હાજર રહ્યા. પ્રવેશ માટે ટિકિટની વ્યવસ્થા કરવામાં આવી હતી. 'શું જીવ અને ઈશ્વર બંને અનાદિ છે ?' એ વિષય પર આ શાસ્ત્રાર્થ થયો. સ્વામીજીએ અનેક પ્રમાણો અને તર્કબદ્ધ દલીલોના આધારે સિદ્ધ કર્યું કે, જીવ અને ઈશ્વર બંને અનાદિ સત્તાઓ છે અને બંને ભિન્ન ભિન્ન સત્તાઓ છે. એક્સ્ટ્રા આસિસ્ટંટ કમિશનર ગોપાલદાસ મધ્યસ્થ હતા, જેમણે સ્વામીજીનો વિજય જાહેર કર્યો.

**ખ્રિસ્તીઓનું ષડ્યંત્ર :** આથી ખ્રિસ્તીઓ ભભૂકી ઊઠ્યા અને તેમણે ષડ્યંત્ર રચ્યું. સ્વામીજીનો બપોરનો સમય વેદભાષ્યના લેખનનો રહેતો હતો. પાદરીઓ બરાબર એ જ સમયે કશી પણ પૂર્વ સૂચના આપ્યા વગર સ્વામીજીને શાસ્ત્રાર્થ માટે બોલાવવા આવ્યા. પરંતુ સ્વામીજીએ કહ્યું : 'શાસ્ત્રાર્થ માટે સાંજના ચાર વાગ્યાનો સમય નક્કી કરવામાં આવ્યો છે. મારો આ સમય અન્ય મહત્ત્વપૂર્ણ કાર્યનો છે. હું અત્યારે ન આવી શકું.' બસ, પાદરીઓને તો આ જ સાંભળવું હતું. તેઓએ ચર્ચમાં જઈને સ્વામીજીનો પરાજય ઘોષિત કર્યો !

**સ્વામીજીનો લલકાર :** સ્વામીજીને આ વાતની જાણ થતાં તેમણે બીજે દિવસે ચર્ચ પાસે એક ખુલ્લા મેદાનમાં સભા ભરીને પાદરીઓને શાસ્ત્રાર્થ માટે લલકાર્યા, પરંતુ કોઈ સામે આવ્યા નહિ. હજારો શ્રોતાઓ સ્વામીજીને સાંભળવા એકઠા થયા હતા. સ્વામીજીએ પોણો કલાક રાહ જોઈ, પણ પાદરીઓ આવ્યા નહિ. આથી તેમણે ખ્રિસ્તી મતની સમાલોચના કરતું પ્રવચન કર્યું. શ્રોતાઓ ખ્રિસ્તી મતની વાસ્તવિકતા જાણી ગયા. આજ સુધી ખ્રિસ્તીઓને ઉત્તર આપનાર કોઈ

ન હતું. આથી સ્વામીજીએ કરેલા ખ્રિસ્તી મતના ખંડનથી હિંદુઓ ખુશ થયા અને તેઓમાં જાગૃત્તિ આવી. પરિણામસ્વરૂપે અહીં આર્યસમાજની સ્થાપના થઈ અને અનેક લોકો તેના સભ્યો બન્યા.

**પૂજારી ભગવદ્દત્ત :** મંદિરનો આ પૂજારી સ્વામીજીના ઉપદેશથી એટલો બધો પ્રભાવિત થયો કે તે આરતી વહેલી પતાવીને ચરણામૃત આપવાનું કામ બીજાને સોંપીને સ્વામીજીના પ્રવચનમાં પહોંચી જતો. આગળ જતાં તેણે પૂજારીનું કામ છોડી દીધું અને તે આર્યસમાજનો સભાસદ થઈ ગયો.

**બ્રહ્મચર્યનું મહત્ત્વ :** એક દિવસ સ્વામીજીએ વીર હરિસિંહ નલવાની શૂરવીરતાનું કારણ તેનું પચીસ વર્ષ સુધીનું બ્રહ્મચર્યપાલન હતું એ બતાવીને બ્રહ્મચર્યનું મહત્ત્વ વર્ણવ્યું અને સ્વયંનું ઉદાહરણ આપતાં સભામાં કહ્યું : ‘અત્યારે હું ત્રેપન વર્ષનો છું. કોઈને મારા શારીરિક બળની પરીક્ષા કરવી હોય તો આવે. હું તેનો હાથ પકડીશ અને તે છોડાવી લે. અથવા કોઈ મારો હાથ પકડીને તેને નમાવી દે.’ સભામાં કેટલાક કાશ્મીરી મલ્લો પણ બેઠા હતા, પરંતુ કોઈ સામે ન આવ્યું.

**લાહોર :** મહા વદ ૧૪, શનિવાર - ૨ માર્ચના રોજ સ્વામીજી લાહોર પધાર્યા અને નવાબ રજાઅલીખાનના બાગમાં ઊતર્યા. અહીં જ તેમનાં પ્રવચનો થવાં લાગ્યાં.

**ઈસ્લામની સમાલોચના :** ૧૧ માર્ચના રોજ આ જ બાગમાં સ્વામીજી ઈસ્લામ મતની કઠોર આલોચના કરતું વ્યાખ્યાન આપી રહ્યા હતા. નવાબ પણ આ બાગમાં ધીરે ધીરે લટાર મારતાં સાંભળી રહ્યા હતા. પ્રવચન પૂરું થયું એટલે એક સજ્જને કહ્યું : ‘સ્વામીજી, આપને ઉતારો આપવા માટે કોઈ હિંદુ કે બ્રહ્મસમાજી સ્થાન આપવા તૈયાર નથી. નવાબસાહેબે કૃપા કરીને આ સ્થાન આપ્યું છે. પરંતુ આપે અહીં ઈસ્લામનું ખંડન કર્યું હોવાથી તેઓ નારાજ થઈને આપને અહીંથી વિદાય ન કરી દે.’

**ઈશ્વર સિવાય કોઈનો ભય નથી :** સ્વામીજીએ કહ્યું :

**‘મારું પ્રયોજન કોઈ મત કે સમુદાય વિશેષની અનાવશ્યક નિંદા કે સ્તુતિ કરવાનું નથી અને હું કોઈથી ડરીને મારા કર્તવ્યથી વિમુખ પણ થતો નથી. વૈદિક ધર્મનો પ્રચાર કરવો એ જ મારો ઉદ્દેશ્ય છે અને એ જ સત્ય માનવધર્મ છે. તેના પાલનમાં જ સર્વનું હિત સમાયેલું છે. અને મને ખબર હતી કે નવાબસાહેબ મારું પ્રવચન સાંભળી રહ્યા છે. એ જોઈને જ મેં તેમને વૈદિકધર્મનું મહત્ત્વ સંભળાવ્યું હતું. પરમાત્મા સિવાય મને કોઈનો ભય નથી.’**

આમ અધર્મ, અસત્ય અને અન્યાયનો વિરોધ કરનાર અને સત્યને માટે પોતાનું માથું હથેળીમાં લઈને ફરનાર સ્વામી દયાનંદ સાચે જ અદ્વિતીય મહાપુરુષ હતા.

# મુલતાન

સ્વામીજી સંવત ૧૯૩૪ ફાગણ વદ ૮, મંગળવાર - ૧૨ માર્ચ, ૧૮૭૮ના રોજ મુલતાન પહોંચ્યા. સ્વામીજીના સ્વાગત માટે ત્રીસેક જેટલા પ્રતિષ્ઠિત લોકો સ્ટેશન પર આવ્યા હતા. પ્રથમ તેમને બ્રહ્મસમાજના મંદિરમાં લઈ જવામાં આવ્યા અને પછી બેગીના બાગમાં લઈ જવામાં આવ્યા, જ્યાં તેમના ઉતારાની વ્યવસ્થા કરવામાં આવી હતી. અહીં સ્વામીજીનાં પ્રવચનોમાં લોકોની ભીડ જામવા માંડી. અહીં સ્વામીજીનાં છત્રીસ પ્રવચનો થયાં.

**વ્યાખ્યાનનાં વિષયો :** સ્વામીજીએ અહીં બ્રાહ્મણોની વિદ્યા, વેદ ઈશ્વરી જ્ઞાન, ઈશ્વરનું નિરાકારત્વ, ગોકુળિયા ગુંસાઈઓની લીલા, તિલક અને છાપનું ખંડન, મૂર્તિપૂજા અને અવતારવાદની સમીક્ષા, યજ્ઞોપવીત અને હવન, સ્વજીવનચરિત, ઈસ્લામની માન્યતાઓ, ખ્રિસ્તી મત, સૃષ્ટિવિજ્ઞાન, બ્રહ્મસમાજની સમીક્ષા અને આર્યધર્મની વ્યાખ્યા, યુરોપનો વસવાટ, આવાગમન અને પુનર્જન્મ, નવીન વેદાંત, ખાનપાન અને સ્વાસ્થ્ય રક્ષા, તીર્થયાત્રા અને ધાર્મિક મેળાઓ, વિધવાઓની દુરાવસ્થા, બ્રહ્મચર્યનું મહત્ત્વ, આર્ય અને હિંદુ શબ્દ, યોગ, છ શાસ્ત્રોની એકવાક્યતા વગેરે વિષયો પર વ્યાખ્યાનો કર્યાં.

**ગોપાલદાસની ધૂર્તતા :** આ નગર વલ્લભ સંપ્રદાયનું કેન્દ્ર હતું. સ્વામીજીએ એ સંપ્રદાયની અનાચાર-લીલાની તીવ્ર આલોચના કરવાથી ડરી ગયેલા ગોસાંઈ ગોપાલદાસે સ્વામીજીના સભાસ્થાને આવીને ઘંટા-ઘડિયાળ વગાડી, શોરબકોર કરીને ખલેલ પહોંચાડવાની કોશિશ કરી. તેથી પોલીસે તેને અને તેના ચેલાઓને અહીંથી હાંકી કાઢ્યા.

**છાવણીમાં પ્રવચનો :** સ્વામીજીનાં મુલતાન છાવણીમાં પણ પ્રવચનો થયાં. તેમાં ખાસ કરીને પારસી લોકોનો બહુ જ સહયોગ રહ્યો. અહીં હિંદુઓ અને પારસીઓ વચ્ચેના સંબંધો અંગે ચર્ચા ચાલી. સ્વામીજીએ કહ્યું : 'બંને જાતિઓના પૂર્વજો સ્વયંને આર્ય કહેતા હતા.' એક વ્યક્તિએ પૂછ્યું : 'તો પછી બંને વચ્ચે ખાનપાનનો સંબંધ કેમ નહિવત્ છે ?' સ્વામીજીએ કહ્યું : 'એનું એક કારણ એ છે કે હાલમાં પારસીઓનો મુસ્લિમો સાથે ખાનપાનનો નિકટનો સંબંધ હોવાથી મોટા ભાગના હિંદુઓ પારસીઓ સાથે ખાનપાન કરવાનું ટાળે છે. જો પારસીઓ અને હિંદુઓ મેળમિલાપ વધારશે તો બંને વચ્ચેનું આ અંતર પણ દૂર થઈ જશે.' સ્વામીજીએ સ્વાસ્થ્ય વિજ્ઞાનના આધારે ખાનપાન વિષયક કેટલીક મર્યાદાઓ વિશે પણ પોતાના વિચારો વ્યક્ત કર્યા.

**માંસાહારથી હાનિ :** પંડિત કૃષ્ણનારાયણ સાથેના વાર્તાલાપમાં સ્વામીજીએ માંસાહારને આત્માની ઉન્નતિમાં બાધક બતાવ્યો અને શાકાહારના લાભ ગણાવ્યા.

તેમણે કહ્યું : **'માંસાહાર વેદવિરુદ્ધ છે. ઈશ્વરની વેદોક્ત આજ્ઞાઓનું પાલન કરવામાં લાભ છે અને તેનું ઉલ્લંઘન કરવામાં હાનિ છે. માંસાહાર કરનારને યોગવિદ્યા પ્રાપ્ત થઈ શકતી નથી અને ન તો તે ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકે છે.'** આથી કૃષ્ણનારાયણે માંસાહારનો ત્યાગ કરીને શાકાહાર કરવાનો સંકલ્પ કર્યો.

**મેક્સમૂલર :** અહીં એક દિવસ વાર્તાલાપ દરમિયાન વિખ્યાત પાશ્ચાત્ય વિદ્વાન મેક્સમૂલર વિશે ચર્ચા થઈ. સ્વામીજીએ કહ્યું :

> **'મેક્સમૂલર વૈદિક વિદ્યાના ક્ષેત્રમાં હજુ બાળક સમાન છે અને જ્યાં સુધી તેમને કોઈ વેદોનો પારગામી વિદ્વાન ગુરુ નહિ મળે ત્યાં સુધી તેઓ સાયણ અને મહીધર જેવા અયોગ્ય ભાષ્યકારોનું અંધાનુકરણ કર્યા કરશે.'**

**સાત સભાસદોનો આર્યસમાજ :** ૪ એપ્રિલ, ૧૮૭૮ના રોજ મુલતાનમાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી. શરૂમાં માત્ર સાત જ સભાસદો હતા. આથી એક બ્રહ્મચારીએ વ્યંગ કરતાં કહ્યું : 'મહારાજ, માત્ર સાત જ સભાસદો છે !' સ્વામીજીએ પણ હસતાં હસતાં વિનોદમાં કહ્યું : 'એમાં ચિંતા કરવા જેવું કંઈ નથી. જ્યારે મહમદ સાહેબે ઈસ્લામ મત ચલાવ્યો હતો ત્યારે શરૂઆતમાં તેમનાં પત્ની જ એકમાત્ર સહાયક હતાં, જ્યારે અહીં તો સાત સભાસદો છે !'

## લાહોર

સંવત ૧૯૩૨ ચૈત્ર સુદ ૧૫, બુધવાર - ૧૭ એપ્રિલ, ૧૮૭૮ના રોજ સ્વામીજી ફરી લાહોર આવ્યા. અહીં ૮ મેના રોજ આર્યસમાજની અંતરંગ સભાના અધિવેશનમાં સ્વામીજીને પ્રમુખસ્થાને બિરાજવા એક સભાસદે વિનંતી કરી. પરંતુ તેમણે કહ્યું : **'સભાના નિર્વાચિત પ્રમુખ અહીં હાજર જ છે. આથી તેઓ જ પ્રમુખસ્થાન સંભાળશે. તેમની હાજરીમાં હું પ્રમુખસ્થાન ગ્રહણ કરી શકું નહિ.'** આમ સ્વામીજી સંગઠનના નિયમોના વિધિપૂર્વક પાલનમાં દૃઢ વિશ્વાસ ધરાવતા હતા.

**ધર્મોપદેશમાં ઊંઘ કેમ આવે છે ? :** એક દિવસ એક ભક્તે શંકા કરી : 'મહારાજ, નાચગાન વગેરેમાં તો આખી રાત જાગી શકાય છે, પરંતુ ધર્મોપદેશ સાંભળતી વખતે ઊંઘ આવવા માંડે છે. આવું કેમ થતું હશે ?' સ્વામીજીએ કહ્યું : 'નાચગાન ઉત્તેજક હોવાથી કાંટાની પથારી સમાન છે, તેમાં ઊંઘ ક્યાંથી આવે. જ્યારે ધર્મોપદેશ શાંતિદાયક હોવાથી ફૂલોની પથારી સમાન મૃદુ હોવાથી ઊંઘ આવવા લાગે છે.'

## અમૃતસર

સ્વામીજી વૈશાખ સુદ ૧૪, બુધવાર - ૧૫ મેના રોજ અમૃતસર આવીને સરદાર ભગવાનસિંહના બાગમાં ઊતર્યા.

**ઈંટોનો વરસાદ :** અહીં પૌરાણિક પંડિતો સાથે ભગવાનસિંહના તબેલામાં ૧૮ જૂનના રોજ શાસ્ત્રાર્થ કરવાનું નક્કી કરવામાં આવ્યું. પૌરાણિક પંડિતોને અગાઉથી સૂચના આપવામાં આવી હતી કે તેઓ સમયસર શાસ્ત્રાર્થ સ્થળે પહોંચી જાય. લગભગ પાંચ-છ હજારની મેદની આ શાસ્ત્રાર્થ જોવા ઉત્સુકતાપૂર્વક બેઠી હતી. ખાસ્સી વાર રાહ જોઈ, પરંતુ પંડિતો આવ્યા નહિ. આથી સ્વામીજીએ શ્રોતાઓ સમક્ષ પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું. થોડી જ વારમાં મોહનલાલ વકીલ પંડિતોના પ્રવક્તા રૂપે હાજર થયા અને જણાવ્યું : 'પંડિતવર્ગ શાસ્ત્રાર્થ માટે તૈયાર છે.' એટલામાં સાત-આઠ તિલકધારી પંડિતો પોતાના ચેલાઓ સાથે આવ્યા અને સ્વામીજીની બાજુમાં ધૃષ્ટતાપૂર્વક બેસી ગયા. તેઓમાં શાસ્ત્રાર્થ કરવાનું સામર્થ્ય તો હતું નહિ. આથી પહેલેથી નક્કી કર્યા મુજબ તેઓના ચેલાઓ ઈંટોનાં રોડાં અને ધૂળ ફેંકવા લાગ્યા. એક પથ્થર સ્વામીજીને મારવા માટે ફેંક્યો, પરંતુ તેમની આજુબાજુ બીજા લોકો ઊભા હોવાથી તેઓ બચી ગયા. કેટલાક લોકોને વાગ્યું પણ ખરું. પોલીસ હતી, પરંતુ એ કશું કર્યા વગર આ ધમાલ જોતી રહી. છેવટે સભા વિસર્જિત કરવામાં આવી. પૌરાણિક સમુદાયનું આ હુલ્લડ જોઈને સ્વામીજીના ભક્તો કોપાયમાન થયા. પરંતુ સ્વામીજીએ તેઓને શાંત કરતાં કહ્યું :

> **'મદ્ય-મદિરાથી પાગલ થઈ ગયેલા આવા મનુષ્યો પર કોપ ન કરવો જોઈએ. મારું કામ તો ઔષધ આપનાર વૈદ્ય જેવું છે. જે લોકો આજે મારા પર ઈંટ-પથ્થર વરસાવે છે તેઓ આગળ જતાં ક્યારેક પશ્ચાત્તાપ કરીને પુષ્પ-વર્ષા પણ કરી શકે છે.'**

**હું આ બાગનો માળી છું :** સ્વામીજી ત્યાંથી નિવાસસ્થાને આવ્યા. એક ભક્તે કહ્યું : 'મહારાજ, આજે દુષ્ટોએ ઈંટો ફેંકીને આપનું અપમાન કર્યું.' સ્વામીજીએ સ્થિતપ્રજ્ઞ ભાવે કહ્યું :

> **'પરોપકાર કે પરહિતનાં કાર્યોમાં માન-અપમાન અને નિંદા-સ્તુતિમાં સમાન રહેવું પડે છે. એ વિના સુધારનું કાર્ય થઈ શકતું નથી. મેં આર્યસમાજરૂપી બાગ બનાવ્યો છે. હું તેનો માળી છું. છોડને ખાતર નાખતી વખતે માળીના શરીર પર રાખ-માટી પણ પડી જાય છે. મારા પર ધૂળ-રાખ ગમે તેટલી પડે તેની મને ચિંતા નથી. પરંતુ હું ઇચ્છું છું કે આ આર્યસમાજરૂપી બાગ સદૈવ લીલોછમ અને ફૂલ્યો-ફાલ્યો રહે અને તેની સુવાસ હંમેશાં મઘમઘતી રહે.'**

**હું એકલો હતો :** એક ભક્તે સ્વામીજીને કહ્યું : 'મહારાજ, આર્યસમાજમાં બહુ જ ઓછા લોકો જોડાય છે.' સ્વામીજીએ કહ્યું :

> **'જો તમે દૃઢ સંકલ્પ કરીને કાર્યક્ષેત્રમાં ઊતરશો તો તમે હજારો અને લાખો મનુષ્યોને તમારા સંગી-સાથી અને વૈદિક ધર્મના અનુયાયી બનાવી શકો**

**છો. મેં જ્યારે કાર્યનો આરંભ કર્યો હતો ત્યારે તો હું સાવ એકલો જ હતો. પરંતુ ઈશ્વરકૃપાથી આજે મને હજારો લોકોનો સહયોગ મળી રહ્યો છે.'**

સ્વામીજીએ પોતાની વેદના વ્યક્ત કરતાં કહ્યું :

**'કાશીના સ્વામી વિશુદ્ધાનંદ અને પંડિત બાલશાસ્ત્રી જેવા વિદ્વાનો જો મને સાથ આપે તો અમે ત્રણે મળીને સમસ્ત સંસારમાં વૈદિક વિચારધારાનો પ્રચાર કરી શકીએ છીએ. પરંતુ એ બંને વિદ્વાનો મારા અંતરંગ ભાવને જાણ્યા વિના જ મારો વિરોધ કરી રહ્યા છે.'**

સ્વામીજીના આ વચનમાં જેટલી વેદના હતી એટલી જ સચ્ચાઈ પણ હતી. જેમ તેમના સમકાલીન વિદ્વાનો તેમના હાર્દિક ભાવને સમજવામાં નિષ્ફળ રહ્યા હતા, તેમ હાલમાં પણ અનેક વિદ્વાનો, ઈતિહાસકારો, સમીક્ષકો વગેરે સ્વામી દયાનંદને યથાર્થ રૂપે સમજવામાં અને મૂલવવામાં ભૂલ કરી રહ્યા છે.

**નિહંગોની ધમકી :** એક પ્રવચનમાં સ્વામીજીએ શીખોના પવિત્ર સરોવર અમૃતસરની આલોચના કરી. આથી નિહંગ શીખો બહુ જ રોષે ભરાયા અને તેમણે સ્વામીજીને મારી નાખવાની ધમકી આપી. પરંતુ અટલ ઈશ્વરવિશ્વાસી દયાનંદે નિર્ભીક ભાવે કહ્યું :

**'જે જગદીશ્વરની પ્રેરણાથી હું સંસારના ઉપકારનું કાર્ય કરી રહ્યો છું, તેના જ ભરોસે હું મારું કર્તવ્ય કર્મ કરતો રહીશ. હું સાધારણ મનુષ્યોની ધમકીથી ડરી જાઉં એવો નથી.'**

**પંડિત ખડકસિંહનું પરિવર્તન :** પાદરીઓએ અહીં પણ ધર્માંતરની ભયંકર જાળ બિછાવી રાખી હતી, જેમાં કેટલાક પ્રતિષ્ઠિત પુરુષો પણ ફસાઈ ગયા હતા. પાદરી વેરિંગની પ્રેરણાથી પંડિત ખડકસિંહ ખ્રિસ્તી થઈ ગયા હતા. તેઓ ખ્રિસ્તી થયાને બાર વર્ષ થઈ ગયાં હતાં અને તેઓ ખ્રિસ્તી સમુદાયની એક પ્રમુખ વ્યક્તિ ગણાવા લાગ્યા હતા. પાદરી વેરિંગે તેમને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા માટે તેમના ગામથી તેડાવી લીધા. ખડકસિંહ શાસ્ત્રાર્થ કરતાં પહેલાં તેમના એક મિત્ર સાથે સ્વામીજીની યોગ્યતા ચકાસવા તેમના નિવાસસ્થાને ગયા. એ સમયે સ્વામીજી એક બ્રાહ્મણ સાથે સંવાદ કરી રહ્યા હતા. સ્વામીજીનો આ સંવાદ સાંભળીને ખડકસિંહનો ખ્રિસ્તી મત પરથી વિશ્વાસ ઊડી ગયો અને તેઓ સ્વામીજીના દઢ અનુયાયી અને વૈદિક ધર્મના ઉપદેશક થઈ ગયા. આથી પાદરી વેરિંગ નિરાશ થઈ ગયા. હવે તેમણે કોલકાતાના પ્રસિદ્ધ પાદરી કે.એન. બેનરજીને તાર કરીને બોલાવ્યા કે જેથી સ્વામીજી સાથે તેમનો શાસ્ત્રાર્થ કરાવી શકાય. કોલકાતાથી ઉત્તર આવ્યો કે પાદરી આવે છે, પરંતુ કોઈ આવ્યું નહિ. હવે સ્વામીજી અહીંથી

પ્રસ્થાન કરવાના હતા, પરંતુ આ પાદરીના આવવાની રાહ જોઈને રોકાઈ ગયા. જ્યારે પાદરીને તાર કરીને જલદી અહીં આવવા જણાવ્યું તો ઉત્તર મળ્યો : 'મારી દીકરી બીમાર છે. હું નહિ આવી શકું.' અમૃતસરના પાદરીઓએ તેમને ફરી સમજાવ્યા : 'એક છોકરી મરી પણ જાય તો શો વાંધો છે, તે જવાની તો ઈસુ મસીહની ગોદમાં જ છે. માટે આપ જલદી પધારો. અહીં અનેક ખ્રિસ્તીઓનાં વિશ્વાસ અને કલ્યાણનો મામલો છે.' આટલો આગ્રહ કરવા છતાંય પાદરી બેનરજી ન જ આવ્યા. આનું પરિણામ એ આવ્યું કે અનેક લોકો ખ્રિસ્તી મટીને આર્યસમાજના સભ્ય થઈ ગયા.

**પંજાબયાત્રાનો ઉપસંહાર :** પંજાબમાં સ્વામીજી ધારણા કરતાં થોડા મોડા આવ્યા, પરંતુ તેમની આ લગભગ સવા વર્ષની પ્રચારયાત્રા સર્વત્ર ખૂબ જ સફળ રહી. સફળતાનું કારણ એ હતું કે, પંજાબ ભારતનો સીમાડાનો પ્રદેશ હોવાથી તેમાં સંકુચિતતા ઓછી હતી. બીજું એ કે પંજાબીઓના હૃદયમાં ગ્રહણશીલતાનો ગુણ સારો એવો હતો, જેથી તેઓનાં હૃદયને સ્વામીજીની દિવ્ય વાણીનો પ્રવાહ વિદ્યુત સમાન સ્પર્શી ગયો. આથી બીજાં પ્રાંતોની સરખામણીમાં પંજાબમાં સ્વામીજીનું કાર્ય ખૂબ જ ઝડપથી આગળ વધ્યું.

સ્વામીજીના પંજાબ આગમન સમયે ખ્રિસ્તી પાદરીઓ હિંદુધર્મને બોડી બામણીનું ખેતર સમજીને અનેક કીમિયાઓ દ્વારા ભયંકર વટાળ પ્રવૃત્તિ ચલાવી રહ્યા હતા. પરંતુ સ્વામીજી તેઓની સામે એક મજબૂત અને અજેય કિલ્લો બનીને ઊભા રહ્યા, જેથી અનેક લોકો ખ્રિસ્તી બનતા બચી ગયા.

પંજાબના લોકોએ સ્વામી દયાનંદની ઓજસ્વી વાણીના માધ્યમથી વૈદિક ધર્મનું સત્ય સ્વરૂપ જાણ્યું અને પોતાનાં હૃદયમાં ઉતાર્યું. આથી જ્યાં જ્યાં સ્વામીજી ગયા ત્યાં ત્યાં આર્યસમાજો સ્થાપિત થવા લાગ્યા. પરિણામે સમસ્ત ભારતમાં પંજાબ સ્વામીજીનાં કાર્યોમાં મોખરાનું સ્થાન પામ્યું. સ્વામીજીની પંજાબયાત્રાને મળેલી અભૂતપૂર્વ સફળતાને જો એક જ વાક્યમાં વ્યક્ત કરવી હોય તો કહી શકાય : 'હી કેમ્, હી સૉ, હી કૉન્કર્ડ' - તેઓ આવ્યા, જોયું અને જીતી લીધું.

• • •

: ૧૫ :

# પશ્ચિમોત્તર પ્રદેશમાં ધર્મસંસ્થાપના

મુંબઈ, ઉત્તરાપથ અને પંજાબમાં ભ્રમણ કરીને સ્વામી દયાનંદે ઠેર ઠેર આર્યસમાજો સ્થાપિત કર્યા. આર્યસમાજના સભાસદોની સંખ્યા નિરંતર વધી રહી હતી. આર્યસમાજના વિધિવત્ સદસ્યો કરતાં સ્વામીજીના ભક્તો, પ્રશંસકો અને અનુયાયીઓ સંખ્યા બહુ જ વિશાળ હતી. તેઓ સમજતા હતા કે સ્વામીજી નીડર સંન્યાસી હોવાથી સત્ય સત્ય કહી શકે છે અને પાખંડો તથા અંધવિશ્વાસોને પડકારી શકે છે, જ્યારે આપણે એ રીતે બેધડક બોલી શકતા નથી. આવા હજારો લોકો આર્યસમાજના સભ્યો ન હોવા છતાં ઋષિ દયાનંદના પરમભક્ત હતા અને તેમને આર્યજાતિના તારણહાર માનતા હતા.

સ્વામીજીનું કાર્યક્ષેત્ર બહુઆયામી હતું. તેમના સમયે પાદરીઓ અને મૌલવીઓ હિંદુ ધર્મ પર આક્રમણો કરી રહ્યા હતા. હિંદુ પંડિતો મૂર્તિપૂજા અને અન્ય પૌરાણિક માન્યતાઓ તથા જટિલ કર્મકાંડોથી આગળ વધીને પોતાના ભવિષ્ય વિશે વિચારવાનું સામર્થ્ય ખોઈ બેઠા હતા. તેઓ શત્રુઓના પ્રહારનો સામનો કરવાની સ્થિતિમાં ન હતા. સ્વામીજીએ એક બાજુ પોતાના ધર્મબંધુઓની કેડ પરથી પથ્થર, ધાતુ વગેરેની મૂર્તિઓ અને પૌરાણિક પોથીઓનો ભાર દૂર કરીને તેઓને વૈદિક જ્ઞાન-વિજ્ઞાનના બળ પર ટટ્ટાર ઊભા રહેતાં શીખવાડ્યું અને બીજી બાજુ પાદરીઓ અને મૌલવીઓનાં તીક્ષ્ણ તીરોના મારને રોકવા ઢાલ પણ બનાવી આપી. સ્વામીજી જાણતા હતા કે માત્ર કિલ્લામાં છુપાઈને દુશ્મનને પરાજિત કરી શકાતો નથી, પરંતુ કોઈ કોઈ વાર રણક્ષેત્રમાં સામી છાતીએ પ્રહાર કરવો પણ જરૂરી થઈ જતું હોય છે.

જે વિધર્મીઓ પૌરાણિક કથાઓ ટાંકીને આર્યો પર આક્ષેપો કરી રહ્યા હતા એ પૌરાણિક તથા વેદવિરુદ્ધ માન્યતાઓને તિલાંજલિ આપીને અને મૂર્તિપૂજા વગેરેને વેદવિરુદ્ધ મિથ્યા સિદ્ધ કરીને સ્વામીજીએ વિધર્મીઓનાં હથિયાર બેકાર કરી નાખ્યાં. એ દીર્ઘદૃષ્ટા સેનાનાયક દયાનંદે સેનાનું મુખ બહારની બાજુ ફેરવીને યુદ્ધભૂમિમાં પ્રતિ-આક્રમણની ભીંસ વધારી દીધી અને પાદરીઓ તથા મૌલવીઓની સામે બાઈબલ અને કુરાનની મિથ્યા, ભ્રામક અને સૃષ્ટિક્રમ વિરુદ્ધ વાતો ધરી દીધી. તેમણે એ લોકોને જણાવી દીધું કે, તમે લોકો બીજાનો કચરો શોધવાને

બદલે પહેલાં તમારા પોતાના ઉકરડાને સાફ કરો; પુરાણોના વાઘાઓ કરતાં તો તમારાં વસ્ત્રોમાં વધારે કાણાં છે. વિધર્મી પ્રચારકોને મૃદુ પ્રકૃતિના હિંદુઓ આવો વળતો હુમલો કરશે એની કલ્પના પણ ન હતી. તેઓને એમ જ હતું કે આ ભીરુ હરણ ક્યારેય શિંગડાં નહિ મારે. પરંતુ સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થયેલા હિંદુઓ હવે વાદવિવાદમાં વિધર્મી પ્રચારકોની સમક્ષ સિંહ બનીને વળતો હુમલો કરવા લાગ્યા. આથી પાદરીઓ અને મૌલવીઓ નિરાશાના વમળમાં ગોથાં ખાવા લાગ્યા.

વેદ-દિવાકર દયાનંદે પાથરેલા જ્ઞાનપ્રકાશથી અંધકારમાં અટવાતી આર્યજાતિનું હૃદય નાચી ઊઠ્યું. તેને હવે એ વિશ્વાસ થઈ ગયો કે આર્યધર્મ અને આર્યજાતિની સુરક્ષા અને સંવર્ધન થઈ શકે છે. સમજદાર લોકો સ્વામીજીના આ ધર્મરક્ષાના કાર્યનું મહત્ત્વ સમજી ગયા, પરંતુ પૌરાણિક રૂઢિચૂસ્ત વર્ગ હજુ પણ સ્વામીજીનો વિરોધ કરી રહ્યો હતો. તેમ છતાં એક કુશળ સેનાપતિની જેમ સ્વામીજી પોતાનો સંગ્રામ અવિરત ખેલીને વિજયની પરંપરા સર્જી રહ્યા હતા.

ટૂંકમાં, સ્વામીજીની સફળતાનાં મુખ્ય બે કારણો હતાં : ૧. આર્યજાતિમાં પેસી ગયેલાં પાખંડો, અંધવિશ્વાસો, દૂષણો વગેરેને દૂર કરી તેને બૌદ્ધિક, નૈતિક તથા શારીરિક દૃષ્ટિએ સશક્ત બનાવવી, અને ૨. વિરોધીઓનાં આક્રમણો સામે યથાયોગ્ય પ્રતિ-આક્રમણ કરવું. દેશ, ધર્મ અને જાતિની સ્થિતિ અતિ દયનીય અને ભયાવહ હોવાથી ધર્મયુદ્ધના ચતુર સેનાપતિ દયાનંદને યુદ્ધના નિયમો અનુસાર કઠોર સાધનોનો પ્રયોગ કરવો પડ્યો, જે સમયોચિત હોવાથી અત્યંત ફળદાયી અને જીવનદાયી નીવડ્યો.

**પંજાબથી પ્રસ્થાન :** પંજાબમાં નવચેતન ફૂંકીને સ્વામી દયાનંદે પશ્ચિમોત્તર પ્રદેશ એટલે કે સંયુક્ત પ્રાંત તરફ બીજી વાર પ્રસ્થાન કર્યું.

**રુડકી :** સંવત ૧૯૩૪ અષાઢ વદ ૧૧, ગુરુવાર - ૨૫ જુલાઈ, ૧૮૭૮ના રોજ સ્વામીએ રુડકી પધાર્યા અને લાલા શંભુનાથના બંગલામાં નિવાસ કર્યો. અહીં તેમનું પહેલું પ્રવચન 'ઈશ્વરીય જ્ઞાન' પર થયું.

**અછૂતો પ્રત્યે પ્રેમ :** સ્વામીજીના પ્રવચનમાં એક મજહબી શીખ બેઠો હતો, જેની ગણના ત્યાંના શીખ સમાજના દલિત વર્ગમાં થતી હતી. એ સમયે પોસ્ટમેન મુનીરખાન સ્વામીજીની પોસ્ટ લઈને આવ્યો. તે પેલા મજહબી શીખને અહીં અન્ય લોકોની સાથે બેઠેલો જોઈને ગુસ્સે થયો અને કહ્યું : 'તારી આ હિંમત કે તું તારી જાતિનો પરિચય આપ્યા વગર આ મહાત્માની બાજુમાં બેસી ગયો.' આથી એ મજહબી શીખ લજ્જિત થઈને દૂર જઈને બેસી ગયો. સ્વામીજીથી આ સહન ન થયું. તેમણે પોસ્ટમેનને કહ્યું : **'પરમાત્માની આ વિશાળ સૃષ્ટિમાં**

**બધાં સમાન છે. આપણને કોઈની પ્રત્યે અકારણ કઠોરતા પ્રદર્શિત કરવાનો કોઈ જ અધિકાર નથી.'**

**અન્ય પ્રવચનો :** સ્વામીજીએ આરમન સ્કૂલ પાસે આવેલા મેદાનમાં જુદા જુદા વિષયો પર પ્રવચનો આપ્યાં. બાઈબલ, કુરાન અને વેદોની તુલનાત્મક સમીક્ષા કરતાં એક પ્રવચનમાં મુસ્લિમોએ વિઘ્ન ઉત્પન્ન કરવાની કોશિશ કરી, પરંતુ તેઓને સફળતા ન મળી; કારણ કે સ્વામીજી જે કંઈ કહેતા હતા એ પ્રમાણ પુરસ્સર હતું. તેઓ ઇસ્લામનાં મંતવ્યોની સમાલોચના કુરાનનાં અવતરણો ટાંકીને કરતા હતા. શાસ્ત્રાર્થના નિયમો પર એકમત ન થતાં મૌલવીઓ સાથે શાસ્ત્રાર્થ થઈ શક્યો નહિ.

**પંડિત ત્રિલોકચંદ્ર :** તેઓ આરમન સ્કૂલના સંસ્કૃતના શિક્ષક હતા. લોકોએ તેમને સ્વામીજી સાથે મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ કરવા અનુરોધ કર્યો. પરંતુ તેમણે કહ્યું : 'દયાનંદ વાક્પટુ છે. તેમના કથનનો કોઈ ઉત્તર આપી શકતા નથી. માટે હું શાસ્ત્રાર્થ કરવા અસમર્થ છું.'

**શિક્ષિત વર્ગમાં આશ્ચર્ય :** સ્વામીજી પાશ્ચાત્ય શિક્ષણ અને આધુનિક વિજ્ઞાનના વિદ્યાર્થી તો ક્યારેય રહ્યા ન હતા. છતાંય તેમણે એક પ્રવચનમાં ડાર્વિનના ઉત્ક્રાંતિવાદની સમાલોચના કરી. તેમણે ડાર્વિનના મતના ખંડનમાં અનેક પ્રબળ અને અકાટ્ય તાર્કિક દલીલો આપી, જે પૈકી એકમાં કહ્યું :

> **'જે સમયે વાનરમાંથી મનુષ્ય પેદા થયો હતો ત્યારે કોઈ એવું બંધન તો લગાડવામાં આવ્યું નહોતું કે હવે પછી વાનર આ જ પ્રકારનું કર્મ કરીને મનુષ્યને ઉત્પન્ન નહિ કરે. આથી જો સાચે જ વાનરમાંથી જ મનુષ્યનો જન્મ થયો હોય તો શું કારણ છે કે ત્યાર પછી હજારો વર્ષ પસાર થઈ ગયાં હોવા છતાંય એક પણ વાનરનું બચ્ચું મનુષ્ય રૂપે ઉત્પન્ન થતું જોવા મળતું નથી ? બાકી તો જે નર વાનર અને માદા વાનરથી મનુષ્ય ઉત્પન્ન થવાની વાત કહેવામાં આવે છે, એ બંને તો આજે પણ પૃથ્વી પર મોજૂદ છે.'**

સ્વામીજીની આવી તાર્કિક યુક્તિઓ સાંભળીને અંગ્રેજી સમુદાય તથા શિક્ષિત વર્ગ આશ્ચર્યમાં પડી ગયા. તેમણે સ્વામીજીને સૂર્ય, પૃથ્વી વગેરેનું ભ્રમણ, અમેરિકાની શોધ, વાદળ અને ધરતીકંપ થવાનાં કારણો તથા ખગોળ, ભૂગોળ, રસાયન, ધાતુઓ વગેરે સંબંધી અનેક પ્રશ્નો પૂછ્યા, જેના સ્વામીજીએ પુરાતન સંસ્કૃત ગ્રંથોનાં આધારે યોગ્ય અને સંતોષજનક ઉત્તર આપ્યા, જે આધુનિક વિજ્ઞાનને મહદ્ અંશે અનુકૂળ હતા. તેમણે ન્યૂટન દ્વારા આવિષ્કૃત પૃથ્વીના ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત એક વેદમંત્ર તથા અન્ય પ્રાચીન ગ્રંથોનાં પ્રમાણોના આધારે સિદ્ધ કર્યો. આ સાંભળીને શ્રોતાઓ અવાક્ રહી ગયા.

**કર્નલ અને કપ્તાન :** સ્વામીજીએ એક પ્રવચનમાં ખ્રિસ્તી મતની આલોચના કરી. આથી કર્નલ માનસલ કમાડિંગ ઑફિસર તથા ક્વાર્ટર માસ્ટર કેપ્ટન સ્ટુઅર્ટ નામના બે અંગ્રેજ સૈનિક અધિકારીઓ ઉત્તેજિત થઈ ગયા. તેમણે સ્વામીજીને થોડા પ્રશ્નો કર્યા, જેના સ્વામીજીએ ઉત્તર આપ્યા અને છેવટે એ બંને નિરુત્તર થઈને ચાલ્યા ગયા.

**અદ્વૈતવાદી મૌન :** એક નવીન વેદાંતી સ્વામીજી પાસે આવીને ગર્વપૂર્વક બોલ્યા : 'સ્વામીજી, આપ પરાવિદ્યા બરાબર જાણતા નથી એટલે દ્વૈતવાદનો પ્રચાર કરો છો.' સ્વામીજીએ પૂછ્યું : 'શું તમે ખરેખર બ્રહ્મ છો ?' તેમણે કહ્યું : 'હા, હું નિ:સંદેહ બ્રહ્મ છું.' સ્વામીજીએ બાજુમાં પડેલી એક મરી ગયેલી માખી બતાવીને કહ્યું : 'બ્રહ્મ તો સૃષ્ટિનો સર્જનહાર છે. જો તમે સ્વયં બ્રહ્મ છો તો આ માખીને જીવિત કરી દો.' બિચારા વેદાંતી લજ્જિત થઈને મૌન થઈ ગયા.

**આર્યસમાજની સ્થાપના :** ૨૦ ઑગસ્ટના રોજ અહીં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી અને સ્વામીજીએ ઉપદેશ આપીને શ્રોતાઓને કૃતાર્થ કર્યા.

**અલીગઢ :** સંવત ૧૯૩૪ શ્રાવણ વદ ૮, બુધવાર - ૨૧ ઓગસ્ટ, ૧૮૭૮ના રોજ સ્વામીજી અલીગઢ પધાર્યા. અહીં સ્વામીજીને મળવા મુંબઈથી પંડિત શ્યામજી કૃષ્ણવર્મા, મૂળજી ઠાકરશી, હરિશ્ચંદ્ર ચિંતામણિ વગેરે આવ્યા હતા. તેઓનું આતિથ્ય સૈયદ અહમદખાને પોતાને ત્યાં કર્યું હતું. સ્વામીજી થોડા અસ્વસ્થ હોવાથી ભોજન કરવા જઈ શક્યા નહિ. અહીં સ્વામીજીનું એક જ પ્રવચન થયું અને તેમાં અલીગઢના સબ જજ મૌલવી ફરીદુદ્દીને અધ્યક્ષ પદ શોભાવી સ્વામીજીના પ્રગતિશીલ વિચારોની ખૂબ જ પ્રશંસા કરી.

**મેરઠ :** સંવત ૧૯૩૪ શ્રાવણ વદ ૧૩, સોમવાર - ૨૬ ઓગસ્ટ, ૧૮૭૮ના રોજ સ્વામીજી મેરઠ પધાર્યા અને લાલા દામોદરદાસના બંગલે નિવાસ કર્યો. આ જ સ્થાને પ્રવચનો શરૂ થયાં, જેમાં મતમતાંતરોનાં પાખંડોની પોલ ખોલવામાં આવી અને તેમની કાલ્પનિક અને અસંભવ કથાઓ રજૂ કરીને તેની પર વિનોદપૂર્ણ ટીકા-ટિપ્પણી કરી. આથી પૌરાણિકોમાં હલચલ મચી ગઈ, પરંતુ શાસ્ત્રાર્થ કરવા કોઈ ફરક્યું નહિ.

**ધર્મરક્ષિણી સભાના પ્રશ્નો :** સનાતન ધર્મરક્ષિણી સભા તરફથી મૂર્તિપૂજા, ગંગાદિ તીર્થ તથા અવતારવાદ પર ત્રણ પ્રશ્નો પૂછવામાં આવ્યા. સ્વામીજીએ તેના વિસ્તારથી ઉત્તર આપ્યા. આ સભા સાથે શાસ્ત્રાર્થ કરવા માટે પત્રવ્યવહાર કરવામાં આવ્યો. સ્વામીજીએ શાસ્ત્રાર્થના નિયમો લખીને સભાને મોકલ્યા, પરંતુ પ્રતિપક્ષીઓ તેના પર હસ્તાક્ષર કરવા તૈયાર ન થયા. આથી શાસ્ત્રાર્થ થઈ શક્યો નહિ.

**આર્યસમાજની સ્થાપના :** મેરઠમાં ૨૯ સપ્ટેમ્બર, ૧૮૭૮ના રોજ આર્યસમાજની સ્થાપના કરવામાં આવી. આરંભમાં જ ૮૧ સભાસદો થઈ ગયા.

**જ્યોતિષી ખાલી હાથ ગયા :** ગૌરીશંકર નામક એક જ્યોતિષી સ્વામીજી મળવા આવ્યા. સ્વામીજીએ આગમનનું કારણ પૂછતાં તેમણે કહ્યું : 'હું જ્યોતિષી છું. કંઈક પ્રાપ્તિની આશાથી આવ્યો છું.' સ્વામીજીએ કહ્યું : 'જો તમારા જ્યોતિષના જ્ઞાને તમને એવું બતાવ્યું હોય કે હું તમને કંઈક આપવાનો છું, તો તમારું એ જ્યોતિષ ખોટું છે, કારણ કે હું તમને કશુંય આપવાનો નથી. અને જો તમારું જ્યોતિષ શાસ્ત્ર તમને એમ બતાવી ચૂક્યું હોય કે તમને મારી પાસેથી કશુંય મળવાનું નથી, તો તમારું અહીં મારી પાસે આવવું જ વ્યર્થ ઠર્યું.' બિચારા જ્યોતિષી આ સાંભળીને હતપ્રભ રહી ગયા.

**કુશળતા ક્યાંથી હોય ? :** એક દિવસ એક બ્રાહ્મણે સ્વામીજીને ક્ષેમકુશળ પૂછ્યા. સ્વામીજીએ કહ્યું : 'ભાઈ, કુશળતા ક્યાંથી હોય ? બ્રાહ્મણો પોતાનું કર્તવ્યપાલન ભૂલી ગયા છે. તેઓ પાખંડો અને આડંબરોમાં મસ્ત રહે છે અને ધર્મપ્રચાર તરફ કશું ધ્યાન આપતા નથી. આ વાતને લઈને પીડા અનુભવું છું.'

**દિલ્હી :** સંવત ૧૯૩૪ આસો સુદ ૮, ગુરુવાર - ૩ ઑક્ટોબર, ૧૮૭૮ના રોજ સ્વામીજી દિલ્હી પધાર્યા અને જનતાને પોતાના અમૃતમય ઉપદેશોથી તૃપ્ત કરી. દિલ્હીમાં ૩ નવેમ્બરના રોજ આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

**અજમેર-પુષ્કર :** સ્વામીજી દિલ્હીથી ૬ નવેમ્બરે પ્રસ્થાન કરીને ૭ નવેમ્બરે જયપુર થઈને સંવત ૧૯૩૫ના કારતક સુદ ૧૨, મંગળવાર - ૮ નવેમ્બરના રોજ અજમેર પહોંચ્યા. અહીં સ્ટેશન પર તેમનું સ્વાગત કરવામાં આવ્યું. અજમેરમાં થોડો વિશ્રામ કરીને કારતક સુદ પૂનમનો પુષ્કરમાં મેળો ભરાય છે ત્યાં પ્રચાર માટે પહોંચ્યા અને ત્યાં વિજ્ઞાપન પ્રકાશિત કરીને લોકોને ધર્મચર્ચા માટે આમંત્રણ આપ્યું.

**મંત્રસિદ્ધિની પોલ ખોલી :** પુષ્કરમાં વામમાર્ગી સાધુઓએ મંત્રસિદ્ધિ દ્વારા અલૌકિક કાર્યો તથા પ્રાણહરણ કરવાની ડિંગ ચલાવી હતી. અજમેર કૉલેજના વિદ્યાર્થીઓએ એ સાધુઓને સ્વામી દયાનંદ સામે જઈને પ્રયોગ કરી બતાવવા કહ્યું, પરંતુ એ માટે તેઓ તૈયાર ન થયા.

**બુંદીના રાજપંડિત :** આ પંડિતે પદ્મપુરાણનો એક શ્લોક બોલીને મૂર્તિપૂજા સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. સ્વામીજીએ તરત જ તેના ખંડનમાં સ્વરચિત એક શ્લોક સંભળાવ્યો. પંડિતે પૂછ્યું : 'આ શ્લોક ક્યા ગ્રંથનો છે ?' સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું : 'આ શ્લોક દયાનંદ પુરાણનો છે !' આ સાંભળીને પંડિતજી અપ્રતિભ થઈને ચુપ થઈ ગયા. ઋષિમુનિઓના નામે પાછળથી રચવામાં આવેલાં તથાકથિત

પુરાણો તથા અન્ય પૌરાણિક ગ્રંથોમાંથી આપવામાં આવતા આવા મિથ્યા શ્લોકોનો સ્વામીજીએ આ રીતે ઉત્તર આપ્યો.

**ગર્દભ ગાયત્રી :** એક પંડિતજીએ કહ્યું : 'ગાયત્રી ચોવીસ પ્રકારની છે.' સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું : 'ગાયત્રી તો ચોવીસ હજાર પ્રકારની છે. જેમ કે, शीतलावाहनाय विद्महे लम्बकर्णाय धीमहि । तन्नो गर्दभः प्रचोदयात् ॥ - આ ગર્દભ ગાયત્રી છે !' તેમણે આ જ રીતે જોડા અને છત્રીની પણ સ્વ-રચિત ગાયત્રી સંભળાવી. પંડિતજીએ પૂછ્યું : 'આપની આ ગાયત્રી ક્યાં લખી છે ?' સ્વામીજીએ કહ્યું : 'તમે જે ચોવીસ પ્રકારની ગાયત્રીની વાત કહો છે તેનો ઉલ્લેખ ક્યા શાસ્ત્રમાં કરવામાં આવ્યો છે ?' પંડિતજી નિરુત્તર થઈને ચાલ્યા ગયા.

પુષ્કરમાં ધર્મોપદેશ કરીને સ્વામીજી ૧૪ નવેમ્બરના રોજ અજમેર પધાર્યા. અહીં તેમણે વૈદિક ધર્મના મહત્ત્વ પર પ્રવચનો કર્યાં.

**શાસ્ત્રાર્થ :** પાદરી ગ્રે તથા ડૉક્ટર હસબેન્ડ સાથે ૨૮ નવેમ્બરના રોજ સ્વામીજીનો લિખિત શાસ્ત્રાર્થ થયો. આ શાસ્ત્રાર્થના પ્રથમ દિવસનું વિવરણ લખવામાં આવ્યું હતું. પરંતુ તેમાં પ્રતિપક્ષીઓએ હસ્તાક્ષર કર્યા નહિ અને બીજા દિવસે શાસ્ત્રાર્થ લખવામાં ન આવે એવી શરત મૂકતાં સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો નહિ. આથી આ શાસ્ત્રાર્થ આગળ વધી શક્યો નહિ. આ શાસ્ત્રાર્થનું વિવરણ 'દયાનંદ શાસ્ત્રાર્થ સંગ્રહ'માં સુરક્ષિત છે.

**મૌલવી મહમદ મુરાદ અલી :** સ્વામીજીને મળવા માટે તમામ વર્ગના લોકો આવતા. અહીં 'રાજપૂતાના ગેઝેટ'ના સંપાદક મહમદ મુરાદ અલી સ્વામીજીનો સત્સંગ કરવા અવારનવાર આવતા. તેઓ સ્વામીજીના સ્વદેશભક્તિના વિચારોથી ખૂબ જ પ્રભાવિત થયા. તેઓ ગૌરક્ષાના પક્ષધર છે એ જાણીને સ્વામીજી પણ પ્રસન્ન થયા. તેમની વિનંતી પર સ્વામીજીએ તેમને પોતાનો એક ફોટો આપ્યો.

**જયપુર :** સ્વામીજી અજમેરથી પ્રસ્થાન કરીને ૨ ડિસેમ્બરે મસૂદા પહોંચ્યા. રામબાગમાં તેમનાં વ્યાખ્યાનો થયાં. અહીંથી તેઓ ૧૦ ડિસેમ્બરે નસીરાબાદ પહોંચ્યા. અહીં તેમણે ત્રણ વ્યાખ્યાનો આપ્યાં. અહીંથી અજમેર થઈને તેઓ સંવત ૧૯૩૫ માગસર વદ ૬, રવિવાર - ૧૫ ડિસેમ્બર, ૧૮૭૮ના રોજ જયપુર પધાર્યા.

સ્વામીજી પૌરાણિક માન્યતાઓનું ખંડન કરતા હોવાથી જયપુરનરેશ અપ્રસન્ન થયા. પરંતુ તેથી કાંઈ સ્વામીજીના પ્રચારકાર્યમાં અડચણ ઊભી કરવી એ તેમના હાથની વાત ન હતી. અહીં નવ દિવસ સુધી સ્વામીજી નિર્ભીક રીતે વૈદિક ધર્મનો પ્રચાર અને પાખંડખંડન કરતા રહ્યા.

**રેવાડી :** સંવત ૧૯૩૫ પોષ સુદ ૨, બુધવાર - ૨૫ ડિસેમ્બર, ૧૮૭૫ના રોજ સ્વામીજી રાજા રાવ યુધિષ્ઠિરસિંહના આમંત્રણથી રેવાડી પધાર્યા. રાવસાહેબે દિલ્હી દરબાર સમયે સ્વામીજીનાં પ્રવચનો સાંભળ્યાં હતાં અને તેમને રેવાડી પધારવાનું આમંત્રણ આપ્યું હતું. રેવાડીમાં સ્વામીજીએ અગિયાર પ્રવચનો કર્યાં, જેમાં પૌરાણિક, ખ્રિસ્તી, ઇસ્લામ વગેરે મતોની સમીક્ષા કરી. મૃતક શ્રાદ્ધને મિથ્યા સિદ્ધ કરતી વખતે સ્વામીજીએ ખ્રિસ્તી અને ઇસ્લામ મતોમાં સ્વીકૃત સ્વર્ગની ધારણાઓની પણ આલોચના કરી.

**વેદાંતી :** એક વેદાંતી પોતાને બ્રહ્મ માનતો હતો. સ્વામીજીએ તેને કહ્યું : 'બ્રહ્મ તો સૃષ્ટિની રચના કરે છે. તું આ ભૂમિને એક હાથ ઊંચી તો ઉઠાવી દે, જેથી ખબર પડે કે તું સ્વયં બ્રહ્મ છે.' વેદાંતી ચુપ થઈ ગયો.

**આર્યસમાજ અને ગૌશાળા :** રેવાડીમાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી અને સ્વામીજીની પ્રેરણાથી રાવ યુધિષ્ઠિરે અહીં એક ગૌશાળાની સ્થાપના કરી.[૧]

**અન્ય શહેરોમાં ધર્મોપદેશ :** પોષ વદ ૧, ગુરુવાર - ૯ જાન્યુઆરીના રોજ સ્વામીજી દિલ્હી આવ્યા. અહીં તેમણે ત્રણ પ્રવચનો આપ્યાં. અહીંથી સ્વામીજી પોષ વદ ૯, ગુરુવાર - ૧૬ જાન્યુઆરીના રોજ મેરઠ આવ્યા. અહીં હરદ્વારના કુંભમેળામાં વિતરણ કરવા માટે એક વિજ્ઞાપન છપાવ્યું. પછી સહરાનપુર આવ્યા. અહીં તેમનાં બે પ્રવચનો થયાં. ત્યાર બાદ થોડા દિવસ રુડકીમાં રોકાઈને કુંભમેળામાં પ્રચાર કરવા હરદ્વાર પ્રસ્થાન કર્યું.

**જ્વાલાપુર :** સંવત ૧૯૩૫ મહા વદ ૧૪, ગુરુવાર - ૨૦ ફેબ્રુઆરી, ૧૮૭૯ના રોજ સ્વામીજી જ્વાલાપુર આવ્યા અને મૂલા મિસ્ત્રીના બંગલે નિવાસ કર્યો.

**ગૌભક્ષક બન્યા ગૌરક્ષક :** અહીંના મુસલમાન જમીનદાર રાવ એવજખાને સ્વામીજી સાથેના વાર્તાલાપથી પ્રભાવિત થઈને માંસાહારનો ત્યાગ કર્યો અને પોતાના મુસ્લિમ બંધુઓને પણ ગૌરક્ષા માટે પ્રેરિત કરવાનું વચન આપ્યું.

**હરદ્વાર :** સંવત ૧૯૩૫ ફાગણ સુદ ૬, ગુરુવાર - ૨૭ ફેબ્રુઆરીના રોજ સ્વામીજી હરદ્વાર પહોંચીને મૂલા મિસ્ત્રીના ખેતરમાં શિબિર લગાવીને ધર્મોપદેશમાં પ્રવૃત્ત થયા. તેમણે એક વિજ્ઞાપન દ્વારા આ વિશે જનતાને સૂચના આપી.

---

૧. હરિયાણાના અહીરવાલ પ્રદેશમાં આવેલી રેવાડીની આ ગૌશાળા જ બનતાં સુધી આધુનિક યુગની દેશની સર્વ પ્રથમ ગૌશાળા છે. આજે પણ આ ગૌશાળામાં બહુ જ મોટી સંખ્યામાં ગાયોની દેખરેખ કરવામાં આવે છે. – સંપાદક

**લોકોની ભીડ :** આ મેળામાં સ્વામીજીના નામની ધૂમ મચી રહી. લોકોનાં ઝુંડનાં ઝુંડ તેમનાં દર્શન કરવા તથા ઉપદેશ શ્રવણ કરવા આવવા માંડ્યાં. એમાંના અનેક લોકો શંકા-સમાધાન કરવા અને ધર્મોપદેશ સાંભળવા આવતા હતા, તો કેટલાક માત્ર કુતૂહલ શાંત કરવા આવતા હતા કે એક ભગવાં વસ્ત્રધારી સંન્યાસી કે જે પરંપરાગત મૂર્તિપૂજા, અવતારવાદ, મૃતક શ્રાદ્ધ, તીર્થાટન વગેરેનું ખંડન કરે છે, તેમનાં રંગ-રૂપ, આકાર-પ્રકાર, આચાર-વિચાર વગેરે કેવાં છે, એ જોઈ આવીએ.

**સતુઆ સ્વામી :** આ સતુઆ સ્વામી હરદ્વારના પ્રસિદ્ધ વિદ્વાન હતા. લોકોએ તેમને સ્વામી દયાનંદ સાથે શાસ્ત્રાર્થ કરવાનું કહ્યું. પરંતુ તેમણે 'દયાનંદ તો નાસ્તિક છે, તેનું મોઢું જોવામાં પણ પાપ લાગે' એમ કહીને પોતાનો ભય ટાળવા પ્રયત્ન કર્યો. આ સાંભળીને સ્વામીજીએ તેમને કહેવડાવ્યું : 'વાંધો નહિ, મારું મોઢું ના જોશો, આપણી વચ્ચે પડદો રાખીશું.' છતાં પણ તેઓ શાસ્ત્રાર્થ કરવા ન જ આવ્યા.

**આવો ભાઈ લક્કડપૂજકો :** એક દિવસ નિર્મળા સાધુઓ આવ્યા. તેઓ ઝંડાની પૂજા કરે છે. સ્વામીજીએ વિનોદપૂર્વક કહ્યું : 'આવો લક્કડપૂજક ભાઈઓ, તમે લોકો તો લક્કડપંથી છો.' સ્વામીજીએ તેઓને જડ વસ્તુઓની પૂજા કરવાના બદલે સાચા નિરાકાર ચેતન ઈશ્વરની ઉપાસના કરવાનો ઉપદેશ આપ્યો.

**બે નાગા સાધુ :** નિરંજની અખાડાના બે નાગા સાધુ સ્વામીજી પાસે આવીને અસભ્યતાપૂર્વક વાતો કરવા લાગ્યા. સ્વામીજી પ્રસન્નતાપૂર્વક તેમની વાતોના ઉત્તર આપતા રહ્યા. એ જોઈને તેમના પર એવો પ્રભાવ પડ્યો કે તેઓ શરમ અનુભવવા લાગ્યા. તેઓએ ક્ષમા માંગી. સ્વામીજીએ પ્રેમપૂર્વક ક્ષમા આપી. આ સાધુઓ અહીંથી જતી વખતે સ્વામીજીને પ્રણામ કરીને પોતાના પિત્તળનાં કડાં, માળા, કફની, જટા વગેરે ગંગામાં પ્રવાહિત કરતા ગયા.

**નિર્મળા સાધુ :** ઈશ્વરસિંહ નામના એક નિર્મળા સાધુએ ક્યારેય વેદો જોયા ન હતા. તેમણે સ્વામીજીને વેદો બતાવવાની પ્રાર્થના કરી. આથી સ્વામીજીએ તેમને ચારે વેદોની સંહિતાઓ બતાવી. એ જોઈને સાધુ આશ્ચર્યમાં પડી ગયા. સ્વામીજીએ કહ્યું : 'મહીધર અને સાયણ જેવા ભાષ્યકારોએ વેદોના અનર્થ કર્યા છે.' તેમણે મધ્યકાલીન એ વેદભાષ્યકારોની કેટલીક ભૂલો પણ બતાવી. ત્યાર બાદ બંને વચ્ચે આ મુજબ પ્રશ્નોત્તર થયો :

**ઈશ્વરસિંહ :** મહારાજ, પહેલાં તો આપ જીવ અને બ્રહ્મને એક અથવા અભિન્ન માનતા હતા.

**સ્વામીજી :** એ મારી પ્રારંભિક અવસ્થા હતી અને મેં ત્યારે વેદો પર સંપૂર્ણ રીતે વિચાર કર્યો ન હતો. પરંતુ જ્યારે મેં વેદોનો અભ્યાસ કર્યો ત્યારે મને સમજાયું

કે જીવ અને બ્રહ્મ એક કે અભિન્ન નથી, પરંતુ બંને ભિન્ન ભિન્ન સત્તાઓ છે. માટે જીવ અને બ્રહ્મને અભિન્ન સમજવા એ વેદવિરુદ્ધ કલ્પના છે.

**ઈશ્વરસિંહ :** જીવ-બ્રહ્મની અભિન્નતાના પક્ષમાં તો શંકરાચાર્યની સાક્ષી છે, પરંતુ આપના મતના પક્ષમાં કોની સાક્ષી છે ?

**સ્વામીજી :** મારા મતના પક્ષમાં સ્વયં વેદ-પુરુષ પરમાત્માની સાક્ષી છે.

**ઈશ્વરસિંહ :** પરંતુ કેટલીક શ્રુતિઓ અભેદનું પ્રતિપાદન કરે છે, એનું શું ?

**સ્વામીજી :** અભેદ પ્રતિપાદક શ્રુતિઓ પણ ઠીક છે અને ભેદ પ્રતિપાદક શ્રુતિઓ પણ ઠીક છે. બંનેને પ્રકરણ અનુસાર સમજવાની જરૂર છે. જેમ આકાશથી મારી આ પર્ણકુટી પૃથક્ નથી, માટે એ પ્રકારનો અભેદ ઠીક છે; પરંતુ મારી આ પર્ણકુટી આકાશ નથી, બન્ને તત્ત્વતઃ એક નથી - એ રીતે ભેદ પણ ઠીક છે.

એક દિવસ ઈશ્વરસિંહે પૂછ્યું : 'મહારાજ, શું બધાં મનુષ્યોનું એકમત થવું એટલે કે એક જ વિચારધારામાં દીક્ષિત થઈને એક જ પથના અનુગામી થવું સંભવ છે ?' સ્વામીજીએ કહ્યું :

> **'પુરુષાર્થથી બધું જ સંભવ છે. જો આપણે સામાજિક અને ધાર્મિક એકતા માટે કટિબદ્ધ થઈએ તો સાંપ્રદાયિક ભિન્નતા મિટાવવી કઠિન નથી. પરંતુ એ માટે સત્ય અને ઉદાર વિચારધારા તેમ જ નિરંતર પુરુષાર્થ અનિવાર્ય છે.'**

**નજફઅલી :** રુડકીના મામલતદાર નજફઅલી સ્વામીજીની સાથે જિજ્ઞાસા ભાવથી વાર્તાલાપ કરવા અવારનવાર આવતા. એક દિવસ તેમણે ઈસ્લામમાં પ્રચલિત બહુપત્નીની પ્રથા વિશે પૂછ્યું. સ્વામીજીએ વેદ પ્રતિપાદિત એકપત્નીવ્રત અને એકપતિવ્રતને જ ગૃહસ્થ જીવનના શ્રેષ્ઠ આદર્શ બતાવ્યાં. નજફઅલી પોતાને સ્વામીજીના સેવક કહેવડાવવામાં ગર્વ અનુભવ કરતા હતા.

**હરકી પૈડી હાડની પૈડી :** એક દિવસ વાર્તાલાપમાં ડેપ્યુટી કલેક્ટર વિકારઅલી બેગે હરકી પૈડીમાં સ્નાન કરવાનું મહત્ત્વ પૂછતાં સ્વામીજીએ કહ્યું : 'આ બધી પંડાઓની લીલા છે. નદીમાં સ્નાન કરવાથી કોઈ પુણ્ય મળતું નથી. આજે હરકી પૈડીમાં હજારો મણ હાડકાં નાખવામાં આવતાં હોવાથી એ હાડની પૈડી થઈ ગઈ છે. હિંદુઓની માફક મુસ્લિમોમાં પણ અજમેરમાં ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તીની કબરના મુજાવરો (રખેવાળો) પણ આ પંડાઓની જેમ મુસ્લિમોનું શોષણ કરી રહ્યા છે. ધર્મના નામે બધે જ વેપલો ચાલી રહ્યો છે.'

**સ્વામી આનંદવન :** આ ૮૦ વર્ષના નવીન વેદાંતી (અદ્વૈતવાદી) સંન્યાસી પોતાના શિષ્યો સાથે સ્વામીજીને મળવા આવ્યા. તેમના ચહેરા પર ઓજ અને તેજ હતાં. સ્વામીજીએ ઊઠીને તેમનો સત્કાર કર્યો અને યોગ્ય આસન પર બેસાડ્યા. બંને સંન્યાસીઓ દાર્શનિક વિષય પર વિચારવિમર્શ કરવામાં એવા મગ્ન થઈ

ગયા કે ભોજનનો સમય પણ પસાર થઈ ગયો. સ્વામી દયાનંદે વેદ તથા અન્ય ૬૦-૬૫ ગ્રંથોમાંથી અનેક પ્રમાણો આપીને પોતાના મંતવ્યની પુષ્ટિ કરી. બપોરના બે થઈ ગયા. અંતે વયોવૃદ્ધ સ્વામી આનંદવને સ્વામી દયાનંદ દ્વારા પ્રતિપાદિત વેદોક્ત દ્વૈત સિદ્ધાંત (એટલે કે જીવ અને બ્રહ્મની ભિન્નતાનો સિદ્ધાંત) સ્વીકાર કર્યો. તેમણે ઊભા થઈને પોતાના શિષ્યોને કહ્યું : ‘અત્યારે સુધી હું શાંકરમતનો અનુયાયી હતો. પરંતુ આજે સ્વામી દયાનંદજીએ વેદાંતના વાસ્તવિક અભિપ્રાયનું પ્રતિપાદન કર્યું છે અને હું જીવ-બ્રહ્મનો ભેદ સ્વીકાર કરું છું. હું ઇચ્છું છું કે તમે લોકો પણ વિચાર કરીને તેમના મતનો સ્વીકાર કરો.’ આથી તેમના શિષ્યોએ પણ પોતાના ગુરુજીનું અનુસરણ કરીને દ્વૈતમતનો સ્વીકાર કર્યો.

**માંદગીમાં પણ શાસ્ત્રાર્થ :** હરદ્વારના આ કુંભમેળામાં નિરંતર પ્રચારકાર્ય કરવાથી અને પૂરતો આરામ ન મળવાથી સ્વામીજી બીમાર પડી ગયા અને પ્રવચનો બંધ કરવાં પડ્યાં. મેળામાં આ વાત ફેલાતાં સાધુઓની એક મંડળીએ વિચાર્યું કે, અત્યારે આપણે દયાનંદને શાસ્ત્રાર્થ માટે પડકારવા જોઈએ અને જેવા તેઓ શાસ્ત્રાર્થ કરવાની ના પાડે એટલે તરત જ આપણે ‘દયાનંદ હારી ગયા છે’ એવું જાહેર કરી દેવું. આવું વિચારીને તેઓ સ્વામીજી પાસે પહોંચ્યા. સ્વામીજીએ આગમનનું કારણ પૂછ્યું તો સાધુઓએ કહ્યું : ‘અમે શાસ્ત્રાર્થ કરવા આવ્યા છીએ.’ સાધુઓને એ જોઈને આશ્ચર્ય થયું કે સ્વામીજી તરત જ પથારીમાંથી ઊઠ્યા અને પૂછ્યું : ‘બોલો, ક્યા વિષય પર શાસ્ત્રાર્થ કરીશું ?’ સાધુમંડળીના મુખ્ય સાધુએ કહ્યું : ‘વેદાંત પર શાસ્ત્રાર્થ કરીશું.’ સ્વામીજીએ થોડી જ વારમાં પોતાનાં તર્ક અને પ્રમાણોથી આ સાધુમંડળીને ચુપ કરી દીધી.

**શ્રદ્ધારામ ફિલ્લોરીની કપટલીલા :** કુંભના આ મેળામાં સ્વામીજીના પ્રચારના ડંકા વાગવા માંડ્યા. પૌરાણિકોમાં હલચલ મચી ગઈ. તેઓએ પંજાબથી સનાતન ધર્મના પ્રવક્તા પંડિત શ્રદ્ધારામ ફિલ્લોરીને બોલાવ્યા. આ પંડિત બહુરૂપી હતા, જેમનો મત વારેઘડીએ બદલતો રહેતો. તેમણે અહીં આવીને જૂના અખાડામાં ધર્મસભાના મંચ પરથી સ્વામીજી વિરુદ્ધ પ્રવચનો આપવાનું શરૂ કર્યું. શ્રદ્ધારામ જાણતા હતા કે શાસ્ત્રાર્થમાં સ્વામીજીને હરાવવાનું સંભવ નથી. આથી તેમણે સ્વામીજીને પોતાના સ્થાને શાસ્ત્રાર્થના નામે બોલાવીને તેમને ખતમ કરવાનું ભયંકર ષડ્યંત્ર રચ્યું. તેમણે સ્વામીજીને આ માટે એક પત્ર લખ્યો, જેમાં અનેક સાધુઓના હસ્તાક્ષર હતા. સ્વામીજી એ લોકોનો ઇરાદો જાણી ગયા. તેમણે આ પત્રના ઉત્તરમાં લખ્યું :

**‘શાસ્ત્રાર્થ માટે હું હંમેશાં તૈયાર છું. પરંતુ તેનો પ્રબંધ કરનાર કોઈ રાજપુરુષ હોવો જોઈએ. શાસ્ત્રાર્થમાં પંડિતો સિવાયની બીજી કોઈ અપઠિત વ્યક્તિઓ ન હોવી જોઈએ. શાસ્ત્રાર્થનું સ્થાન ન તમારું હોવું જોઈએ અને ન તો મારું.**

**જૂના અખાડે આવવામાં મને મારી શારીરિક હાનિ થવાની શક્યતા દેખાય છે. મારો શરીર-પાત થઈ જાય તેની મને ચિંતા નથી, પરંતુ હું જે પરોપકારનાં કાર્યો કરી રહ્યો છું એ અધૂરાં રહી જશે. આથી હું મારા શરીરને બચાવવા ઈચ્છું છું અને ત્યાં આવવાનું યોગ્ય સમજતો નથી.'**

સ્વામીજીએ એક બીજા પત્રથી એ લોકોને જણાવ્યું : 'જો સ્વામી વિશુદ્ધાનંદજી એમ કહેતા હોય કે આપ લોકો મારી જેમ વેદોને સમજી શકો છો અને શાસ્ત્રાર્થ કરી શકો છો, તો હું શાસ્ત્રાર્થ કરવા તૈયાર છું અને હું વિશુદ્ધાનંદજીને મારી તરફથી મધ્યસ્થ નિયત કરું છું.' પરંતુ શ્રદ્ધારામ ફિલ્લોરીએ સ્વામીજીની આ વાતનો સ્વીકાર ન કર્યો. જ્યારે સ્વામી વિશુદ્ધાનંદને આ વાતની જાણ થઈ તો તેમણે સ્વામીજીને તરત જ પત્ર લખીને જણાવ્યું : 'અહીં અનેક અસભ્ય અને અવિદ્વાન લોકો ઉપદ્રવ કરવાની ઈચ્છાથી ભેગા થયા છે. પરંતુ આપ એ લોકોની વાતો પર ધ્યાન ના આપશો અને આ ચતુર્ભુજ અને ફિલ્લોરી જેવા ધૂર્તોની સભામાં ભૂલથી પણ ના જશો. હું પણ આવા લોકોના કહેવાથી એ સભાની મધ્યસ્થતા કરવાનો નથી.' આમ શ્રદ્ધારામ ફિલ્લોરીની કપટલીલાનો ભંડો ફૂટી ગયો.

**શ્રદ્ધારામનું સ્વરૂપ :** આ શ્રદ્ધારામ ફિલ્લોરીએ જ 'જય જગદીશ હરે' આ પ્રસિદ્ધ આરતીની રચના કરી હતી. તેઓ એક બહુરૂપી વ્યક્તિ હતા. તેઓ પંજાબમાં પૌરાણિક વર્ગના નેતા હતા. તેમનાં અનેક ચેલા-ચેલીઓ હતાં. તેમણે ખ્રિસ્તીઓ પાસેથી ધન લઈને ખ્રિસ્તી મતના સમર્થનમાં એક પંજાબી પુસ્તક લખી આપ્યું હતું, જેમાં ઈસુની પ્રશંસામાં લખ્યું હતું : 'એક બાર ઈસા ઈસા બોલ, તેરા ક્યા લગેગા મોલ ? ઈસા મેરા રામ રમૈયા, ઈસા મેરા કૃષ્ણ કન્હૈયા !'[1] પોતાના જીવનના સંધ્યાકાળમાં તેમણે 'સત્યામૃત પ્રવાહ' નામનું એક પુસ્તક લખીને પોતે હકીકતમાં નાસ્તિક છે, એવું જાહેર કર્યું હતું. આવા હતા આ 'શ્રદ્ધા ભક્તિ બઢાવો' પંક્તિ ધરાવતી 'જય જગદીશ હરે'ની આરતી લખનારા બહુરૂપી પંડિત શ્રદ્ધારામ ફિલ્લોરી !

---

૧. ૧૩ ઑક્ટોબર, ૧૮૮૮ના રોજ લાલા મુંશીરામ (જેઓ બાદમાં સ્વામી શ્રદ્ધાનંદ તરીકે વિખ્યાત થયા) જ્યારે પોતાની કચેરીથી ઘરે પાછા આવ્યા ત્યારે મિશન સ્કૂલમાં ભણતી પોતાની દીકરી વેદકુમારી સ્કૂલમાં ભણાવેલા ભજનની આ પંક્તિ ગાઈ રહી હતી. આ સાંભળીને મુંશીરામ હતપ્રભ રહી ગયા. તપાસ કરતાં માલૂમ પડ્યું કે આ મિશન સ્કૂલમાં આપણાં શાસ્ત્રોની નિંદા કરવાનું શિખવાડવામાં આવે છે. તેમને ખ્રિસ્તી પ્રચારકોની વટાળપ્રવૃત્તિની ગંભીરતા સમજાઈ ગઈ. તેમણે તરત જ નક્કી કર્યું કે કન્યા શિક્ષણને પ્રાથમિકતા આપવી જ પડશે. તો જ આપણી સંસ્કૃતિ અને ધર્મને ખ્રિસ્તીઓના દુષ્પ્રચારથી બચાવી શકાશે. આવો નિર્ધાર કરીને તેમણે લાલા દેવરાજની મદદથી તત્કાળ જાલંધરમાં આર્ય કન્યા પાઠશાળા શરૂ કરી, જે આગળ જતાં કન્યા મહાવિદ્યાલયના નામે વિખ્યાત થઈ. - સંપાદક

**દેહરાદૂન :** સંવત ૧૯૩૫ ચૈત્ર વદ ૮, સોમવાર - ૧૪ એપ્રિલ, ૧૮૭૯ના રોજ સ્વામીજી સ્વાસ્થ્ય મેળવવા માટે વિશ્રામ કરવાના હેતુથી દેહરાદૂન આવ્યા. પરંતુ અહીં પણ સત્સંગ માટે આવતા લોકોને ઉપદેશ આપતા રહ્યા અને ત્યાર બાદ પ્રવચનો પણ શરૂ કર્યાં, જેમાં તેમણે બાઈબલ, કુરાન અને બ્રહ્મસમાજની આલોચના કરી.

**પાદરીનો પ્રકોપ :** સ્વામીજીએ કરેલી બાઈબલની આલોચનાથી પાદરી મારસિન અત્યંત ક્રોધિત થયા. પારમર નામના એક અંગ્રેજે પાદરીને શાંત કરવા પ્રયત્ન કર્યો, પરંતુ તેઓ ગુસ્સે થઈને ત્યાંથી ચાલ્યા ગયા. હવે પારમર અને બીજા એક ગાર્ટમેન નામના અંગ્રેજો સ્વામીજી સાથે વાર્તાલાપ કરવા લાગ્યા. પરંતુ એટલામાં મિશન સ્કૂલના હેડમાસ્તર બિપિનચંદ્ર બોઝ વચ્ચે ટપકી પડ્યા. તેઓ દેશી ખ્રિસ્તી હતા. તેઓ સ્વામીજી સામે બાઈબલનું મંડન કરવા લાગ્યા. સ્વામીજી તેમને ઉત્તર આપતા હતા ત્યાં ગાર્ટમેન પણ બિપિનચંદ્રની વાતોનું ખંડન કરવા લાગ્યા. આ અદ્ભુત દશ્ય જોઈને લોકોને આશ્ચર્ય થયું કે એક દેશી ખ્રિસ્તી બાઈબલના પક્ષમાં વાત કરી રહ્યા છે, જ્યારે સ્વામીજી અને એક યુરોપિયન ખ્રિસ્તી બંને સાથે મળીને તેમનો પ્રતિવાદ કરી રહ્યા છે. આ ચર્ચા બે કલાક સુધી ચાલી.

**મુસ્લિમોનો રોષ :** સ્વામીજીની કુરાનની આલોચનાથી રોષે ભરાયેલા મુસ્લિમો શાસ્ત્રાર્થની યોજના લઈને સ્વામીજી પાસે આવ્યા. શાસ્ત્રાર્થના નિયમો નક્કી કરવામાં આવ્યા. મુસ્લિમોએ કહ્યું : 'મૌલવી અહમદ હસન અમારા વતી શાસ્ત્રાર્થ કરશે.' પરંતુ મૌલવી સાહેબ તો શાસ્ત્રાર્થ કરવા આવ્યા જ નહિ.

**ખ્રિસ્તી બનતા બચાવ્યા :** દેહરાદૂનમાં એક જમીનદારના બે પુત્રો ખ્રિસ્તી થઈ જવા તૈયાર થઈ ગયા હતા. સ્વામીજીએ એ બંનેની સઘળી શંકાઓનું સંતોષજનક સમાધાન કરીને તેઓને ધર્માંતરિત થતા બચાવ્યા.

**શુદ્ધિનો શુભારંભ :** સ્વામીજીએ જોયું કે ખ્રિસ્તી અને ઈસ્લામ મતના પ્રચારકો હિંદુઓને વટલાવી રહ્યા છે, જ્યારે બીજી બાજુ શુદ્ધતા અને પવિત્રતાની દુહાઈ દઈને આપણા પંડિતો વિધર્મીઓને પોતાનામાં ભેળવવાનો વિરોધ કરી રહ્યા છે. આવા કપરા સમયે સ્વામીજીએ વિધર્મીઓ માટે આર્યજાતિનાં દ્વાર ખોલી નાખ્યાં. તેમણે આ શુદ્ધિ આંદોલનની શરૂઆત અહીં દેહરાદૂનથી કરી. મહમદ ઉમર નામના એક મુસ્લિમ વૈદિક ધર્મમાં પ્રવેશ કરવા ઈચ્છતા હતા. સ્વામીજીએ તેમની શુદ્ધિ કરી વૈદિક ધર્મની દીક્ષા આપી અને તેમને અલખધારી એવું નવું નામ આપ્યું. આગળ જતાં આ વ્યક્તિએ વિદ્વત્તા પ્રાપ્ત કરીને વૈદિક ધર્મ પર ઉર્દૂમાં પુસ્તકો લખ્યાં, જે હિંદીમાં અનુવાદિત પણ થયાં. ૨૯ એપ્રિલ, ૧૮૭૯ના રોજ દેહરાદૂનમાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

## સહારનપુર અને મેરઠ

સંવત ૧૯૩૫ વૈશાખ સુદ ૧૦, ગુરુવાર - ૧ મે, ૧૮૭૯ના રોજ સ્વામીજી સહારનપુર આવ્યા. અહીં થિયોસોફિકલ સાસાયટીના સ્થાપક કર્નલ એચ.એસ. ઑલ્કોટ અને મેડમ એચ.પી. બ્લેવેટ્સ્કી અમેરિકાથી સ્વામીજીને મળવા આવ્યાં હતાં. અહીં સ્વામીજીએ તેઓની સાથે દુભાષિયાના માધ્યમથી અનેક ધાર્મિક અને આધ્યાત્મિક વિષયો પર વિસ્તૃત ચર્ચા કરી. અહીંથી સ્વામીજી આ વિદેશી મિત્રો સાથે ૩ મેના રોજ મેરઠ પહોંચ્યા. ૫ મેના રોજ આર્યસમાજ મેરઠના તત્ત્વાવધાનમાં એક સભા આયોજિત કરવામાં આવી, જેમાં આ વિદેશી અતિથિઓનું સાર્વજનિક અભિનંદન કરવામાં આવ્યું. સ્વામીજી પણ આ સભામાં હાજર હતા. કર્નલે સન્માનનો પ્રતિભાવ આપતા પોતાના ભાષણમાં વૈદિક ધર્મની મુક્ત કંઠે પ્રશંસા કરી અને સાથે સાથે ખ્રિસ્તી મતની આલોચના પણ કરી. તેમણે સ્વામીજી વિશે પોતાના ઉદ્‌ગારો વ્યક્ત કરતાં કહ્યું : ‘આધુનિક ભારતના લ્યૂથરની પદવી અનેક સુધારકોને અને એમાંય ખાસ કરીને રાજા રામમોહનરાયને આપવામાં આવે છે, પરંતુ મારી દૃષ્ટિએ જો કોઈ આ પદવીને લાયક હોય તો એ સ્વામી દયાનંદ જ છે.’

## અલીગઢ-જલેસર

૭ મેના રોજ કર્નલ અને મેડમ મુંબઈ જવા નીકળી ગયાં. મેરઠ આર્યસમાજ દ્વારા તેઓને એક અભિનંદનપત્રક આપવામાં આવ્યું. સ્વામીજી મેરઠમાં વીસેક દિવસ રોકાયા. દેવબંધ નિવાસી મૌલવી મહમદ કાસિમ મેરઠ આવ્યા હતા. તેમની સાથે સ્વામીજીનો શાસ્ત્રાર્થ ગોઠવવાની ચર્ચા ચાલી. પરંતુ શાસ્ત્રાર્થના નિયમો પર બંને પક્ષની સંમતિ ન થતાં શાસ્ત્રાર્થ થઈ શક્યો નહિ. સ્વામીજી મેરઠથી જેઠ સુદ ૨, શુક્રવાર - ૨૩ મેના રોજ અલીગઢ આવ્યા. અહીં તેઓ ફરી બીમાર પડી ગયા. ત્યાંથી ૨૮ મે બુધવારના રોજ જલેસર પધાર્યા, જ્યાં તેમના સ્વાસ્થ્યમાં થોડોક સુધારા વર્તાયો.

## મુરાદાબાદ

અષાઢ સુદ ૧૫, ગુરુવાર - ૩ જુલાઈના રોજ સ્વામીજી મુરાદાબાદ પધાર્યા. અહીં રાજા જયકૃષ્ણદાસના બંગલે તેમનો ઉતારો રહ્યો. શરીરમાં હજુ નબળાઈ હોવાથી અહીં તેમનાં ત્રણ જ પ્રવચન થયાં.

**રાજનીતિ પર પ્રવચન :** અહીંના જોઈન્ટ મૅજિસ્ટ્રેટ સ્પીડિંગ સાહેબના આગ્રહથી સ્વામીજીએ અનેક પ્રતિષ્ઠિત અને શિક્ષિત વ્યક્તિઓના સમુદાયની વચ્ચે રાજનીતિ પર પ્રવચન આપીને તેની સુંદર છણાવટ કરી. આથી સ્પીડિંગ સાહેબ તથા સર્વે શ્રોતાઓ ખૂબ જ પ્રભાવિત થયા.

**હિંદી ભાષાનો પ્રયોગ :** એક દિવસ સભા પૂરી થયા બાદ એક ભારતીય વકીલ કોઈની સાથે અંગ્રેજીમાં વાતચીત કરવા લાગ્યા. સ્વામીજીએ તેમને ટકોર કરતાં કહ્યું : 'આ પણ એક અશિષ્ટ વ્યવહાર છે. આપણે કોઈ પણ સભા કે ગોષ્ઠીમાં બને ત્યાં સુધી એ જ ભાષામાં બોલવું જોઈએ કે જે ભાષા હાજર રહેલા સર્વ લોકો સમજતા હોય.' સ્વામીજીએ તેમને હિંદીમાં વાર્તાલાપ કરવા પ્રેરિત કર્યા. સ્વામીજી દેશની એકતાની સાંકળ બની શકે એવી હિંદીને રાષ્ટ્રભાષાનું સ્થાન આપનારા પ્રથમ મહાપુરુષ હતા. આથી જ તેમણે પોતાના સર્વ ગ્રંથો હિંદીમાં જ લખ્યા.

**આર્યસમાજની સ્થાપના :** ૨૦ જુલાઈ, ૧૮૭૯ના રોજ રાજા જયકૃષ્ણદાસના બંગલે આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

**નમસ્તે :** મુંશી ઈન્દ્રમણિએ અભિવાદનમાં 'નમસ્તે'ના બદલે 'પરમાત્મા જયતિ' કહેવાનો આગ્રહ કર્યો. સ્વામીજીએ તેમને સમજાવતાં કહ્યું : 'પ્રાચીન કાળથી નમસ્તેનો અભિવાદન તરીકે પ્રયોગ થતો આવ્યો છે. વેદાદિ શાસ્ત્રોમાં પણ તેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. બધાં લોકો દ્વારા તેનો વ્યવહાર કરવાથી સામાજિક તથા રાષ્ટ્રીય એકતા નિર્માણ થશે.'

**સંગ્રહણીનો ઉપચાર :** સ્વામીજી હરદ્વારમાં બીમાર પડી ગયા હતા. તેમને હવે સંગ્રહણી કે જે ઝાડાનો રોગ છે, લાગ્યો હતો. આથી તેમણે અહીં પંડિત લક્ષ્મીદત્ત વૈદ્યને બતાવ્યું. બાદમાં સિવિલ સર્જન ડૉક્ટર ડીન પાસે પણ ચિકિત્સા કરાવી, જેથી થોડો લાભ થયો. બહુ જ આગ્રહ કરવા છતાંય આ વિદેશી ડૉક્ટરે ફી લેવાની ના પાડી. તેથી સ્વામીજીએ મુરાદાબાદમાં નિર્મિત થયેલી કેટલીક કલાત્મક વસ્તુઓ ખરીદીને તેમને ભેટ આપી.

**બદાયૂં :** શ્રાવણ સુદ ૧૪, શુક્રવાર - ૧ ઑગસ્ટના રોજ સ્વામીજી બદાયૂં પધાર્યા. અહીં આર્યસમાજની સ્થાપના સ્વામીજીના આગમન પહેલાં જ થઈ ગઈ હતી. અહીં આર્યસમાજના સભાસદો સમક્ષ સ્વામીજીએ મહાત્મા શ્રીકૃષ્ણનું ચરિત્ર, શ્રાવણી ઉપાકર્મ વગેરે વિશે પ્રવચનો કર્યાં. અહીંના વિદ્વાન પંડિતો વાર્તાલાપ માટે આવ્યા, જેમની સાથે સ્વામીજીએ મૂર્તિપૂજા વગેરે વિષયો પર વિચારવિમર્શ કર્યો. પંડિતોએ સ્વામીજીના કથનનો સ્વીકાર કર્યો.

**ભૂતનો ભ્રમ ભાંગ્યો :** શ્રાવણીના દિવસે એક વૈદ્ય પોતાની સાથે એક યુવકને લઈને સ્વામીજી પાસે આવ્યા. વૈદ્યે કહ્યું : 'આ યુવકમાં ભૂતનો આવેશ છે. બહુ જ સારવાર કરી, પણ કશો ફરક પડતો નથી.' સ્વામીજીએ કહ્યું : 'તમે વૈદ્ય થઈને આવી વાત કરો છો ? આવા અંધવિશ્વાસમાં માનો છો ? ભૂત, ભવિષ્ય અને વર્તમાન આ ત્રણ કાળ છે, ભૂત નામની કોઈ યોનિ નથી. આયુર્વેદના ગ્રંથોમાં કેટલાક એવા રોગોનું પણ વર્ણન કરવામાં આવ્યું છે કે જેમાં માણસ વિચિત્ર ચેષ્ટાઓ

કરવા લાગે છે અને અંડબંડ બકવા લાગે છે. મને તો લાગે છે કે આ યુવકે કોઈ માદક દ્રવ્યનું સેવન કર્યું લાગે છે.' આગળ જતાં સ્વામીજીની વાત સાચી નીકળી. આ યુવકે બહુ જ ભાંગ પી લીધી હતી અને આ બધો તેને લીધે થયેલો વિકાર હતો. સ્વામીજીએ તેના માટે એક ઔષધિ પણ બતાવી હતી.

**બરેલી :** શ્રાવણ વદ ૧૨, ગુરુવાર - ૧૪ ઑગસ્ટના રોજ સ્વામીજી બરેલી પધાર્યા. ચાંદાપુરમાં સ્વામીજીની પાદરી સ્કૉટ સાથે શાસ્ત્રીય ચર્ચા થઈ હતી. ત્યારથી સ્વામીજી અને તેમની વચ્ચે પરસ્પર આદરભાવ હતો. અહીં પાદરી સ્કૉટ સાથે તારીખ ૨૫થી ૨૭ ઑગસ્ટ દરમિયાન આવાગમન (આવવું-જવું એટલે કે જન્મ-મરણ), ઈશ્વર દેહ ધારણ કરે છે કે નહિ ? અને ઈશ્વર પાપ ક્ષમા કરે છે કે નહિ ? - આ ત્રણ વિષયો પર વિચારવિમર્શ થયો. આ વિમર્શ દરમિયાન સ્વામીજીએ વ્યક્ત કરેલાં વૈદિક મંતવ્યોનો જનતા પર ખૂબ જ પ્રભાવ પડ્યો.

**મુંશીરામનું જીવન પરિવર્તન :** સ્વામીજીના બરેલી પ્રચાર સમયે મુંશી નાનકચંદ નગરના કોટવાળ હતા. તેમના પુત્ર મુંશીરામ (જે આગળ જતાં સ્વામી શ્રદ્ધાનંદના નામે વિખ્યાત થયા) ત્યારે રાજકીય મહાવિદ્યાલયમાં ભણતા હતા. મુંશીરામને ઈશ્વર, વેદ, ધર્મ-કર્મ વગેરેમાં બિલકુલ શ્રદ્ધા ન હતી. સ્વામીજીનાં ભાષણોમાં વ્યવસ્થા જળવાઈ રહે એ જોવાની જવાબદારી નાનકચંદને આપવામાં આવી હતી. સ્વામીજીનું ભાષણ સાંભળીને નાનકચંદને થયું કે જો મુંશીરામ આ સંન્યાસીનાં ભાષણ સાંભળે તો કદાચ તે બદલી જાય. આવું વિચારીને પિતાએ ઘરે આવીને પુત્રને કહ્યું : 'મુંશીરામ, એક દંડી સંન્યાસી આવ્યા છે. ગજબના વિદ્વાન અને યોગી છે. મને લાગે છે કે તેમને સાંભળીને તારા બધા સંશય દૂર થઈ જશે. તું કાલે મારી સાથે આવજે.' પુત્રે પિતાનું મન રાખવા કહ્યું : 'ભલે, આવીશ', પરંતુ મનમાં તો એમ જ વિચાર્યું કે ફક્ત સંસ્કૃત જાણનારો એ સાધુ બુદ્ધિની શી વાત કરવાનો હતો ?

બીજે દિવસે મુંશીરામ પિતાજી સાથે બેગમ બાગના બંગલામાં આયોજિત સ્વામીજીના પ્રવચનમાં ગયા. સ્વામીજીને જોતાં જ પ્રભાવિત થઈ ગયા. તેમણે જોયું કે પાદરી સ્કૉટ તથા અન્ય અંગ્રેજ અધિકારીઓ પણ સ્વામીજીને ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા છે. સ્વામીજી પ્રત્યે શ્રદ્ધા જાગી. હજુ તો ફક્ત દશ જ મિનિટ પ્રવચન સાંભળ્યું હશે ત્યાં તેમને થવા લાગ્યું કે, આ વિચિત્ર વ્યક્તિ છે, જે માત્ર સંસ્કૃતજ્ઞ હોવા છતાં એવી એવી યુક્તિયુક્ત અને તર્કબદ્ધ વાતો કરે છે કે વિદ્વાનો પણ આશ્ચર્યમાં પડી જાય. સ્વામીજી ઈશ્વરના મુખ્ય નામ 'ઓમ્' પર પ્રવચન કરી રહ્યા હતા. આવું પ્રવચન મુંશીરામે ક્યારેય સાંભળ્યું ન હતું. તેઓ અત્યંત પ્રભાવિત થયા અને સ્વામીજીનાં આગામી પ્રવચનો સાંભળવાનું મન બનાવ્યું. સાથે સાથે તેમને સ્વામીજીની દિનચર્યા જોવાની પણ ઉત્કંઠા જાગી.

**સ્વામીજીને સમાધિસ્થ જોયા :** મુંશીરામને ખબર પડી કે સ્વામીજી વહેલી સવારે સાડા ત્રણ વાગે બહાર નીકળી જાય છે અને છ વાગે પાછા આવે છે. આથી તેમને થયું કે સ્વામીજીનો પીછો કરીને જોવું જોઈએ કે તેઓ ક્યાં જાય છે અને શું કરે છે. તેમણે 'દબદબે કેસરી' નામના અખબારના તંત્રીને પણ સાથે લીધા. પરંતુ સ્વામીજી એટલા ઝડપથી ચાલતા હતા કે મુંશીરામ અને પેલા તંત્રી બહુ જ પાછળ રહી ગયા. માર્ગમાં ત્રિભેટો આવતો હતો એટલે ખબર ન પડી કે સ્વામીજી ક્યા રસ્તે ગયા. બીજે દિવસે મુંશીરામ પેલા તંત્રી સાથે અઢી વાગ્યે જ આ ત્રિભેટે જઈને સંતાઈ ગયા. સ્વામીજીની રુદ્ર મૂર્તિને આવતી જોઈને એકવાર તો ભાગી જવાનું મન થયું. સ્વામીજી તો તેજ ચાલતા હતા અને મુંશીરામ તથા પેલા તંત્રી પાછળ દોટ મૂકતા હતા. વચ્ચે સ્વામીજીએ પણ અડધા માઈલ સુધી દોડ લગાવી, પરંતુ ત્યાં મેદાન હોવાથી આ બંને સ્વામીજીને જોતાં જ રહ્યા. અંતે સ્વામીજી થોડીવાર ધીરે ધીરે ચાલીને એક પીપળના ઝાડ નીચે બેસી ગયા. આસન જમાવ્યું અને પૂરા દોઢ કલાક સુધી સમાધિસ્થ રહ્યા. પ્રાણાયામ કરતા હતા એવું લાગ્યું નહિ, પરંતુ આસન લગાવતાંની સાથે જ જાણે સમાધિ લાગી ગઈ. પછી ઊભા થઈને બેવાર આળસ મરડી અને પછી ટહેલતાં ટહેલતાં પોતાના સ્થાને પાછા ફર્યા.

**મુંશીરામનો પ્રશ્ન :** એ દિવસોમાં મુંશીરામને પોતાની નાસ્તિકતાનું ભારે અભિમાન હતું. તેમને સ્વામીજીના ઉપદેશ પસંદ આવતા હતા, છતાંય મનમાં એમ થયા કરતું કે, જો સ્વામીજી વેદ અને ઈશ્વરને છોડી દે તો પછી સંસારનો કોઈ પણ વિદ્વાન તેમની સાથે ટક્કર ન લઈ શકે. તેથી એક દિવસ તેમણે ઈશ્વરના અસ્તિત્વ પર આક્ષેપ કર્યો, પરંતુ ફક્ત પાંચ જ મિનિટમાં સ્વામીજીએ તેમને નિરુત્તર કરી દીધા. મુંશીરામે કહ્યું : 'મહારાજ, આપની તર્કશક્તિ અત્યંત સૂક્ષ્મ અને અદ્ભુત છે. આપે મારું મોઢું તો બંધ કરી દીધું, પરંતુ ઈશ્વરનું અસ્તિત્વ છે તેવો વિશ્વાસ મારામાં ઉત્પન્ન કરી શક્યા નથી.' મુંશીરામે ફરી બે વાર પોતાની દલીલોથી ઈશ્વરના અસ્તિત્વને ખંડિત કરવાનો પ્રયાસ કર્યો, પરંતુ પરિણામ એ જ આવ્યું. તેમણે વિવશ થઈને સ્વામીજીને કહ્યું : 'મહારાજ, આપની દલીલો અકાટ્ય છે, પરંતુ આપ મારા હૃદયમાં ઈશ્વરના અસ્તિત્વનો ભાવ જાગૃત કરી શક્યા નથી.' આ સાંભળીને સ્વામીજી હસ્યા અને કહ્યું : 'જુઓ, તમે પ્રશ્નો કર્યા અને મેં તેના ઉત્તર આપ્યા. આ થઈ બુદ્ધિની, યુક્તિની વાત. મેં એવી પ્રતિજ્ઞા તો કરી નહોતી કે એવું આશ્વાસન તો આપ્યું નહોતું કે, હું તમને ઈશ્વરમાં વિશ્વાસ ઉત્પન્ન કરાવી જ દઈશ. એ વિશ્વાસ તો તમને ત્યારે જ થશે, જ્યારે પરમાત્મા સ્વયં તમને સુપાત્ર જાણીને એ વિશ્વાસ તમારામાં ઉત્પન્ન કરશે.' આ સાથે સ્વામીજી કઠોપનિદ્ (૧.૨.૧૨)નો 'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न

बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥' શ્લોક પણ બોલ્યા, જેમાં આ સત્ય કહેવાયું છે.

**દોષ બચ્ચાંનાં બચ્ચાંનો છે :** સ્વામીજી પોતાની દિનચર્યા અને સમયસર કામ કરવામાં બહુ જ ચોક્કસ હતા. હવે તેમનાં ભાષણ ટાઉનહૉલમાં થતાં હતાં. શનિવારના પ્રવચનના અંતે આવતી કાલે રવિવાર હોવાથી સ્વામીજીનું પ્રવચન એક કલાક વહેલું થશે એવી ઘોષણા કરવામાં આવી. સ્વામીજીનો ઉતારો નગરથી દોઢ ગાઉ દૂર હોવાથી તેમણે કહ્યું : 'બગી એક કલાક વહેલી લેવા આવશે તો હું તૈયાર જ હોઈશ.' લાલા લક્ષ્મીનારાયણે કહ્યું : 'બગીની વ્યવસ્થા થઈ જશે.' રવિવાર હોવાથી શ્રોતાઓ પહેલાંના સમય કરતાં દોઢ કલાક વહેલાં જ આવી ગયા. ટાઉનહૉલ ખચાખચ ભરાઈ ગયો. પરંતુ સ્વામીજી દેખાયા નહિ. બગીનો અવાજ સંભળાયો નહિ. લગભગ પોણો કલાક પછી ઋષિ દયાનંદની વિશાળ મૂર્તિ એ જ વસ્ત્રોમાં અલંકૃત કે જે તેમનાં ચિત્રોમાં દેખાય છે, ઉપર ચઢતી દેખાઈ. ઈશ્વર-પ્રાર્થના માટે બેસતાં પહેલાં જ તેમણે કહ્યું : 'હું તો સમય પર તૈયાર જ હતો, પણ બગી ન આવી. બહુ જ રાહ જોયા પછી હું પગપાળા ચાલતો થયો. રસ્તામાં અગાઉના નક્કી કરેલા સમયે જ બગી મળી. આથી પહોંચવામાં વિલંબ થઈ ગયો. સભ્ય પુરુષો, આમાં મારો કોઈ દોષ નથી. દોષ તો બચ્ચાંનાં બચ્ચાંનો છે કે જેઓ પ્રતિજ્ઞા કરીને તેનું પાલન કરવાનું જાણતા નથી.' સ્વામીજીએ બાળવિવાહથી ઉત્પન્ન થતાં દુર્બળ સંતાનો માટે 'બચ્ચાંનાં બચ્ચાં' શબ્દોનો પ્રયોગ કર્યો હતો.

**પુરાણોની અશ્લીલતા :** સ્વામીજીના એક પ્રવચનમાં પાદરી સ્કૉટ, કલેક્ટર રીડ, કમિશનર એડવર્ડ્સ તથા અન્ય અંગ્રેજો પણ હતા. સ્વામીજીએ પુરાણોની અસંભવ અને ભ્રષ્ટ કથાઓનું ખંડન કર્યું અને પાંચ કુમારીઓની કલ્પના પર કટાક્ષ કર્યો અને એકથી વધારે પતિ રાખનારી દ્રૌપદી, તારા, મંદોદરી વગેરેના કિસ્સા સંભળાવીને શ્રોતાઓના ધાર્મિક ભાવોને અપીલ કરી.[1]

---

૧. જે શ્લોકને આધાર બનાવીને સ્વામીજીએ આ આલોચના કરી હતી, એ શ્લોક 'अहल्या द्रौपदी तारा कुन्ती मंदोदरी तथा । पंच कन्याः स्मरेन्नित्यं महापातकनाशनम् ॥' હતો. આ શ્લોકમાં જેમને 'કન્યા' કહેવામાં આવી છે, તેઓ હકીકતમાં કન્યા નહિ પરંતુ પરણેલી સ્ત્રીઓ હતી. પરંતુ આ બધીને પૌરાણિક ગાથાઓમાં સ્વૈરિણીના રૂપમાં ચિત્રિત કરવામાં આવી છે. જેમ કે, અહલ્યા પર ઇન્દ્ર સાથે વ્યભિચાર કરવાનો, દ્રૌપદી પર પાંચ પતિ હોવાનો, તારા પર વાલીના મૃત્યુ પછી સુગ્રીવ સાથે વિવાહ કરવાનો, મંદોદરી પર રાવણના મૃત્યુ પછી વિભીષણ સાથે વિવાહ કરવાનો અને કુંતી પર કુમારી હતી ત્યારે કર્ણને જન્મ આપવાનો આરોપ લગાડવામાં આવ્યો છે. - સંપાદક

**હવે ખ્રિસ્તીઓની લીલા જુઓ :** પુરાણોની આ આલોચના સાંભળીને કલેક્ટર, કમિશનર, પાદરીઓ વગેરે હસતા રહ્યા. આ જોઈને સ્વામીજીએ કહ્યું : 'આ હતી પુરાણીઓની લીલા. હવે સાંભળો કિરાનીઓ એટલે કે ખ્રિસ્તીઓની લીલા. એ લોકો તો એવા ભ્રષ્ટ છે કે કુંવારી મેરીના પેટે ઈસુએ જન્મ લીધો એવું કહે છે અને એનો દોષ સર્વજ્ઞ અને શુદ્ધ સ્વરૂપ પરમેશ્વર પર લગાડે છે. આવું ઘોર પાપ કરતાં તેઓ જરાય શરમાતા પણ નથી.' આ સાંભળીને કમિશનર, કલેક્ટર વગેરના ચહેરા લાલઘૂમ થઈ ગયા. પરંતુ સ્વામીજીનું પ્રવચન તો એ જ જોશથી ચાલુ રહ્યું અને તેઓ અંત સુધી ખ્રિસ્તી મતનું ખંડન કરતા રહ્યા.

**કમિશનરનો કોપ :** બીજે દિવસે કમિશનરે સ્વામીજીના યજમાન ખજાનચી લાલા લક્ષ્મીનારાયણને બોલાવીને કહ્યું : 'તમે પંડિત દયાનંદને કહી દેજો કે વધારે કઠોર ખંડન ન કરે. અમે ખ્રિસ્તીઓ તો સભ્ય અને સહિષ્ણુ છીએ, પરંતુ જો જાહિલ હિંદુ-મુસ્લિમ ભડકી ઊઠ્યા તો અમારે તેમનાં પ્રવચનો પર પ્રતિબંધ મૂકવો પડશે.'

**લાલાજીની મૂંઝવણ :** હવે લાલા લક્ષ્મીનારાયણ મૂંઝાયા. તેમને સ્વામીજી પાસે જઈને કમિશનરની આ વાત કહેવાની હિંમત થતી ન હતી. આથી તેમણે ખૂબ જ સંકોચ સાથે ફક્ત એટલું જ કહ્યું : 'મહારાજ, ખંડનમાં વધારે કઠોરતા ન રાખીએ તો શી હાનિ છે ? ઊલટાનો એથી પ્રભાવ સારો પડશે અને અંગ્રેજોને નારાજ કરવામાં પણ ડહાપણ નથી.' સ્વામીજી તેમની વાતનો આશય સમજી ગયા. તેમણે હસતાં હસતાં કહ્યું : 'અરે ભાઈ, આટલી વાત કહેવામાં કેટલો સંકોચ કરો છો ? સાહેબે કહ્યું હશે કે તમારો પંડિત સખત બોલે છે, તેનાં વ્યાખ્યાન બંધ કરી દેવામાં આવશે, આમ થશે, તેમ થશે.' આ સાંભળીને ત્યાં બેઠેલો એક ભોળો હિંદુ બોલ્યો : 'જુઓ, આ કોઈ અવતાર છે, મનની વાત જાણી લે છે !'

**નિર્ભીક દયાનંદ :** આજના પ્રવચનમાં પાદરી સ્કૉટ સિવાયના બધા જ અંગ્રેજો હાજર હતા. શ્રોતાઓથી હોલ ખીચોખીચ ભર્યો હતો. આજનું પ્રવચન આત્માના સ્વરૂપ પર હતું. તેમાં સત્યના બળ પર વર્ણન કરતાં સ્વામીજીએ કહ્યું : **'લોકો કહે છે કે સત્યને પ્રગટ ન કરો, કારણ કે એથી કલેક્ટર ક્રોધિત થશે, કમિશનર અપ્રસન્ન થશે, ગવર્નર પીડા પહોંચાડશે. અરે, ચક્રવર્તી રાજા પણ અપ્રસન્ન કેમ નથી થતો, તોપણ હું સત્ય જ કહીશ.'** ત્યાર બાદ ગીતાનો 'नैनं छिन्दन्ति शस्त्राणि....' શ્લોક - એટલે કે આત્માને શસ્ત્ર છેદી શકતું નથી, અગ્નિ બાળી શકતો નથી, વગેરે બોલીને ગર્જનાપૂર્વક લલકાર કરતાં કહ્યું : **'આ શરીર તો નાશવાન છે. તેની રક્ષામાં પ્રવૃત્ત થઈને અધર્મ કરવો વ્યર્થ છે. તેને જે કોઈ ઇચ્છે તે નષ્ટ કરી દે.'** પછી ચારે તરફ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ ઘુમાવીને સિંહનાદ કરતાં કહ્યું : **'પરંતુ મને એ શૂરવીર બતાવો કે જે મારા આત્માનો નાશ કરવાનો દાવો કરતો**

**હોય. અને જ્યાં સુધી આવો કોઈ વીર આ સંસારમાં જોવા નથી મળતો ત્યાં સુધી હું સત્યને પ્રગટ ન કરવાનો વિચાર કરવા માટે પણ તૈયાર નથી.'** સ્વામીજીનો આ સિંહનાદ સંપૂર્ણ હૉલમાં ગુંજી ઊઠ્યો, તેના પડઘા પડ્યા. સભામાં ટાંચણી પડે તોપણ અવાજ સંભળાય એવો સન્નાટો છવાઈ ગયો. ઋષિવરનું પ્રવચન પૂરું થયું, પરંતુ લોકોના કાનમાં સ્વામીજીનો નાદ ગુંજતો રહ્યો.

**વજ્રાદપિ કઠોરાણિ મૃદૂનિ કુસુમાદપિ :** આ હતું પરિવ્રાટ સમ્રાટ દયાનંદનું દુર્દમ્ય, નિર્ભીક અને સત્યવાદી વ્યક્તિત્વ. પરંતુ તેમનું બીજું સ્વરૂપ ફૂલથી પણ કોમળ હતું. સ્વામીજીના ભક્ત પાદરી સ્કૉટ એ દિવસે રવિવાર હોવાથી ચર્ચમાં તેમનું પ્રવચન હોઈ અહીં આવી શક્યા ન હતા. તેથી સ્વામીજીએ કહ્યું : 'ચાલો, આજે ભક્ત સ્કૉટનું ચર્ચ જોઈ આવીએ.' તેઓ ત્રણસો-ચારસો લોકોને સાથે લઈને ચર્ચ પહોંચ્યા. અહીં પાદરી સ્કૉટનું પ્રવચન હજુ હમણાં જ પૂરું થયું હતું. ચર્ચમાં લગભગ એકસો જેટલા ખ્રિસ્તી શ્રોતાઓ હતા. સ્વામીજીને આવતાં જોઈને પાદરી સ્કૉટ પુલ્પિટ (મંચ) પરથી નીચે ઊતર્યા અને સ્વામીજીને સ્વાગતપૂર્વક મંચ પર લઈ ગયા અને ઉપદેશ આપવા વિનંતી કરી. આથી સ્વામીજીએ ઊભા ઊભા જ વીસ મિનિટ સુધી વ્યક્તિપૂજાના ખંડનમાં સારગર્ભિત પ્રવચન કર્યું. લોકો ચુપચાપ સાંભળતા રહ્યા. સ્વામીજીની આ જ વિશેષતા હતી કે તેઓ જ્યાં, જે વ્યક્તિ કે સમાજમાં જે કંઈ દોષ, ન્યૂનતા, ત્રુટિ કે દુર્બળતા જોતા હતા, તેની તરફ સંકેત કરવાનું ભૂલતા નહિ. ખ્રિસ્તી લોકો પોતાના આસમાની પિતા કરતાં પણ વધારે મહત્ત્વ મરણધર્મા ઈસુને આપવા લાગ્યા છે. આવી વ્યક્તિપૂજા જ તેઓમાં સાચી આસ્તિક ભાવના ઉત્પન્ન થવામાં બાધક બની રહી છે. આ હકીકતને ધ્યાનમાં લઈને સ્વામીજીએ અહીં આ દોષ પ્રત્યે ખ્રિસ્તી શ્રોતાઓનું ધ્યાન દોર્યું હતું. સ્વામી દયાનંદના બરેલી પ્રવાસનું વિશદ વર્ણન સ્વામી શ્રદ્ધાનંદે પોતાની આત્મકથા 'કલ્યાણ માર્ગ કા પથિક'માં કર્યું છે.

## શાહજહાંપુર

સંવત ૧૯૩૫ ભાદરવા વદ ૪, ગુરુવાર - ૪ સપ્ટેમ્બર, ૧૮૭૯ના રોજ સ્વામીજી શાહજહાંપુર આવ્યા. સ્થાનિક આર્યસમાજે વિજ્ઞાપન દ્વારા પ્રવચનોની જાહેરાત કરી. અહીં સ્વામીજીનાં છ પ્રવચનો થયાં. સાંપ્રદાયિક લોકોમાં ખળભળાટ મચી ગયો.

**વેદ તો શંખાસુર લઈ ગયો :** પંડિત લક્ષ્મણ શાસ્ત્રી શાસ્ત્રાર્થ કરવા આવ્યા. સ્વામીજીએ તેમને મૂર્તિપૂજામાં વેદનું પ્રમાણ રજૂ કરવા કહ્યું. શાસ્ત્રીજીએ કહ્યું : 'વેદનું પ્રમાણ હું ક્યાંથી લાઉં, વેદ તો શંખાસુર લઈ ગયો છે.' સ્વામીજીએ તરત જ તેમના હાથમાં વેદ મૂકીને કહ્યું : 'પંડિતજી, તમારા આળસ અને પ્રમાદરૂપી

શંખાસુરનો વધ કરીને મેં વેદ જર્મનીથી મંગાવ્યા છે. ચાલો હવે આમાંથી પ્રમાણ આપો.' સભામાં હાસ્યનું મોજું ફરી વળ્યું. શાસ્ત્રીજી ભોંઠા પડ્યા.

## ફરુખાબાદ

શાહજહાંપુરથી પ્રસ્થાન કરીને સ્વામીજી (પ્રથમ) આસો સુદ ૨, ગુરુવાર - ૧૮ સપ્ટેમ્બરના રોજ લખનૌ રોકાઈને ૨૪ સપ્ટેમ્બરના રોજ કાનપુર આવીને આસો સુદ ૧૦, ગુરુવાર - ૨૫ સપ્ટેમ્બરના રોજ ફરુખાબાદ પહોંચ્યા.

**પ્રવચનો :** સ્વામીજીનું પ્રથમ પ્રવચન ગૌરક્ષા પર થયું. બીજું દેશ, કાળ અને યોગ્યતા અનુસાર દાન એ વિષય પર થયું. અંતિમ પ્રવચનમાં આર્યસમાજના દશ નિયમોની વ્યાખ્યા કરવામાં આવી.

**પૌરાણિક તરકટ :** જ્યારે સ્વામીજી અહીંથી પ્રસ્થાન કરવાના હતા એ સમયે પંડિત બળદેવપ્રસાદ શર્માએ પચીસ પ્રશ્નો લખીને મોકલ્યા. પૌરાણિકોનું ષડ્યંત્ર હતું કે સ્વામીજી જવાની તૈયારીમાં હોવાથી આ પ્રશ્નોના ઉત્તર નહિ આપી શકે અને આપણે લોકોને સમજાવી દઈશું કે જુઓ, સ્વામીજી અમારા પ્રશ્નોથી ગભરાઈને નગર છોડીને જતા રહ્યા. પરંતુ સ્વામીજીએ તેમના બધા જ પ્રશ્નોના તત્કાળ યુક્તિયુક્ત ઉત્તર લખી મોકલ્યા. આ ઉત્તર વાંચીને સ્વયં પંડિત બળદેવપ્રસાદ જ આર્યસમાજના સદસ્ય થઈ ગયા.

**કર્મફળનો સિદ્ધાંત :** અહીંના મૅજિસ્ટ્રેટ સ્કૉટ સાહેબને એક પગમાં ખોડ હોવાથી તેઓ લંગડાતા. તેઓ સ્વામીજીનાં પ્રવચન સાંભળવા આવતા. એક દિવસ તેમણે સ્વામીજીને કહ્યું : 'કર્મફળની વાતો સમજમાં નથી આવતી.' સ્વામીજીએ પૂછ્યું : 'આપના પગમાં ખોડ કેમ છે ?' સ્કૉટ સાહેબે કહ્યું : 'ઈશ્વરની ઇચ્છાથી.' સ્વામીજીએ કહ્યું : 'એ ઈશ્વરની ઇચ્છા નથી, પણ કર્મફળ હોઈ શકે છે. પોતાનાં કર્મ અનુસાર જે સુખ-દુઃખનો ભોગ કરવામાં આવે છે એનું નામ કર્મફળ છે; અને જે ભોગનું વર્તમાન જન્મમાં કોઈ કારણ જોવા મળતું ન હોય એ પૂર્વજન્મનાં કર્મોનું ફળ હોઈ શકે છે.'

**મારું કામ મંદિર તોડવાનું નથી :** ફરુખાબાદમાં રસ્તો પહોળો કરવાનું કામ ચાલતું હતું, પરંતુ રસ્તા વચ્ચે એક નાનું મંદિર પડતું હતું. અહીં પૌરાણિક લોકો ધૂપ-દીવો વગેરે કરતા હતા. એક વ્યક્તિએ સ્વામીજીને કહ્યું : 'અહીંના મૅજિસ્ટ્રેટ સ્કૉટ સાહેબ તો આપને બહુ જ માને છે. તેમને કહીને આ મંદિર તોડાવી નાખો.' સ્વામીજીએ કહ્યું : **'મારું કામ લોકોના મનમંદિરમાં જામી ગયેલા મૂર્તિપૂજાના કુસંસ્કારોને દૂર કરવાનું છે; મારું કામ મંદિરો કે મૂર્તિઓ તોડવાનું નથી.'**

**પ્રવાસ :** ફરુખાબાદથી પ્રસ્થાન કરીને સ્વામીજી જુદાં જુદાં નગરોમાં ધર્મપ્રચાર માટે ભ્રમણ કરી રહ્યા હતા. થોડા સમયથી સ્વામીજીનું સ્વાસ્થ્ય ઠીક ન હતું.

તેમ છતાં પ્રવચનો કરવાનું અને વેદભાષ્ય લખવાનું કાર્ય નિરંતર કર્યા કરતા હતા. સ્વામીજી સંવત ૧૯૩૫ આસો (દ્વિતીય) સુદ ૧, ગુરુવાર - ૧૬ ઑક્ટોબર, ૧૮૭૯ના રોજ કાનપુર આવ્યા. ત્યાંથી ૧૭ ઑક્ટોબર અને શુક્રવારના રોજ પ્રયાગ આવ્યા અને ૨૩ ઑક્ટોબર અને ગુરુવારના રોજ મિરજાપુર પહોંચ્યા.

**બીમારીમાં પણ વ્યાખ્યાન :** મિરજાપુરમાં સ્વામીજીએ ત્રણ વ્યાખ્યાન કર્યાં. તબિયત ઠીક ન હોવા છતાંય તેમનો સ્વર હંમેશની માફક ઉચ્ચ અને સ્પષ્ટ હતો અને જરૂર પડ્યે સિંહની જેમ ગર્જના પણ કરતા હતા. અહીં હજારોની સંખ્યામાં શ્રોતાઓ આવતા હતા. સ્વામીજીનું વ્યાખ્યાન સાંભળીને એક મારવાડીએ બાજુમાં બેઠેલા પોતાના પુરોહિતને પૂછ્યું : 'તમને સ્વામીજીની વાતો કેવી લાગી ?' પુરોહિતે કહ્યું : 'બહુ જ સારી લાગી.' મારવાડીએ કહ્યું : 'મહારાજ, તો પછી તમે અમને અત્યાર સુધી અંધારા કૂવામાં શા માટે ભ્રમિત રાખ્યા ?'

## દાનાપુર

સંવત ૧૯૩૫ આસો (દ્વિતીય) સુદ ૧૫, ગુરુવાર - ૩૦ ઑક્ટોબર, ૧૮૭૯ના રોજ સ્વામીજી દાનાપુર પહોંચ્યા. અહીં સ્વામીજીનાં વિવિધ વિષયો પર પ્રવચનો થયાં.

**પંડિત ચતુર્ભુજ :** અલીગઢ નિવાસી આ પંડિત દાનાપુર આવીને પોતે સ્વામીજીને શાસ્ત્રાર્થમાં બત્રીસ વાર હરાવી ચૂક્યો છે એવી ખોટી બડાઈ હાંકવા માંડ્યો. અહીં પૌરાણિકોએ તેને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા કહ્યું, પણ તે તૈયાર ન થયો. તેણે સ્વામીજીને મારવાનું ષડ્યંત્ર રચ્યું.

**ષડ્યંત્ર :** ચતુર્ભુજે મુસ્લિમો સાથે મળીને ષડ્યંત્ર રચ્યું. તેણે એક દિવસ સ્વામીજીને શાસ્ત્રાર્થના નિયમો નક્કી કરવા પોતાના સ્થાને બોલાવ્યા. સ્વામીજી ત્યાં ગયા, પરંતુ ચતુર્ભુજ પોતે હાજર ન હતો. એટલામાં કોઈએ દીવો બુઝાવીને અંધારું કરી દીધું. પરંતુ ષડ્યંત્રકારીઓ સ્વામીજી પર હુમલો કરે એટલામાં સ્વામીજીના ભક્તો આવી પહોંચ્યા અને તેઓ સ્વામીજીને સુરક્ષિત લઈ ગયા. તેઓએ નિયમ કર્યો કે વ્યાખ્યાન સમયે આઠ-દસ જણાએ સ્વામીજીનો પહેરો રાખવો કે જેથી કોઈ દુષ્ટ વ્યક્તિ તેમને નુકસાન ન પહોંચાડી શકે.

**મૌલવીનો બકવાદ :** વિઘ્નસંતોષીઓ પોતાના ષડ્યંત્રમાં સફળ ન રહ્યા. એટલે તેમણે એક દિવસ સ્વામીજીના પ્રવચનમાં વિઘ્ન કરવા એક મૌલવીને ઊભો કર્યો. એ મૌલવી અનર્ગલ બકવા લાગ્યો. પરંતુ પોલીસ ઇન્સ્પેક્ટર ગિલબર્ટે તેને ધમકાવીને બેસાડી દીધો. સ્વામીજીના પ્રવચનથી ગિલબર્ટ સાહેબ ખૂબ જ પ્રભાવિત થયા. તેઓ દરરોજ સ્વામીજીના પ્રવચનમાં આવવા લાગ્યા. એક પ્રવચનમાં તો તેઓ પોતાની સાથે એક પાદરી અને બીજા કેટલાક અંગ્રેજી મિત્રોને પણ લાવ્યા.

**ઈસ્લામ વિરુદ્ધ ન બોલો :** એક ભક્તે સ્વામીજીને ભલામણ કરી : 'આપ ઈસ્લામની વિરુદ્ધ ન બોલો તો સારું.' એ સમયે તો સ્વામીજીએ કોઈ ઉત્તર ન આપ્યો, પરંતુ તેમણે એ દિવસે સાંજનું પ્રવચન ઈસ્લામની અવૈજ્ઞાનિક અને તર્કવિરુદ્ધ માન્યતાઓના ખંડન પર જ કર્યું. પ્રવચન દરમિયાન તેમણે કહ્યું :

> **'કેટલાંક બચ્ચાંનાં બચ્ચાં (બાળલગ્નોથી ઉત્પન્ન થયેલાં લોકો) મને કહે છે કે મારે ઈસ્લામનું ખંડન ન કરવું જોઈએ, પરંતુ હું સત્યને છુપાવી શકતો નથી. જ્યારે મુસ્લિમોનું ચાલતું હતું ત્યારે તો તેઓ આપણું તલવારથી ખંડન કરતા હતા અને હવે અંધેર જુઓ કે હું વાણીમાત્રથી ખંડન કરું છું તોપણ તેનો નિષેધ કરવામાં આવે છે. ભલા, હું આવા રાજ્યમાં કે જેમાં ધર્મપ્રચારની છૂટ છે, કોઈની પોલ ખોલવાનું છોડતો હોઈશ ?'**

**સરસેનાપતિની હાજરીમાં બાઈબલ ખંડન :** સ્વામીજીએ અહીં પ્રાસંગિક રૂપે પંજાબના એક નગરની પોતાની યાત્રાનો ઉલ્લેખ કરતાં કહ્યું : 'જ્યારે હું ત્યાં બાઈબલનાં પરસ્પર વિરુદ્ધ અને વદતોવ્યાઘાતના દોષથી દૂષિત પ્રકરણોનો ઉલ્લેખ કરી રહ્યો હતો ત્યારે ભારતના સરસેનાપતિ - કમાન્ડર ઈન ચીફ જનરલ રોબર્ટ્સનું અચાનક આગમન થયું. મારા વ્યાખ્યાનની સમાપ્તિ પર તેમણે મારી સાથે હસ્તધૂનન કર્યું અને કહ્યું કે, 'આપની આલોચના અત્યંત નિર્ભીકતાપૂર્ણ છે. જ્યારે આપ દેશના સર્વોચ્ચ સેનાધિકારીની સામે તેના ધર્મની આલોચના કરી શકો છો, તો અન્યોથી તો ભયભીત થવાનો પ્રશ્ન જ ક્યાં છે ?'

**જ્હોન સાહેબ સોદાગર :** સ્વામીજીએ આ મહાશયના બંગલામાં મુકામ કર્યો હતો. એક દિવસ કેટલાંક વિદેશી પાદરીઓ અને અંગ્રેજ સ્ત્રી-પુરુષો જ્હોન સાહેબને મળવા આવ્યાં અને તેઓએ સ્વામીજીને ઉપદેશ આપવા અનુરોધ કર્યો. સ્વામીજીએ ધર્મ, સંપ્રદાય, દેશકાળ અનુસારના રિવાજો, ગૌરક્ષા વગેરે વિષયો પર સુંદર ઉપદેશ આપ્યો. આથી જ્હોન સાહેબે ગૌમાંસ-ભક્ષણનો સદંતર ત્યાગ કર્યો.

**વ્યાકુળ દયાનંદ :** એક રાતે સ્વામીજી એકાએક ઊઠીને આંટા મારવા લાગ્યા. એ જોઈને એક કર્મચારી જાગી ગયો. તેણે પૂછ્યું : 'મહારાજ, કંઈ કષ્ટ છે ?' સ્વામીએ લાંબો શ્વાસ કાઢતાં કહ્યું :

> **'ખ્રિસ્તી લોકો પાણીની જેમ પૈસા વહાવીને હિંદુસમાજની દરિદ્રતા, પરાધીનતા અને દુર્દશાનો લાભ ઉઠાવીને તેનું ધર્માંતર કરી રહ્યા છે, જ્યારે આપણા ધર્માચાર્યો, મઠાધીશો અને મહંતો કુંભકર્ણની નિદ્રામાં પડ્યા છે. આ જોઈને હું આર્યજાતિની સાર્વત્રિક અધોગતિ અને અવનતિથી વ્યાકુળ બની ગયો છું. મારી વેદનાનો કોઈ પાર નથી.'**

સર્વત્યાગી દયાનંદનું આ ચિંતન જ તેમને તેમના સમકાલીન મહાપુરુષોમાં અગ્રસ્થાને પ્રતિષ્ઠિત કરે છે.

**વિનમ્રતા :** સ્વામીજીનો સમગ્ર પ્રયત્ન ભારતમાં એકવાર પુનઃ વૈદિક અને આર્ષ યુગની ઉજ્જ્વળ અને પવિત્ર જીવનપ્રણાલી સ્થાપિત કરવાનો હતો. તેમનો સંપૂર્ણ પુરુષાર્થ પ્રાચીન ઋષિઓનાં ચિંતન અને કર્તૃત્વને પુનર્જીવિત કરવાનો હતો. આ જ કારણ છે કે 'બ્રહ્માથી લઈને જૈમિનિ પર્યંત'ની ઋષિ પરંપરાની વારંવાર દુહાઈ દેનારા દયાનંદની ગણના પણ વસિષ્ઠ, વિશ્વામિત્ર, વ્યાસ વગેરે જેવા ઋષિઓની કોટિમાં થવા લાગી હતી. અહીં દાનાપુરમાં તેમનાં આર્ષ ચિંતન અને કર્તૃત્વને જોઈને એક ભક્તે કહ્યું : 'મહારાજ, આપ ઋષિ છો.' સ્વયંને ઋષિ પરંપરાના અકિંચન અનુયાયી અને આર્ષ મંતવ્યોના વિનમ્ર પક્ષધર માનનારા સ્વામીજીએ વિનીત ભાવે ઉત્તર આપ્યો :

**'ભાઈ, પ્રાચીન કાળના ઋષિઓના અભાવમાં તમે મને ભલે ગમે તે કહી લો, પરંતુ જો હું કપિલ, કણાદ વગેરે ઋષિઓના યુગમાં થયો હોત તો મારી ગણના એક સામાન્ય વિદ્વાન રૂપે પણ માંડ થઈ હોત.'**

સ્વામીજીની સરળતા અને વિનમ્રતા અનુપમ હતી.

## કાશી

સંવત ૧૯૩૬ કારતક સુદ ૭, ગુરુવાર - ૨૦ નવેમ્બર, ૧૮૭૯ના રોજ સ્વામીજી કાશી પધાર્યા. અહીં તેમણે એક વિજ્ઞાપન પ્રકાશિત કરાવી ધર્મ-જિજ્ઞાસુઓને સત્ય-અસત્ય અને ધર્મ-અધર્મનો નિર્ણય કરવા માટે આહૂત કર્યા. અહીં મુંબઈથી કર્નલ ઑલ્કોટ અને મેડમ બ્લેવેટ્સ્કી તેમને મળવા આવ્યાં હતાં.

**વૈદિક યંત્રાલય :** સ્વામીજીના ગ્રંથોનું પ્રકાશન જુદી જુદી જગ્યાએથી થતું હતું. તેમાં આવતી મુશ્કેલીઓના નિવારણ માટે ૧૨ ફેબ્રુઆરી, ૧૮૮૦ના રોજ અહીં વૈદિક યંત્રાલયની સ્થાપના કરવામાં આવી. આ પ્રસંગે સ્વામીજી માર્મિક સ્વરમાં બોલી ઊઠ્યા : **'આજે હું પતિત થઈ ગયો, આજે હું ગૃહસ્થ થઈ ગયો.'** સર્વત્યાગી સંન્યાસી દયાનંદને લોકહિત માટે પ્રેસની સ્થાપના જેવું એક લૌકિક અનુષ્ઠાન કરવું પડ્યું એ તથ્યને ધ્યાનમાં લઈને તેમણે આવા ઉદ્‌ગાર કાઢ્યા હતા. વૈદિક ધર્મની સ્થાપના માટે અત્યંત જરૂરી હોવાથી તેમને આ પ્રેસ ઊભો કરવાની ફરજ પડી હતી. કાશીમાં સ્વામીજીના ઉપદેશ અને પ્રચારની ધૂમ મચી રહી.

**સંગ્રહણીનો રોગ :** સ્વામીજી એક વર્ષ પહેલાં જે સંગ્રહણી રોગ થયો હતો તેનાથી હજુ સંપૂર્ણ મુક્ત થયા ન હતા. આથી તેમને ખૂબ જ નબળાઈ આવી ગઈ હતી. એકવાર વાર્તાલાપ દરમિયાન તેમણે આ રોગ વિશે કહ્યું : 'મને એકાધિક વાર ઝેર આપવામાં આવ્યું છે, આ તેનું પરિણામ છે.' સ્વામીજી વિરોધીઓનાં

ષડ્યંત્રોથી સાવધાન રહેતા હતા, પરંતુ તેમને જોઈએ એવા શિષ્યો, સહયોગીઓ અને નોકરો ન મળ્યા.

**અન્ય નગરોમાં પ્રચાર :** સંવત ૧૯૩૬ ચૈત્ર વદ ૧૧, બુધવાર - ૫ મે, ૧૮૮૦ના રોજ સ્વામીજી લખનૌ પધાર્યા. અહીં ૯ મેના રોજ આર્યસમાજની સ્થાપના કરવામાં આવી, જેમાં એક મુસ્લિમ સહિત કુલ નવ સભાસદો થયા. અહીં એક વ્યાખ્યાન એક જૈન સજ્જનના બંગલે થયું હતું, જેમાં સ્વામીજીએ જૈન મતની સમાલોચના કરી હતી. અહીંથી સ્વામીજી ૯ મેના રોજ કાનપુર આવીને ૨૦ મેના રોજ ફરુખાબાદ આવ્યા. અહીં સેઠ માધોલાલના વાડામાં સ્વામીજીનાં પાંચ વ્યાખ્યાનો થયાં. આ વ્યાખ્યાનોમાં શ્રોતાઓની એટલી મોટી ભીડ થઈ જતી હતી કે કેટલાક લોકોને જગ્યા ન મળવાથી પાછા જવું પડતું હતું. અહીંથી સ્વામીજી જેઠ વદ ૯, ગુરુવાર - ૧ જુલાઈ, ૧૮૮૦ના રોજ મૈનપુરી પધાર્યા. અહીં પણ હજારો લોકો સ્વામીજીને સાંભળવા આવતા હતા.

**મેરઠ :** સ્વામીજી ૮ જુલાઈ અને ગુરુવારના રોજ મેરઠ પહોંચ્યા. આ તેમનો મેરઠનો છઠ્ઠો પ્રવાસ હતો.

**પંડિતા રમાબાઈ :** મેરઠ આર્યસમાજ દ્વારા સંચાલિત કન્યા વિદ્યાલય માટે અધ્યાપિકાની જરૂર હોવાથી પંડિતા રમાબાઈને કોલકાતાથી મેરઠ પધારવાનું આમંત્રણ આપવામાં આવ્યું હતું. રમાબાઈ સંસ્કૃતજ્ઞ હતી. તેની સંસ્કૃતમાં ખૂબ જ સારી ગતિ હોવાથી ભવિષ્યમાં દેશ અને ધર્મની ઉન્નતિમાં તે વધુ યોગ્ય બને એમ વિચારીને સ્વામીજીએ પોતાના સંન્યાસ આશ્રમની મર્યાદાનુસાર તેને અધ્યયન કરાવવું યોગ્ય ન હોવા છતાં પોતાના શિષ્યો અને આર્યસમાજના સદસ્યોની હાજરીમાં તેને ન્યાય અને વૈશેષિક દર્શનનાં કેટલાંક સૂત્રો ભણાવ્યાં. સ્વામીજીને હતું કે ભવિષ્યમાં આ પંડિતાના માધ્યમથી દેશની નારીઓના ઉત્થાનનું કાર્ય થઈ શકશે. પરંતુ સ્વામીજીની આશા ફળીભૂત ન થઈ, કારણ કે રમાબાઈમાં એવી ચારિત્રીય યોગ્યતા ન હતી. થોડા દિવસો બાદ રમાબાઈએ વિપિનબિહારી નામના એક કાયસ્થ સાથે લગ્ન કરી લીધાં. બે જ વર્ષમાં તે વિધવા થઈ ગઈ અને આગળ જતાં ઇંગ્લૅન્ડ જઈને તે ખ્રિસ્તી થઈ ગઈ. તેણે પુણેમાં શારદા સદન નામનો વિધવાશ્રમ ઊભો કર્યો, જેના માધ્યમથી તેણે હજારો હિંદુ વિધવાઓને ખ્રિસ્તી મતમાં દીક્ષિત કરી.

## આર્યસમાજ અને થિયોસોફિકલ સોસાયટી

એ યોગાનુયોગ હતો કે આર્યસમાજ અને થિયોસોફિકલ સોસાયટી બંનેની સ્થાપના સન ૧૮૭૫ના વર્ષમાં જ થઈ હતી. થિયોસોફિકલ સોસાયટીનાં સ્થાપક કર્નલ ઑલ્કોટ અને મેડમ બ્લેવેટ્સ્કી હતાં. અમેરિકામાં સ્થાપિત થયેલી આ સંસ્થાને

ત્યાં ખાસ સફળતા મળી નહિ. એટલામાં તેના સ્થાપકોને સ્વામી દયાનંદ અને આર્યસમાજ વિશે જાણકારી મળી. આથી તેઓએ સ્વામીજી સાથે પત્રવ્યવહાર સ્થાપિત કર્યો, જેમાં તેઓ સ્વામીજીને પોતાના ગુરુ, માર્ગદર્શક અને નેતા રૂપે આદર વ્યક્ત કરતાં હતાં.

**સ્વામીજીનો મેળાપ :** કર્નલ અને મેડમ ભારત આવ્યાં. તેઓ ૧૫ ફેબ્રુઆરી, ૧૮૭૯ના રોજ મુંબઈના બંદરે ઉતર્યાં. તેઓ સ્વામીજીને મળવા ઉત્સુક હતાં. તેથી તેઓ ૧ મે, ૧૮૭૯ના રોજ સહારનપુર પહોંચીને સ્વામીજીને પ્રથમવાર મળ્યાં. ત્યાં બે દિવસ રોકાઈને તેઓ સ્વામીજી સાથે મેરઠ આવ્યાં, જ્યાં તેમનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું. સ્વામીજી સાથે તેમનાં પણ પ્રવચન રાખવામાં આવ્યાં, જેમાં એ લોકોએ સ્વામીજી અને વૈદિક ધર્મની પ્રશંસા અને ખ્રિસ્તી મતની આલોચના કરી. એટલું જ નહિ, તેમણે સ્વામીજીને પોતાના ગુરુ માન્યા અને થિયોસોફિકલ સોસાયટી આયર્સમાજની શાખા બની રહેશે એ વાતનો પણ સ્વીકાર કર્યો. ત્યાર બાદ કાશીમાં ૧૫ ડિસેમ્બર, ૧૮૭૯ના રોજ આ બંનેની સ્વામીજી સાથે ફરી મુલાકાત થઈ, જેનો નિર્દેશ અગાઉ થઈ ગયો છે.

**પોત પ્રકાશ્યું :** કર્નલ અને મેડમ પહેલેથી જ સ્વામી દયાનંદ અને આર્યસમાજ સાથે સંબંધ સ્થાપિત કરીને અને તેમનો ઉપયોગ કરીને પોતાની સંસ્થા અને પોતાના વિચારોનો પ્રચાર-પ્રસાર કરવાની મેલી મુરાદ ધરાવતાં હતાં. તેઓ ઈશ્વર, વેદ, ધર્મ વગેરે વિષયોમાં સ્વામીજીથી ભિન્ન અને વિરુદ્ધ વિચાર ધરાવતાં હતાં. પોતાની અંતરંગ યોજનાઓને ગુપ્ત રાખીને તેઓ સ્વામીજી અને આર્યસમાજનો લાભ ઉઠાવીને અહીં પોતાનો પગદંડો જમાવવા ઇચ્છતાં હતાં. શરૂઆતમાં થોડા દિવસ તો બધું સરખું ચાલ્યું, પરંતુ પછી ધીરે ધીરે આ વિદેશીઓએ પોતાનું પોત પ્રકાશ્યું.

**વિરુદ્ધ માન્યતાઓ :** સ્વામીજીને પોતાના કેટલાક શિષ્યોના માધ્યમથી કર્નલ અને મેડમના વિષયમાં જાણવા મળ્યું કે : તેઓ ૧. ઈશ્વરને માનતાં નથી. ૨. પોતાને બૌદ્ધ કહે છે. ૩. હિમાલયના કોઈ કલ્પિત મહાત્માઓના અસ્તિત્વ અને તેમના દ્વારા મળતા ગુપ્ત સંદેશાઓ પર વિશ્વાસ ધરાવે છે. ૪. સિદ્ધિઓના નામે ચમત્કારોના દાવાઓ કરે છે, ભૂત-પ્રેત વગેરેમાં વિશ્વાસ કરે છે અને મેસ્મેરિઝમ, હિપ્નોટિઝમ વગેરે દ્વારા ચમત્કારોની પ્રવૃત્તિઓ કરે છે. ૫. ખ્રિસ્તીઓ, મુસ્લિમો, બૌદ્ધો, હિંદુઓ વગેરે પરસ્પર વિરુદ્ધ સિદ્ધાંતોમાં માનતા હોવા છતાંય થિયોસોફિકલ સોસાયટીના સભ્યો બની શકે છે.

**વિચાર અને વાર્તાલાપ :** કર્નલ અને મેડમ સિમલા જતાં વચ્ચે મેરઠમાં સ્વામીજી મળ્યાં. સ્વામીજીએ તેમને વિવાદાસ્પદ વાતો પર સાથે બેસીને વિચારવિમર્શ

કરવા જણાવ્યું, પરંતુ તેમણે આ બાબતે સહકાર આપ્યો નહિ અને તેઓ સિમલા જતાં રહ્યાં.

**સંબંધ વિચ્છેદ :** સ્વામીજીએ એ જ દિવસે આર્યસમાજની એક સભા બોલાવીને થિયોસાફિકલ સોસાયટી સાથે સંબંધ ન રાખવાની ઘોષણા કરી. આગળ જતાં સ્વામીજીએ ૧૮૮૨માં પોતાના મુંબઈ પ્રવાસ સમયે વિધિવત્ જાહેરાત કરીને બંને સંસ્થાઓનો સંબંધ વિચ્છેદ કરી નાખ્યો.

**ભંડો ફૂટી ગયો :** સ્વામી દયાનંદના વિચારોનો અગ્નિ દેશ-વિદેશમાં પહોંચ્યો હતો. કર્નલ અને મેડમ પણ બધા તથાકથિત ધર્મોને થિયોસોફીના ચક્કરમાં લાવીને ઈસુના ચેલા બનાવવા ઇચ્છતાં હતાં. તેઓ સ્વામી દયાનંદને પણ ગુરુ અને માર્ગદર્શક બનાવીને ભોળવવા માગતાં હતાં. પરંતુ સ્વામીજી તેઓની ચાલ સમજી ગયા. તેમણે તેઓનો ભંડો ફોડી નાખ્યો અને આર્યસમાજથી અલગ કરી નાખ્યાં. આ રીતે સ્વામીજીને ફસાવવાની તેઓની ગુપ્ત યોજના અસફળ રહી.[1]

**મુજફ્ફરનગર અને પુનઃ મેરઠ :** સ્વામીજી સંવત ૧૯૩૬ના ભાદરવા સુદ ૧૩, ગુરુવાર - ૧૬ સપ્ટેમ્બર, ૧૮૮૦ના રોજ મુજફ્ફરનગર આવ્યા. અહીં મૃતક શ્રાદ્ધનું ખંડન કરવાથી બ્રાહ્મણોએ સ્વામીજી પર પથ્થર ફેંક્યા, પરંતુ સ્વામીજી તેને પુષ્પવર્ષા સમજીને હસતા રહ્યા.

મુજફ્ફરનગરથી સ્વામીજી ૨ ઑક્ટોબર અને શનિવારના રોજ મેરઠ આયર્સમાજના વાર્ષિક ઉત્સવમાં પધાર્યા અને ત્યાં બે પ્રવચનોમાં થિયોસોફિસ્ટોનું મહોરું ખુલ્લું કરીને તેઓનું વાસ્તવિક સ્વરૂપ રજૂ કર્યું. અહીં સ્વામીજીએ પોતાના જીવનની કેટલીક ઘટનાઓ બતાવી હતી અને પોતાની રાષ્ટ્રોત્થાનની યોજના પ્રસ્તુત કરી હતી.

**મહર્ષિ દયાનંદની ઉદ્‌બોધક વાણી :** મેરઠ આર્યસમાજના ઉત્સવ પર આપેલા પોતાના છેલ્લા ભાષણમાં સ્વામીજીએ પોતાની સ્થિતિ અને આર્યસમાજના ભાવિ વિશે અતિ મહત્ત્વપૂર્ણ વક્તવ્ય આપતાં કહ્યું :

> **'સામાન્ય રીતે લોકો મને કહે છે કે હું જે કોઈ આવે છે તેનો સ્વીકાર કરું છું. પરંતુ આ અંગે મારો સ્પષ્ટ ઉત્તર છે : હું વેદોને જ સર્વોપરી માનું છું. એકમાત્ર વેદ જ એવું પુસ્તક છે, જેના છત્ર નીચે સંપૂર્ણ આર્ય પ્રજા આવી શકે તેમ છે. આથી જે કોઈ વ્યક્તિ એમ કહેતી હોય કે હું વેદોને માન્ય કરું છું અને આર્ય આચરણ ધરાવું છું, તો તેવી વ્યક્તિને આર્યસમાજમાં સંમિલિત કરી લો. એવી શ્રદ્ધાળુ વ્યક્તિનો અસ્વીકાર કરી શકાય નહિ. લોકો**

---

૧. આ વિશે વિસ્તારથી જાણવા માટે લેખકનું 'મહાભારતથી મહર્ષિ દયાનંદ' પુસ્તક દ્રષ્ટવ્ય છે. - લેખક

**ભેદભાવ પ્રત્યે બહુ ધ્યાન આપે છે. પરંતુ આપ સૌ લોકો આંતરિક ભેદભાવ કરતાં સંપજનક બાબતો પ્રત્યે વધુ ધ્યાન આપો. તુચ્છ ભેદભાવો અને વિરોધભાવ છોડીને મેળમિલાપને અધિક મહત્ત્વ આપો. આપસમાં મેળની વાતો રહેશે તો વિરોધ અને ભેદ તો આપોઆપ મટી જશે.**

**હવે આપ લોકોએ પોતાનાં કર્તવ્યોનું પાલન કરવું પડશે. માટે સ્વ-જીવનને ઉચ્ચ બનાવો. પોતાની જરૂરિયાતોને પોતે જ પૂરી કરતાં શીખો. હાલની સ્થિતિ તો એવી છે કે ક્યારેક કોઈ પ્રબળ પ્રતિપક્ષવાળો આવી જાય તો આપ લોકો તાર પર તાર દઈને મને જ બોલાવો છો. ક્યારેક કોઈ શંકા ઊભી થાય તો તેના સમાધાન માટે પણ આપ લોકો મારા પર જ ભરોસો રાખો છો. પ્રવચનો કરાવવાં હોય તોપણ મારા પર જ આધાર રાખો છો. ક્યારેક પરસ્પર ફૂટફાટ કે વાદવિવાદ ઊભો થઈ જાય, કોઈ અણબનાવ બને કે વેરવિરોધ વધી જાય તો તેને દૂર કરવાની ચિંતા પણ મારે જ કરવી પડે છે. મારે જાતે આવીને આપ લોકોની વચ્ચે શાંતિ સ્થાપિત કરવી પડે છે. આપ લોકોનાં મનમાં ફૂટફાટ પડવા દેતો નથી. આપનામાં રહેલા સ્નેહના કોમળ તંતુઓને તૂટવા દેતો નથી. પરંતુ મહાશયો ! હું કાંઈ કાયમ રહેવાનો નથી. ઈશ્વરી નિયમ અને ન્યાયમાં મારો આ દેહ પણ ક્ષણભંગુર છે. કાળ પોતાના કરાળ પેટમાં પ્રત્યેકને પચાવી લે છે. કાચા ઘડા જેવા આ દેહને પણ અંતે તો એના હાથે તૂટવાનું જ છે.**

**માટે વિચાર કરો - જો આપ લોકો પોતાના પગ પર ઊભા રહેતાં નહિ શીખો, તો મારા ગયા પછી શું કરશો ? માટે અત્યારથી જ પોતાને તૈયાર કરી લો. સ્વાવલંબનનો સિદ્ધાંત ધારણ કરો. પોતાની જરૂરિયાતોને પૂરી પાડવા યોગ્ય બનો. કોઈનો સહારો લેવા કરતાં પોતાના પર જ નિર્ભર બનો. મને વિશ્વાસ છે કે આપ લોકોમાંથી જ એવા એવા શ્રેષ્ઠ મનુષ્યો પેદા થશે, જે એક એકથી ચઢિયાતાં કામ કરી બતાવશે. પ્રાણ આપીને પણ પોતાની પવિત્ર ફરજોનું પાલન કરશે. આર્યસમાજનો જબરદસ્ત ફેલાવો થશે. આગળ જતાં આ વાટિકાઓ હરીભરી, ફૂલીફાલી અને લહેરાતી જોવા મળશે. ઈશ્વર-કૃપાથી આ બધું જ થશે, પરંતુ એ જોવા માટે હું નહિ હોઉં.'[૧]**

**દેહરાદૂન :** મેરઠથી સ્વામીજી સહારનપુર થઈને ૭ ઑક્ટોબર અને ગુરુવારે દેહરાદૂન પહોંચ્યા. લગભગ દોઢ મહિના જેવું દેહરાદૂનમાં રહીને તેઓ અલીગઢ

૧. સંદર્ભ ગ્રંથ : સ્વામી સત્યાનંદ રચિત શ્રીમદ્દયાનંદ-પ્રકાશ, પાન ૩૭૨-૩૭૩. આ ગુજરાતી જીવનચરિત્રમાં અહીં મેરઠના ભાષણના આ અંશનો સમાવેશ સંપાદક દ્વારા કરવામાં આવ્યો છે. - સંપાદક.

થઈને પાછા મેરઠ આવ્યા. અહીં પાંચ દિવસ રોકાઈને ૧૯૩૭ કારતક વદ ૧૦, શનિવાર - ૨૭ નવેમ્બરના રોજ આગ્રા પધાર્યા.

**આગ્રા :** અહીં સ્વામીજીના વિભિન્ન વિષયો પર પચીસ પ્રવચનો થયાં. સ્વામીજીના ઉપદેશોમાં અદ્ભુત રસ રહેતો. લોકો દૂર-દૂરથી સાંભળવા આવતા. તેમની મનોરંજક અને તાર્કિક દલીલોની સામે કોઈ ટકી શકતું નહિ.

**બંગાળી નાસ્તિક :** અહીં એક બંગાળી ડૉક્ટર ઘોર નાસ્તિક હતા. તેમને પોતાની તર્કશક્તિ પર ગર્વ હતો અને દલીલોમાં કોઈ તેમને જીતી ન શકે એવી તેમની છાપ હતી. પરંતુ સ્વામીજી સાથે થયેલા બે-ચાર પ્રશ્નોત્તરમાં જ તેઓ બિસ્તરા લપેટવા માંડ્યા. તેમને બોલતાં-બોલતાં મોઢે ફીણ આવી ગયાં. લોકો પર સ્વામીજીની તાર્કિકતાની સુંદર છાપ પડી.

**જોડા ઉતારાય, પાઘડી નહિ :** આગ્રાનું રોમન કૅથોલિક ખ્રિસ્તીઓનું સેન્ટપીટર્સ ચર્ચ પ્રખ્યાત છે. તેના બિશપે (લાટ પાદરીએ) સ્વામીજીને મળવા માટે આમંત્રણ આપ્યું. સ્વામીજી કેટલાક પ્રતિષ્ઠિત લોકોને સાથે લઈને તેમને મળવા ગયા અને બંને વચ્ચે અનેક ધાર્મિક વિષયો પર પ્રીતિપૂર્વક વાર્તાલાપ થયો. બિશપની અનુમતિ લઈને સ્વામીજી ગિરજાઘર જોવા ગયા. ત્યાં જે પહેરેગીર ઊભો હતો તેણે સ્વામીજીને કહ્યું : ‘સ્વામીજી, આપ પાઘડી ઉતારીને જ અંદર પ્રવેશ કરી શકશો.’ પરંતુ સ્વદેશાભિમાની સ્વામીજીએ કહ્યું : ‘અમારા દેશમાં પાઘડી ધારણ કરવી એ સન્માનનું સૂચક છે. તમે કહો તો હું જોડા ઉતારી નાખું.’ પહેરેગીરે કહ્યું : ‘આપ બંને ઉતારી દો.’ પરંતુ એ સ્વામીજીને મંજૂર ન હતું. આથી તેઓ અંદર ગયા વગર જ બહાર વરંડામાંથી જ અંદર રહેલી મૂર્તિઓને જોઈને આવી ગયા. પોતાની સંસ્કૃતિ અને રાષ્ટ્રીય આચાર-વિચાર પ્રત્યે પોતાના હૃદયમાં દૃઢ આસક્તિ ધરાવતા દયાનંદ ગિરજાઘરની અંદર જવા માટે પોતાની પાઘડી ઉતારવા તૈયાર ન જ થયા.

**આર્યસમાજની સ્થાપના :** આગ્રામાં ૨૬ ડિસેમ્બર, ૧૮૮૦ અને રવિવારના દિવસે આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

**રાધાસ્વામી મતના સાધુ :** આગ્રા રાધાસ્વામી સંપ્રદાયનું કેન્દ્ર છે. એ મતના કેટલાક સાધુઓ સ્વામીજીને મળવા આવ્યા. આ સંપ્રદાયમાં ગુરુભક્તિનું બહુ જ જોર છે. આથી સ્વામીજીએ કહ્યું : ‘ગુરુને ઈશ્વરથી પણ અધિક માનવા અને તેમની સેવાને જ જીવનનું પરમ લક્ષ્ય માનવું ઠીક નથી.’ સ્વામીજીએ તેઓને ઈશ્વરની ઉપાસના વિશે ઉપદેશ આપ્યો.

**મહાન તત્ત્વદર્શી :** બ્રહ્માનંદ નામનો એક કૉલેજિયન સ્વામીજીના ઉતારે આવ્યો. પરંતુ સ્વામીજી બહાર ગયા હતા. આથી તે સ્વામીજીના શિષ્યો પંડિત ભીમસેન અને પંડિત જ્વાલાદત્તને મળ્યો અને પૂછ્યું : ‘તમે મને કોઈ આત્મદર્શી

પુરુષ બતાવી શકો છો ?' જ્વાલાદત્તે કહ્યું : 'ભાઈ, હાલમાં તો અમારી જાણમાં સ્વામી દયાનંદજી જ શ્રેષ્ઠ આત્મદર્શી પુરુષ છે. અમે તેમને સમાધિ અવસ્થામાં બેઠેલા જોઈએ છીએ. તેઓ જ્યારે અમને વેદભાષ્ય લખાવતા હોય છે ત્યારે પણ જો કોઈ કઠિન સ્થાન આવે તો સ્વામીજી બાજુના ઓરડામાં જઈ કમાડ બંધ કરીને થોડીવાર સમાધિસ્થ થઈ જાય છે અને પછી આવીને અમને વેદોના અર્થ લખાવે છે. સ્વામીજીનું કહેવું છે કે, મનુષ્ય અંતર્મુખ થઈને ઈશ્વરી જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત કરી શકે છે.'

**ત્રિકાળ સંધ્યા :** પંડિત કાલિદાસે ત્રિકાળ સંધ્યા વિશે પૂછ્યું. સ્વામીજીએ સમજાવ્યું કે, ત્રિકાળ સંધ્યા ઋષિઓનાં મંતવ્ય વિરુદ્ધ અને અશાસ્ત્રીય છે. સવાર-સાંજ બે જ સમયે સંધ્યા કરવી જોઈએ. વૈદિક શાસ્ત્રોમાં બે સમયે કરવામાં આવતી સંધ્યાનો જ નિર્દેશ જોવા મળે છે. ત્રિકાળ સંધ્યા તો અર્વાચીન છે.

**વસતિગણતરીમાં ધર્મ અને જાતિ :** ૧૮૮૧માં પ્રથમ વસતિગણતરીની કાર્યવાહી ચાલતી હતી. સ્વામીજીએ આર્યસમાજના લોકોને સૂચન કર્યું કે તેઓ ધર્મની સામે 'વૈદિક ધર્મ' અને જાતિની સામે 'આર્ય' લખાવે.

**ઉપસંહાર :** ટંકારાથી છલકતી ઊછળતી યુવાનીમાં સાંસારિક મોહ-મમતાને ઠોકર મારીને મૃત્યુંજય બનવા નીકળેલા મૂળશંકરે વૈરાગ્યનો કાંટાળો અને દુર્ગમ માર્ગ અપનાવ્યો હતો. વર્ષો સુધી ગંગાતટે અવધૂત અવસ્થામાં વિચરણ કરનાર આ મહાન તપસ્વી સંન્યાસી આજે ઋષિ દયાનંદ રૂપે સ્વદેશ, સ્વજાતિ અને સ્વધર્મના ઉત્થાનની સાથે સાથે અખિલ માનવતાની સામે ઊભેલા પડકારોનો સફળતાપૂર્વક સામનો કરી રહ્યા છે. આજે તેઓ જનકલ્યાણની અનેક પ્રવૃત્તિઓનું સંચાલન કરી રહ્યા છે. હવે તેઓ માત્ર ધર્મપ્રચારક જ ન રહી જનસમાજની આશાઓ અને આકાંક્ષાઓના પ્રતીકરૂપ બની ગયા છે.



: ૧૬ :

# વીરભૂમિ રાજસ્થાનમાં રણકાર

ભારતવર્ષ વિદેશી શાસનની એડી નીચે પરતંત્ર હતો. તેમ છતાં દેશી રાજાઓ આંતરિક શાસનમાં થોડાક સ્વતંત્ર હતા. પરંતુ તે રાજાઓ પાશ્ચાત્ય પ્રવાહમાં તણાઈને પોતાનાં પરાક્રમ અને ચારિત્ર્યને ખોઈ બેઠા હતા. તેઓ અનેક પ્રકારનાં દુર્ગુણ, દુર્વ્યસન, વિલાસિતા અને ચારિત્ર્યનાશક પ્રવૃત્તિઓમાં ડૂબી ચૂક્યા હતા. તેઓ અંગ્રેજી શાસકોને નમીને સલામ કરવામાં અને તેઓને ખુશ કરવામાં રચ્યાપચ્યા રહેતા હતા. મોટાભાગના રાજાઓ અને સામંતો તો આવા જ હતા. પરંતુ કેટલાક રાજાઓ અપવાદરૂપે ચારિત્ર્યવાન, પ્રજાપ્રેમી અને સદાચારી પણ હતા. પરંતુ તેઓ પણ પોતાના અતીતની ગરિમા અને અસ્મિતા લગભગ ખોઈ ચૂક્યા હતા. તેમ છતાં સ્વધર્મ, સ્વભાષા અને સ્વસંસ્કૃતિના થોડા અંશો કોઈ કોઈ સ્થાને જોવા મળતા હતા. આથી સ્વામી દયાનંદે વિચાર કર્યો કે જો રાજસ્થાનના રાજાઓમાં પ્રાચીન ગૌરવ, સ્વદેશપ્રેમ અને સ્વાભિમાન જાગ્રત કરવામાં આવે અને તેઓનાં ચારિત્ર્યને સુધારવામાં આવે તો દેશસુધારનું કાર્ય સરળતાથી અને ઝડપથી થઈ શકે. સ્વામીજીને એ વાતમાં વિશ્વાસ હતો કે એક રાજાના સુધારવાથી પ્રજાને સુધારવાનું કામ સરળ થઈ જતું હોય છે. કંઈક આવું જ વિચારીને સ્વામીજીએ ફરી એક વાર રાજસ્થાનની ધરતી પર પદાર્પણ કર્યું.

**ભરતપુર :** આગ્રાથી પ્રસ્થાન કરીને સ્વામીજી ૧૯૩૭ ફાગણ સુદ ૧૦, ગુરુવાર - ૧૦ માર્ચ, ૧૮૮૧ના રોજ ભરતપુર પધાર્યા. અહીં દશ દિવસ સુધી વૈદિક આદર્શો પર ધર્મોપદેશ આપ્યો.

**જયપુર :** ભરતપુરથી સ્વામીજી ફાગણ વદ ૫, રવિવાર - ૨૦ માર્ચના રોજ જયપુર પધાર્યા. અહીં સ્વામીજીનાં અનેક સ્થાનો પર પ્રવચનો થયાં. પંડિત કાલુરામ શાસ્ત્રીના પ્રયાસોથી અહીં 'વૈદિક ધર્મસભા'ની સ્થાપના થઈ, જે બાદમાં આર્યસમાજમાં પરિવર્તિત થઈ ગઈ.

**અજમેર :** સંવત ૧૯૩૭ વૈશાખ સુદ ૭, ગુરુવાર - ૫ મે, ૧૮૮૧ના રોજ સ્વામીજી છઠ્ઠી વાર અજમેર પધાર્યા. અહીં સ્વામીજીના આગમન પૂર્વે ૧૩ ફેબ્રુઆરીના રોજ આર્યસમાજની સ્થાપના થઈ ચૂકી હતી. અહીં સાંજે સાતથી રાત્રિના નવ વાગ્યા સુધી સ્વામીજીનાં જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો થતાં

હતાં. બે કલાક સુધી શ્રોતાઓ સ્વામીજીના મધુર ઉપદેશામૃતનું પાન કરતા હતા. અહીં બાવીસ દિવસોમાં સ્વામીજીનાં કુલ છવ્વીસ પ્રવચનો થયાં.

**પંડિત લેખરામની મુલાકાત :** પેશાવરથી આવેલા પંડિત લેખરામ તારીખ ૧૭ મેના રોજ સ્વામીજીને અહીં મળ્યા. પંડિતજીએ સ્વામીજીને દસ પ્રશ્નો પૂછ્યા, જેના સ્વામીજીએ ઉત્તર આપી તેમના સર્વ સંદેહોનું નિવારણ કર્યું. પંડિતજીની સ્વામીજી સાથેની આ પ્રથમ અને અંતિમ મુલાકાત હતી. સ્વામીજીએ તેમને અષ્ટાધ્યાયીની એક પ્રત ભેટ આપી અને કહ્યું કે પચીસ વર્ષ પહેલાં વિવાહ ન કરશો. આ જ પંડિત લેખરામ આગળ જતાં આર્યસમાજના મહાન લેખક, પ્રચારક અને સ્વામી દયાનંદના આદ્ય જીવનચરિત્રકાર તરીકે વિખ્યાત થયા.

**દાઢી અને ચોટી :** સ્વામીજીની હાજરીમાં એક દિવસ ખ્વાજા પીરની દરગાહના દીવાનના કાકા મીર શફીહુસેન અને પંડિત શાલિગ્રામ શાસ્ત્રી બંને વિવાદે ચડ્યા. સ્વામીજીએ હસતાં હસતાં મીરસાહેબને કહ્યું : 'જો તમે ખોટી વાત કરશો તો હું તમારી દાઢી પકડીશ.' અને પછી શાસ્ત્રીજીને કહ્યું : 'જો તમે ખોટું બોલશો તો હું તમારી ચોટલી પકડીશ. હું તો સંન્યાસી છું, માટે હું તો દાઢી અને ચોટલીના વિવાદથી ઉપર ઊઠીને સત્ય અને ન્યાયની જ વાત કરીશ.'

**મસૂદા :** મસૂદાના રાવસાહેબ બહાદુરસિંહના નિમંત્રણથી સ્વામીજી જેઠ વદ ૧૨ ગુરુવાર - ૨૩ જૂનના રોજ મસૂદા આવ્યા. અહીં રાજમહેલ તથા અન્ય સ્થળો પર સ્વામીજીનાં પ્રવચનો યોજાયાં.

**પાદરી શૂલબ્રેડ સાથે વાર્તાલાપ :** અહીં બ્યાવરથી આવેલા પાદરી શૂલબ્રેડ અને દેશી પાદરી બિહારીલાલનો સ્વામીજી સાથે વાર્તાલાપ થયો. સ્વામીજીએ તેઓની શંકાનું નિવારણ કરતાં કહ્યું : 'વેદોમાં ક્યાંય યજ્ઞના નામે ગાય કે ઘોડાને મારવાનું વિધાન કરવામાં આવ્યું નથી. ગોમેધ અને અશ્વમેધનો અર્થ એ નથી થતો કે ગાય અને ઘોડાને મારીને હોમ કરવો.' ત્યાર બાદ તેમણે જે વેદમંત્રોનો ઠીક અર્થ જ સમજતા હોવાને કેટલાક લોકો વેદોમાં પશુહિંસાની વાત હોવાનો મિથ્યા આક્ષેપ કરે છે, એ મંત્રોના સાચા અર્થ પણ બતાવ્યા.

**વધારે પાપ કોણ કરે છે ? :** પાદરી શૂલબ્રેડે વધારે પાપ કોણ કરે છે, તેમ પૂછતાં સ્વામીજીએ કહ્યું : 'પુરાણી એટલે કે હિંદુઓ કાશીએ જવાથી, ખ્રિસ્તીઓ ઈસુ પર વિશ્વાસ રાખવાથી અને મુસલમાનો તોબા બોલવા માત્રથી પાપ માફ થવાનું માનતા હોવાથી તેઓ અધિક પાપ કરે છે.' પાદરીએ પૂછ્યું : 'આપ આ ત્રણેમાંથી કયો મત ધરાવો છો ?' સ્વામીજીએ કહ્યું : 'હું વેદમતાનુયાયી હોવાથી પાપ ક્ષમા થવાનું માનતો નથી. કર્મફળ અવશ્ય ભોગવવું જ પડે છે.'

**પાદરી બિહારીલાલ :** અહીં સ્વામીજીનાં પ્રવચનો રાજમહેલમાં થતાં હોવાથી પાદરી બિહારીલાલે પૂછ્યું : 'આપ ફક્ત રાજાઓ અને શ્રીમંતોને જ ઉપદેશ આપો

છો કે પછી સાધારણ લોકોને પણ ઉપદેશ આપો છો ?' સ્વામીજીએ કહ્યું : 'મારા પ્રવચન અને ઉપદેશના કાર્યક્રમમાં સૌને આવવાની છૂટ છે. પરંતુ જેને તરસ લાગી હોય છે તે જ કૂવા પાસે આવે છે, અન્ય નહિ.'

**જૈનોને યજ્ઞોપવીત :** મસૂદામાં શ્વેતાંબર જૈનોની વસ્તી વધારે હતી. તેઓના સિદ્ધકરણ નામના એક સાધુ સાથે સ્વામીજીનો વાર્તાલાપ થયો. સ્વામીજીએ તેમણે જૈન મતમાં પ્રચલિત મુખ પર પટ્ટી બાંધવી, ગરમ પાણી પીવું, પાણીના એક ટીપામાં અનંત જીવો રહે છે એવી માન્યતા વગેરે વિશે પ્રશ્નો લખી મોકલ્યા, પરંતુ આ સાધુ તેના સંતોષજનક ઉત્તર આપી શક્યા નહિ અને છેવટે નિરુત્તર થઈ ગયા. આ ધર્મચર્ચાનો તથા સ્વામીજીનાં પ્રવચનોનો જૈનો તથા અન્ય લોકો પર ખૂબ જ પ્રભાવ પડ્યો. અનેક જૈનો વૈદિક ધર્મ તરફ આકર્ષિત થયા અને તેઓએ સ્વામીજીના આચાર્યત્વમાં યજ્ઞોપવીત ધારણ કર્યું. વેદ અને અગ્નિહોત્રનો અસ્વીકાર કરનારા જૈનો દ્વારા સામૂહિક યજ્ઞોપવીત ધારણ કરી વૈદિક ધર્મની દીક્ષા લેવાનો આ પ્રસંગ ભારતના ઈતિહાસમાં સર્વપ્રથમ હતો.

**આર્ય કન્યાઓનો ઉદ્ધાર :** આ રાજ્યમાં કેટલાક પછાત અને વનવાસી હિંદુઓ પણ રહેતા હતા. એ લોકોનું મુસ્લિમ શાસનકાળમાં ધર્માંતર કરાવવામાં આવ્યું હતું. પરંતુ તેઓ પૈકી કેટલાક હજુ સુધી હિંદુ જ રહી ગયેલા તેઓ પોતાની કન્યાઓને મુસ્લિમો સાથે પરણાવતા હતા. સ્વામીજીએ ચીતા, મેહરાત વગેરે જ્ઞાતિઓના આગેવાનોને સમજાવીને આ પ્રથા બંધ કરાવી, જેથી અનેક આર્યપુત્રીઓ મુસ્લિમ થતી બચી ગઈ.

**સન્માન અને વિદાય :** સ્વામીજી હવે મસૂદાથી વિદાય લઈ રહ્યા છે એ જાણીને રાવ બહાદુરસિંહે રાજમહેલમાં તેમના સન્માન સમારંભનું આયોજન કર્યું. સ્વામીજીને બગી (ચાર પૈડાંની ઢાંકેલી ઘોડાગાડી)માં બેસાડી તેમને નગરમાં સરઘસ આકારે ફેરવીને રાજમહેલમાં લઈ આવ્યા. અહીં સ્વામીજીએ રાજધર્મ પર પ્રવચન કર્યું. ત્યાર બાદ રાવસાહેબે સ્વામીજીને સન્માનપત્રક આપી સ્વાગત કર્યું અને પ્રસ્થાન સમયે દૂર સુધી સ્વામીજીની સાથે રહીને ભાવભીની વિદાય આપી.

**રાયપુર :** રાયપુરના ઠાકોર હરિસિંહના આમંત્રણથી સ્વામીજી શ્રાવણ વદ ૯ ગુરુવાર - ૧૮ ઑગસ્ટ, ૧૮૮૧ના રોજ રાયપુર પધાર્યા.

**રાજમંત્રી મુસલમાન :** ઠાકોર હરિસિંહ તેમના રાજ્યના કર્મચારીઓને સાથે લઈને સ્વામીજીને મળવા આવ્યા અને ખૂબ જ ભાવપૂર્વક સત્કાર કર્યો. વાર્તાલાપ દરમિયાન સ્વામીજીએ પૂછ્યું : 'આપના રાજમંત્રી કોણ છે ?' હરિસિંહે કહ્યું : 'શેખ ઈલાહી બખ્શ છે, જેઓ અત્યારે જોધપુર ગયેલ છે. તેમની ગેરહાજરીમાં તેમના ભત્રીજા આ કરીમ બખ્શ બધો કાર્યભાર સંભાળે છે.' આ સાંભળીને સ્વામીજીએ કહ્યું : 'આર્યપુરુષોએ યવનોને પોતાના રાજમંત્રી નહિ બનાવવા

જોઈએ.' આથી અહીં બેઠેલા કરીમ બખ્શ અને બીજા પાંચ-સાત મુસ્લિમો નારાજ અને ક્રોધિત થઈને ચાલ્યા ગયા. પહેલાં તો આ મુસ્લિમોએ સ્વામીજી પર આક્રમણ કરવાનો વિચાર કર્યો, પરંતુ કેટલાક સમજદાર મુસ્લિમોએ તેઓને સમજાવ્યા કે, પાંચ-સાત દિવસમાં કાજી આવવાના છે. તેઓ આવે પછી સ્વામીજી સાથે તેમની ચર્ચા ગોઠવીશું અને એમાં જો સ્વામીજી ખોટા સાબિત થાય તો પછી આગળ શું કરવું એ નક્કી કરીશું. ૨૭ ઑગસ્ટે મુસ્લિમોનો તહેવાર હતો. એ દિવસે તેઓની એક મંડળી કાજીની આગેવાની હેઠળ સ્વામીજી પાસે આવી અને વાર્તાલાપ ચલાવ્યો. પરંતુ થોડી જ વારમાં કાજી નિરુત્તર થઈ ગયા. આથી મુસ્લિમો જોતાં જ રહી ગયા અને ચુપચાપ ચાલ્યા ગયા.

**વિરક્તિભાવ :** સ્વામીજી અહીં હતા એ જ દિવસોમાં ઠાકોર હરિસિંહનાં રાણીનું અવસાન થઈ ગયું. આથી ઠાકોર સાહેબ શોકમગ્ન થઈ ગયા. ઠાકોરના દરબારી સામંતોએ સ્વામીજીને શોક સંવેદના પ્રકટ કરવા માટે ઠાકોર સાહેબને મળવાનો અનુરોધ કર્યો. પરંતુ સ્વામીજીએ પોતાના સંન્યાસ ધર્મ અનુરૂપ વિરક્તિભાવ પ્રદર્શિત કરતાં કહ્યું : **'ભાઈ, મેં તો સર્વ સાંસારિક સંબંધોનો ત્યાગ કર્યો છે. મારા માટે જીવન અને મૃત્યુ સમાન છે. આથી કોઈ પ્રત્યે હર્ષ કે શોક પ્રગટ કરવો એ મારું કામ નથી. મારો સંબંધ તો ધર્મોપદેશ અને જનકલ્યાણનાં કાર્યો સાથે જ છે.'**

**બ્યાવર અને મસૂદા :** ભાદરવા સુદ ૧૫, ગુરુવાર - ૮ સપ્ટેમ્બરના રોજ સ્વામીજી રાયપુરથી પ્રસ્થાન કરીને ૯ સપ્ટેમ્બરના રોજ બ્યાવર પધાર્યા. અહીં પાદરી શૂલબ્રેડ અને બિહારીલાલ સાથે ફરી વાર્તાલાપ થયો. અહીંથી સ્વામીજી ૨૧ સપ્ટેમ્બરે મસૂદા આવ્યા અને ત્યાંથી આસો વદ ૩, સોમવાર - ૧૦ ઑક્ટોબરના રોજ બનેડા પહોંચ્યા.

**બનેડાના સંસ્કૃતજ્ઞ રાજા :** બનેડાના રાજા ગોવિંદસિંહ સંસ્કૃતજ્ઞ હતા અને તેમના રાજ્યમાં સંસ્કૃતનો પ્રચાર પણ સારો હતો. રાજાએ જીવ, આત્મા અને પરમાત્મામાં ભેદ વિશે પૂછતાં સ્વામીજીએ જીવ અને આત્મા એક જ તત્ત્વ છે, પરંતુ પરમાત્મા જીવાત્માથી તત્ત્વતઃ ભિન્ન છે, એમ વિસ્તારથી સમજાવ્યું.

**વેદ-દર્શન અને મંત્રપાઠ :** રાજાએ વેદોનાં દર્શન કરવાનો અનુરોધ કર્યો. સ્વામીજીએ તેમને ચારેય વેદસંહિતાઓના ગ્રંથો બતાવ્યા અને ઋગ્વેદના પ્રથમ મંત્રનો સસ્વર પાઠ પણ સંભળાવ્યો.

**વેદપાઠી રાજકુમાર :** રાજા ગોવિંદસિંહે પોતાના બંને રાજકુમારોને સસ્વર વેદપાઠનો અભ્યાસ કરાવ્યો હતો. આથી રાજકુમારોએ સ્વામીજી સમક્ષ સામગાન કર્યું અને વેદોના જટાપાઠ, ક્રમપાઠ અને ઘનપાઠ પણ સંભળાવ્યા. આથી સ્વામીજી

પ્રસન્ન થયા અને તેમણે રાજકુમારોને વર્ણોચ્ચારણ શિક્ષા, સંધિવિષય અને સંસ્કૃતવાક્યપ્રબોધનાં પુસ્તકો ભેટ આપ્યાં.

અહીંના રાજકીય પુસ્તકાલયમાં પુરાતન વૈદિક ગ્રંથોનો સારો એવો સંગ્રહ હતો. આથી એક દિવસ સ્વામીજીએ આ સરસ્વતી ભંડારનું સૂચીપત્રક મંગાવ્યું અને પુસ્તકાલયમાંથી નિઘંટુ અને સામવેદના ગ્રંથો કઢાવ્યા. તેમણે પોતાની પાસે રહેલા નિઘંટુની પ્રત સાથે પાઠ મેળવીને એ બરોબર છે કે કેમ એ તપાસી લીધું. આ કાર્યમાં તેમણે બનેડાના રાજપંડિત નગજીરામની મદદ લીધી. બંને પ્રતોની તુલના કરતાં જે પાઠાંતર જોવા મળ્યાં તેના પર વિચાર કરીને સ્વામીજીએ પોતાની પ્રત સુધારી લીધી. આ કાર્ય બે દિવસ ચાલ્યું. સ્વામીજીએ અહીં યાજ્ઞવલ્ક્યશિક્ષાની પ્રતિલિપિ પણ તૈયાર કરાવી.

**ચક્રાંકિતનું સ્વર્ગ :** શંખ, ચક્ર, ગદા અને પદ્મને તપાવીને શરીર પર તેની છાપ લગાવવાથી સ્વર્ગ પ્રાપ્ત થવાની માન્યતા ધરાવતા ચક્રાંકિત લોકોને સ્વામીજીએ વ્યંગભાવથી કહ્યું : 'ભઠ્ઠીમાં કૂદીને ભસ્મ થઈ જાવ તો સીધો મોક્ષ જ મળી જાય ને ?'

**ચિત્તોડ :** સંવત ૧૯૩૮ કારતક સુદ ૫, ગુરુવાર - ૨૭ ઑક્ટોબર, ૧૮૮૧ના રોજ સ્વામીજી મેવાડની જૂની અને પ્રસિદ્ધ રાજધાની ચિત્તોડગઢ પધાર્યા. રાજ્યના પદાધિકારીઓ કવિરાજા શ્યામલદાસ અને મોહનલાલ પંડ્યાએ સ્વામીજીના આતિથ્યનો સર્વ પ્રબંધ કરી રાખ્યો હતો.

**સુઅવસર :** એ સમયે અહીં ભારતના વાઈસરૉય લૉર્ડ રિપન દ્વારા એક રેલમાર્ગનું ઉદ્‌ઘાટન થવાનું હતું અને ચિત્તોડ (ઉદયપુર)ના મહારાણા સજ્જનસિંહને જી.સી.એસ.આઈ.ની પદવી પણ આપવાની હતી. આથી શાહપુરાનરેશ મહારાજા નાહરસિંહ તથા અન્ય રાજાઓ અને સામંતોનો અહીં દરબાર ભરાયો હતો.

**મહારાણાની મુલાકાત :** સ્વામીજીનાં પ્રવચનોમાં મેવાડ રાજ્યના સામંતો, જાગીરદારો વગેરે આવીને સત્સંગનો લાભ ઉઠાવતા હતા. એક દિવસ ઉદયપુરનરેશ મહારાણા સજ્જનસિંહ આવીને શ્રોતાઓની વચ્ચે એક સામાન્ય માણસની માફક ચુપચાપ બેસી ગયા અને સ્વામીજીનો ઉપદેશ સાંભળતા રહ્યા. પોતાની સમક્ષ એક તેજસ્વી તથા રાજવી સમાન દેખાતા આ પુરુષને જોઈને સ્વામીજીએ કહ્યું : 'એમ લાગે છે કે આપ અહીં પ્રથમવાર પધાર્યા છો ?' મહારાજા નાહરસિંહે સ્વામીજીને પરિચય આપ્યો : 'શ્રીમાન ઉદયપુરના મહારાણા સજ્જનસિંહ છે.' સ્વામીજીએ મહારાણા પ્રત્યે સન્માન વ્યક્ત કરતાં કહ્યું : 'શ્રીમંત રાણાજી, આપનું આ રીતે સામાન્ય આસન પર બેસવું ઠીક નથી.' મહારાણાએ નમ્રતાપૂર્વક કહ્યું : 'એક પરિવ્રાજક સંન્યાસીની સમક્ષ તો સમ્રાટે પણ નીચા આસને બેસવું જોઈએ.' ત્યાર બાદ બંને વચ્ચે પ્રીતિપૂર્વક વાર્તાલાપ થયો. સ્વામીજીએ તેમને રાજધર્મ અને

પ્રજાપાલન વિશે ઉપદેશ આપ્યો અને સદાચારના નિયમો સમજાવીને મદ્યપાન, વેશ્યાસંગ વગેરેના દોષોનું વર્ણન કર્યું. સ્વામીજીની આવી સ્પષ્ટ અને નિર્ભેળ વાણી સાંભળીને મહારાણા ખૂબ જ પ્રભાવિત થયા અને તેમણે સ્વામીજીને પોતાની રાજધાની ઉદયપુર પધારવાનું આમંત્રણ આપ્યું.

**માતૃશક્તિને નમન :** એક દિવસ સ્વામીજી અનેક રાજપુરુષો સાથે ભ્રમણ કરી રહ્યા હતા. રસ્તામાં એક મંદિર નજીક નાનાં બાળકો રમી રહ્યાં હતાં. તેમાં એક ચારેક વર્ષની બાળા પણ નિર્વસ્ત્ર રમતી હતી. સ્વામીજીએ એ બાળાને જોઈને પોતાનું મસ્તક ઝુકાવી દીધું. આ જોઈને એક ભક્તે કહ્યું : 'મહારાજ, આપ ભલે મૂર્તિપૂજાનું ગમે એટલું ખંડન કરો છો, પરંતુ આ દેવમૂર્તિનો પ્રભાવ છે કે આપનું મસ્તક આખરે તેની સમક્ષ નમી જ ગયું.' સ્વામીજી ઊભા રહી ગયા અને કહ્યું : 'મેં કોઈ મૂર્તિને નહિ, પરંતુ આ ચાર વર્ષની બાળા કે જે આપણી જન્મદાત્રી માતૃશક્તિ છે તેને નમન કર્યું છે.' સંન્યાસીના હૃદયમાં રહેલા માતૃશક્તિ પ્રત્યેના આદરભાવને બધા નિહાળી જ રહ્યા.

**વ્યથા હૃદયની અને કથા આંસુની :** અહીં સ્વામીજીને ક્ષત્રિય શિરોમણિ મહારાણા પ્રતાપ અને દુર્ગાદાસ જેવા પૂર્વજોના વારસદારોની અવદશા જોવાનો અવસર મળ્યો. તેમને થયું કે ક્યાં પેલા સ્વાધીનતા માટે સંગ્રામ ખેલતા નરકેસરીઓ અને ક્યાં આ રાજ્ય અને ઇન્દ્રિયોના ગુલામો ! સ્વામીજીને રજપૂતાનાની અવદશા જોઈને હાર્દિક વ્યથા થઈ. તેમણે જોયું કે જે લોકો વીરતાના આદર્શ, સ્વમાનના પૂજારી અને સ્વાધીનતાની મૂર્તિઓ હતા, તેઓનાં સંતાનો આજે વિલાસિતાના ગુલામ, અફીણના બંધાણી અને અંગ્રેજોના ગુલામ થઈ ચૂક્યા છે. એક દિવસ સ્વામીજી પોતાના શિષ્ય આત્માનંદ સાથે ચિત્તોડનો કિલ્લો જોવા ગયા. જે વિતરાગ દયાનંદનાં નેત્રોમાં માતાપિતા અને ભાઈ-બહેનોનો વિયોગ આંસુ ન લાવી શક્યો એ દયાનંદનાં નેત્રો ચિત્તોડગઢની દશા જોઈને સજળ થઈ ગયાં અને એક ઠંડો નિઃશ્વાસ નાખીને તેમણે કહ્યું : **'આત્માનંદ, બ્રહ્મચર્યનો નાશ થવાથી જ ભારતવર્ષની અધોગતિ થઈ છે અને બ્રહ્મચર્યનું પાલન કરવાથી જ આ દેશનો પુનરુદ્ધાર થશે. હું ઇચ્છું છું કે ક્ષત્રિયોનાં ગૌરવ અને શૌર્યના પ્રતીકરૂપ આ ચિત્તોડગઢમાં એક પ્રાચીન પરિપાટીનું ગુરુકુળ સ્થાપિત થવું જોઈએ.'**[1]

**ચિત્તોડથી વિદાય :** સ્વામીજીને મુંબઈ આર્યસમાજના વાર્ષિકોત્સવ પર જવાનું હતું. આથી મહારાણા સજ્જનસિંહે સ્વામીજીને ઉદયપુર પધારવાનું નિમંત્રણ

---

૧. આગળ જતાં આર્યસમાજના એક નિષ્ઠાવાન સંન્યાસી સ્વામી વ્રતાનંદે (પૂર્વાશ્રમનું નામ પંડિત યુધિષ્ઠિર વિદ્યાલંકાર) સ્વામીજીની મનોકામના અનુસાર અહીં ગુરુકુળ ચિત્તૌડગઢની સ્થાપના કરી. - લેખક

પાઠવ્યું, વેદભાષ્યના પ્રકાશન માટે ૫૦૦ રૂપિયા પ્રદાન કર્યા અને ભાવભીની વિદાય આપી.

**ઈન્દોર :** સ્વામીજી માગસર વદ અમાસ બુધવાર - ૨૧ ડિસેમ્બર, ૧૮૮૧ના રોજ રેલમાર્ગે ઈન્દોર આવ્યા. પરંતુ ત્યાં પહોંચીને જાણવા મળ્યું કે મહારાજા તુકોજીરાવ હોલ્કર તો બહારગામ ગયા છે. અહીં ન્યાયાધીશ શ્રીનિવાસરાવે સ્વામીજીનું આતિથ્ય કર્યું. અહીં સ્વામીજીએ એક અઠવાડિયું રોકાઈને પ્રવચનો કર્યાં.

**મુંબઈનો અંતિમ પ્રવાસ :** સંવત ૧૯૩૮ પોષ સુદ ૧૦, શુક્રવાર - ૩૦ ડિસેમ્બર, ૧૮૮૧ના રોજ સ્વામીજીએ મુંબઈમાં છેલ્લી વાર પદાર્પણ કર્યું. રેલવે સ્ટેશન પર આર્ય સભાસદો, થિયાસોફિકલ સોસાયટીના સ્થાપક કર્નલ ઑલ્કાટ વગેરેએ સ્વામીજીનું સ્વાગત કર્યું. અહીં સ્વામીજીએ વાલકેશ્વરની ગૌશાળામાં નિવાસ કર્યો.

**વાર્ષિકોત્સવ :** સન ૧૮૭૫માં સ્થાપિત થયેલા મુંબઈ આર્યસમાજને સામાન્ય રીતે વિશ્વનો પ્રથમ આર્યસમાજ માનવામાં આવે છે. તેના સ્થાપિત થયાને સાત વર્ષ પૂરાં થતાં હોવાથી અહીં ૨૦-૨૧-૨૨ માર્ચ, ૧૮૮૨ એમ ત્રણ દિવસનો વાર્ષિક ઉત્સવ આયોજિત કરવામાં આવ્યો હતો. તેમાં પ્રથમ દિવસે બૃહદ્ યજ્ઞ થયો તથા આ પ્રસંગે ગુજરાતી અને દાક્ષિણાત્ય પંડિતોએ સસ્વર વેદપાઠ કર્યો. તેમાં એક અથવા અધિક વેદસંહિતાઓ કંઠસ્થ હોય તેવા પંડિતોને પણ આમંત્રિત કરવામાં આવ્યા હતા. તેઓને સંબોધિત કરતાં સ્વામીજીએ કહ્યું : **'આ વેદપાઠી બ્રાહ્મણો જ સાક્ષાત્ ચતુર્મુખ બ્રહ્મા છે, જેઓનાં મુખેથી ચારે વેદસંહિતાઓના મંત્રો ગંગાની નિર્મળ ધારાની જેમ અવિરત પ્રવાહિત થઈ રહ્યા છે.'**

**મનોહર સામગાન :** આ ઉત્સવમાં એક દાક્ષિણાત્ય પંડિતે તાનપૂરા (તંબૂરા) પર સામવેદનું સસ્વર ગાન કરીને શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી દીધા. શ્રોતાઓ સામગાનથી ઉત્પન્ન થતી ભાવમાધુરીમાં તલ્લીન થઈ ગયા.

**પ્રવચનો :** અહીં આર્યસમાજની સાપ્તાહિક સભાઓમાં સ્વામીજીના જુદાં જુદાં સ્થાને જુદા જુદા વિષયો પર લગભગ ૨૫ પ્રવચનો થયાં.[૧] એમાંનાં ફક્ત બે જ પ્રવચનો વિશે અહીં ટૂંકમાં લખવામાં આવે છે :

**સાતમું પ્રવચન :** સ્વામીજીએ આ પ્રવચન ૫ ફેબ્રુઆરીએ હાલાઈ મહાજનવાડીમાં 'મનુષ્ય-ઉન્નતિ' પર આપ્યું હતું. શેઠ લક્ષ્મીદાસ ખીમજીના અનુરોધથી આ સભાના પ્રમુખસ્થાને મોરબીના રાજવી વાઘજી ઠાકોર બિરાજમાન હતા. પ્રવચન પૂરું થયા

---

૧. આ પ્રવચનોનું વિવરણ 'ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન' નામના પુસ્તકમાં સંકલિત કરવામાં આવ્યું છે. - લેખક

પછી જ્યારે વાઘજી ઠાકોર જવાની તૈયારી કરી રહ્યા હતા ત્યારે સ્વામીજીએ તેમને રોક્યા અને કહ્યું : 'રાજન્, આપ જવાની આટલી બધી ઉતાવળ કેમ કરો છો ? આપે અહીં જે પ્રવચન સાંભળ્યું છે એ આપનું જ છે.' વાઘજી ઠાકોર સ્વામીજીના કહેવાનો અર્થ એકદમ સમજી ન શક્યા. આથી સ્વામીજીએ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ કરતાં કહ્યું : 'આ પ્રવચનકર્તા આપના જ રાજ્યનો નાગરિક છે.'

**પચ્ચીસમું પ્રવચન :** 'યોગ' વિષયક આ પ્રવચનમાં સ્વામીજીએ પોતાની યોગસાધનાનો અનુભવ તથા પાતંજલ યોગસૂત્રોમાં વર્ણિત અષ્ટાંગ યોગની વિસ્તૃત વિવેચના કરી અને સાથે સાથે હઠયોગની કેટલીક ક્રિયાઓની આલોચના પણ કરી. તેમણે કષ્ટદાયક અટપટાં આસનોને 'નટવિદ્યા' ગણાવી અને સ્પષ્ટ કર્યું કે, મનને સ્થિર કરવા માટે એટલે કે ચિત્તની વૃત્તિઓને શાંત કરવા માટે અષ્ટાંગ યોગમાં આસનનું વિધાન કરવામાં આવ્યું છે. યોગનો સંબંધ જેટલો મન અને આત્મા સાથે છે, તેટલો શરીર સાથે નથી. આસન તો બહિરંગ યોગ છે. ધારણા, ધ્યાન અને સમાધિ એ જ યોગનાં અંતરંગ સાધન છે.

**ગૌરક્ષા અભિયાન :** સ્વામીજીની દૃષ્ટિએ ગૌરક્ષા અને ગૌવધ-નિષેધનો પ્રશ્ન માત્ર હિંદુઓની આસ્થાનો જ નહિ, પરંતુ દેશની આર્થિક સમૃદ્ધિ સાથે સંકળાયેલ એક રાષ્ટ્રીય પ્રશ્ન હતો. આથી સ્વામીજી ગૌરક્ષાને સર્વોચ્ચ મહત્ત્વ આપતા હતા. તેઓ પોતાનાં વ્યાખ્યાનોમાં આ વિષય અનેકવાર ઉઠાવી ચૂક્યા હતા. તેમણે 'ગોકરુણાનિધિ' નામના પુસ્તકમાં ગાય તથા અન્ય પશુ-પક્ષીઓની હત્યા કરવાથી થતા ભયંકર નુકસાનનું વિસ્તૃત વર્ણન કર્યું છે. સ્વામીજીએ અહીં મૂળજી જેઠા માર્કેટમાં ગૌરક્ષા પર એક પ્રભાવશાળી ભાષણ કર્યું.

**આવેદનપત્ર :** સ્વામીજીએ ગૌહત્યા બંધ કરાવવા માટે દેશમાં જનમત જાગૃત કરવાની એક મોટી યોજના બનાવી હતી, જેમાં કરોડો નાગરિકોની સહીઓ કરાવીને ગૌહત્યા બંધ કરાવવાની માંગણી કરતો એક આવેદનપત્ર બ્રિટિશ સરકારને આપવાનો વિચાર હતો. આ આવેદનપત્રના માધ્યમથી કરુણામૂર્તિ દયાનંદને ગૌરક્ષા માટે મહારાણી વિક્ટોરિયા સુધી પહોંચવું હતું. દેશભરમાં ચલાવવામાં આવેલા આ હસ્તાક્ષર અભિયાનમાં હજુ તો ૨,૭૭,૬૨૮ હસ્તાક્ષર જ પ્રાપ્ત થયા હતા ત્યાં સ્વામીજીનું અસામયિક અવસાન થવાથી આ અભિયાન અધૂરું રહી ગયું. સ્વામીજીની પ્રેરણાથી દેશમાં અનેક સ્થાને 'ગોકૃષ્યાદિરક્ષિણી સભા'ઓ પણ સ્થાપિત કરવામાં આવી હતી.

**શાસ્ત્રાર્થની ચેલેન્જ :** અહીં વેંકટેશ્વરાચાર્ય નામના એક પંડિતે ૧૩ જૂન, ૧૮૮૨ના રોજ 'મુંબઈ સમાચાર'માં જાહેરાત છપાવીને મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ કરવાની તૈયારી બતાવી. આ જાહેરાતનો ઉત્તર સ્વામીજીના ભક્ત બૅરિસ્ટર રામદાસ

છબીલદાસે સંસ્કૃત શ્લોક રચીને સ્વામીજીના હસ્તાક્ષર કરાવીને વેંકટેશ્વરાચાર્યને મોકલી આપ્યો. એ શ્લોકમાં લખ્યું હતું : 'भीतः कदा नाम मृगेन्द्रशावको दीनं मुखं वीक्ष्य मृगाङ्गनायाः' એટલે કે 'હરણીના દયનીય મુખને જોઈને શું સિંહશાવક એટલે કે સિંહનું બચ્ચું ક્યારેય સ્વયં ભયભીત થાય છે ? કદાપિ નહિ.' પંડિત વેંકટેશ્વરાચાર્ય દૂરથી શાસ્ત્રાર્થની ડિંગ મારતા રહ્યા, પરંતુ સ્વામીજીની સામે આવવાનું સાહસ કરી શક્યા નહિ.

**મૂર્તિપૂજાની સિદ્ધિ પર ઇનામ :** આર્યસમાજ મુંબઈના સદસ્ય શેઠ મથુરાદાસ લવજીએ એક જાહેરાત છપાવી કે, જે વિદ્વાન વેદોમાંથી મૂર્તિપૂજા સિદ્ધ કરી બતાવે તેમને પાંચ હજાર રૂપિયાનું ઇનામ આપવામાં આવશે. પરંતુ મુંબઈના કમલનયન, રામલાલ, ગટ્ટુલાલ પૈકી કોઈ પણ પંડિત આ માટે સ્વામીજી સામે શાસ્ત્રાર્થ માટે આવ્યા નહિ. શાસ્ત્રાર્થ-સમરના શૂરા સેનાપતિ દયાનંદની શાસ્ત્રાર્થની સળગતી શમશેરના તેજ સામે તેઓ આંખો મીંચીને ઊંઘી ગયા.

**પાદરી જોસેફ કુકને ચેલેન્જ :** પાદરી કુકે પોતાના એક પ્રવચનમાં વૈદિક ધર્મ પર આક્ષેપો કર્યા. સ્વામીજીએ તેમને એક પત્ર લખીને જણાવ્યું કે, રવિવારે એટલે કે ૨૨ જાન્યુઆરી, ૧૮૮૨ના રોજ ફરામજી કાસવજી હોલમાં વ્યાખ્યાન દરમિયાન તેમના આક્ષેપોના ઉત્તર આપવામાં આવશે. આ સાથે સ્વામીજીએ એ પણ જણાવ્યું કે, જો શાસ્ત્રાર્થ કરવો હોય તો સમયસર વ્યાખ્યાન સ્થળે પહોંચી જશો. પરંતુ પાદરી કુકે આ પત્રનો ઉત્તર આપવાનો સામાન્ય શિષ્ટાચાર પણ ન દાખવ્યો અને બે દિવસ પહેલાં જ અહીંથી ચુપચાપ પૂના પલાયન થઈ ગયા. સ્વામીજીએ પોતાના પ્રવચનમાં ઘોષણા અનુસાર પાદરીના 'એકમાત્ર ખ્રિસ્તી મત જ ઈશ્વરોક્ત છે તથા એ જ વિશ્વધર્મ બનવાની યોગ્યતા ધરાવે છે' એ દાવાનું તાર્કિક ખંડન કર્યું.

**થિયોસોફી સાથે સંબંધ વિચ્છેદ :** પૂર્વ પ્રકરણમાં સ્વામીજીના મેરઠ પ્રવાસ દરમિયાન થિયોસોફિકલ સોસાયટી અને આર્યસમાજના સંબંધની ચર્ચા કરવામાં આવી છે. એ મુજબ અંતિમ પ્રયાસરૂપે સ્વામીજીએ કર્નલ ઓલ્કૉટ અને મેડમ બ્લેવેટ્સ્કીને એક પત્ર લખીને શંકા-સમાધાન કરવા માટે એક તક આપી. પરંતુ કર્નલ બહારગામ ચાલ્યા ગયા તથા મેડમે 'અમારી પાસે આ માટે સમય નથી' એવો મૌખિક ઉત્તર સ્વામીજીને પહોંચાડ્યો. આથી છેવટે સ્વામીજીએ ૨૯ માર્ચ, ૧૮૮૨ના રોજ ફરામજી કાસવજી હોલમાં આયોજિત સાર્વજનિક સભામાં આર્યસમાજ અને થિયોસોફિકલ સોસાયટીના શરૂઆતના અને હાલના સંબંધોની સમીક્ષા કરીને તેની સાથેના સંબંધ વિચ્છેદની ઘોષણા કરી દીધી. સ્વામીજીના મુંબઈ પ્રવાસનું આ એક વિશેષ કાર્ય હતું.

**આર્યસમાજના નિયમો :** ૧૮૭૫માં મુંબઈ આર્યસમાજની સ્થાપના સમયે અઠ્ઠાવીસ નિયમો ઘડવામાં આવ્યા હતા, જેમાં સિદ્ધાંત વિષયક નિયમો અને વ્યવસ્થા સંબંધી નિયમો બંને ભેગા હતા. પરંતુ ૧૮૭૭માં જ્યારે લાહોર આર્યસમાજની સ્થાપના થઈ ત્યારે આર્યસમાજના દસ સૈદ્ધાંતિક નિયમોને સુસ્પષ્ટ રૂપે અલગથી નિર્ધારિત કરવામાં આવ્યા અને વ્યવસ્થા સંબંધી ઉપનિયમોને અલગ કરવામાં આવ્યા. આથી સ્વામીજીએ મુંબઈ આર્યસમાજની અંતરંગ સભામાં લાહોરમાં નિર્ધારિત કરવામાં આવેલા નિયમ-ઉપનિયમોને માન્ય કરવાનો પ્રસ્તાવ મૂક્યો, જેનો સ્વીકાર કરવામાં આવ્યો. સ્વામીજીના આ મુંબઈ પ્રવાસનું આ પણ એક મુખ્ય કાર્ય હતું.

**મુંબઈથી પ્રસ્થાન :** આ વખતે સ્વામીજી મુંબઈમાં લગભગ છ મહિના જેવું રહ્યા. હવે અહીંથી સંવત ૧૯૩૯ અષાઢ સુદ ૮, શનિવાર - ૨૪ જૂન, ૧૮૮૨ના રોજ તેમણે ફરી રાજસ્થાનની યાત્રા પર જવા પ્રસ્થાન કર્યું. તેઓ ઉદયપુર પહોંચતાં વચ્ચે અનેક નગરોમાં રોકાણ કરતા રહ્યા. જેમ કે, જે દિવસે મુંબઈથી નીકળ્યા હતા એ જ દિવસે તેઓ ખંડવા પહોંચી ગયા; અષાઢ વદ ૪, મંગળવાર - ૪ જુલાઈના રોજ ઇન્દોર પહોંચ્યા; અષાઢ વદ ૬, ગુરુવાર - ૬ જુલાઈના રોજ રતલામ પહોંચ્યા; અષાઢ વદ ૮, શનિવાર - ૮ જુલાઈના રોજ જાવરા પહોંચ્યા; અધિક શ્રાવણ સુદ ૧૦, મંગળવાર - ૨૫ જુલાઈના રોજ ચિત્તૌડ પહોંચ્યા; અને ત્યાંથી અધિક શ્રાવણ વદ ૧૨, ગુરુવાર - ૧૦ ઓગસ્ટ, ૧૮૮૨ના રોજ ઉદયપુર પહોંચ્યા.

## મહારાણાની ભૂમિ પર

ઉદયપુરમાં સ્વામીજી મહારાણા સજ્જનસિંહના આમંત્રણથી પધાર્યા હતા. તેમણે સ્વામીજીનો ઉતારો ગુલાબબાગમાં આવેલા નવલખા મહેલમાં રાખ્યો. કહેવાય છે કે આ મહેલના નિર્માણ પાછળ એ સમયે નવ લાખ રૂપિયાનો ખર્ચ થયો હતો. સ્વામીજી સાથે સ્વામી આત્માનંદ, પંડિત રામાનંદ, પંડિત ભીમસેન શર્મા વગેરે શિષ્યો પણ હતા.

સ્વામીજીનો વિશ્વાસ હતો કે પ્રજાનો સુધારો રાજાના સુધારા પર આધાર રાખે છે. આથી તેઓ હંમેશાં શાસકોને સુધારવાનો વિશેષ પ્રયત્ન કરતા. ઉદયપુરનરેશમાં મહારાણા સાંગા, મહારાણા પ્રતાપ અને રાણા રાજસિંહ જેવા રણબંકાઓનું ગરમ રક્ત પુનઃ સંચાર પામે અને સ્વદેશભક્તિ જાગ્રત થાય એવું સ્વામીજી ઇચ્છતા હતા. આથી તેઓ અહીં લગભગ છ મહિના જેવું રોકાયા અને મહારાણા સજ્જનસિંહને પ્રેરિત કરવાનો ભરપૂર પ્રયત્ન કર્યો.

**સત્સંગ અને ઉપદેશનો પ્રભાવ :** એ સમયના ભારતીય રાજાઓમાં વિલાસિતા, મદ્યપાન, વેશ્યાગમન વગેરે સામાન્ય દૂષણો હતાં તથા તેઓ મૂર્તિપૂજા, બલિપ્રથા

વગેરે અંધપરંપરાઓમાં પણ વિશ્વાસ ધરાવતા હતા. સજ્જનસિંહ પણ એવા જ હતા. પરંતુ તેઓ સ્વામીજીનો દરરોજ સત્સંગ કરવા લાગ્યા. આથી તેમનામાં ઝડપથી સુધારો થવા લાગ્યો.

**સ્વામીજી પાસે અધ્યયન :** મહારાણાએ સ્વામીજીનાં ચરણોમાં બેસીને અધ્યયન શરૂ કર્યું. સ્વામીજીએ તેમને પ્રથમ સરળ પદ્ધતિથી સંસ્કૃત વ્યાકરણ ભણાવ્યું. ત્યાર બાદ મનુસ્મૃતિનો સાતમો, આઠમો અને નવમો આ ત્રણ અધ્યાય ભણાવ્યા. પછી યોગદર્શન ભણાવ્યું અને ન્યાય તથા વૈશેષિક દર્શનનાં ખાસ પ્રકરણો તેમ જ બાકીનાં વૈદિક દર્શનોનાં કેટલાંક પ્રકરણો ભણાવ્યાં. પછી મહાભારતનાં ઉદ્યોગપર્વ અને વનપર્વના કેટલાક ઉપયોગી અંશોનું તથા વિદુરનીતિનું જ્ઞાન આપ્યું.

**મહારાણાની કાયાપલટ :** સ્વામીજીના સત્સંગ-ઉપદેશથી તથા તેમણે કરાવેલા શાસ્ત્ર-અધ્યયનથી મહારાણા પોતાની દિનચર્યામાં સુધારો કરવા માંડ્યા. તેઓ વહેલી સવારે ઊઠવા લાગ્યા અને નિયમપૂર્વક સંધ્યા-ઉપાસના પણ કરવા લાગ્યા. તેમણે મદ્યપાન, વેશ્યાગમન, શૃંગાર રસનાં નૃત્ય, ગીત જોવાં-સાંભળવાં વગેરેનો ત્યાગ કર્યો અને પ્રજાહિતનાં કાર્યોમાં વધુ ને વધુ સમય આપવા લાગ્યા.

**બૃહદ્ યજ્ઞ - અગ્નિહોત્ર :** મહારાણાએ પોતાના રાજ્યાભિષેકના દિવસ નિમિત્તે નીલકંઠ મહાદેવના મંદિરની નજીક એક બૃહદ્ યજ્ઞનું આયોજન કર્યું, જેમાં પોતાના હાથે જ પૂર્ણાહુતિ આપી. તેમણે રાજમહેલમાં નિયમિત અગ્નિહોત્ર કરાવવા માટે એક વેદજ્ઞ પુરોહિતને નિયુક્ત કર્યો.

**નિર્દોષ પશુઓની વકીલાત :** અહીં મધ્યકાલીન પ્રથા અનુસાર નોરતાં અને દશેરા પર દેવીઓને પાડાઓ અને બકરાઓની બલિ ચઢાવવામાં આવતી. ઉદયપુરમાં પણ દશેરા હોવાથી આ માટે પશુહિંસા થઈ રહી હતી. આથી એક દિવસ સ્વામીજીએ મહારાણાને અપીલ કરતાં કહ્યું : 'રાજન્, હું પાડા જેવાં અબોલ પશુઓનો વકીલ બનીને હાજર થયો છું અને આ ક્રૂર પ્રથાને બંધ કરવાની દલીલ માંડું છું.' મહારાણાએ સ્વામીજીના કથનનો સ્વીકાર કર્યો અને આશ્વાસન આપતાં કહ્યું : 'મહારાજ, સદીઓથી ચાલી આવતી આ પ્રથા એકદમ બંધ કરાવવાને બદલે ધીરે ધીરે જરૂર બંધ કરાવવામાં આવશે.'

**રાષ્ટ્રભાષાનો પ્રચાર :** સ્વામીજીએ ઉદયપુર રાજ્યમાં ન્યાયાલય અને અન્ય રાજકાર્યમાં વપરાતા અરબી શબ્દોના સ્થાને આર્યભાષા હિંદીના શબ્દો બનાવીને તેનો પ્રયોગ કરવાનું સૂચવ્યું, જેનો મહારાણાએ અમલ કર્યો.

**આપ મંદિરના મહંત બની જાઓ :** એક દિવસ મહારાણાએ એકાંતમાં અત્યંત વિનમ્ર ભાવે સ્વામીજીને નિવેદન કર્યું : 'ભગવન્, મૂર્તિપૂજાનું ખંડન રાજનીતિના 'સર્વસંગ્રહ' સિદ્ધાંતની વિરુદ્ધ હોવાથી મારી આપને પ્રાર્થના છે કે આપ મૂર્તિપૂજાનું ખંડન છોડીને અહીંના એકલિંગજી મહાદેવની ગાદીના મહંત બની જાઓ. આ

મંદિરની લાખોની આવક છે, જે આપ વેદભાષ્ય વગેરે ગ્રંથોના પ્રકાશન વગેરેમાં વાપરી શકશો. આપ સ્વયં ભલે શિવપ્રતિમાનું પૂજન ના કરશો, પરંતુ મઠની સંપત્તિ પર આપનો અધિકાર રહેશે અને આપને સંપૂર્ણ રાજ્યના ગુરુ માનવામાં આવશે.' સ્વામીજી આ પ્રસ્તાવ સાંભળી ચોંકી ઊઠ્યા. તેમણે થોડા આવેશપૂર્વક કહ્યું કે :

**'રાજન્, આપને ભાન છે કે આપ આ પ્રસ્તાવ કોની સામે મૂકી રહ્યા છો ? હું જીવનભર મૂર્તિપૂજાનો વિરોધ કરતો આવ્યો છું. આપ મને પ્રલોભન આપીને સર્વશક્તિમાન ઈશ્વરની આજ્ઞાથી વિમુખ કરવા માંગો છો ? આપનું આ રાજ્ય તો એટલું નાનું છે કે હું એક દોટ મૂકીને તેની બહાર નીકળી શકું છું. પરંતુ આપ મને એ બતાવશો કે પરમાત્માના આ વિશાળ બ્રહ્માંડરૂપી રાજ્યને છોડીને હું ક્યાં જઈ શકું તેમ છું ? વેદ અને ઈશ્વરની આજ્ઞાનો ભંગ કરવો મારા માટે કદી પણ સંભવ નથી.'**

આ સાંભળીને મહારાણા ચકિત થઈ ગયા. તેમણે વાતને બીજી તરફ વાળતાં કહ્યું : 'મહારાજ, હું તો એ જાણવા માંગતો હતો કે મૂર્તિપૂજાના વિરોધમાં આપ કેટલા દૃઢ છો. હવે મને વિશ્વાસ થઈ ગયો છે કે આપને આપના સિદ્ધાંતો પરથી સંસારની કોઈ પણ શક્તિ વિચલિત કરી શકે તેમ નથી.'

**સ્વદેશી ભાવના :** સ્વામીજી દેશની ભલાઈ માટે લોકોમાં સ્વદેશીની ભાવના જગાડવા ઈચ્છતા હતા. તેઓ લોકોને સ્વદેશી વસ્ત્રો ધારણ કરવા પ્રેરિત કરતા હતા અને આયુર્વેદ ચિકિત્સા-પદ્ધતિનો વિકાસ થાય એ માટે પ્રયત્ન કરતા હતા. આ ઉપરાંત તેમણે રાજ્યના કારભારમાં આર્યભાષા હિંદી અને દેવનાગરી લિપિનો પ્રયોગ શરૂ કરાવ્યો હતો.

**ધર્મના પાલન માટે જાગીર જવા દો :** એક દિવસ સ્વામીજી મહારાણાને મનુસ્મૃતિનું અધ્યયન કરાવતા હતા ત્યારે તેમણે ત્યાં હાજર રહેલા મેવાડના સરદારો અને દરબારીઓને કહ્યું : 'પોતાના માલિક કે રાજાની પણ કેવળ ધર્મ-અનુકૂળ આજ્ઞાઓનું જ પાલન કરવું જોઈએ; અને જો તે કોઈ ધર્મ-વિરુદ્ધ આજ્ઞા કરે તો તેનું પાલન નહિ કરવું જોઈએ.' આથી સરદારગઢના ઠાકુર મનોહરસિંહે કહ્યું : 'મહારાજ, મહારાણા અમારા સ્વામી છે. જો અમે તેમની કોઈ આજ્ઞા ન માનીએ તો અમારી તો જાગીર પડાવી લે.' સ્વામીજીએ કહ્યું : 'રાજકોપના ભયથી કદી પણ અધર્માચરણ ન કરવું, ભલે જાગીર ચાલી જાય. અધાર્મિક કાર્ય કરવા કરતાં તો ધર્માચરણપૂર્વક ભિક્ષા માંગીને જીવવું શ્રેષ્ઠ છે.'

**ભારતની સંપૂર્ણ ઉન્નતિ ક્યારે ? :** પંડિત મોહનલાલ વિષ્ણુલાલ પંડ્યાએ સ્વામીજીને પૂછ્યું : 'મહારાજ, ભારતની સંપૂર્ણ રાષ્ટ્રીય ઉન્નતિ અને હિત ક્યારે થશે ?' સ્વામીજીએ કહ્યું :

> **‘એક ધર્મ, એક ભાવ, એક ભાષા અને એક લક્ષ્ય બનાવ્યા વિના ભારતનું પૂર્ણ હિત અને રાષ્ટ્રીય ઉન્નતિ થવી દુષ્કર છે. સર્વ ઉન્નતિઓનું કેન્દ્રસ્થાન એકતા છે. જ્યાં ભાષા, ભાવ અને ભાવનામાં એકતા આવી જાય ત્યાં જેમ સાગરમાં નદીઓ પ્રવેશ કરે છે તેમ સંપૂર્ણ સુખ એક એક કરીને પ્રવેશ કરવા માંડે છે. માટે જ્યાં સુધી સમસ્ત દેશવાસીઓ એક જ ધર્મના અનુયાયીઓ અને એક જ ભાષા બોલનારા નહિ થાય તથા એક જ પ્રકારના આચારવિચાર અને વ્યવહારને ધારણ કરીને એક જ લક્ષ્યની પૂર્તિ હેતુ પૂરા સમર્પણ ભાવથી કટિબદ્ધ નહિ થાય, ત્યાં સુધી સ્વદેશની એકતા અને તેની સર્વાંગી સમૃદ્ધિ સ્વપ્નમાત્ર જ રહેવાની.’**

**સાત સૂત્રો :** સ્વામી દયાનંદે આર્યોની ઉન્નતિ માટે એક ઈશ્વર ઓમ્, એક ધર્મ વૈદિક, એક ધર્મગ્રંથ વેદ, એક જાતિ આર્ય, એક ભાષા આર્યભાષા હિંદી, એક રાષ્ટ્ર આર્યાવર્ત અને એક અભિવાદન નમસ્તે - આ સાત સૂત્રો આપ્યાં છે, જેનાથી રાષ્ટ્રીય ઐક્ય અને સંગઠન સંભવ છે.

**પંડ્યાજીનો બીજો પ્રશ્ન :** પંડ્યાજીએ પૂછ્યું : ‘મહારાજ, જ્યારે આપ સર્વ દેશવાસીઓને એક કરવા માંગો છો, તો પછી આ મતમતાંતરોનું ખંડન કેમ કરો છો ? એનાથી તો ઊલટાનું વૈમનસ્ય વધે છે.’ સ્વામીજીએ પોતાના હૃદયની ભાવનાઓને વ્યક્ત કરતાં કહ્યું :

> **‘ધર્મના નામે ફેલાયેલા મિથ્યા આચારો અને અંધવિશ્વાસોના પુંજ જેવા મતમતાંતરોનું ખંડન કરવું અત્યંત જરૂરી છે. કારણ કે આ વિભિન્ન મત-પંથ-મજહબો દ્વારા ફેલાવવામાં આવતાં પરસ્પરના વિરોધ અને અનેકતાના કારણે રાષ્ટ્રીય એકતાને ભયંકર ક્ષતિ પહોંચી છે. હિંદુ ધર્માચાર્યોની સંકુચિત અને સાંપ્રદાયિક મનોવૃત્તિને કારણે સમાજ છિન્નભિન્ન થઈને અનેક ટુકડાઓમાં વેરવિખેર થઈ ગયો છે. આવા જીર્ણશીર્ણ, દુર્બળ, નિરાશાગ્રસ્ત, જાતિપ્રથાની જટિલ જાળમાં ફસાયેલા અને સેંકડો પ્રકારે વિભાજિત થઈ ગયેલા આ સમાજને પુનર્જીવિત અને જાગૃત કરવાની જરૂર છે. આપણા ધર્માચાર્યોના સ્વાર્થ, પ્રમાદ અને સંકુચિત વ્યવહારના કારણે લોકો લાચાર બનીને સ્વધર્મ છોડીને ખ્રિસ્તી અને મુસલમાન થઈ રહ્યા છે. જ્યાં સુધી આપણા લોકોની જડતા, કૂપમંડૂક માનસિકતા અને અંધાનુકરણની પ્રવૃત્તિઓનો નાશ નહિ થાય, ત્યાં સુધી ગાડરિયો પ્રવાહ અને યથાસ્થિતિ બની રહેશે. આથી તેને દૂર કરી સમાજમાં નવચેતના લાવવી બહુ જ જરૂરી છે. આ જ ઉદ્દેશ્યની પૂર્તિ માટે હું વ્યક્તિગત માન-અપમાનની ચિંતા કર્યા વિના સમાજના પ્રત્યેક વર્ગને પ્રેરણા અને ઉદ્‌બોધન કરતો સર્વત્ર ભ્રમણ કરી રહ્યો છું. મને મારા**

**માર્ગેથી વિચલિત કરવા માટે અનેક શારીરિક યાતનાઓ આપવામાં આવી છે, ઝેર આપીને મારી નાખવાના પ્રયાસો કરવામાં આવ્યા છે. છતાં હું ઈશ્વરની મહાન કૃપાથી મારા ઉદ્દેશ્યની પૂર્તિ માટે નિરંતર આગળ વધી રહ્યો છું.'**

**જો બે-ચાર દયાનંદ હોત :** સ્વામીજીની આ ઓજસ્વી અને લોકહિતની ભાવના વ્યક્ત કરતી વાણી સાંભળીને પંડ્યાજી ગદ્ગદ થઈ ગયા અને બોલી ઊઠ્યા : 'મહારાજ, જો આપને સમાન વિચારો ધરાવતા બે-ચાર ધર્માચાર્યોનો સાથ-સહયોગ મળી જાય તો આપણો દેશ બહુ જ જલદી પોતાના લુપ્ત થઈ ગયેલા ગૌરવને પુનઃ પ્રાપ્ત કરી લે, એમાં કોઈ શંકા નથી.'

**મુસ્લિમ જજ સાથે શાસ્ત્રાર્થ :** ઉદયપુરના ન્યાયાધીશ મૌલવી અબ્દુલ રહેમાનની સાથે સ્વામીજીનો શાસ્ત્રાર્થ થયો. આ શાસ્ત્રાર્થ આખું અઠવાડિયું ચાલ્યો. તેના અંતિમ દિવસે મહારાણા સજ્જનસિંહ પણ હાજર રહ્યા અને તેમણે સ્વામીજીના કથનનું અનુમોદન કર્યું. આ શાસ્ત્રાર્થ લિપિબદ્ધ કરવામાં આવ્યો હતો, જે 'દયાનંદ શાસ્ત્રાર્થ સંગ્રહ' પુસ્તકમાં આજે પણ વાંચવા મળે છે.

**સ્મારકનો વિરોધ :** એક દિવસ કવિરાજ શ્યામલદાસે સ્વામીજીને કહ્યું : 'મહારાજ, આપના જેવા મહાપુરુષનું કોઈ યોગ્ય સ્મારક જરૂર બનવું જોઈએ.' સ્વામીજીએ તેનો વિરોધ કરતાં કહ્યું :

**'એવું ના કરશો. હું વ્યક્તિપૂજાનો ઘોર વિરોધી છું. હું તો ઇચ્છું છું કે મૃત્યુ પછી મારા શરીરની રાખને કોઈ ખેતરમાં વિખેરી દેવામાં આવે કે જેથી એ ખાતર થઈને ખેડૂતના કામમાં આવે. મારું સ્મારક ના બનાવશો. ક્યાંય એવું ના બને કે લોકો મારી મૂર્તિ બનાવીને તેને પૂજવા લાગે.'**

જુદાં જુદાં પ્રકારનાં જડ સ્મારકો આગળ જતાં મૂર્તિપૂજાનાં કેન્દ્રો બની જતાં હોવાથી સ્વામીજી તેના વિરોધી હતા.[૧]

---

૧. સ્વામી દયાનંદે પોતાના સત્યાર્થપ્રકાશ વગેરે ગ્રંથોમાં વૈદિક સિદ્ધાંતો અને મંતવ્યોનું સુસ્પષ્ટ નિરૂપણ કર્યું છે, જેના પ્રભાવથી આર્યસમાજના લોકો આજ પર્યંત સ્વામીજીની કોઈ પણ પ્રકારની મૂર્તિપૂજા કરવાથી સદંતર દૂર રહ્યા છે. અને જ્યાં સુધી આર્યસમાજના ઉપદેશકો અને નેતાઓ જાગરૂક રહેશે અને આર્યસમાજમાં વૈદિક ગ્રંથોનું પઠનપાઠન અને સ્વાધ્યાય ચાલતાં રહેશે, વિવેકબુદ્ધિ બની રહેશે, ત્યાં સુધી આર્યસમાજ વ્યક્તિપૂજા અને મૂર્તિપૂજાથી દૂર જ રહેશે એવું અનુમાન છે. આથી સ્વામીજીનાં યથાયોગ્ય સ્મારક ઊભાં કરી એના માધ્યમથી મુલાકાતીઓને તેમનાં જીવન અને કાર્યોથી પરિચિત કરાવવામાં તથા તેમની વૈદિક વિચારધારાને ફેલાવવામાં મદદ મળશે એવો આશાવાદી દૃષ્ટિકોણ ધરાવતા અનેક આર્યો સ્વામીજીનાં સ્મારકોની હિમાયત પણ કરી રહ્યા છે. - સંપાદક

**અમૂર્તનું ધ્યાન :** એક દિવસ મહારાણા સજ્જનસિંહે મૂર્તિ વિના ધ્યાન શી રીતે કરી શકાય તેમ પૂછતાં સ્વામીજીએ કહ્યું : 'ઈશ્વરની ઉપાસના કરતી વખતે કોઈ પણ મૂર્તિમાન પદાર્થનું ધ્યાન નહિ કરવું જોઈએ. ઈશ્વર સર્વવ્યાપક, નિરાકાર, સર્વશક્તિમાન, સૃષ્ટિનો કર્તા-ધર્તા છે. તેના મહિમાનું, તેનાં ગુણ-કર્મ-સ્વભાવનું ચિંતન કરવું એ જ તેનું ધ્યાન છે. એ માટે કોઈ મૂર્તિ કે મૂર્ત પદાર્થનું ધ્યાન કરવાની જરૂર નથી.'

**હિંદીનું સમર્થન :** સ્વામીજીએ એક પત્ર દ્વારા ફરુખાબાદ અને મેરઠના આર્યસમાજોને નિર્દેશ કર્યો કે, સરકાર દ્વારા શિક્ષણ-સુધાર માટે નિયુક્ત કરવામાં આવેલા હંટર કમિશન સમક્ષ શિક્ષણના માધ્યમ તરીકે દેવનાગરી લિપિમાં લખવામાં આવતી આર્યભાષા હિંદી હોવી જોઈએ એવી રજૂઆત કરવી. સ્વામીજીના સુધારાવાદી કાર્યક્રમોમાં આર્યભાષા હિંદીના પ્રચાર અને ગૌરક્ષાના પ્રશ્નને અગ્રિમ સ્થાન આપવામાં આવતું હતું.

**પરોપકારિણી સભાનું નિર્માણ :** ઋષિ દયાનંદની દૂરદર્શિતાએ કદાચ તેમને પોતાના મૃત્યુનો અણસાર આપી દીધો હતો. તેઓ ઇચ્છતા હતા કે તેમના મૃત્યુ પછી પણ તેમણે આરંભ કરેલી પ્રવૃત્તિઓ નિરંતર ચાલતી રહે. શાસ્ત્ર-પ્રચાર, વૈદિકધર્મનો દેશદેશાંતરમાં પ્રચાર-પ્રસાર, અનાથ અને અબળા લોકોની સેવા-સુરક્ષા વગેરે લોકહિતનાં કાર્યો નિરંતર ચાલુ રહે એ માટે તેમણે મેરઠ હતા ત્યારે જ પોતાની ઉત્તરાધિકારિણી 'પરોપકારિણી સભા'ની સ્થાપના કરી તેને રજિસ્ટર કરાવી લીધી હતી. પરંતુ હવે તેમાં કેટલાંક પરિવર્તન કરવાં જરૂરી હતાં. આથી તેમાં જરૂરી સંશોધન કરીને ઉદયપુરમાં એક સ્વીકારપત્ર (એટલે કે વસિયતનામું અથવા વિલ) તૈયાર કર્યું અને તેને સંવત ૧૯૩૯ મહાવદ ૫, મંગળવાર - ૨૭ ફેબ્રુઆરી, ૧૮૮૩)ના રોજ મેવાડની સરકારી કચેરીમાં નિયમ અનુસાર રજિસ્ટર પણ કરાવ્યું. તેમાં સ્વામીજીએ ૨૩ સભ્યો અને વસિયતનામાના ૧૪ નિયમોનું આલેખન કરીને પોતાના હસ્તાક્ષર કર્યા. તેની શરૂઆતમાં લખ્યું છે :

> **'હું સ્વામી દયાનંદ સરસ્વતી નિમ્નલિખિત નિયમો અનુસાર ત્રેવીસ સજ્જન આર્ય પુરુષોની સભાને મારાં વસ્ત્ર, પુસ્તક, ધન, યંત્રાલય વગેરે સર્વસ્વનો અધિકાર આપું છું અને તેને પરોપકારમાં - સત્કાર્યોમાં લગાડવા માટે અધ્યક્ષ નિયુક્ત કરીને આ સ્વીકારપત્ર લખી આપું છું કે જેથી એ સમય પર કામ આવે.'**

આ રીતે સ્વામીજીએ આ પરોપકારિણી સભાને પોતાની ઉત્તરાધિકારિણી બનાવીને વ્યવસ્થા કરી કે જેથી ભવિષ્યમાં કોઈ તેમના નામે ગાદીપતિ, મહંત,

મઠાધીશ કે સર્વેસર્વા બનીને નિયમ વિરુદ્ધ કશું પાખંડ વગેરે ચલાવીને જનતાને વૈદિક ધર્મથી વિમુખ ન કરી શકે. સ્વામીજી આવા દીર્ઘદ્રષ્ટા હતા.

**વિદાય સન્માન :** સ્વામીજી ઉદયપુરમાં લગભગ સાડા છ મહિનાથી વધુ સમય રહ્યા. અહીં તેમણે 'સત્યાર્થપ્રકાશ'ના બીજા સંશોધિત સંસ્કરણને તૈયાર કરવાનું તથા વેદભાષ્યનું લેખનકાર્ય આગળ ધપાવ્યું. સત્યાર્થપ્રકાશના આ બીજા સંશોધિત સંસ્કરણની 'ભૂમિકા'ના અંતમાં પોતાના નામની સાથે **'મહારાણાજી કા ઉદયપુર'** શબ્દોથી સ્થાનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વિદાય સમયે મહારાણા સજ્જનસિંહજીએ વેદભાષ્યના પ્રકાશન માટે ૧,૨૦૦ રૂપિયા અર્પિત કરી પોતાની શ્રદ્ધાના પ્રતીકરૂપે રેશમી ઉત્તરીય વસ્ત્ર અર્પણ કર્યુ. આ ઉપરાંત પોતાના હસ્તાક્ષરયુક્ત એક અભિનંદનપત્ર સ્વામીજીના ચરણોમાં સમર્પિત કર્યો અને પુનરાગમનની પ્રાર્થના સાથે તેમને ભાવભીની વિદાય આપી.

• • •

: ૧૭ :

# મહાપ્રસ્થાનના માર્ગે

## શાહપુરા

ઉદયપુરથી નીકળી સ્વામીજી સંવત ૧૯૩૯ મહા વદ ૭, ગુરુવાર - ૧ માર્ચ, ૧૮૮૩ના રોજ નિમ્બાહેડા પહોંચ્યા. ત્યાંથી ચિત્તોડ ગયા અને ત્યાં એક અઠવાડિયું રોકાઈને મહા વદ ૧૪, ગુરુવાર - ૮ માર્ચના રોજ શાહપુરા પધાર્યા.

**રાજાધિરાજ નાહરસિંહ :** શાહપુરાનરેશ નાહરસિંહ બુદ્ધિમાન અને વિચારશીલ હતા અને જનહિતનાં કાર્યોમાં રુચિ ધરાવતા હતા. તેઓ સ્વામીજીના પરમ ભક્ત હતા. તેમણે સ્વામીજીને પોતાના રાજ્યમાં પધારવા આગ્રહપૂર્વક વિનંતી કરી હતી. તેમણે અહીં સ્વામીજીના આતિથ્યની સુંદર વ્યવસ્થા કરી હતી.

**સ્વામીજી પાસે અધ્યયન :** શાહપુરાનરેશ દરરોજ સાંજે છથી નવ સુધી સ્વામીનાં ચરણોમાં બેસીને અધ્યયન કરતા. તેમાં સ્વામીજી એક કલાક ધર્મ સંબંધી શંકાઓનું સમાધાન કરતા અને બે કલાક ક્ષેપક ભાગ સિવાયની મનુસ્મૃતિ, સંપૂર્ણ યોગદર્શન તથા વૈશેષિક દર્શનનાં કેટલાંક સૂત્રોનું અધ્યયન કરાવતા. તેમણે નાહરસિંહને પ્રાણાયામનો ક્રિયાત્મક અભ્યાસ કરાવ્યો. વહેલી સવારે સ્વામીજી ભ્રમણ કરવા જતા ત્યારે કોઈ કોઈ વાર નાહરસિંહ પણ તેમની સાથે જતા અને સ્વામીજી તેમને એકાંતમાં પ્રાણાયામ શિખવાડતા.

**સંસ્કાર સિંચન :** સ્વામીજીએ શાહપુરાધીશને રાજપ્રશાસન સંબંધી ઉપદેશ આપીને તેમાં સુધારાઓ કરાવ્યા. તેમણે રાજકુમારોને શાસ્ત્રોનું શિક્ષણ આપવાની સલાહ આપી. સ્વામીજીના હાથે યુવરાજ ઉમેદસિંહ[૧] અને કુમાર સરદારસિંહનો યજ્ઞોપવીત સંસ્કાર કરવામાં આવ્યો અને તેમની શિક્ષા માટે આર્ય સંન્યાસીઓને નિયુક્ત કરવામાં આવ્યા. આગળ જતાં પણ નાહરસિંહના વંશજોએ આર્ય વિદ્વાનો પાસે જ શિક્ષણ લીધું હતું.

---

૧. આ પંક્તિનો લેખક ટંકારાનિવાસી હોવાથી તેને બાળપણથી લઈને અત્યાર સુધી ટંકારા ઋષિ દયાનંદની જન્મભૂમિ જોવા આવતા અનેક સુપ્રસિદ્ધ આર્ય સંન્યાસીઓ, વિદ્વાનો અને વિશિષ્ટ વ્યક્તિઓને મળવાનો અમૂલ્ય લાભ પ્રાપ્ત થયો છે. એ સંસ્મરણોમાં શાહપુરાનરેશ ઉમેદસિંહજીને મળ્યાનો પણ સમાવેશ થાય છે. - લેખક

**યજ્ઞશાળા :** સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈને મહારાજાએ રાજભવનમાં એક યજ્ઞશાળા બનાવી, જેમાં તેઓ દરરોજ યજ્ઞ કરતા. ત્યારથી લઈને આજ સુધી તેમના વંશજો દ્વારા ત્યાં દરરોજ યજ્ઞ થઈ રહ્યો છે.

**રામસ્નેહી મહંત :** શાહપુરામાં રામસ્નેહી સંપ્રદાયની મુખ્ય પીઠ છે. તેઓ રામનામના જપને મોક્ષનું કારણ માને છે. નગરજનોએ આ સંપ્રદાયના પીઠાધિપતિ સાધુ હિંમતરામને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા કહ્યું, પરંતુ તેમણે ઈન્કાર કરતાં કહ્યું : 'ભાઈ, અમે તો રામ રામ બોલીએ. શાસ્ત્રાર્થ અમારું કામ નહિ.'

**રામસ્નેહીઓનો મેળાપ :** એ સમયે રામસ્નેહીઓનો ફૂલડોલનો મેળો હતો. તેમાં અનેક વૈશ્યો આવેલા. તેઓ સ્વામીજીને મળવા આવ્યા. સ્વામીજીએ તેમને ઉપદેશ આપતાં કહ્યું : 'માત્ર રામનામ રટવાથી શો લાભ ? જેવી રીતે લાડુ લાડુ બોલતાં રહેવાથી લાડુ મળતા નથી, તેમ માત્ર નામરટણ કરવાથી પણ ઈશ્વરપ્રાપ્તિ થતી નથી. પરંતુ ઈશ્વરને સમર્પિત થઈને તેના મુખ્ય નામ 'ઓમ્'નો અર્થપૂર્વક જપ કરવો જોઈએ.'

**રાજપુરોહિત :** પંડિત છત્રમલ વ્યાસ અહીંના રાજપુરોહિત હતા. તેઓ સ્વામીજીને મળવા આવ્યા. સ્વામીજીએ તેમને કોઈ શંકા હોય તો પૂછવા જણાવ્યું. પરંતુ તેમણે કહ્યું : 'મને કોઈ શંકા નથી.' આથી સ્વામીજીએ કહ્યું : 'यश्च मूढतमो लोके यश्च बुद्धेः परं गतः । तावुभौ सुखमेधेते क्लिश्यत्यन्तरितो जनः ॥ એટલે કે સંસારમાં બધી રીતે સુખી તો બે જ પ્રકારના લોકો હોય છે : એક તો એ કે જે સાવ મૂઢ છે, અને બીજા એ કે જેઓ અત્યંત બુદ્ધિમાન છે; બાકીના બધા તો જુદી જુદી શંકાઓથી ગ્રસ્ત રહીને પીડિત રહેતા જ હોય છે.'

**બિહારીલાલની શંકા :** બિહારીલાલ નામના એક સંસ્કૃતના વિદ્યાર્થીએ પાણિનીય અષ્ટાધ્યાયીનાં બે સૂત્રોના આધારે મૂર્તિપૂજા વિશે શંકાઓ કરી. સ્વામીજીએ તેની શંકાઓનું શાસ્ત્રીય સમાધાન આપ્યું.

**જોધપુરનું નિમંત્રણ :** સ્વામીજીના જ્યારે ઉદયપુર હતા ત્યારે તેમને જોધપુરના મહારાજાનું નિમંત્રણ મળ્યું હતું. અહીં શાહપુરામાં પણ તેમને જોધપુર પધારવાનું ફરી નિમંત્રણ મળ્યું. આથી સ્વામીજીએ જોધપુર જવાની તૈયારી કરવા માંડી.

**શાહપુરાધીશની ચેતવણી :** રાજાધિરાજ નાહરસિંહને સ્વામીજી જોધપુર જઈ રહ્યા છે એ જાણીને ચિંતા થઈ; કારણ કે તેઓ જોધપુરનરેશના ચારિત્ર્ય અને ત્યાંના હજૂરિયા અને ખુશામતખોર દરબારીઓથી પરિચિત હતા. આથી તેમણે સ્વામીજીને નિવેદન કર્યું : 'મહારાજ, આપ જોધપુર જઈ રહ્યા છો, પરંતુ ત્યાં વેશ્યાગમનનું બહુ ખંડન ન કરશો.' સ્વામીજીએ અવિચલ અને પ્રશાંત સ્વરે કહ્યું :

**'રાજન્, મોટાં મોટાં કાંટાદાર વૃક્ષોનું છેદન કરવા માટે નરેણી - નખ કાપવાનું ઓજાર કામ નથી આવતું. તેના ઉચ્છેદ માટે તો તીક્ષ્ણ હથિયારની જરૂર પડે છે.'**

**શાહપુરાથી વિદાય :** નાહરસિંહે સ્વામીજીની વિદાય વેળાએ તેમને વેદભાષ્ય માટે રકમ ભેટ ધરી, એક અભિનંદનપત્ર સમર્પિત કર્યું અને વૈદિક ધર્મના પ્રચાર માટે ઉપદેશકની નિયુક્તિ માટેનો ખર્ચ અપવાનું વચન આપ્યું અને અત્યંત શ્રદ્ધાભાવપૂર્વક વિદાય આપી.

**અજમેર :** શાહપુરાથી સ્વામીજી સંવત ૧૯૩૯ વૈશાખ વદ ૪, શનિવાર - ૨૬ મે, ૧૮૮૩ના રોજ પ્રસ્થાન કર્યું. તેઓ બીજે દિવસે ૨૭ મેના રોજ અજમેર પધાર્યા.

**સત્યનો ઉપદેશ કરીશ જ :** અજમેરના આર્ય પુરુષોએ પણ સ્વામીજીને જોધપુર ન જવાની ભલામણ કરતાં કહ્યું : 'મહારાજ, જોધપુરની ભૂમિ રુક્ષ અને ઉજ્જડ છે. એટલું જ નહિ, પરંતુ ત્યાંના લોકો પણ પ્રાયઃ નિષ્ઠુર, કઠોર, અજ્ઞાની અને સંવેદનાશૂન્ય છે. એ લોકા આપના સત્ય ઉપદેશથી આપના વિરોધી થઈ જશે અને આપને હાનિ પહોંચાડશે. માટે ત્યાં જવું શ્રેયસ્કર નથી.' સ્વામીજીએ જરા પણ ચિંતા અને ભય વગર ઉત્તર આપ્યો :

**'ભલે લોકો મારી આંગળીઓને વાટ બનાવીને સળગાવી મૂકતા, તોપણ હું ત્યાં જઈશ અને સત્યોપદેશ કરીશ.'**

**જોધપુર :** સ્વામીજી અજમેરથી ૨૮ મેના રોજ રાત્રિના રેલવે દ્વારા પ્રસ્થાન કરીને ૨૯ મેના રોજ પાલી સ્ટેશન પહોંચ્યા. ત્યારે અહીં સુધી જ રેલવે લાઈન હતી. આથી જોધપુરના મહારાજા તરફથી સ્વામીજીને લેવા માટે એક હાથી, ત્રણ રથ, એક સેજ ગાડી, ત્રણ ઊંટ અને ચાર સવારો આવ્યા હતા. સ્વામીજીનો આ કાફલો રસ્તામાં એક દિવસ રોહટ વિશ્રામ કરીને જોધપુર જવા ઊપડ્યો. જ્યારે જોધપુર બે ગાઉ દૂર હતું ત્યારે પ્રાતઃકાલ વાયુસેવનના ઉદ્દેશથી સ્વામીજી પગપાળા ચાલવા માંડ્યા અને સંવત ૧૯૩૯ વૈશાખ વદ ૧૦, ગુરુવાર - ૩૧ મે, ૧૮૮૩ના રોજ જોધપુર પહોંચ્યા.

**સ્વાગત અને નિવાસ :** સ્વામીજીને મિયાં ફૈજુલ્લાખાનના ઉદ્યાનમાં આવેલા વિશાળ બંગલામાં ઉતારો અપાયો. રાજ્ય તરફથી ભોજન વગેરેની વ્યવસ્થા કરવામાં આવી. સેવા અને સુરક્ષા માટે ચાર સેવકો તૈનાત કરવામાં આવ્યા. સ્વામીજીના આગમનના સમાચાર સાંભળીને કર્નલ પ્રતાપસિંહ અને રાવરાજા તેજસિંહ સ્વામીજીના સ્વાગત-સત્કાર માટે આવ્યા અને સારી વાર સુધી સ્વામીજી સાથે વાર્તાલાપ કરતા રહ્યા. જોધપુરનરેશ જશવંતસિંહના પિતાનું નામ મહારાજા

તખ્તસિંહ હતું. પ્રતાપસિંહ જશવંતસિંહના નાના ભાઈ હતા, જ્યારે તેજસિંહ તખ્તસિંહના રખેલથી ઉત્પન્ન થયેલ અનૌરસ પુત્ર હતા.

**મહારાજા જશવંતસિંહ :** જોધપુરનરેશ જશવંતસિંહ એક નંબરના વિલાસી, વેશ્યાગામી, અને મદ્યપાની હતા. તેઓ હજૂરિયા અને ચાપલૂસ દરબારીઓથી ઘેરાયેલા રહેતા. ત્યારે રાજાઓમાં બહુવિવાહ તો સામાન્ય પ્રથા હતી. આ ઉપરાંત રખાતો રાખવાની પણ ફેશન હતી. રાજમહેલમાં અનેક જાતનાં ષડ્યંત્રો ચાલતાં રહેતાં.

**મહારાજાની મુલાકાત :** જશવંતસિંહે સ્વામીજીને મળવા માટે ખાસ તત્પરતા બતાવી નહિ. તેઓ સ્વામીજીના અહીં આગમન થયાના સત્તાવીસ દિવસ બાદ ૨૬ જૂનના રોજ તેમને મળવા આવ્યા. તેમણે આવીને વેદભાષ્ય માટે થોડી રકમ સ્વામીજીનાં ચરણોમાં ભેટ ધરી. સ્વામીજી ખુરશી પર બેઠા હતા અને મહારાજા નીચે બેસવા જતા હતા. પરંતુ સ્વામીજીએ તેમને આગ્રહ કરીને પોતાની પાસે ખુરશી પર બેસાડ્યા. ક્ષેમકુશળ પૂછ્યા બાદ જોધપુરનરેશ સાથે સ્વામીજીનો ત્રણેક કલાક ધર્માલાપ ચાલતો રહ્યો. સ્વામીજીએ તેમને મનુસ્મૃતિના આધારે રાજધર્મનો ઉપદેશ આપ્યો અને સ્વદેશ-પ્રેમ, પ્રજાપાલન, ન્યાય-વ્યવસ્થા વગેરે માટે પુરુષાર્થ કરવા ભલામણ કરી. સાથે સાથે સ્વામીજીએ દેશદ્રોહ અને અંદરોઅંદરની ફાટફૂટના દોષો પર પણ પ્રકાશ પાડ્યો અને એથી બચીને રહેવા જણાવ્યું. સ્વામીજીનો ઉપદેશ સાંભળીને મહારાજાએ નિવેદન કર્યું : 'આપ જ્યાં સુધી અહીં નિવાસ કરો ત્યાં સુધી આપના ઉપદેશથી અહીંના લોકોને કૃતાર્થ કરતાં રહેશો.' આ પ્રથમ મુલાકાત બાદ પણ મહારાજા ક્યારેક સ્વામીજીની પાસે આવીને અથવા સ્વામીજીને પોતાના મહેલમાં બોલાવીને ઉપદેશ ગ્રહણ કરતા રહ્યા. પરંતુ તેમણે સ્વામીજીના ઉપદેશોને આચરણમાં મૂકવા કેટલો પ્રયાસ કર્યો, એ શંકાસ્પદ જ બની રહ્યું.

**પ્રવચનો :** જોધપુર આગમનના બીજા જ દિવસથી ફૈજુલ્લાખાનના બંગલાના મેદાનમાં સાંજે ચારથી છ સ્વામીજીનાં પ્રવચનો થવાં લાગ્યાં અને લોકો તેનો લાભ ઉઠાવવા લાગ્યા. સ્વામીજી આ પ્રવચનોમાં રાજાઓના વેશ્યાગમન વગેરે ચારિત્રીય દોષો અને દુર્ગુણોની તીખી આલોચના કરતા હતા અને તેને દેશની અધોગતિનું એક મુખ્ય કારણ ગણાવતા હતા. સ્વામીજી પોતાનાં પ્રવચનોમાં મૂર્તિપૂજા, મૃતકશ્રાદ્ધ, બાળવિવાહ વગેરેનું ખંડન કરતા હતા અને સાથે સાથે એક નિરાકાર સર્વવ્યાપક ઈશ્વરની ઉપાસના, સદાચાર, ગોરક્ષા, આર્યભાષા હિંદીનો પ્રચાર વગેરે અનેક રચનાત્મક વિષયો પર પોતાની પ્રભાવશાળી વાણીનો પ્રવાહ વહેવડાવતા હતા.

**હું સત્ય જ કહીશ :** એક દિવસ રાવરાજા તેજસિંહે સ્વામીજીને વિનમ્રતાથી કહ્યું : 'મહારાજ, આપ અમારા મહારાજાના ચારિત્ર્ય વિશે કાંઈ ન બોલશો.' સ્વામીજીએ થોડા આવેશપૂર્વક કહ્યું :

**'શું આપ મને અસત્ય બોલાવવા માંગો છો ? યાદ રાખજો, હું જે કંઈ બોલીશ એ સત્ય જ બોલીશ. અને હા, હું ક્યારેય કોઈનું નામ લઈને કે અસભ્યતાપૂર્વક કથન કરતો નથી.'**

**સ્વામી ગણેશપુરી :** રાવરાજા જવાનસિંહે નજીકના બોરુંદા ગામથી સ્વામી ગણેશપુરીને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા માટે બોલાવ્યા, પરંતુ ગણેશપુરી શાસ્ત્રાર્થ કરવા તૈયાર ન થયા. તેમણે સ્પષ્ટ કહ્યું : 'હું સ્વામીજીથી પરિચિત છું. મેં તેમના ગ્રંથો વાંચ્યા છે. મારામાં સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવાની યોગ્યતા નથી.'

**ચક્રાંકિતોની સમાલોચના :** સ્વામીજીએ એક પ્રવચનમાં ચક્રાંકિતોની આલોચના કરી. તેથી ચક્રાંકિતો ચિડાયા અને વૈષ્ણવ વિજયસિંહ મહેતા નામના ચક્રાંકિતે તેમના ગુરુ પંડિત શ્રીરામ પાર્વતીયને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ માટે તૈયાર કર્યા. પંડિત શ્રીરામે શાસ્ત્રાર્થના ન્યાયાધીશ તરીકે વિજયસિંહ મહેતાને જ રાખવાનો આગ્રહ કર્યો. પરંતુ એક તો વિજયસિંહ વૈષ્ણવ હતા અને બીજું તેઓ સંસ્કૃત પણ જાણતા ન હતા. આથી સ્વામીજીએ તેમને ન્યાયાધીશ બનવા અયોગ્ય ઠેરવ્યા અને આ શાસ્ત્રાર્થ ન થઈ શક્યો. ફરી એક દિવસ વિજયસિંહ તેમના સંપ્રદાયના એક બીજા પંડિતજીને સાથે લઈને સ્વામીજી પાસે આવ્યા. એ પંડિતજીએ 'पवित्रं ते विततं...' (ઋગ્વેદ ૯.૮૩.૧)ના આ મંત્રને પોતાના મતનું મૂળ બતાવવાની કોશિશ કરી, પરંતુ સ્વામીજીએ આ મંત્રનો વાસ્તવિક અર્થ બતાવીને સિદ્ધ કર્યું કે, આ વેદમંત્રને ચક્રાંકિત સંપ્રદાય સાથે કંઈ લેવાદેવા નથી. આ સાથે જ સ્વામીજીએ તિલક, છાપ વગેરેનું પણ ખંડન કર્યું. આથી રામાનુજ વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયીઓ સ્વામીજીના ઘોર વિરોધી થઈ ગયા.

**ફૈજુલ્લાખાન :** ફૈજુલ્લાંખાન જોધપુર રાજ્યના 'મુસાહિબ-આલા' એટલે કે પ્રધાનમંત્રી હતા અને તેમનું ખૂબ જ વર્ચસ્વ હતું. એક પ્રકારે તેઓ જ રાજ્યના કર્તા-ધર્તા બની બેઠા હતા. તેઓ સ્વામીજીને ત્રણવાર મળવા આવ્યા હતા. એક દિવસ પ્રવચનમાં સ્વામીજીએ ઇસ્લામની કેટલીક અવૈજ્ઞાનિક વાતોનું ખંડન કર્યું. આથી ફૈજુલ્લાખાનનો ભત્રીજો મહમદ હુસેન ક્રોધિત થઈને તલવારની મૂઠ પર હાથ રાખીને બોલ્યો : 'અમારા મજહબ વિશે તમે કશું ન બોલશો' સ્વામીજીએ અત્યંત મૃદુ સ્વરમાં કહ્યું :

**'બેટા, તારા મોઢામાં હજી દૂધિયા દાંત છે. તું અનુભવશૂન્ય છે. તને તલવાર પર હાથ રાખતાં જ આવડે છે, પરંતુ તેને મ્યાનમાંથી બહાર કાઢવી મુશ્કેલ છે. જો હું તારા જેવાની ધમકીઓથી ડરતો હોત અને પ્રાણની ચિંતા કરતો હોત, તો આટલું મોટું જોખમ ઉઠાવીને ધર્મોપદેશ ન કરતો હોત. બેસી જા ભાઈ.'**

મહમદ હુસેન લજ્જિત થઈને ચુપ થઈ ગયો.

**તો જીવતા ન જાત :** સ્વામીજીનો આ નીડર અવાજ સાંભળીને મિયાં ફૈજુલ્લાખાન પણ શરમાયા, પરંતુ તેઓ અંદરથી સ્વામીજીના ઘોર વિરોધી થઈ ગયા. એક દિવસ વાર્તાલાપ દરમિયાન તેમણે સ્વામીજીને કહ્યું : 'અત્યારે જો મુસ્લિમોની હકૂમત હોત તો તમે આવું ભાષણ ન આપી શક્યા હોત અને તમને જીવતાં પણ ન છોડ્યા હોત.' આ સાંભળીને સ્વામીજીએ કોઈ પણ થડકારા વિના કહ્યું :

**'ખાન સાહેબ, જો એવો અવસર આવ્યો હોત તો હું પણ કંઈ થરથરી ન જાત અને ચુપચાપ બેસી ન રહેત. જો કોઈ ઔરંગઝેબી શાસનમાં મને હાનિ પહોંચાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોત તો હું પણ શિવાજી, દુર્ગાદાસ કે રાજસિંહ જેવા કોઈ વીર રાજપૂતની પીઠ થાબડી દેત અને તેમને એવું શૂરાતન ચડાવત કે મુસ્લિમોના હોશ ઊડી જાત.'**

ક્રોધે ભરાયેલા ખાન સાહેબે મૂંગા રહેવામાં જ ડહાપણ માન્યું.

**ઈશ્વર રક્ષક છે :** સ્વામીજી વહેલી સવારના અંધારામાં જંગલમાં ફરવા જતા. ત્યાં હિંસક પશુઓ હોવાથી રાવરાજા તેજસિંહે તેમના રક્ષણ માટે એક અંગરક્ષકને તેમની સાથે રહેવા આદેશ આપ્યો. પરંતુ સ્વામીજીએ તેનો અસ્વીકાર કરતાં કહ્યું : **'ઈશ્વર જ મારો રક્ષક છે, કોઈ અંગરક્ષકની જરૂર નથી.'**

**વેશ્યાગમનની નિંદા :** સ્વામીજી ભરી સભામાં વેશ્યાગમનના દોષો બતાવતા હતા અને વેશ્યાગામીઓને કઠોર શબ્દોમાં ફટકારતા હતા. તેઓ પોતાનાં ભાષણોમાં ક્ષત્રિયોને સિંહ સમાન અને વેશ્યાઓને કૂતરીઓ સમાન ગણાવતા હતા.

**પ્રતાપસિંહને પત્ર :** સ્વામીજીએ જોધપુરનરેશના નાના ભાઈ કર્નલ પ્રતાપસિંહને એક અંગત પત્ર લખીને મહારાજા જશવંતસિંહનાં આળસ, વિલાસિતા વગેરે દુર્ગુણો પર ભારે શોક વ્યક્ત કર્યો હતો.

**રાણીઓની પ્રશંસા :** એક પ્રસંગે સ્વામીજીએ કહ્યું :

**'હિંદુ રાજાઓના દુરાચારોના કારણે તેમનાં રાજ્યો તો ક્યારનાય નાશ પામ્યાં હોત. પરંતુ જે કાંઈ બચ્યાં છે એ તેમની રાણીઓના પતિવ્રત ધર્મને કારણે જ બચ્યાં છે. બાકી રાજાઓનાં કુકર્મ તો એવાં છે કે તેમનાં વહાણ તો ક્યારનાય ડૂબી ગયાં હોત.'**

**નન્હી ભક્તન :** આ મહિલા મહારાજા જશવંતસિંહની અત્યંત પ્રિય રખાત (વેશ્યા કે નર્તકી) હતી. તેણે મહારાજાને વશમાં કરી લીધા હતા અને તેનાથી રાજ્યના અધિકારીઓ અને કર્મચારીઓ પણ ડરતા હતા. એમ કહી શકાય કે રાજકાજમાં આ બાઈની જ સત્તા ચાલતી હતી. સ્વામીજીએ મહારાજાને કરેલા ઉપદેશથી અને પ્રતાપસિંહને પાઠવેલા પત્રથી તે સ્વામીજીની દુશ્મન બની ગઈ

હતી. તેને એ ડર સતાવતો હતો કે, ક્યાંય મહારાજા સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈને મને પોતાનાથી દૂર ના કરી દે.

**મહારાજાને ફિટકાર :** સ્વામીજીનાં કેટલાંક જીવનચરિત્રકારોએ નન્હી ભક્તન વિશે આ મુજબ વર્ણન કર્યું છે : સ્વામીજી મહારાજાના આમંત્રણ પર ફક્ત ત્રણ જ વાર રાજમહેલમાં ઉપદેશ આપવા ગયા હતા. પરંતુ એકવાર બન્યું એવું કે સ્વામીજી ત્યાં પહોંચ્યા ત્યારે નન્હી ભક્તન મહારાજા જશવંતસિંહ પાસે બેઠી હતી. મહારાજા સ્વામીજીને આવતાં જોઈ ગયા. આથી તેમણે સેવકોને નન્હી ભક્તનની પાલખી અહીંથી જલદી લઈ જવા હુકમ કર્યો અને પાલખી એક તરફ નમી જતાં તેમણે જાતે ટેકો આપ્યો. સ્વામીજી આ દૃશ્ય જોઈ ગયા. તેમણે ત્યાં જ મહારાજા પર ક્રોધપૂર્વક ફિટકાર વરસાવતાં કહ્યું : **'જોધપુરનરેશની આ દશા ! રાજન્, કેસરી સિંહની ગુફામાં કૂતરીઓ દાખલ થઈ ગઈ !'** કેટલાક જીવનચરિત્રકારો આ ઘટનાને લોકવાયકા માને છે. પરંતુ જે હોય તે, આવા પ્રસંગોથી નન્હી ભક્તનને એ ડર જરૂર સતાવવા લાગ્યો હતો કે, મહારાજા મને છોડી દેશે. આથી તેણે સ્વામીજીના પ્રાણહરણ માટે ષડ્યંત્ર રચવા માંડ્યું.

**શત્રુઓનું ષડ્યંત્ર :** ધીરે ધીરે જોધપુરનું વાતાવરણ સ્વામીજીના વિરોધમાં વધુ ને વધુ ઝેરીલું થવા માંડ્યું અને ષડ્યંત્રકારીઓ સક્રિય થઈ ગયા. નન્હી ભક્તન તો નાગણ બની જ હતી. હવે તેની આગમાં પેલા ચક્રાંકિત વૈષ્ણવો વગેરે પૌરાણિક ધર્મગુરુઓએ ઘી હોમ્યું. મિયાં ફૈજુલ્લાખાન પણ પહેલેથી જ ક્રોધાગ્નિમાં સળગી રહ્યો હતો. આ ઉપરાંત સામ્રાજ્યવાદી અંગ્રેજ સરકારને પણ ક્રાંતિકારી દયાનંદ આંખમાં કણાની માફક ખૂંચતા હતા. આ બધાં વિરોધી તત્ત્વોએ મળીને માનવતાના મશાલચી મહર્ષિ દયાનંદના પ્રાણહરણનું ષડ્યંત્ર રચ્યું.

**કલ્લુ નોકર દ્વારા ચોરી :** સ્વામીજીનો કલ્લુ નામનો એક સેવક રાતનો સ્વામીજીના પૈસા અને બીજી કેટલીક વસ્તુઓની ચોરી કરીને બારીમાંથી ભાગી ગયો. આ નોકર સ્વામીજીનો વિશ્વાસુ અને આજ્ઞાંકિત હતો. તેમ છતાં તેણે ચોરી કરી એ ભાવિ ષડ્યંત્રનો પૂર્વાભાસ હતો. આમ ષડ્યંત્રનો આ પહેલો દાવ કામયાબ રહ્યો.

**ધૂર્ત સેવકો :** સ્વામીજીની સેવા માટે અહીં જે નોકરો અને ચોકીદારો રાખ્યા હતા તેઓ પણ બધા ધૂર્ત હતા. તેઓ મોઢે તો મીઠું મીઠું બોલતા હતા અને જ્યારે સ્વામીજી કંઈક કહે ત્યારે 'જી સ્વામીજી', 'જી મહારાજ' કહીને હાથ જોડીને ખડા રહેતા હતા, પરંતુ પાછળથી સ્વામીજીની વાતો પર હસી-મજાક કરતા હતા. સ્વામીજી આ બધું જાણતા હતા. આથી તેમને હવે જોધપુરમાં રહેવા પરથી મન ઊઠી ગયું અને અહીંના લોકો પરથી તેમનો વિશ્વાસ ઊડી ગયો. તેમણે અહીંથી અન્યત્ર જવાનો સંકલ્પ કર્યો. પરંતુ જાણે કાળનું ચક્ર કોઈ જુદી જ દિશામાં ફરી રહ્યું હતું.

**ઝેર અપાયું :** સંવત ૧૯૩૯ ભાદરવા વદ ૧૩, શનિવાર - ૨૯ સપ્ટેમ્બર, ૧૮૮૩ની રાતે સ્વામીજીને નિત્યક્રમ અનુસાર રસોઈયા ધૌડમિશ્રે દૂધ આપ્યું. એ દૂધ પીને સ્વામીજી સૂઈ ગયા. પરંતુ ઉદરમાં પીડા ઉપડવાથી તેમની ઊંઘ ઊડી ગઈ. તેમને બેચેની થવા લાગી અને રાતે ત્રણ વાર ઊલટી થઈ. બીજે દિવસે તારીખ ૩૦મીએ સવારે ઊઠતાંવેંત જ ફરી ઊલટીઓ થઈ. આથી સ્વામીજીને ઝેર અપાયાની શંકા ગઈ. આ પહેલાં પણ સ્વામીજીને બે-ત્રણ વાર ઝેર અપાયું હતું, પરંતુ ત્યારે તેમણે પોતાની આત્મિક શક્તિના બળે અને ઝેરની અસરને નાબૂદ કરનારી કેટલીક યોગિક ક્રિયાઓ દ્વારા ઊગરી ગયા હતા. પરંતુ આ વખતે તેમને હળાહળ ઝેર અને એ પણ અધિક માત્રામાં આપવામાં આવ્યું હતું. આથી ઊલટીઓ કરીને તેને બહાર કાઢી નાખવાનો પ્રયોગ સફળ ન રહ્યો. સ્વામીજીએ રાવરાજા તેજસિંહને બોલાવ્યા અને નક્કી કર્યું કે જેલમાં નિયુક્ત ડૉ. સૂરજમલને બોલાવવા. ડૉક્ટરે આવીને જોયું કે સ્વામીજીને આંતરડાં અને લીવરમાં સોજો આવી ગયો હતો અને તાવ, ઉદરમાં ભયંકર શૂળ, બળતરા અને તરસની પીડા હતી. તેમણે તરત જ દવા આપી, જેથી તાવ તો ઊતરી ગયો, પરંતુ બાકીની વેદનાઓમાં કોઈ લાભ ન થયો.

**ડૉ. અલીમર્દાનખાન :** જ્યારે મહારાજા પ્રતાપસિંહને સ્વામીજીની હાલત વિશે ખબર પડી તો તેમણે ડૉ. અલીમર્દાનખાનને રાવરાજા તેજસિંહની સાથે સ્વામીજીની સારવાર માટે મોકલી આપ્યા. ૩૦ સપ્ટેંબરની સાંજના ચાર વાગ્યાથી ડૉ. અલીમર્દાનખાનની સારવાર શરૂ થઈ. અલીમર્દાનખાન હૉસ્પિટલમાં આસિસ્ટન્ટ અને ત્રીજી કક્ષાનો ડૉક્ટર હતો. તે કપટી, ખુશામતી અને બનતાં સુધી સ્વામીજીનો જાન લેવાનું ષડ્‌યંત્ર કરનારાઓની સાથે મળેલો હતો. ત્યારે જોધપુરમાં ડૉ. નવીનચંદ્ર ગુપ્ત અને રેસિડન્સીના ડૉ. એડમ આ બે બહુ જ નામાંકિત અને કાબેલ ડૉક્ટરો હતા છતાં તેઓની સેવા લેવાને બદલે ડૉ. અલીમર્દાનખાનને મોકલી આપવામાં આવ્યો. આ ડૉક્ટરે જાણીબૂજીને ઇરાદાપૂર્વક સ્વામીજીની તબિયત અધિક ખરાબ થાય એ માટે વિપરીત ચિકિત્સા કરીને કેલોમેલ નામના ઘાતક પદાર્થની અનેકગણી માત્રા સ્વામીજીને આપવા માંડી.

**રોગનું ભયંકર સ્વરૂપ :** આ પ્રકારની વિપરીત ચિકિત્સાથી સ્વામીજીને દિવસના ચાળીસ ચાળીસ ઝાડા થવા માંડ્યા. સાથે રોગનાં લક્ષણો અને વેદનાઓ વધીને ભયંકર રૂપ ધારણ કરતાં ગયાં. પાંચમી ઑક્ટોબરે તો સ્વામીજીને એટલી નબળાઈ આવી ગઈ કે તેઓ ચાર-પાંચ સેવકો બેઠા કરે ત્યારે બેઠા થઈ શકે તેવી સ્થિતિમાં મુકાઈ ગયા. ૧૫મી સુધીમાં તો સ્વામીજીનાં મોઢા, ગળા, જીભ, તાળવા અને માથા પર છાલાં પડી ગયાં. પેટમાં ભયંકર દુઃખાવો, બળતરા, હેડકી અને ઝાડા તો ચાલુ જ રહ્યાં. ઝેર સ્વામીજીની શરીરની નસ, નાડી અને રક્તમાં પ્રવેશીને

પ્રાણશક્તિને હણી રહ્યું હતું. આ રીતે ડૉ. અલીમર્દાનખાન સોળ દિવસ સુધી સ્વામીજીના શરીરને સતત હાનિ પહોંચાડીને તેમને મૃત્યુના મુખમાં ધકેલતો રહ્યો.

**અદ્ભુત ધૈર્ય :** આવી ભયંકર શારીરિક અવસ્થામાં પણ સ્વામીજીના મુખમંડળ પર અદ્ભુત ધૈર્યનાં દર્શન થતાં હતાં. તેમની મુખમુદ્રા હંમેશની માફક ગંભીર, શાંત અને પ્રસન્ન હતી. તેમના મુખથી ક્યારેય ‘ઊંહ’ કે ‘આહ’નો ઉદ્ગાર પણ નીકળતો ન હતો.

**લોકવાયકા :** સ્વામીજીના એક જીવનચરિત્રકારે તેમને ઝેર આપનાર રસોઈયાનું નામ જગન્નાથ લખ્યું છે અને લખ્યું છે કે સ્વામીજીને તેની જાણ થતાં તેને પોતાની પાસે બોલાવ્યો અને પૂછ્યું. આથી રસોઈયાએ પોતાનો ગુનો કબૂલ કર્યો. પરંતુ સ્વામીજીએ ક્ષમા આપીને તેને કોઈ હાનિ ન પહોંચાડે એ માટે તેને પૈસા આપીને ત્યાંથી ક્યાંય દૂર અજ્ઞાત સ્થાને ચાલ્યા જવાનું કહ્યું. આથી તે ચાલ્યો ગયો. આ રીતે સ્વામીજીએ તે વિષદાતાનું જીવન બચાવ્યું. આમ, ઝેર આપનારને પણ ક્ષમા કરી ‘ક્ષમા વીરસ્ય ભૂષણમ્’નો આદર્શ ચરિતાર્થ કરીને સ્વામીજીએ પોતાનું ‘દયાનંદ’ નામ સાર્થક કર્યું. આવી કથા પણ આલેખવામાં આવી છે અને તેને અનુરૂપ કલ્પિત ચિત્રો પણ એ જીવનચરિત્રમાં તથા અન્ય કેટલાંક જીવનચરિત્રોમાં જોવા મળે છે. જે હોય તે, પરંતુ સ્વામીજીને ઝેર આપવામાં આવ્યું હતું એ શતપ્રતિશત સત્ય હકીકત છે. પછી તે રસોઈયો ધૌડમિશ્ર હોય કે જગન્નાથ એથી કોઈ બહુ ફરક પડતો નથી અને એવું પ્રતીત થાય છે કે સ્વામીજીએ પણ હકીકત જાણતા હોવા છતાં અંત સુધી આ બાબતે મૌન જ સેવ્યું. આમ તેઓ પોતાના મારકના પણ તારક બન્યા. તેમની આ ક્ષમા તેમના વીરત્વનું ભૂષણ બની રહી અને જગપ્રસિદ્ધ થઈ.

**મહારાજાની ઉપેક્ષા :** આમ ભારતના આચાર્ય-કુલ-કમલ-દિવાકર, પરિવ્રાટ સમ્રાટ, સમાજ સંસ્કારક, નવયુગ વિધાતા સ્વામી દયાનંદ સરસ્વતી મારવાડની મરુભૂમિના એક ખૂણામાં જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાઈ રહ્યા હતા. તેમ છતાં જોધપુરનરેશ જશવંતસિંહ અને કર્નલ પ્રતાપસિંહ એકવાર પણ તેમની ખબર પૂછવા કે જોવા ન આવ્યા અને ન તો તેમણે સ્વામીજીની આવી હાલતના સમાચાર તેમના કોઈ અનુયાયી કે આર્યસમાજની વ્યક્તિને પહોંચાડ્યા.

**પ્રથમ સૂચના :** સ્વામીજીની આવી નાજુક હાલતના સમાચાર ‘રાજપૂતાના ગેઝેટ’માં પ્રકાશિત થયા, જેની પર અજમેર આર્યસમાજના એક સભાસદની નજર પડી. આથી તેમણે આર્યસમાજના બીજા સદસ્યોને જાણ કરી. તેમને આ સમાચાર માનવામાં નહોતા આવતા. છેવટે અજમેરથી જેઠમલ સોઢા નામના એક આર્ય સભાસદને જોધપુર સ્વામીજીના ખબરઅંતર જાણવા માટે મોકલવામાં આવ્યા. તેઓ જોધપુર પહોંચ્યા. સ્વામીજીના પહાડ અને વજ્ર સમાન દેહની આ અવસ્થા

જોઈને તેઓ શોકમગ્ન થઈ ગયા અને કહ્યું : 'મહારાજ, આ શું થઈ ગયું ? આટલા દિવસથી બિમાર છો અને અમને સૂચના પણ ન આપી ?'

**શરીરનો ધર્મ :** સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું : 'સોઢાજી, આ તો શરીરનો ધર્મ છે. હું જાણ કરીને આપ લોકોને દુઃખી કરવા ઇચ્છતો ન હતો.' જેઠમલ સોઢાએ દેશભરના મેરઠ, ફરુખાબાદ, મુંબઈ, લાહોર વગેરે આર્યસમાજોને તાર કરીને સ્વામીજીની હાલતની સૂચના આપી. આથી જુદાં જુદાં શહેરોમાંથી અનેક આર્યજનો સ્વામીજીને જોવા આવવા માંડ્યા.

**આબુ મોકલવાનો પ્રસ્તાવ :** ૧૫મી ઑક્ટોબર સુધી સ્વામીજીની તબિયત વધુ ને વધુ લથડતી જ ગઈ. સ્વામીજીની આવી અતિ ગંભીર સ્થિતિ જોઈને ડૉ. અલીમર્દાનખાનને ભય લાગ્યો કે, જો સ્વામીજીનું મૃત્યુ અહીં જોધપુરમાં જ થશે તો સમસ્યા ઊભી થઈ શકે છે. આથી તેણે અંગ્રેજ ડૉ. એડમ સાથે કંઈક વિચારવિમર્શ કરીને સ્વામીજીને આબુ પર્વતના ઠંડા હવામાનમાં લઈ જવાની ભલામણ કરી પોતાના અધમ કૃત્યમાંથી સ્વયંને બચવાની છટકબારી શોધી કાઢી. છેવટે સ્વામીજીને આબુ પર્વત પર લઈ જવાનો નિર્ણય કરવામાં આવ્યો અને ત્યાં આવેલા જોધપુરના રાજકીય સ્થાનમાં સ્વામીજીના રહેવાની વ્યવસ્થા માટે જરૂરી વ્યવસ્થા કરવાની સૂચનાઓ આપવામાં આવી.

**જોધપુરથી વિદાય :** સંવત ૧૯૩૯ આસો સુદ ૧૫, મંગળવાર - ૧૬ ઑક્ટોબર, ૧૮૮૩ના રોજ બપોર પછી સ્વામીજીને વિદાય આપવા માટે મહારાજા જશવંતસિંહ, કર્નલ પ્રતાપસિંહ અને રાવરાજા તેજસિંહ આવ્યા. મહારાજાએ સ્વામીજીની હાલત જોઈને ખેદ વ્યક્ત કર્યો અને સ્વસ્થ થયા બાદ અહીં ફરી પધારવાની વિનંતી કરી અને સ્વામીજીને વેદભાષ્ય માટે ૨,૦૦૦ રૂપિયા તથા કેટલાંક રેશમી વસ્ત્રો ભેટ ધર્યાં.

**દેશોદ્ધારના યોદ્ધા દયાનંદ :** સ્વામીજીએ દેશભરમાં ફક્ત ધાર્મિક અને સામાજિક ક્ષેત્રે જ નવજીવનનો પ્રાણ ફૂંક્યો ન હતો, પરંતુ તેઓ એ પણ ઇચ્છતા હતા કે ભારતભૂમિ ગુલામીની જંજીરોમાંથી મુક્ત થાય અને અહીં સ્વરાજ્યની સ્થાપના થાય. તેમની આવી પ્રેરણા તેમના સત્યાર્થપ્રકાશ, આર્યાભિવિનય વગેરે ગ્રંથોમાં ઠેરઠેર પ્રગટ થતી હતી. તેમણે એટલા જ માટે અહીં રાજસ્થાનમાં ધૂણી ધખાવી હતી કે કદાચ રાણા સાંગા, પ્રતાપ, રાજસિંહ અને દુર્ગાદાસની આ ભૂમિમાં તેમને કોઈ એવો જવાંમર્દ શિષ્ય મળી જાય કે જે તેમના આ ઉદ્દેશમાં કામ આવે. વિશ્વામિત્રને રામ મળ્યા કે જેમણે રાક્ષસોનો સંહાર કરી રામરાજ્યને રમતું કર્યું. ચાણક્યને ચંદ્રગુપ્ત મળ્યા કે જેમણે અખંડ ભારતની આણ કીધી અને સામ્રાજ્યની સ્થાપના કરી. સમર્થગુરુ રામદાસને શિવાજી મળ્યા કે જેમણે ઇસ્લામનો આતંક ખાળ્યો અને હિંદુ પદપાદશાહીનો પાયો નાખ્યો. એ જ રીતે માભોમના મશાલચી

દયાનંદ પણ સ્વરાજ્યને સિદ્ધ કરવા ખોજી રહ્યા રામને - વિશ્વામિત્ર સમ ઋષિ દરવેશમાં. તેઓ ખોળી રહ્યા ચંદ્રગુપ્તને - ચાણક્ય સમ બ્રાહ્મ ભૂષામાં. તેઓ શોધી રહ્યા શિવાજીને - સમર્થ ગુરુ રામદાસ સમ ભગવી કંથામાં. પરંતુ, અફસોસ ! એ મરુભૂમિના તાપથી બળેલા વીરત્વમાં દયાનંદને રાખ પણ ન મળી રામ, શિવા કે ચંદ્રગુપ્તની અને ન મળ્યો કોઈ જવાંમર્દ શિષ્ય ! પરાધીનતાના પિંજરે હિંદમૈયા આંસુ સારતી રહી.

અફસોસ ! હા હન્ત !! મહા અફસોસ !!! એ જ રજપૂતાનાની ધરતીએ પોતાની કીર્તિને કાલિમાનું કલંક લગાડીને એ વિરાટ પુરુષ દયાનંદનો પ્રાણ લીધો.

## વેદદિવાકર અસ્તાચળ પર

**આબુ :** જોધપુરથી ૧૬મી ઑક્ટોબરના રોજ બપોર પછી સ્વામીજીને સોળ માણસો દ્વારા ઉઠાવેલી પાલખીમાં પાલી સુધી લઈ જવાની વ્યવસ્થા કરવામાં આવી. ૧૭મીએ સવારે રોહટ પહોંચીને એક દિવસ અને રાત ત્યાં રહ્યા. સ્વામીજીને ઝાડા અને હેડકી યથાવત્ ચાલુ જ રહ્યાં. ૧૮મીએ ત્યાંથી નીકળીને બપોરે ૩ વાગ્યે પાલી પહોંચ્યા. જોધપુરથી પાલી સુધીની લગભગ ૭૦ કિલોમીટર જેટલી આ યાત્રા સ્વામીજી માટે અત્યંત કષ્ટદાયક બની રહી.

**હકીમ પીર ઈમામ અલી :** પાલીથી જેઠમલ સોઢા સ્વામીજી માટે દવા લેવા અજમેર ચાલ્યા ગયા. અજમેરમાં પીરજી નામના એક પ્રસિદ્ધ હકીમ હતા. તેમને મળીને સ્વામીજીની માંદગીનું વર્ણન કર્યું. પીરજીએ કહ્યું : 'સ્વામીજીને સંખિયા આપવામાં આવ્યું છે.'[1] જેઠમલ સોઢા અજમેરથી હકીમ સાહેબે આપેલી દવા લઈને મારવાડ જંક્શન (કે જેને સામાન્ય રીતે ખારચી સ્ટેશન કહેવામાં આવે છે) પર આવ્યા અને સ્વામીજીને એ આપી, જેથી હેડકી અને તરસમાં થોડી રાહત થઈ.

---

૧. સોમલ કે તેની ભસ્મને સંખિયા કહે છે. આ એક પ્રકારનું ખનીજ ઝેર (આર્સેનિક) છે. ગુજરાતી ભાષાના વિખ્યાત શબ્દકોશ 'ભગવદ્ગોમંડલ' અનુસાર સંખિયાને 'સોમલ' કહેવામાં આવે છે. એ એક ઉપધાતુ કે પથ્થરના રૂપમાં અત્યંત ઝેરી પદાર્થ છે. એ પથ્થર અને ધાતુ સંમિશ્ર પોલાદ જેવા સહજ લીલા રંગનો બરડ પદાર્થ છે. સોમલની ત્રણ જાતો છે : ૧. ધોળો ૨. પીળો અને ૩. રાતો. ધોળો સોમલ શંખ જેવો હોય છે. તેને શંખિયો સોમલ કહે છે. તે કૃત્રિમ છે...સોમલ એ સૌથી ઝેરી દવા છે. સોમલ નિઃસ્વાદુ હોવાથી ગમે તે ખોરાકની ચીજ સાથે સહેલાઈથી મેળવી શકાય છે...ઝેર તરીકે સોમલનો ઉપયોગ થયા પછી એક કલાકની અંદર તેની અસર જણાય છે. દરદીને મોળ આવે છે, ઊલટી થાય છે, પેટમાં સખત વાઢ ઊપડે છે તથા બળતરા થાય છે. પાણીની તૃષા બહુ લાગે છે અને ગળાની અંદર સખત બળતરા થાય છે. - સંપાદક

૨૦મી ઑક્ટોબરે પાલીથી રેલવેમાં યાત્રા કરીને બીજે દિવસે એટલે કે ૨૧મીએ સવારે આબુરોડ ઊતર્યા. અહીંથી સ્વામીજી મહારાજને પાલખીમાં સુવડાવીને આબુ પર્વત પર લઈ જવા પ્રયાણ કર્યું.

**ડૉ. લક્ષ્મણદાસનો મેળાપ :** આબુ શિખર પર બે માઈલ ચડીને વિશ્રામ માટે ભોઈ લોકોએ સ્વામીજીની પાલખી સડકના એક કિનારે એક ઝાડ નીચે રાખી. બરાબર એ જ સમયે આબુ પર્વતના સરકારી ડૉક્ટર લક્ષ્મણદાસ તેમની અહીંથી બદલી થઈ હોવાથી અજમેર જઈ રહ્યા હતા. તેમની નજર પાલખીમાં સૂતેલા આ ભગવા વસ્ત્રધારી મૂર્છિત સંન્યાસી પર પડી. પરિચય પૂછતાં ખબર પડી કે આ સંન્યાસી તો પ્રસિદ્ધ મહાપુરુષ મહર્ષિ દયાનંદ છે અને ભયંકર બીમારીના કારણે તેમને આબુ પર્વત પર સારવાર માટે લઈ જવામાં આવી રહ્યા છે. આ પંજાબી ડૉક્ટર તો મહર્ષિ દયાનંદ અને આર્યસમાજના અનુયાયી હતા.

**મને કોઈએ અમૃત પિવડાવ્યું છે :** ડૉ. લક્ષ્મણદાસ સ્વામીજીની આ હાલત જોઈને દ્રવી ઊઠ્યા. તેમની આંખોમાંથી આંસુ ટપકી પડ્યાં. તેમણે તરત જ પોતાની દવાની પેટીમાંથી ઍમોનિયાની શીશી કાઢીને પાણીમાં ઘોળીને થોડી થોડી માત્રામાં ત્રણ વાર આપ્યું. આથી સ્વામીજીની મૂર્ચ્છા દૂર થઈ અને તેમણે નેત્ર ખોલીને કહ્યું : ‘એવું લાગે છે કે કોઈએ મને અમૃત પિવડાવ્યું છે, જેથી મારી અચેતનતા દૂર થઈ ગઈ અને મારી જીભ પણ ખુલી ગઈ.’ સાથે જે લોકો હતા તેમણે સ્વામીજીને ડૉ. લક્ષ્મણદાસનો પરિચય આપ્યો. મહારાજે અત્યંત કૃપા અને સ્નેહની દૃષ્ટિએ ભક્ત ડૉક્ટર સામે જોયું, પરંતુ ફરી અચેત થઈ ગયા.

**ડૉ. લક્ષ્મણદાસની સેવા :** ડૉ. લક્ષ્મણદાસે એ જ સમયે પોતાની નોકરી રહે કે જાય, પરંતુ આબુ પર્વત પર જ રહીને સ્વામીજીની સારવાર કરવાનો નિર્ણય કર્યો અને તેઓ સ્વામીજીની સાથે જ આબુ પર્વત પર પાછા આવ્યા. રાતે આઠ વાગ્યે સ્વામીજી સાથે બધા આબુ પર્વત પર પહોંચ્યા અને ડૉ. લક્ષ્મણદાસે ફટાફટ દવા તૈયાર કરી અને રાતના ત્રણ ત્રણ કલાકે આપવા માંડ્યા. આથી સ્વામીજીનાં ઝાડા અને હેડકી બંધ થયાં અને ચેતના પણ આવી. આથી ૨૪મીની રાતે સ્વામીજીને ઊંઘ પણ સારી આવી. આ રીતે સ્વામીજીની તબિયતમાં નોંધપાત્ર સુધારો વર્તાયો.

**ડૉ. લક્ષ્મણદાસનું રાજીનામું :** રાજસ્થાનના ચીફ મેડિકલ ઑફિસર કર્નલ સ્પેન્સરે કરેલા બદલીના હુકમ મુજબ ડૉ. લક્ષ્મણદાસને તો અજમેર હાજર થવાનું હતું. પરંતુ સ્વામી દયાનંદ જેવા મહાપુરુષની સારવાર અને સેવા કરવાનું સૌભાગ્ય પોતાને પ્રાપ્ત થયું હોવાથી તેમણે કર્નલ સ્પેન્સરને પોતાના ગુરુ સ્વામીજીની સેવા કરવા માટે બે મહિનાની રજા મંજૂર કરવાની પ્રાર્થના કરી. પરંતુ ગોરા અધિકારીએ

તેમની આ પ્રાર્થના અસ્વીકાર કરી. આથી ડૉ. લક્ષ્મણદાસે રાજીનામું આપવાનો નિશ્ચય કર્યો. તેઓ પોતાનું રાજીનામું લખીને નોકર દ્વારા મોકલી રહ્યા છે, એ વાતની સ્વામીજીને જાણ થતાં જ તેમણે એ રાજીનામાનો પત્ર ફાડીને ફેંકી દીધો. કરુણામૂર્તિ દયાનંદ પોતાના કારણે કોઈની આજીવિકા ટળી જાય એમ નહોતા ઇચ્છતા. પરંતુ ડૉ. લક્ષ્મણદાસ પોતાના નિર્ણયમાં મક્કમ હતા. તેમણે બીજીવાર રાજીનામું લખી મોકલ્યું, પરંતુ કર્નલ સ્પેન્સરે એ મંજૂર ન કર્યું અને કહ્યું : 'સ્વામીજીની સારવાર અમે કરીશું.' ડૉ. લક્ષ્મણદાસે ત્રણ દિવસની દવા બનાવી આપી અને સ્વામીજીને અજમેર લાવવાની સૂચના આપીને તેઓ ભારે હૃદયે અજમેર ચાલ્યા ગયા.

## જીવન-સંધ્યામાં તડકો-છાંયડો

વેદભાસ્કર દયાનંદ અસ્તાચલ પરથી તેજના પુંજ વરસાવી રહ્યા હતા. તેમની બીમારી તડકા-છાંયડાની સંતાકૂકડી રમી રહી હતી અને જીવન-સંધ્યાના રંગો અવનિ પર વિખરાઈ રહ્યા હતા. માનવજાતિના કલ્યાણ માટે ત્યાગ અને બલિદાનનો તેમનો કેસરિયો રંગ આભ અને ધરતીને અજવાળી રહ્યો હતો.

**ડૉ. સ્પેન્સરની નિષ્ફળ સારવાર :** ડૉ. લક્ષ્મણદાસના ગયા પછી ડૉ. સ્પેન્સર દ્વારા કરવામાં આવતી સારવાર શરૂઆતથી જ સ્વામીજીને પ્રતિકૂળ નીવડી. રોગ ફરીથી ઉગ્ર રૂપ ધારણ કરવા લાગ્યો.

**સુશ્રૂષા :** સ્વામીજીના કેટલાક ભક્તો ત્યાં હાજર હતા. તેમણે સ્વામીજીની સેવા-સુશ્રૂષા કરવામાં કોઈ કસર ન છોડી. ઠાકુર ભૂપાલસિંહે સ્વામીજીનાં મળ-મૂત્ર ઉપાડવાંમાં તથા તેમનાં મલિન વસ્ત્રો ધોવામાં જરાય સંકોચ ન કર્યો. ભૂપાલસિંહ ઋષિપ્રવર દયાનંદની આવી સેવા કરીને પુણ્યના ભાગી બન્યા.

**પ્રસ્થાન :** સ્વામીજીની હાલતમાં કોઈ સુધારો ન થયો. આથી ભક્તોએ તેમને અજમેર જવા અનુરોધ કર્યો. સ્વામીજીની ઇચ્છા ન હતી, પરંતુ તેમણે ભક્તોના આગ્રહનો સ્વીકાર કર્યો. ૨૬મી ઑક્ટોબરે સ્વામીજીને લઈને ભક્તોએ આબુ પર્વતથી અજમેર જવા પ્રસ્થાન કર્યું.

**અજમેર :** સંવત ૧૯૩૯ આસો વદ ૧૨, શનિવાર - ૨૭ ઓક્ટોબર, ૧૮૮૩ના રોજ સ્વામીજી સાંજે ચાર વાગ્યે અજમેર સ્ટેશન પર પહોંચ્યા ત્યારે તેઓ લગભગ બેસુધ હતા. તેમને ખૂબ જ સંભાળીને પાલખીમાં સુવડાવવામાં આવ્યા અને ભિનાય બંગલે લઈ જવામાં આવ્યા.

**સારવાર શરૂ :** ડૉ. લક્ષ્મણદાસે તાત્કાલિક સારવાર શરૂ કરી. પરંતુ હવે બહુ મોડું થઈ ગયું હતું. ઝેરની અસરથી આખું શરીર તૂટી ગયું હતું, જીર્ણશીર્ણ

થઈ ગયું હતું. અત્યંત બળતરા થતી હોવાથી સ્વામીજીએ આબુથી અજમેર આવતા રસ્તામાં થોડુંક દહીં લીધું હોવાથી અને આબુના ઠંડા હવામાનને લીધે તેમને ન્યુમોનિયાની પણ અસર થઈ ગઈ હતી. અહીં અજમેરમાં પણ સારવારથી ક્યારેક થોડોક લાભ જણાતો હતો તો ક્યારેક પાછો રોગનો હુમલો આવી જતો હતો.

**આર્યોનું આગમન :** સ્વામીજીની બીમારીના સમાચાર દેશભરમાં પ્રસરી ચૂક્યા હતા. આથી ૨૯મી ઑક્ટોબરે લાહોરથી લાલા જીવનદાસ અને પંડિત ગુરુદત્ત વિદ્યાર્થી પણ આવી પહોંચ્યા. ઉદયપુરથી મહારાણા સજ્જનસિંહે પંડિત મોહનલાલ પંડ્યાને ખાસ મોકલ્યા હતા. અન્ય સ્થાનોથી પણ કેટલાક આર્યો સ્વામીજીની સેવામાં આવી પહોંચ્યા હતા.

**ડૉ. લક્ષ્મણદાસની કૃતજ્ઞતા :** જીવન-સંધ્યાને નજીક આવતી જાણીને સ્વામીજીએ પોતાના વસિયતનામાની નકલો આર્યોમાં વહેંચી અને એક કીમતી શાલ મંગાવીને ડૉ. લક્ષ્મણદાસને પુરસ્કાર રૂપે આપવા જણાવ્યું. સ્વામીજીની આ કૃતજ્ઞતા જોઈને ડૉ. લક્ષ્મણદાસનાં નેત્રો આંસુઓથી ઊભરાઈ આવ્યાં. પોતાની ભાવના વ્યક્ત કરતાં તેમણે કહ્યું : ‘મહારાજ, જો મારી પાસે ધન હોત તો હું આપના એક એક રોમ પર ન્યોચ્છાવર કરી દેત. જો હું મારા પ્રાણ આપીને પણ આપને સ્વસ્થ કરી શકતો હોત તો એ મારો સૌથી મોટો પુરસ્કાર હોત.’ ડૉ. લક્ષ્મણદાસની શ્રદ્ધા-ભક્તિ જોઈને સંસારની મોહમાયાથી અલિપ્ત એવા સ્વામીજીની આંખો પણ ભીની થઈ ગઈ. તેમના મુખેથી શબ્દો નીકળ્યા : **‘સાચા આર્યો અને આર્યાવર્તના સપૂતો આવા જ હોય છે.’** સ્વામીજીના ઉદ્‌ગાર સાંભળીને ડૉક્ટરનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા માંડી.

## અંતિમ દિવસ અને અંતિમ દૃશ્ય

આજે સંવત ૧૯૩૯ની આસો વદ અમાસ અને દીપાવલીનો દિવસ છે, મંગળવાર છે - તારીખ ૩૦ ઓક્ટોબર, ૧૮૮૩. ડૉ. લક્ષ્મણદાસે સ્વામીજીના જીવનની બધી આશાઓ છોડી દીધી હતી અને તેમના અનુરોધ પર અજમેરના સિવિલ સર્જન ડૉ. ન્યૂમેનને બોલાવવામાં આવ્યા.

**ડૉ. ન્યૂમેનનું આશ્ચર્ય :** ડૉ. ન્યૂમેન સ્વામીજી પર રોગનું આવું ભયંકર આક્રમણ હોવા છતાં તેમની સહનશીલતા અને ધૈર્ય જોઈને સ્તબ્ધ રહી ગયા. તેમને આશ્ચર્ય થયું કે આવી મહાભયંકર અવસ્થામાં પણ કોઈ રોગી આવી દારુણ વેદના આટલા ધૈર્યપૂર્વક શી રીતે સહન કરી શકે ! જ્યારે ડૉ. ન્યૂમેનને કહેવામાં આવ્યું કે, આ રોગી બીજા કોઈ નહિ પરંતુ મહાપુરુષ દયાનંદ સરસ્વતી છે, ત્યારે તેમના મુખેથી સ્વામીજીના અપરિમિત આત્મબળ અને તેમની કષ્ટ સહન કરવાની અનુપમ શક્તિની પ્રશંસા કરતા શબ્દો નીકળી પડ્યા. તેમણે સ્વામીજીને તપાસીને

ડૉ. લક્ષ્મણદાસે કરેલા ન્યુમોનિયાના નિદાનને સમર્થન આપ્યું અને રાઈની પોટીસ અથવા લૂગદી લગાવવા કહ્યું.

**આ મારો અંત સમય છે :** ડૉક્ટરની સૂચના મુજબ પોટીસ લગાવવામાં આવી, પરંતુ તેથી પણ કોઈ રાહત કે લાભ જણાયો નહિ. ઊલટાનાં પીઠ પર છાલાં પડ્યાં. સ્વામીજીને પણ આભાસ થઈ ચૂક્યો હતો કે આ શરીર હવે છૂટી જવાનું છે. તેથી તેમણે આ પોટીસનો પ્રયોગ બંધ કરાવીને કહ્યું : **'આ મારો અંત સમય છે. માટે હવે ઉપચાર બંધ કરી દો.'**

**મૃત્યુંજય દયાનંદ :** જેમ બાળબ્રહ્મચારી ભીષ્મપિતામહે બાણ-શય્યા પરથી મૃત્યુને 'રુક જાવ'નો આદેશ આપ્યો હતો, એ જ રીતે સર્વત્યાગી, જગતના હાથે અનેક વાર વિષપાન કરનાર, ઈશ્વરભક્ત, નિર્ભયતા-શૂરતા-નમ્રતા અને ભક્તિની પ્રતિમૂર્તિ, વજ્રકાય, બાળબ્રહ્મચારી મહર્ષિ દયાનંદે પણ એક મહિના સુધી વિષ-શય્યા પર મૃત્યુંજય બનીને મૃત્યુને 'રુક જાવ'નો પડકાર ફેંક્યો હતો. પરંતુ આજે જાણે મૃત્યુનો દેવ 'યમ' એટલે કે વાયુ દેવ ભિનાય બંગલાના બારણે ટકોરા મારી રહ્યો હતો. ઋષિ દયાનંદનો દિવ્ય આત્મા 'આવો, મૃત્યુના દેવ પધારો, ભલે પધાર્યા, સ્વાગતમ્' એમ કહીને જાણે તેમનું સ્વાગત કરી રહ્યો હતો. જેમ પિંજરાનું દ્વાર ખૂલતાં જ રાજહંસ પોતાના ધામ એટલે કે માનસરોવર જવા માટે પાંખો ફડફડાવવા માંડે, તેમ ઋષિપ્રવર દયાનંદનો દિવ્ય આત્મા પણ પોતાના પંચભૂતના જીર્ણશીર્ણ થઈ ગયેલા શરીરરૂપી પિંજરને છોડીને સ્વધામ એટલે કે બ્રહ્મલોકમાં - મોક્ષમાં જવાની તૈયારી કરી રહ્યો હતો. પરમકૃપાળુ સર્વવ્યાપક પ્રભુ તેમના આ આજ્ઞાકારી સુયોગ્ય પુત્ર દયાનંદના આત્માને પોતાના સર્વત્ર વિદ્યમાન બ્રહ્મધામમાં બોલાવી રહ્યા હતા.

**મહાપ્રસ્થાનની તૈયારી :** સૂરજ ધીમે ધીમે ડગલાં માંડતો આગળ વધી રહ્યા હતો. અગિયાર વાગ્યે સ્વામીજીએ જાજરૂ જવાની ઇચ્છા કરી. તેમને જાજરૂની ચોકી પર બેસાડવામાં આવ્યા. નિવૃત્ત થઈને જાતે પ્રક્ષાલન કર્યું, હાથ ધોયા, દાતણ કર્યું અને નિવૃત્ત થયા પછી તેમને પલંગ પર સુવડાવ્યા. થોડીવાર પછી વાણંદને બોલાવીને ક્ષૌરકર્મ એટલે કે હજામત કરાવી. સ્વામીજીની સ્નાન કરવાની ઇચ્છા હતી, પરંતુ રોગની ગંભીર અવસ્થામાં એ સંભવ ન હોવાથી ભક્તોએ ભીના કપડાથી સ્વામીજીના શરીરની શુદ્ધિ કરી.

**આજ આરામનો દિવસ છે :** શરીરના છાલાં ફૂટી ગયાં હતાં અને તેમાંથી રક્તસ્રાવ થઈ રહ્યો હતો. રોમે રોમે ભયંકર વેદના થઈ રહી હતી. આખા શરીરે જાણે અંગારા ઝરતા હતા. શ્વાસ તીવ્ર ગતિથી ચાલતો હતો. આવી ભીષણ અવસ્થામાં પણ યોગીરાજ દયાનંદ ધૈર્યપૂર્વક શાંત અને પ્રસન્ન હતા. તેમના મુખેથી

ક્યારેય 'ઊંહ' કે 'આહ' સુધ્ધાં નીકળતી ન હતી. મન પ્રસન્ન અને ચિત્ત શાંત હતું. તેમનો આત્મા જાણે स्वरूपेऽवस्थानम् (યોગદર્શન : ૧.૨) મુજબ ઈશ્વરના સ્વરૂપમાં નિમગ્ન થઈને તેના આનંદનું અમૃતપાન કરી રહ્યો હતો. કોઈ ભક્તે પૂછ્યું : 'મહારાજ, આપનું ચિત્ત કેમ છે ? આપ શું અનુભવ કરી રહ્યા છો ?' સ્વામીજીએ પ્રસન્નતાપૂર્વક ઉત્તર આપ્યો : **'સારું છે. આજ એક મહિના પછી આરામનો દિવસ આવ્યો છે.'**

**ઈશ્વર-ઇચ્છામાં :** લાલા જીવનદાસે પૂછ્યું : 'આપ ક્યાં છો ?' સ્વામીજીએ કહ્યું : **'ઈશ્વર-ઇચ્છામાં.'**

સ્વામીજીના આ ઉત્તરનો ગૂઢાર્થ શિષ્યો તથા ભક્તો સમજી શક્યા નહિ. કારણ કે ઈશ્વર તો લૌકિક ઇચ્છાઓથી બિલકુલ રહિત છે. આથી ઋષિનું 'ઈશ્વર-ઇચ્છામાં' કહેવા પાછળનું તાત્પર્ય બનતાં સુધી એવું હોઈ શકે કે : હું તો ટંકારાથી સાચા શિવનાં દર્શન કરવા અને મૃત્યુંજય બનવા નીકળ્યો હતો અને ઘોર તપસ્યા અને યોગાભ્યાસ દ્વારા તેની પ્રાપ્તિ પણ થઈ ચૂકી છે. પરંતુ હે સચ્ચિદાનંદ પ્રભુ, સંસારના જીવોને શ્રેષ્ઠ અને સુખી કરવાની, कृण्वन्तो विश्वमार्यम् કરવાની તારી જે નિત્ય ઇચ્છા રહે છે, તેને પૂર્ણ કરવા માટે હે જગતનિયંતા પ્રભુ, તેં જ આ લીલા કરીને મને તારી આ વેદ-આજ્ઞાઓનું પાલન કરવા માટે પ્રેરિત કર્યો અને મેં મારી જાત તારી આ ઇચ્છાને સમર્પિત કરી દીધી. ઋષિના આ 'ઈશ્વર-ઇચ્છામાં' શબ્દોની સંગતિ તેમણે અંત સમયે કહેલા 'ઈશ્વર તેરી ઇચ્છા પૂર્ણ હો, તૂને અચ્છી લીલા કી' શબ્દો સાથે મળે છે. અસ્તુ.

**શિષ્યોને આશીર્વાદ :** મધ્યાહ્નનો સૂર્ય ઢળી રહ્યો હતો. ઘડિયાળમાં ચાર વાગ્યાના ટકોરા પડ્યા. સ્વામીજીએ શિષ્ય આત્માનંદને બોલાવ્યા. તેમને પોતાની પાછળ માથા પાસે બેસાડ્યા અને પૂછ્યું : 'આત્માનંદ, તમારી કાંઈ ઇચ્છા છે ?' આત્માનંદે દુઃખી સ્વરમાં કહ્યું : 'મહારાજ, આપ ઠીક થઈ જાઓ એવી હું ઈશ્વરને પ્રાર્થના કરું છું.' સ્વામીજીએ સાંત્વન આપતાં કહ્યું : 'હવે આ શરીર શું ઠીક થવાનું ?' સ્વામીજીએ તેના માથે હાથ મૂકીને વાત્સલ્ય ભાવથી આશીર્વાદ આપ્યા : 'આનંદમાં રહેજો.' શિષ્યનાં નેત્રોમાંથી અશ્રુધારા વહી રહી. કાશીથી સ્વામીજીનાં દર્શન માટે આવેલા ગોપાલગિરિ નામના સંન્યાસીને પણ તેમણે એ જ રીતે આશીર્વાદ આપ્યા.

**પુરસ્કાર :** પછી સ્વામીજીએ બે શાલ અને ૨૦૦ રૂપિયા મંગાવીને પોતાના શિષ્યો સ્વામી આત્માનંદ અને પંડિત ભીમસેનને ભેટ આપ્યા. જેમ પોતાની જન્મદાત્રી માતાના મૃત્યુથી ધાવણાં બાળકો ધ્રુસકે ધ્રુસકે રડી પડે તેમ આ શિષ્યો સ્વામીજીના વિયોગના વિચારથી રડી પડ્યા.

**ભક્તોનું અંતિમ દર્શન - સાડા ચાર વાગ્યે :** દૂર દૂરથી દર્શન કરવા આવેલા આર્યપુરુષો અત્યંત શોકમાં ડૂબેલા ચિત્તે અને સશ્રદ્ધભાવે સ્વામીજી સામે ઊભા રહ્યા. સ્વામીજીએ નેત્રોની કૃપાદૃષ્ટિથી તેમને સ્નેહલ ભાવે જોયા. જાણે તેઓ મૌન ઉપદેશ આપી રહ્યા હતા : 'આર્યો, ધૈર્ય અને સાહસ ધારણ કરો, અધીર ન થાઓ, ઉદાસ થવાની કોઈ જરૂર નથી, આ શરીર તો નાશવાન છે.' એ સમયે આર્યપુરુષો સ્વામીજીના મુખ પર અપાર ધૈર્ય, અદ્‌ભુત શાંતિ અને મૃત્યુંજયતાના ભાવ નિહાળી રહ્યા હતા. સ્વામીજી સારી વાર સુધી પોતાના આ ભક્તો સાથે વાર્તાલાપ કરતા રહ્યા.

**તેજ અને અંધકારનો ભાવ છે :** ઘડિયાળના કાંટા આગળ ધપીને પાંચ વાગ્યાના નિશાન પાડી રહ્યા હતા. એક ભક્તે પૂછ્યું : 'મહારાજ, અત્યારે આપને કેવું છે ?' સ્વામીજીએ કહ્યું : **'ઠીક છે, તેજ અને અંધકારનો ભાવ છે.'** સ્વામીજીના આ કથનનો મર્મ કોઈ સમજી શક્યું નહિ.

**વેદપાઠ અને ઈશ્વર-સ્તુતિ :** ભગવાન ભાસ્કર એટલે કે સૂરજ પણ ધીમે પગલે ક્ષિતિજના મિલન માટે પ્રસ્થાન કરી રહ્યો છે. સાંજના સાડા પાંચનો ટકોરો પડ્યો. વેદભાસ્કર દયાનંદ પણ હવે દયામય સર્વશક્તિમાન પરમપિતા પરમેશ્વરના મિલન માટે મહાપ્રસ્થાનના પથ પર પ્રયાણ કરી રહ્યા છે. સ્વામીજીએ સામે ઊભેલા સર્વ ભક્તજનોને પોતાની પાછળ ઊભા રહેવાનો આદેશ આપ્યો. ઓરડાનાં બારી-બારણાં ખોલી નાખવા સૂચના આપી અને પક્ષ, તિથિ અને વાર વિશે પૂછ્યું. એક ભક્તે કહ્યું : 'મહારાજ, આજે કૃષ્ણપક્ષનો અંત અમાવસ્યા અને મંગળવાર છે.' એ દિવ્ય આત્માએ ઉપર છત તરફ અને પછી ચારે તરફ પોતાની દિવ્ય દૃષ્ટિ ફેંકી. પછી તેમણે વેદમંત્રોનો પાઠ કર્યો. ત્યાર બાદ સંસ્કૃતમાં ઈશ્વરનું સ્તવન કર્યું અને હિંદીમાં પરમેશ્વરની સ્તુતિ કરી. પછી પુલકિત અંગે આનંદમગ્ન થઈને ગાયત્રીમંત્ર તથા પોતાના પ્રિય વેદમંત્ર विश्वानि देव सवितर्दुरितानि परासुव । यद् भद्रं तन्न आसुव ॥ (યજુર્વેદ ૩૦.૩)નું ગંભીર નાદે અને ઉચ્ચ સ્વરે ગુંજન કર્યું. પ્રફુલ્લિત વદને થોડીવાર સુધી સુવર્ણમયી મૂર્તિની જેમ નિશ્ચલરૂપે સમાધિસ્થ રહ્યા. સમાધિની ઉચ્ચતમ અવસ્થાથી ઊતરીને પરમયોગી દયાનંદે બંને નેત્રો ખોલીને પોતાના અંતિમ ઉદ્‌ગારો વ્યક્ત કર્યા :

> **'હે દયામય સર્વશક્તિમાન પરમેશ્વર ! તેરી યહી ઈચ્છા હૈ, તેરી યહી ઈચ્છા હૈ, તેરી ઈચ્છા પૂર્ણ હો. અહા, તૂને અચ્છી લીલા કી.'**

**નિર્વાણ :** એ અંતિમ શબ્દોના ઉચ્ચારણ સાથે જ ચત્તા સૂતેલા મુમુક્ષુ મહર્ષિએ પડખું ફેરવ્યું અને પોતાના આત્મિક પ્રાણને - શ્વાસને રોકી તેને પરમધામના પ્રયાણપથના સોપાન પર આરૂઢ કરીને એક જ વારમાં બહાર કાઢી નાખ્યો. એ

દિવ્ય આત્મા ૫૮ વર્ષના પંચભૌતિક પિંજરને છોડીને બ્રહ્મલોકમાં - સર્વવ્યાપક નિરાકાર પરમપિતા પરમાત્માની ગોદમાં - ચાલ્યો ગયો. એ સમયે દીવાળીના દિવસે સાંજના ૭ વાગ્યા હતા. ત્યારે આર્ત ભારતના ભાગ્ય-ભાસ્કર દયાનંદે પોતાની જીવનલીલા સંકેલી લીધી હતી. તેમની સાથે જ ભગવાન ભાસ્કર એટલે કે સૂરજ પણ પોતાનાં તેજ-કિરણોને સંકેલી રહ્યો હતો. તમોમય મહાનિશા (રાત્રિ) ધીમે ધીમે ઘોર અંધકાર પ્રસારી રહી હતી. તેની સાથે જ અજમેરની તાર ઑફિસથી ઋષિનિર્વાણના શોક-સંદેશાઓ દેશભરમાં ઘોરતમ કાજળકાળી રાત્રિનો વિસ્તાર કરી રહ્યા હતા.

**પંડિત ગુરુદત્ત અને મૃત્યુનું દૃશ્ય :** ઋષિવર દયાનંદનું જીવન જેટલું દિવ્ય હતું એટલું જ તેમનું મૃત્યુ પણ પ્રેરણાદાયી હતું. પંડિત ગુરુદત્ત વિદ્યાર્થી લાહોરથી સ્વામીજીનાં દર્શન માટે અહીં આવ્યા હતા. તેઓ પાશ્ચાત્ય વિજ્ઞાનના વિદ્યાર્થી હતા અને હજુ તેમનો ઈશ્વરના અસ્તિત્વ પર વિશ્વાસ દૃઢ થયો ન હતો. પરંતુ આજે જ્યારે તેમણે યોગીવર દયાનંદને શરીરની અસહ્ય વેદનાઓની વચ્ચે પણ આનંદમગ્ન થઈને મૃત્યુનું વરણ કરતા જોયા ત્યારે તેમની નાસ્તિકતાનો ગઢ કડડભૂસ થઈને જમીનદોસ્ત થઈ ગયો અને આજથી તેઓ દૃઢ આસ્તિક અને મહર્ષિના સંનિષ્ઠ અનુયાયી થઈ ગયા. આમ મહર્ષિના મૃત્યુના આ દૃશ્યે એક નાસ્તિક વિદ્વાનને આસ્તિક બનાવી દીધા.

**અંત્યેષ્ટિની તૈયારી :** સંવત ૧૯૪૦ કારતક સુદ ૧, બુધવાર - ૩૧ ઓક્ટોબર, ૧૮૮૩ના સવારથી સ્વામીજીના પાર્થિવ શરીરની અંત્યેષ્ટિ ક્રિયા માટેની તૈયારીઓ થવા લાગી. તેમના શરીરને વિધિવત્ સ્નાન કરાવીને તેના પર ચંદન વગેરે સુગંધિત પદાર્થોનું લેપન કરવામાં આવ્યું. લાકડાનું એક વિમાન એટલે કે નનામી તૈયાર કરી તેને પુષ્પ-પત્રોથી શણગારીને તેમાં સ્વામીજીનું શરીર મૂકવામાં આવ્યું. સ્વામીજીના મુખારવિંદનાં અંતિમ દર્શન કરવા માટે અનેક લોકો એકત્ર થયા. આર્યજનોએ અરથી પાસે ઊભા રહીને અડધો કલાક સુધી વેદમંત્રોનો પાઠ કર્યો. ત્યાર બાદ આર્ષપુરુષોએ અરથીને પોતાના ખભા પર ઉઠાવી.

**સ્મશાનયાત્રા :** સ્વામીજીની અંતિમ યાત્રા ભિનાય બંગલાથી શરૂ થઈ. તેમાં સૌથી આગળ સ્વામીજીના સંન્યાસી શિષ્ય સ્વામી આત્માનંદ અને ગોપાલગિરિ તથા બ્રહ્મચારી રામાનંદ મંત્રપાઠ કરી રહ્યા હતા. દેશભરમાંથી એકત્ર થયેલા આર્યપુરુષો અને અજમેરના નગરજનો તેઓની પાછળ ચાલી રહ્યા હતા. આ યાત્રા આગ્રા દરવાજા થઈને બજારો અને ચોકમાંથી પસાર થઈને નગરની દક્ષિણે આવેલા મલૂસર નામના સ્મશાને પહોંચીને પૂરી થઈ.

**અન્ત્યેષ્ટિ :** સ્મશાનભૂમિમાં વેદી તૈયાર કરીને સ્વામીજીના પંચભૌતિક શરીરને તેના પર મુકવામાં આવ્યું. કાષ્ઠ ગોઠવીને ચંદન, કપૂર વગેરે સુગંધી દ્રવ્યોથી તેને ઢાંકવામાં આવ્યું. ત્યાર બાદ શિષ્ય આત્માનંદ અને રામાનંદે વિધિપૂર્વક મુખાગ્નિ આપી અને મહર્ષિ દ્વારા રચિત 'સંસ્કારવિધિ' ગ્રંથમાં નિર્દિષ્ટ વેદમંત્રોથી ઘીની આહુતિઓ અપાતી રહી. પરિવ્રાટ સમ્રાટ દયાનંદનો યશસ્વી દેહ અગ્નિદેવતાએ તેનાં મૂળ તત્ત્વોમાં વિલીન કરી દીધો. તે સમયે સાંજના છ વાગ્યા હતા.

**અસ્થિસંચય અને વિસર્જન :** સ્વામીજીનાં અસ્થિઓને ભેગાં કરીને આનાસાગરના કિનારે પુષ્કર રોડ પર આવેલા એક બગીચામાં વેરી દેવામાં આવ્યાં. મહર્ષિ દયાનંદની લૌકિક લીલા સમાપ્ત થઈ, પરંતુ તેમનું જીવન આજે પણ જીવંત આલોક બનીને આપણી સમક્ષ ઝળહળી રહ્યું છે. મહર્ષિ આજે પણ પોતાનાં યશ અને કીર્તિથી અમર છે. તેમના જીવનસુમનની સુગંધનો પમરાટ સંસારમાં સદા સુવાસિત રહેશે.



પરિશિષ્ટ : ૧ :

# મહર્ષિ દયાનંદનું સાહિત્ય સર્જન

સ્વામી દયાનંદ પોતાના જીવનના છેલ્લા દસકામાં એટલે કે લગભગ સંવત ૧૯૩૦ - સન ૧૮૭૪ પછી પોતાનાં વિચારો, મંતવ્યો અને સિદ્ધાંતોને લિપિબદ્ધ કરવા માંડ્યા હતા. તેમણે આ દસેક વર્ષમાં જ મોટી સાઈઝનાં લગભગ પંદર હજાર જેટલાં પાનાંનું લેખનકાર્ય કર્યું. તેમણે વેદોનાં ભાષ્યોથી લઈને સામાન્ય વ્યવહારમાં ઉપયોગી થઈ શકે એવા વિષયો પર અનેક ગ્રંથો લખ્યા છે, જેની સૂચિ નીચે મુજબ છે :

૧. સત્યાર્થપ્રકાશ

૨. સંસ્કારવિધિ

૩. ઋગ્વેદાદિભાષ્યભૂમિકા

૪. ઋગ્વેદ ભાષ્ય

૫. યજુર્વેદ ભાષ્ય

૬. પંચમહાયજ્ઞવિધિ

૭. આર્યાભિવિનય

૮. સંસ્કૃતવાક્યપ્રબોધ

૯. વ્યવહારભાનુ

૧૦. વેદાંગપ્રકાશ (૧૪ ખંડ)

૧૧. ભાગવતખંડન અથવા પાખંડખંડન

૧૨. વેદાંતિધ્વાંતનિવારણ

૧૩. વેદવિરુદ્ધમતખંડન

૧૪. શિક્ષાપત્રીધ્વાંતનિવારણ

૧૫. ભ્રમોચ્છેદન

૧૬. અનુભ્રમોચ્છેદન

૧૭. ભ્રાંતિનિવારણ

૧૮. કાશી શાસ્ત્રાર્થ

૧૯. હુગલી શાસ્ત્રાર્થ (પ્રતિમાપૂજન વિચાર)

૨૦. સત્યધર્મવિચાર (ચાંદાપુરનો મેળો)

૨૧. જાલંધર શાસ્ત્રાર્થ

૨૨. સત્યાસત્યવિવેક (બરેલી શાસ્ત્રાર્થ)

૨૩. આર્યોદ્દેશ્યરત્નમાળા

૨૪. ગોકરુણાનિધિ

૨૫. ચતુર્વેદવિષયસૂચિ

૨૬. આત્મચરિત્ર (આત્મકથા)

૨૭. અષ્ટાધ્યાયી ભાષ્ય

૨૮. સંધ્યા (અપ્રાપ્ય)

૨૯. અદ્વૈતમતખંડન (અપ્રાપ્ય)

૩૦. ગદર્ભતાપિની ઉપનિષદ્ (અપ્રાપ્ય)

૩૧. ગૌતમ-અહલ્યા કી કથા (અપ્રાપ્ય)



પરિશિષ્ટ : ૨ :

# સ્વમંતવ્યામંતવ્યપ્રકાશઃ

## (સ્વામી દયાનંદ રચિત સત્યાર્થપ્રકાશનું અંતિમ પ્રકરણ)

જેને સદાથી સર્વ લોકો માનતા આવ્યા છે, આજે પણ માને છે, અને આગળ પણ માનશે, તેનું નામ છે : 'સર્વતંત્ર સિદ્ધાંત' એટલે કે 'સામ્રાજ્ય ધર્મ'. એટલા માટે તેને 'નિત્ય ધર્મ' કહે છે, કે જેના વિરોધી કોઈ પણ ન હોઈ શકે. જો કોઈ અવિદ્યાયુક્ત મનુષ્ય અથવા કોઈ મત-સંપ્રદાયવાળાથી ભ્રમિત થયેલો મનુષ્ય જે વિપરીત કે આડું-અવળું જાણે કે માને છે, તેનો કોઈ પણ બુદ્ધિમાન મનુષ્ય સ્વીકાર કરતો નથી. પરંતુ જેને 'આપ્ત' એટલે કે સત્યમાની, સત્યવાદી, સત્યકારી, પરોપકારી, પક્ષપાતરહિત વિદ્વાનો માને છે, તે જ સર્વને માટે મંતવ્ય - માનવા જેવું છે; અને જેને આવા આપ્ત લોકો નથી માનતા તે અમંતવ્ય હોવાથી પ્રમાણ-યોગ્ય હોતું નથી.

હવે જે વેદ વગેરે સત્ય શાસ્ત્રોએ અને બ્રહ્માથી લઈને જૈમિનિ મુનિ સુધીનાઓએ માન્ય કરેલા ઈશ્વર વગેરે પદાર્થો છે, જેને હું પણ માનું છું, તેને સર્વ સજ્જન મહાશયોની સમક્ષ પ્રકાશિત કરું છું.

હું મારું મંતવ્ય તેને જ જાણું છું કે જે ત્રણેય કાળમાં સર્વને એક સરખું માનવા યોગ્ય છે. મારો કોઈ નવીન કલ્પના કે મતમતાંતર ચલાવવાનો લેશ માત્ર પણ અભિપ્રાય નથી. પરંતુ જે સત્ય છે તેને માનવું-મનાવવું અને જે અસત્ય છે તેને છોડવું-છોડાવવું એ જ મને અભીષ્ટ છે - એ જ મારો હેતુ છે.

જો હું પક્ષપાત કરત તો આર્યાવર્તના પ્રચલિત મત-સંપ્રદાયોમાંથી કોઈ એક મતનો આગ્રહી હોત. પરંતુ આર્યાવર્તમાં કે અન્ય દેશોમાં જે-જે અધર્મયુક્ત ચાલચલણ છે તેનો સ્વીકાર, અને જે-જે ધર્મયુક્ત વાતો છે તેનો ત્યાગ કરતો નથી અને કરવા ચાહતો પણ નથી; કારણ કે એમ કરવું એ મનુષ્ય-ધર્મનું ઉલંઘન છે.

'મનુષ્ય' તેને જ કહેવો કે જે મનનશીલ થઈને અન્યોનાં સુખ-દુઃખ અને હાનિ-લાભને સ્વ-આત્મવત્ સમજે; અન્યાયકારી ભલે બળવાન હોય પરંતુ તેનાથી જે ડરે નહિ અને ધર્માત્મા ભલે નિર્બળ હોય તોપણ તેનાથી જે ડરતો રહે. એટલું જ નહિ, પરંતુ પોતાના સર્વ સામર્થ્યથી ધર્માત્માઓનું - ભલે તેઓ અનાથ, નિર્બળ

અને ગુણ-રહિત પણ કેમ ન હોય, છતાંય તેઓનું - રક્ષણ, ઉન્નતિ અને પ્રિય આચરણ; અને અધર્મી ચાહે ચક્રવર્તી, સનાથ, મહા-બળવાન અને ગુણવાન પણ કેમ ન હોય, છતાંય તેમનો નાશ, અવનતિ અને અપ્રિય આચરણ સદા કર્યા કરે. એટલે કે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી અન્યાયકારીઓના બળની હાનિ અને ન્યાયકારીઓના બળની ઉન્નતિ બધી રીતે કર્યા કરે. આ કામમાં ભલે તેને ગમે તેટલું દારુણ દુઃખ પ્રાપ્ત થાય, ભલે પ્રાણ પણ ચાલ્યો જાય, પરંતુ આ મનુષ્યરૂપ ધર્મનો ત્યાગ ક્યારેય ન કરવો.

આ વિશે શ્રીમાન્ મહારાજા ભર્તૃહરિજી વગેરેએ જે શ્લોક કહ્યા છે, તેને યોગ્ય - ઉપયોગી સમજીને લખું છું :

**निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु**
**लक्ष्मीः समाविशतु गच्छत वा यथेष्टम् ।**
**अद्यैव वा मरणमस्तु युगान्तरे वा**
**न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥१॥**[1]

- ભર્તૃહરિ : નીતિશતક : ૮૫

**न जातु कामान्न भयान्न लोभाद् धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।**
**धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥**[2]

- મહાભારત : ઉદ્યોગપર્વ-પ્રજાગરપર્વ : ૪૦.૧૧-૧૨

**एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।**
**शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥**[3]

- મનુસ્મૃતિ : ૮.૧૭

---

૧. વ્યવહાર-કુશળ માણસો ભલે નિંદા કરે કે પ્રશંસા કરે, લક્ષ્મી આવે અગર ચાલી જાય, મરણ આજે આવે કે હજારો વરસ પછી આવે, પરંતુ ધીર - જ્ઞાની પુરુષો ન્યાય માર્ગેથી એક ડગલું સરખુંય વિચલિત થતા નથી.

૨. મનુષ્યે ક્યારેય મનોરથોની પૂર્તિ માટે, ભય, લોભ વગેરેને કારણે અને જીવિત રહેવાની કામનાથી પણ ધર્મનો ત્યાગ ન કરવો; કારણ કે ધર્મ નિત્ય છે, પરલોકમાં પણ સાથે જનારો છે, જ્યારે સુખ-દુઃખ અનિત્ય છે; જીવાત્મા નિત્ય છે, જ્યારે તેનાં શરીર વગેરે સાધન અનિત્ય છે; આથી અનિત્યને બદલે નિત્યને મહત્ત્વ આપવું જોઈએ, નિત્યમાં સ્થિત - પ્રતિષ્ઠિત થવું જોઈએ.

૩. ધર્મ જ એક એવો મિત્ર - સાથી છે, જે મર્યા પછી પણ આત્માની સાથે-સાથે જાય છે. બીજી પ્રત્યેક ભૌતિક વસ્તુ તો શરીરની સાથે જ નષ્ટ થઈ જાય છે.

**सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः ।**
**येनाऽऽक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ॥**[1]

- મુંડકોપનિષદ્ : ૩.૧.૬

**नहि सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।**
**नहि सत्यात्परं ज्ञानं तस्मात् सत्यं समाचरेत् ॥**[2]

- ઉપનિષદાદિ (દ્ર. મહાભારત : શાંતિપર્વ ૧૬૨.૨૪)

આ જ મહાશયોના શ્લોકોના અભિપ્રાય અનુકૂળ સર્વેએ નિશ્ચય રાખવો યોગ્ય છે.

હવે હું જે-જે પદાર્થોને જેવા-જેવા માનું છું, તેનું-તેનું વર્ણન સંક્ષેપથી અહીં કરું છું, કે જેનું વિશેષ વ્યાખ્યાન આ (સત્યાર્થપ્રકાશ) ગ્રંથમાં તે-તે પ્રકરણમાં કરી દીધું છે. તેમાંથી -

૧. **ઈશ્વર :** પ્રથમ 'ઈશ્વર' કે જેનાં બ્રહ્મ, પરમાત્મા વગેરે નામ છે; જે સચ્ચિદાનંદ વગેરે લક્ષણયુક્ત છે; જેનાં ગુણ-કર્મ-સ્વભાવ પવિત્ર છે; જે સર્વજ્ઞ, નિરાકાર, સર્વવ્યાપક, અજન્મા, અનંત, સર્વશક્તિમાન, દયાળુ, ન્યાયકારી, સર્વ સૃષ્ટિનો કર્તા-ધર્તા-હર્તા અને સર્વ જીવોને કર્મ અનુસાર સત્ય ન્યાયથી ફળ આપનાર વગેરે લક્ષણયુક્ત છે, તેને જ 'પરમેશ્વર' માનું છું.

૨. **વેદ :** ચારે 'વેદ' (વિદ્યા-ધર્મ-યુક્ત ઈશ્વર-પ્રણીત સંહિતા - મંત્ર ભાગ)ને નિર્ભ્રાંત - ભ્રાંતિ વગરના અને સ્વતઃ-પ્રમાણ માનું છું. એ સ્વયં પ્રમાણરૂપ છે કે જેનાં પ્રમાણ હોવામાં કોઈ બીજા ગ્રંથની અપેક્ષા - આવશ્યકતા નથી. જેમ સૂર્ય કે પ્રદીપ પોતાના સ્વરૂપના સ્વતઃ પ્રકાશક હોય છે અને પૃથ્વી વગેરેના પણ પ્રકાશક હોય છે, તેમ જ ચારે વેદ છે. અને ચારે વેદોના ચાર બ્રાહ્મણ, છ અંગ, છ ઉપાંગ, ચાર ઉપવેદ અને વેદોની અગિયાર સો સત્તાવીસ શાખાઓ કે જે વેદોનાં વ્યાખ્યાનરૂપ બ્રહ્મા વગેરે મહર્ષિઓના બનાવેલા ગ્રંથો છે,

---

૧. સત્યનો જ જય થાય છે, અસત્યનો નહિ. 'દેવયાન' - દેવત્વનો માર્ગ સત્યથી જ નિર્મિત થાય છે. આ માર્ગનું અનુસરણ કરનાર 'આપ્તકામ' - જેની ઈશ્વર-પ્રાપ્તિરૂપ ઈચ્છા ફળી હોય તેવા સંતુષ્ટ ઋષિઓ જ્યાં પહોંચે છે, તે પરમ ધામ સત્યનું જ છે.

૨. સત્યથી મોટો કોઈ ધર્મ નથી અને અસત્યથી મોટું કોઈ મહાપાપ નથી. આ જ રીતે સત્યથી વધીને કોઈ જ્ઞાન પણ નથી. આથી મનુષ્યે પ્રત્યેક સ્થિતિમાં સત્યનું જ આચરણ કરવું જોઈએ.

તેને પરતઃ-પ્રમાણ માનું છું એટલે કે વેદ-અનુકૂળ હોવાથી પ્રમાણ અને એમાં જે વેદવિરુદ્ધ વચન છે, તેને અપ્રમાણ કરું છું.

૩. **ધર્મ-અધર્મ :** જે પક્ષપાત-રહિત, ન્યાય-આચરણ, સત્ય-ભાષણ વગેરે યુક્ત ઈશ્વર-આજ્ઞા - વેદોથી અવિરુદ્ધ છે, તેને 'ધર્મ' માનું છું; અને જે પક્ષપાત-સહિત, અન્યાય-આચરણ, મિથ્યા-ભાષણ વગેરે યુક્ત ઈશ્વર-આજ્ઞા-ભંગ - વેદ-વિરુદ્ધ છે, તેને 'અધર્મ' માનું છું.

૪. **જીવ :** જે ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ અને જ્ઞાન વગેરે ગુણ યુક્ત અલ્પજ્ઞ નિત્ય છે, તેને 'જીવ' માનું છું.

૫. **જીવ અને ઈશ્વર :** જીવ અને ઈશ્વર સ્વરૂપ અને વૈધર્મ્યથી ભિન્ન છે, અને વ્યાપ્ય-વ્યાપક અને સાધર્મ્યથી અભિન્ન છે. એટલે કે જેવી રીતે આકાશથી મૂર્તિમાન દ્રવ્ય કદી ભિન્ન ન હતું, ન છે, અને ન થશે; અને ન કદી એક હતાં, ન છે, અને ન થશે; એ જ પ્રકારે પરમેશ્વર અને જીવને વ્યાપક-વ્યાપ્ય, ઉપાસ્ય-ઉપાસક અને પિતા-પુત્ર આદિ સંબંધયુક્ત માનું છું.

૬. **અનાદિ નિત્ય પદાર્થ :** ત્રણ પદાર્થો 'અનાદિ' છે - ઈશ્વર, જીવ અને પ્રકૃતિ એટલે કે જગતનું (ઉપાદાન) કારણ. એમને 'નિત્ય' પણ કહે છે. જે પદાર્થ નિત્ય હોય છે, તેનાં ગુણ-કર્મ-સ્વભાવ પણ નિત્ય હોય છે.

૭. **પ્રવાહથી અનાદિ :** જે દ્રવ્ય, ગુણ અને કર્મ સંયોગથી ઉત્પન્ન થાય છે, તે વિયોગ બાદ નથી રહેતાં. પરંતુ જેનાથી પ્રથમ સંયોગ થાય છે, તે સામર્થ્ય તેનામાં અનાદિ છે. અને તેનાથી ફરી સંયોગ તથા વિયોગ પણ થશે. એ ત્રણેયને 'પ્રવાહથી અનાદિ' માનું છું.[૧]

૮. **સૃષ્ટિ** : જે પૃથક્ દ્રવ્યોનું જ્ઞાન-યુક્તિપૂર્વક મેળ થઈને અનેક રૂપ બનવું છે, તેને 'સૃષ્ટિ' કહે છે.

૯. **સૃષ્ટિનું પ્રયોજન :** સૃષ્ટિનું પ્રયોજન એ જ છે કે જેમાં ઈશ્વરનાં સૃષ્ટિ-નિમિત્ત ગુણ-કર્મ-સ્વભાવ સફળ થવાં. જેમ કોઈએ કોઈને પૂછ્યું કે : આંખ શા માટે છે ? તેણે કહ્યું કે : જોવા માટે. તેવી જ રીતે સૃષ્ટિ કરવાનું ઈશ્વરનું જે સામર્થ્ય છે, તેની સફળતા સૃષ્ટિ કરવામાં છે.

---

૧. અહીં જે ત્રણેયને 'પ્રવાહથી અનાદિ' કહ્યા છે, તે ત્રણેયમાં દ્રવ્ય, ગુણ અને કર્મની ગણના કરવામાં આવી છે. જે-જે દ્રવ્ય, ગુણ અને કર્મ ઉત્પન્ન થતાં રહે છે, તે નષ્ટ પણ થતાં રહે છે. તેના ઉત્પન્ન અને નષ્ટ થવાના પ્રવાહનો કોઈ આરંભ ન હોવાથી એ ત્રણેય (દ્રવ્ય, ગુણ અને કર્મ)ને 'પ્રવાહથી અનાદિ' કહેવામાં આવ્યા છે.

આ ઉપરાંત જીવોનાં કર્મોનો બરાબર ભોગ કરાવવો વગેરે પણ સૃષ્ટિનાં અન્ય પ્રયોજન છે.

૧૦. **સૃષ્ટિ સકર્તૃક :** સૃષ્ટિ સકર્તૃક છે. તેનો કર્તા પૂર્વોક્ત ઈશ્વર છે; કારણ કે સૃષ્ટિની રચના જોવાથી અને જડ પદાર્થોમાં આપોઆપ યથાયોગ્ય બીજ વગેરે સ્વરૂપ બનવાનું સામર્થ્ય ન હોવાથી સૃષ્ટિનો કર્તા અવશ્ય છે.

૧૧. **બંધ અથવા બંધન :** બંધન સનિમિત્તક એટલે કે અવિદ્યારૂપી નિમિત્તથી છે. જે-જે પાપકર્મ, ઈશ્વરથી ભિન્નની ઉપાસના, અજ્ઞાન વગેરે છે, તે બધાં દુઃખરૂપી ફળ આપનારાં છે. એટલા જ માટે આ 'બંધન' છે, કે જેની ઇચ્છા નથી અને ભોગવવું પડે છે.

૧૨. **મુક્તિ :** સર્વ દુઃખોથી છૂટીને બંધન-રહિત સર્વવ્યાપક ઈશ્વર અને તેની સૃષ્ટિમાં સ્વેચ્છાપૂર્વક વિચરવું એ 'મુક્તિ' છે. નિયત સમય સુધી મુક્તિનો આનંદ ભોગવીને જીવ સંસારમાં પાછો આવે છે.

૧૩. **મુક્તિનાં સાધન :** ઈશ્વર-ઉપાસના એટલે કે યોગાભ્યાસ, ધર્માનુષ્ઠાન, બ્રહ્મચર્યથી વિદ્યા-પ્રાપ્તિ, આપ્ત વિદ્વાનોનો સંગ, સત્ય વિદ્યા, સુવિચાર અને પુરુષાર્થ વગેરે મુક્તિનાં સાધન છે.

૧૪. **અર્થ-અનર્થ :** જે ધર્મથી જ પ્રાપ્ત કરવામાં આવે છે, તેને 'અર્થ' કહે છે; અને જે અધર્મથી સિદ્ધ થાય છે, તેને 'અનર્થ' કહે છે.

૧૫. **કામ :** જેની પ્રાપ્તિ ધર્મ અને અર્થથી કરવામાં આવે છે, તેને 'કામ' કહે છે.

૧૬. **વર્ણાશ્રમ :** વર્ણાશ્રમ ગુણ-કર્મોની યોગ્યતાથી માનું છું.

૧૭. **રાજા :** જે શુભ ગુણ-કર્મ-સ્વભાવથી પ્રકાશમાન, પક્ષપાત-રહિત, ન્યાયધર્મનું સેવન કરનાર, પ્રજા સાથે પિતૃ સમાન વર્તે અને તેમને પુત્ર સમાન માની તેમની ઉન્નતિ અને સુખ-વૃદ્ધિ માટે હંમેશાં પ્રયત્ન કર્યા કરે, તેને 'રાજા' કહે છે.

૧૮. **પ્રજા :** જે પવિત્ર ગુણ-કર્મ-સ્વભાવ ધારણ કરી, પક્ષપાત રહિત ન્યાયધર્મના સેવનથી, રાજા અને પ્રજાની ઉન્નતિ ચાહી, રાજવિદ્રોહ રહિત, રાજા સાથે પુત્રવત્ વર્તે, તેને 'પ્રજા' કહે છે

૧૯. **ન્યાયકારી :** જે હંમેશાં વિચાર કરીને અસત્ય છોડી સત્યને ગ્રહણ કરે, અન્યાયકારીઓને દૂર કરે અને ન્યાયકારીઓનું સંવર્ધન કરે, પોતાના આત્મા સમાન સર્વનું સુખ ઇચ્છે, તેને હું 'ન્યાયકારી' માનું છું.

૨૦. **દેવ-અસુર-રાક્ષસ-પિશાચ :** વિદ્વાનોને ‘દેવ’, અવિદ્વાનોને ‘અસુર’, પાપીઓને ‘રાક્ષસ’ અને અનાચારીઓને ‘પિશાચ’ માનું છું.

૨૧. **દેવપૂજા-અદેવપૂજા :** એ જ વિદ્વાનો, માતા, પિતા, આચાર્ય, અતિથિ, ન્યાયકારી રાજા અને ધર્માત્મા જન, પતિવ્રતા સ્ત્રી અને સ્ત્રીવ્રત પતિનો સત્કાર કરવો એ ‘દેવપૂજા’ કહેવાય છે, જ્યારે એનાથી વિપરીતને ‘અદેવપૂજા’ કહે છે. આ જ મૂર્તિઓને (એટલે કે ઉપર લખેલાં જીવિત વિદ્વાન, માતા-પિતા વગેરેને) પૂજ્ય - સત્કાર-યોગ્ય માનું છું, અને તેમનાથી ભિન્ન પથ્થર વગેરેની જડ મૂર્તિઓને હું સર્વથા અપૂજ્ય સમજું છું.

૨૨. **શિક્ષા :** જેનાથી વિદ્યા, સભ્યતા, ધાર્મિકતા, જિતેન્દ્રિયતા વગેરેની વૃદ્ધિ થાય અને અવિદ્યા વગેરે દોષ છૂટે, તેને ‘શિક્ષા’ કહે છે.

૨૩. **પુરાણ :** જે બ્રહ્મા વગેરેના બનાવેલા ઐતરેય વગેરે બ્રાહ્મણ-ગ્રંથો છે, એ જ ગ્રંથોને ‘પુરાણ’, ‘ઇતિહાસ’, ‘કલ્પ’, ‘ગાથા’ અને ‘નારાશંસી’ નામથી માનું છું; અન્ય ભાગવત વગેરેને નહિ.

૨૪. **તીર્થ :** જેનાથી દુઃખસાગર પાર ઉતરાય કે જે સત્ય-ભાષણ, વિદ્યા, સત્સંગ, યમ વગેરે યોગાભ્યાસ, પુરુષાર્થ, વિદ્યાદાન વગેરે શુભ કર્મ છે, તેને ‘તીર્થ’ સમજું છું; બીજાં જળ-સ્થળ વગેરેને નહિ.

૨૫. **પુરુષાર્થ પ્રારબ્ધથી શ્રેષ્ઠ :** પુરુષાર્થ પ્રારબ્ધથી એટલા માટે શ્રેષ્ઠ છે કે પુરુષાર્થથી સંચિત પ્રારબ્ધ બને છે. જેના સુધરવાથી સર્વ સુધરે અને જેના બગડવાથી સર્વ બગડે છે, આથી પ્રારબ્ધ કરતાં પુરુષાર્થ શ્રેષ્ઠ છે.

૨૬. **ઉત્તમ-અધમ મનુષ્ય :** જે મનુષ્ય સર્વની સાથે યથાયોગ્ય અને સુખ-દુઃખ તથા હાનિ-લાભમાં સ્વ-આત્મવત્ વર્તે છે, તેને ઉત્તમ સમજું છું; અને જે આથી વિરુદ્ધ વર્તે છે, તેને અધમ સમજું છું.

૨૭. **સંસ્કાર :** જેનાથી શરીર, મન અને આત્મા ઉત્તમ બને તેને ‘સંસ્કાર’ કહે છે. તે ગર્ભાધાન વગેરે સોળ પ્રકારના છે. તેને હું કર્તવ્ય સમજું છું. અને દહન - અંત્યેષ્ટિ પછી મૃતક માટે કંઈ પણ ન કરવું જોઈએ.

૨૮. **યજ્ઞ :** જેમાં વિદ્વાનોનો સત્કાર કરવામાં આવતો હોય, જેમાં યથાયોગ્ય ‘શિલ્પ’ એટલે કે રસાયણ કે જે પદાર્થ-વિદ્યા છે તેનો ઉપયોગ થતો હોય તે અને જે વિદ્યા વગેરે શુભ ગુણોનું દાન તથા અગ્નિહોત્ર વગેરે કે જેનાથી વાયુ, વરસાદ, પાણી, ઓષધિને પવિત્ર - શુદ્ધ કરીને

સર્વ જીવોને સુખ પહોંચાડવું છે, તેને 'યજ્ઞ' કહે છે. હું યજ્ઞને ઉત્તમ સમજું છું.

૨૯. **આર્ય-દસ્યુ :** શ્રેષ્ઠ મનુષ્યોને 'આર્ય' અને દુષ્ટ મનુષ્યોને 'દસ્યુ' કહેવામાં આવે છે. હું પણ તેમ જ માનું છું.

૩૦. **આર્યાવર્ત :** આ ભૂમિનું નામ 'આર્યાવર્ત' દેશ એટલા માટે છે કે તેમાં સૃષ્ટિના આરંભથી જ આર્ય લોકો નિવાસ કરે છે. પરંતુ તેની સીમા ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં વિંધ્યાચળ, પશ્ચિમમાં અટક અને પૂર્વમાં બ્રહ્મપુત્રા નદી છે. એ ચારેયના મધ્યમાં જેટલો દેશ છે, તેને 'આર્યાવર્ત' કહે છે; અને જે લોકો સદાથી તેમાં વસે છે, તેમને પણ 'આર્ય' કહે છે.

૩૧. **આચાર્ય :** જે સાંગોપાંગ - અંગ-ઉપાંગ સહિત વેદ-વિદ્યાઓના અધ્યાપક, સત્ય આચારનું ગ્રહણ અને મિથ્યા આચારનો ત્યાગ કરાવે છે, તે 'આચાર્ય' કહેવાય છે.

૩૨. **શિષ્ય :** જે સત્ય શિક્ષા અને વિદ્યાને ગ્રહણ કરવા યોગ્ય, ધર્માત્મા, વિદ્યા-ગ્રહણની ઈચ્છા ધરાવતો અને આચાર્યને પ્રિય હોય તેવું આચરણ કરનારો છે, તે 'શિષ્ય' કહેવાય છે.

૩૩. **ગુરુ :** માતા, પિતા અને જે સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરાવે તે પણ 'ગુરુ' કહેવાય છે.

૩૪. **પુરોહિત :** જે યજમાનનો હિતકારી અને સત્યનો ઉપદેશ કરનાર હોય તેને 'પુરોહિત' કહે છે.

૩૫. **ઉપાધ્યાય :** જે વેદોના અમુક ભાગ કે અંગોને ભણાવતો હોય તેને 'ઉપાધ્યાય' કહે છે.

૩૬. **શિષ્ટાચાર :** જે ધર્માચરણપૂર્વક બ્રહ્મચર્યથી વિદ્યા ગ્રહણ કરી, પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી સત્યાસત્યનો નિર્ણય કરી, સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરવો છે, એ જ 'શિષ્ટાચાર' કહેવાય છે, અને જે વ્યક્તિ એ કરે છે તે 'શિષ્ટ' કહેવાય છે.

૩૭. **પ્રમાણ :** પ્રત્યક્ષ વગેરે આઠ પ્રમાણને પણ હું માનું છું.

૩૮. **આપ્ત :** જે યથાર્થ વક્તા, ધર્માત્મા, સર્વના સુખ માટે પ્રયત્ન કરે છે, તેને જ હું 'આપ્ત' કહું છું.

૩૯. **પરીક્ષા :** પરીક્ષા પાંચ પ્રકારની છે : (૧) ઈશ્વર - તેનાં ગુણ-કર્મ-સ્વભાવ અને વેદ-વિદ્યા (૨) પ્રત્યક્ષ વગેરે આઠ પ્રમાણ (૩) સૃષ્ટિક્રમ

(૪) આપ્તોનો વ્યવહાર અને (૫) પોતાના આત્માની પવિત્રતા - વિદ્યા. આ પાંચ પરીક્ષાઓથી સત્ય-અસત્યનો નિર્ણય કરીને સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરવો જોઈએ.

૪૦. **પરોપકાર :** જેથી સર્વ મનુષ્યોના દુરાચાર - દુઃખ છૂટી, શ્રેષ્ઠાચાર અને સુખ વધે, તે કરવાને 'પરોપકાર' કહું છું.

૪૧. **સ્વતંત્ર-પરતંત્ર :** જીવ પોતાનાં કાર્યોમાં સ્વતંત્ર અને કર્મફળ ભોગવવામાં ઈશ્વરની વ્યવસ્થાથી પરતંત્ર છે. એ જ રીતે ઈશ્વર પણ પોતાનાં સત્ય-આચાર વગેરે કામ કરવામાં સ્વતંત્ર છે.

૪૨. **સ્વર્ગ :** સુખ-વિશેષ ભોગ અને તેની સામગ્રીની પ્રાપ્તિનું નામ 'સ્વર્ગ' છે.

૪૩. **નરક :** જે દુઃખ-વિશેષ ભોગ અને તેની સામગ્રીને પ્રાપ્ત થવું છે, તેને 'નરક' કહે છે.

૪૪. **જન્મ :** જે શરીર ધારણ કરીને પ્રગટ થવું છે, તેને 'જન્મ' કહે છે. તેને પૂર્વ, પર અને મધ્ય એટલે કે પહેલાંનો, પછીનો અને વર્તમાન - એ ભેદથી ત્રણેય પ્રકારના માનું છું.

૪૫. **જન્મ-મૃત્યુ :** આત્મા સાથે શરીરના સંયોગનું નામ 'જન્મ' અને વિયોગ-માત્રને 'મૃત્યુ' કહે છે.

૪૬. **વિવાહ :** જે નિયમપૂર્વક, પ્રસિદ્ધિથી, પોતાની ઈચ્છાથી પાણિગ્રહણ કરવું છે, તે 'વિવાહ' કહેવાય છે.

૪૭. **નિયોગ :** વિવાહ પછી, પતિ કે પત્નીના મૃત્યુ વગેરેને કારણે થતા વિયોગમાં અથવા નપુસંકત્વ કે વંધ્યત્વ વગેરે સ્થિર રોગોમાં સ્ત્રી કે પુરુષ દ્વારા આપત્કાળમાં સ્વ-વર્ણ કે પોતાનાથી ઉત્તમ વર્ણની સ્ત્રી કે પુરુષ સાથે સંતાનોત્પત્તિ કરવી, એ 'નિયોગ' કહેવાય છે.

૪૮. **સ્તુતિ :** ગુણોનું કીર્તન-શ્રવણ કરવું અને જ્ઞાન થવું, એ 'સ્તુતિ' કહેવાય છે. સ્તુતિનું ફળ પ્રીતિ વગેરેનું ઉત્પન્ન થવું છે.

૪૯. **પ્રાર્થના** : પોતાના સામર્થ્ય ઉપરાંત ઈશ્વરના સંબંધથી જે વિજ્ઞાન વગેરે પ્રાપ્ત થાય છે, તેને માટે ઈશ્વર પાસે યાચના કરવી એ 'પ્રાર્થના' કહેવાય છે. તેનું ફળ નિરભિમાન આદિ છે.

૫૦. **ઉપાસના** : જેવાં ઈશ્વરનાં ગુણ-કર્મ-સ્વભાવ પવિત્ર છે, તેવાં પોતાનાં કરવાં; ઈશ્વરને સર્વવ્યાપક અને પોતાને વ્યાપ્ત જાણીને, ઈશ્વરની

નિકટ હું અને મારી નિકટ ઈશ્વર છે, એવો નિશ્ચય યોગાભ્યાસથી સાક્ષાત્ કરવો, એ 'ઉપાસના' કહેવાય છે. તેનું ફળ જ્ઞાનની ઉન્નતિ વગેરે છે.

૫૧. **સગુણ-નિર્ગુણ સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના :** જે-જે ગુણ પરમેશ્વરમાં છે તેનાથી તેને યુક્ત, અને જે-જે ગુણ પરમેશ્વરમાં નથી તેનાથી તેને અલગ માનીને તેની પ્રશંસા કરવી, એ 'સગુણ-નિર્ગુણ-સ્તુતિ' કહેવાય છે. શુભ ગુણોને ગ્રહણ કરાવવાની અને દોષોને છોડાવવાની ઇચ્છાપૂર્વક પરમાત્માની સહાય ચાહવી, એ 'સગુણ-નિર્ગુણ-પ્રાર્થના' કહેવાય છે. અને પરમેશ્વરને તેના સર્વ સ્વાભાવિક અને શ્રેષ્ઠ ગુણોથી સહિત અને સર્વ દોષોથી રહિત માનીને, પોતાનો આત્મા તે પરમેશ્વર અને તેની આજ્ઞાને અર્પણ કરી દેવો, એ 'સગુણ-નિર્ગુણ-ઉપાસના' કહેવાય છે.

અહીં મેં મારા સિદ્ધાંતો ટૂંકમાં દર્શાવી દીધા છે. તેની વિશેષ વ્યાખ્યા આ જ 'સત્યાર્થપ્રકાશ'ના જે-તે પ્રકરણમાં છે અને મારા 'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા' વગેરે ગ્રંથોમાં પણ લખી છે. એટલે કે જે-જે વાતો સર્વની સામે માનનીય છે - સર્વ-સ્વીકૃત છે, તેને હું માનું છું. એટલે કે જેમ સત્ય બોલવું સર્વની સામે સારું અને મિથ્યા બોલવું ખરાબ છે, એવા સિદ્ધાંતોનો સ્વીકાર કરું છું. અને આ જે મત-મતાંતરના પરસ્પર ઝઘડા છે, તેને હું પસંદ નથી કરતો. કારણ કે આ જ મત-પંથવાળાઓએ પોતપોતાના મત-પંથોનો પ્રચાર કરી, મનુષ્યોને ફસાવી, એકબીજાના શત્રુ બનાવી દીધા છે. આ વાતને દૂર કરી, સર્વ સત્યનો પ્રચાર કરી, સર્વને એક મતના કરી, દ્વેષ છોડાવી, પરસ્પરમાં દૃઢ પ્રીતિયુક્ત કરાવી, સર્વથી સર્વને સુખ-લાભ પહોંચાડવા માટે મારો પ્રયત્ન અને અભિપ્રાય છે. સર્વશક્તિમાન પરમાત્માની કૃપા, સહાય અને આપ્ત-જનોની સહાનુભૂતિથી આ સિદ્ધાંત સંસારભરમાં જલદી પ્રવૃત્ત થાય કે જેથી સર્વ લોકો સહેલાઈથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ કરીને સદા ઉન્નત અને આનંદિત થતાં રહે - આ જ મારું મુખ્ય પ્રયોજન છે.



પરિશિષ્ટ : ૩ :

# મહાપુરુષો દ્વારા મહર્ષિ દયાનંદને અર્પિત શ્રદ્ધાંજલિ

હું આધુનિક ભારતના મહાન પથ-નિર્માતા સ્વામી દયાનંદને મારી સાદર શ્રદ્ધાંજલિ અર્પું છું. દેશના અધઃપતનના દિવસોમાં ફૂટી નીકળેલા વિભિન્ન મત-પંથો અને રીત-રિવાજોના વિમાસણમાં મૂકી દે તેવા ગૂંચવાડાને સાફ કરી તેમણે હિંદુ પ્રજાને ઈશ્વર-ભક્તિ અને માનવ-સેવા અર્થે સરળ અને વિવેકપૂર્ણ જીવન પસાર કરી શકે તેવો સીધો માર્ગ ચીંધ્યો. સત્યના સુસ્પષ્ટ દર્શન અને સંકલ્પની હિંમત સાથે તેમણે આપણામાં આત્મ-સન્માનની ભાવના અને માનસિક સજાગતા ઉત્પન્ન કરવાનો ભગીરથ પુરુષાર્થ કર્યો, કે જેથી આપણે આધુનિક યુગના પ્રગતિશીલ વલણ સાથે સુમેળભર્યું અનુકૂલન પ્રસ્થાપિત કરી શકીએ; અને સાથે સાથે જે ભવ્ય અતીતમાં આપણા દેશે આધ્યાત્મિક સાક્ષાત્કારની રોશનીમાં વિચાર અને કાર્યની સ્વતંત્રતા વચ્ચે પોતાના સંપૂર્ણ વ્યક્તિત્વનો પરિચય આપ્યો હતો, તે અતીતની સાથે પણ બરાબર સંપર્ક બનાવી રાખીએ.

**- કવિવર રવીન્દ્રનાથ ટાગોર**

(૧૫ જુલાઈ ૧૯૩૫ - શાંતિનિકેતન)



ભારતનાં ભાવિ સંતાનોને ભારતીય નવજાગરણના શિખર પર અનેક લોકોત્તર મહાપુરુષો નજરે પડશે. પરંતુ આ મહામંડળીમાંનો એક મહાપુરુષ પોતાના અનોખા અને અનુપમ વૈશિષ્ટ્યને લીધે બીજાઓથી એકદમ જ નોખો તરી આવે છે - પોતાના ઢંગમાં અનૂઠો તેમ જ પોતાના કામમાં પણ અન્યોથી બિલકુલ નિરાળો. આ એવું લાગે છે કે જેમ કોઈ માણસ બહુ વાર સુધી એક ઓછીવત્તી ઊંચાઈ ધરાવતી પર્વતમાળા વચ્ચે ઘૂમતો રહે, જે દૂર દૂર સુધી વિશાળ ઘેરાવો ધરાવતી અને લીલીછમ હોય, અને પોતાની ગગનચુંબી અને આકર્ષક ઊંચાઈ હોવા છતાંય મનોહર હોય. પરંતુ આ પર્વતમાળા વચ્ચે તેને એક પર્વત સૌથી નિરાળી રીતે

અલગ ઊભેલો નજરે પડે છે. દયાનંદ આ નિરાળા પર્વત તુલ્ય જણાય છે. જાણે નર્યું બળ જ મૂર્તિમંત થઈને પહાડ રૂપે ખડું થઈ ગયું છે ! નગ્ન, સુદૃઢ, નક્કર ચટ્ટાનનો પુંજ, વિશાળ અને ઉત્તુંગ ! તેની હરિયાળી ટોચ પર દેવદારનું એક વૃક્ષ છે, જે આકાશની જોડે વાતો કરી રહ્યું છે. નિર્મળ, પ્રાણદાયી અને ફળદ્રુપતાવર્ધક જળનો એક જબ્બર ધોધ જાણે તેના આ શક્તિપુંજમાંથી જ નીકળી નીચે તળેટી તરફ જોરશોરથી ખળખળ વહી રહ્યો છે, જે સમગ્ર તળેટી માટે માત્ર જળનું જ નહિ, બલ્કે સ્વાસ્થ્ય અને જીવનનું પણ ઝરણું છે. પર્વતમાળાના આવા સર્વાધિક ઉન્નત પર્વત જેવી જ છાપ મારા મન પર દયાનંદના વ્યક્તિત્વની પડી છે... વેદોની વ્યાખ્યા અંગે હું દૃઢતાપૂર્વક માનું છું કે, વેદોની અંતિમ સર્વાંગપૂર્ણ વ્યાખ્યા ભલે ગમે તે હોય, પરંતુ એ માટેનાં સાચાં સૂત્રોના સર્વપ્રથમ આવિષ્કારક રૂપે દયાનંદ હંમેશને માટે આદરણીય રહેશે. તેમની પ્રત્યક્ષદર્શી દૃષ્ટિ પુરાતન અજ્ઞાન અને યુગવ્યાપી ભ્રાંતિની અવ્યવસ્થા તથા અંધકારને ભેદીને સીધી જ સત્યના મર્મ સુધી પહોંચી હતી અને જે સારતત્ત્વ હતું તેની પર જઈને સ્થિર થઈ હતી. તેમણે જે દરવાજા યુગોથી બંધ પડ્યા હતા તેની ચાવીઓ શોધી કાઢી અને બંધ ઝરણાંઓનાં મુખ પર જડેલ સીલને - મહોરોને તોડીને ફેંકી દીધી.

**- શ્રી અરવિંદ ઘોષ**

(**બંકિમ-તિલક-દયાનંદ**, પાન ૪૩, ૬૦)



ભારતમાં જ્યારે જ્યારે તેના પુરાતન ધર્મ પર કોઈ સંકટ આવ્યું છે, ત્યારે ત્યારે કોઈ ને કોઈ મહાન વિભૂતિએ આવીને તેને સંરક્ષણ આપ્યું છે. હિંદુ ધર્મનું જીવન જ્યારે વિકટ કાળનો સામનો કરી રહ્યું હતું ત્યારે સ્વામી દયાનંદજીનો આવિર્ભાવ થયો કે જેમણે વિશ્વના કલ્યાણ અને સંવૃદ્ધિ અર્થે પોતાની જ્ઞાનસરિતા વહેવડાવી. સ્વામી દયાનંદનું સૌથી મોટું યોગદાન એ હતું કે તેમણે દેશને અસહાયતાના કીચડમાં નીચે ખૂંપતો ઉગારી લીધો. ભારતની સ્વાધીનતાનો પાયો નાખનાર હકીકતમાં સ્વામી દયાનંદ જ હતા. અસ્પૃશ્યતા વિરુદ્ધનું આંદોલન કે જેનું પાછળથી મહાત્મા ગાંધીજીએ સમર્થન કર્યું હતું તેની શરૂઆત કરનાર પણ સ્વામીજી જ હતા. સ્વામીજીના પ્રયત્નોથી લાખો લોકોનું અન્ય મતોમાં ધર્માંતર થતું અટક્યું. જે લોકોનું ક્યારેક બળજબરીપૂર્વક ધર્માંતર કરાવવામાં આવ્યું હતું એ લોકોને હિંદુ ધર્મમાં પુનઃ દીક્ષિત કરવા માટે પણ તેમણે મહાન પુરુષાર્થ કર્યો. બળજબરીથી કરાવવામાં આવતાં ધર્માંતર હિંદુ ધર્મના સિદ્ધાંતોની વિરુદ્ધ છે. સ્વામીજીનું આ કાર્ય ભારત માટે વરદાનરૂપ સિદ્ધ થયું. ધર્મના નામે અધર્મનો ઉપદેશ આપવાની તત્કાલીન પ્રવૃત્તિ કે જેના લીધે હિંદુ ધર્મ સંસાર સમક્ષ ઉપહાસની

વસ્તુ બની ગયો હતો તેના પર સ્વામીજીએ સંપૂર્ણ રોક લગાવી. સ્વામી દયાનંદે હિંદુ ધર્મ પર જમા થયેલી તમામ ગંદકી અને મેલના થર દૂર કરી દીધાં. તેમણે હિંદુ ધર્મ પર છવાયેલાં અંધવિશ્વાસો તથા શંકાનાં વાદળ વિખેરી નાખ્યાં અને તેને સૂરજ સમાન ઝળહળતો બનાવ્યો. તેમણે આપણને બોધ આપ્યો કે આપણે ભયની ગ્રંથિમાંથી મુક્ત થઈને એકતામાં આબદ્ધ થવાનું છે કે જેથી આપણે સ્વયંનું રક્ષણ કરી શકીએ. સ્વામી દયાનંદ જ પ્રથમ વ્યક્તિ હતા કે જેમણે પ્રતિપાદિત કર્યું કે હિંદીને રાષ્ટ્રભાષાના સ્થાને પ્રતિષ્ઠિત કરવામાં આવે. જનતાએ એ પણ યાદ રાખવું જોઈએ કે સ્વામીજીએ વિદેશી શિક્ષણ પ્રાપ્ત કર્યું નહોતું. તેઓ ભારતીય સંસ્કૃતિની પેદાશ હતા. છતાંય સ્વામીજી જે કંઈ ઉત્કૃષ્ટ અને ઉપયોગી હોય તેને અન્ય દેશો પાસેથી ગ્રહણ કરવાના પક્ષમાં હતા. એ સાચું અને યોગ્ય જ હતું કે ભારતીય સંસ્કૃતિને તેનું સમુચિત સ્થાન પ્રાપ્ત થવું જ જોઈએ.

**- સરદાર વલ્લભભાઈ પટેલ**

(મહર્ષિ દયાનંદના ૬૭મા બલિદાન દિને તા. ૯ નવેમ્બર ૧૯૫૦ના રોજ ‘આર્ય કેન્દ્રિય સભા’ દિલ્હીના ઉપક્રમે આયોજિત કાર્યક્રમમાં સરદાર પટેલના જીવનના અંતિમ સાર્વજનિક ભાષણનો અંશ. સંદર્ભ : ૧. **માય રેમિનિસન્સીઝ ઑફ સરદાર પટેલ**, ભાગ-૨, પાન ૧૪૧-૨, લે. શંકર વી. ૨. **પરોપકારી** હિંદી પત્રિકાનો ફેબ્રુઆરી ૨૦૧૪નો પ્રથમ અંક. ૩. **ધ હિંદુસ્તાન ટાઈમ્સ**, ૧૧ નવેમ્બર ૧૯૫૦.)



આધુનિક ભારતના નિર્માતાઓમાં સ્વામી દયાનંદ પ્રથમ કોટિનું સ્થાન ધરાવે છે. દેશ જ્યારે આધ્યાત્મિક અંધાધૂંધી, સામાજિક કુરીતિઓ, અંધવિશ્વાસો, ભ્રમણાઓ અને રાજનૈતિક દાસતામાં જકડાયેલો હતો, ત્યારે સત્યને એકનિષ્ઠ સમર્પિત થઈ મહાત્મા દયાનંદે આપણા ધાર્મિક, રાજનીતિક, સામાજિક અને સાંસ્કૃતિક ઉદ્ધારનું બીડું ઉઠાવ્યું. તેઓ મહાન સુધારક અને ક્રાંતિકારી મહાપુરુષ તો હતા જ, સાથે સાથે તેમના હૃદયમાં સામાજિક અન્યાયોને ઉખેડી ફેંકવાનો પ્રચંડ અગ્નિ પણ મોજૂદ હતો. તેમણે સત્ય, સામાજિક ઐક્ય અને એક જ ઈશ્વરની ઉપાસનાનો સંદેશ આપ્યો, અને શિક્ષણ તથા ઈશ્વરોપાસનાની સ્વતંત્રતા સૌને માટે ઉપલબ્ધ કરાવવા પર ભાર મૂક્યો. તેઓ મહાન તાર્કિક અને વિવેકી પુરુષ હતા. તેમણે કહ્યું કે વૈદિક શાસ્ત્રો આપણને કોઈ વાત પર અંધવિશ્વાસ મૂકવાને બદલે વિવેકબુદ્ધિની મદદથી સત્યનું અનુસંધાન કરવાની પ્રેરણા આપે છે. તેમના ઉપદેશો આપણા સૌ માટે અતિ મૂલ્યવાન છે; કારણ કે આજે પણ આપણા સમાજમાં વિભેદ ઉત્પન્ન કરનારી અનેક સમસ્યાઓ હયાત છે, જેનો સામનો દયાનંદે ચીંધેલા માર્ગે ચાલીને

જ થઈ શકે છે. ભારતના બંધારણમાં સામાજિક ક્ષેત્રને લગતી અનેક વ્યવસ્થાઓ દયાનંદના ઉપદેશોથી પ્રેરિત થઈને જ લેવામાં આવી છે.

**- ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્**

**(પ્રેસિડન્ટ રાધાકૃષ્ણન્સ્ સ્પીચીઝ ઍન્ડ રાઈટીંગ્સ,**
મે ૧૯૬૨ - મે ૧૯૯૪, પાન ૧૨૬-૧૨૮)



મહર્ષિ દયાનંદ ભારતના આધુનિક ઋષિઓ, સુધારકો અને શ્રેષ્ઠ પુરુષોમાંના એક હતા. તેમનું બ્રહ્મચર્ય, તેમનું વિચાર-સ્વાતંત્ર્ય, તેમનો સર્વ પ્રત્યેનો પ્રેમ, તેમની કાર્ય-કુશળતા વગેરે ગુણો લોકોને મુગ્ધ કરતા હતા. તેમના જીવનનો પ્રભાવ ભારત પર ખૂબ જ પડ્યો છે. હું જ્યાં જ્યાં ગમન કરું છું ત્યાં ત્યાં મને મહર્ષિ દયાનંદનાં જ પગલાં દૃષ્ટિગોચર થાય છે. બ્રિટિશ રાજ્ય સ્થાપિત થયા બાદ જનતા સાથે સીધો સંપર્ક કરવાનો માર્ગ મહર્ષિ દયાનંદે શોધી કાઢ્યો હતો.

**- મહાત્મા ગાંધી**



સ્વામી દયાનંદ સંસ્કૃતના પ્રકાંડ વિદ્વાન અને વેદોના અભ્યાસુ તથા સમર્થક હતા. એક પ્રબુદ્ધ વિદ્વાન હોવા ઉપરાંત તેઓ અત્યંત શિષ્ટ અને સાધુ સ્વભાવના પુરુષ હતા. તેમના અનુયાયીઓ તેમને દેવતા માનતા હતા અને વાસ્તવમાં તેઓ એવા સન્માનને લાયક હતા. દયાનંદ ફક્ત નિરાકાર જ્યોતિ (જ્ઞાન) સ્વરૂપ એક ઈશ્વર સિવાય બીજા કોઈની પૂજા-ઉપાસનાનો નિષેધ કરતા હતા. મારે અને મરહૂમ (દિવંગત) સ્વામી દયાનંદને ઘણીવાર મળવાનું થતું. હું હંમેશાં તેમનો ખૂબ જ આદર કરતો, અને તમામ મત-મજહબના લોકો તેમનું સન્માન કરે એ ઉચિત અને આવશ્યક હતું. તેઓ એક એવી વ્યક્તિ હતા કે જેમનું સ્થાન લઈ શકે એવું અત્યારે સંપૂર્ણ દેશમાં બીજું કોઈ જ નથી. આવો અનુપમ પુરુષ આપણી વચ્ચેથી વિદાય લઈ ગયો. આથી પ્રત્યેક દેશવાસી તેમના મૃત્યુ પર શોક કરે તે સ્વાભાવિક છે.

**- સર સૈયદ અહમદખાન**

(**અલીગઢ ઈન્સ્ટિટ્યૂટ ગેઝેટ** - ૧૮.૭૯, તા. ૮.૧૧.૧૮૮૩)



"મહર્ષિ દયાનંદને હું મારા માર્ગદર્શક ગુરુ માનું છું. એમનાં ચરણોમાં રહીને મેં ઘણુંબધું પ્રાપ્ત કર્યું છે. મારા ઉપર તેમની સદૈવ કૃપાદૃષ્ટિ રહેતી. સ્વામીજીની ઇચ્છા હતી કે વિદેશોમાં પણ વૈદિક ધર્મનો પ્રચાર કરવો જોઈએ. તેમણે મને

વિદેશોમાં વૈદિક સંસ્કૃતિનો પ્રચાર કરવા માટે પ્રેરિત કર્યો. મેં દેશ, જાતિ અને સમાજની જે કંઈ સેવા કરી છે, તેનું શ્રેય મહર્ષિ દયાનંદને જાય છે. મેં જે કંઈ પ્રાપ્ત કર્યું છે તેમાં સૌથી મોટું યોગદાન એ સર્વહિતૈષી, વેદજ્ઞ અને તેજસ્વી યુગદ્રષ્ટા દયાનંદનું રહ્યું છે. એ સ્વતંત્ર વિચારકના શિષ્ય હોવાનું મને અભિમાન છે.

**- પંડિત શ્યામજી કૃષ્ણવર્મા**



સિંહ સમાન નિર્ભીક પ્રકૃતિ ધરાવતો આ મહાપુરુષ એમાંનો એક છે, જેને યુરોપ ભારત વિશે પોતાનો અભિપ્રાય બાંધતી વેળા પ્રાયઃ ભૂલી જવા ઇચ્છે છે. પરંતુ એક ને એક દિવસ યુરોપે વિવશ થઈને પોતાની ભૂલ સ્વીકાર કરી દયાનંદને તો યાદ કરવા જ પડશે. કારણ કે તેમનામાં વિચાર, કર્મ અને નેતૃત્વની પ્રતિભાનું અનુપમ સંમિશ્રણ હતું. દયાનંદે ભારતના નિષ્પ્રાણ શરીરમાં પોતાનો અદમ્ય ઉત્સાહ, દૃઢ નિશ્ચયાત્મક સંકલ્પ અને અને સિંહ સમાન રક્ત ભરી દઈ તેને ચેતનવંતુ કર્યું હતું. શારીરિક બળમાં હર્ક્યુલસ જેવા શક્તિશાળી દયાનંદ પોતે જેને સત્ય માનતા હતા તે સત્યના વિરોધી એવા તમામ પ્રકારના વિચારો સમક્ષ સિંહગર્જના કરતા હતા. પોતાના પ્રયત્નોમાં તેઓ એટલા સફળ રહ્યા કે ફક્ત પાંચ જ વર્ષમાં તેમણે સમસ્ત ઉત્તર ભારતની કાયાપલટ કરી નાખી. દયાનંદ પર વિજય મેળવવો અસંભવ હતો, કારણ કે તેઓ સંસ્કૃત અને વેદોના અદ્વિતીય જ્ઞાતા હતા અને કોઈ તેમના જ્ઞાનની બરોબરી કરી શકે તેમ નહોતું. એમના શબ્દોની ધધકતી આગથી વિરોધીઓનો વિરોધ ભસ્મસાત્ થઈ જતો હતો. એ લોકો દયાનંદની તુલના પ્રચંડ પૂર સાથે કરતા હતા. શંકરાચાર્ય પછી દયાનંદ જેવો વેદવિદ્ કોઈ પાક્યો નથી. પશ્ચિમના વિચારોથી પ્રભાવિત એવી કોઈ પણ ધાર્મિક કે દાર્શનિક વિચારધારામાં દીક્ષિત થયેલા લોકો સાથે તેમણે ક્યારેય સમજૂતી કરી નથી.

**- રોમે રોલાં**

(**રામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર**, પાન : ૧૨૯-૧૩૪)



# મહર્ષિ દયાનંદ

કોઈ પ્રભુ-ભક્ત તો છે, પરંતુ વિદ્વાન નથી.
કોઈ વિદ્વાન તો છે, પરંતુ યોગી નથી.
કોઈ યોગી તો છે, પરંતુ સુધારક નથી.
કોઈ સુધારક તો છે, પરંતુ બહાદુર નથી.
કોઈ બહાદુર તો છે, પરંતુ બ્રહ્મચારી નથી.
કોઈ બ્રહ્મચારી તો છે, પરંતુ વક્તા નથી.
કોઈ વક્તા તો છે, પરંતુ લેખક નથી.
કોઈ લેખક તો છે, પરંતુ સદાચારી નથી.
કોઈ સદાચારી તો છે, પરંતુ પરોપકારી નથી.
કોઈ પરોપકારી તો છે, પરંતુ કર્મઠ નથી.
કોઈ કર્મઠ તો છે, પરંતુ ત્યાગી નથી.
કોઈ ત્યાગી તો છે, પરંતુ દેશભક્ત નથી.
કોઈ દેશભક્ત તો છે, પરંતુ વેદભક્ત નથી.
કોઈ વેદભક્ત તો છે, પરંતુ ઉદાર નથી.
કોઈ ઉદાર તો છે, પરંતુ શુદ્ધાહારી નથી.
કોઈ શુદ્ધાહારી તો છે, પરંતુ યોદ્ધો નથી.
કોઈ યોદ્ધો તો છે, પરંતુ સરળ નથી.
કોઈ સરળ તો છે, પરંતુ સુંદર નથી.
કોઈ સુંદર તો છે, પરંતુ બળવાન નથી.
કોઈ બળવાન તો છે, પરંતુ દયાળુ નથી.
કોઈ દયાળુ તો છે, પરંતુ સંયમી નથી.

પરંતુ જો આપ ઉક્ત તમામ ગુણો કોઈ એક જ સ્થાને - કોઈ એક જ વ્યક્તિમાં - જોવા ઇચ્છતા હો, તો આપ મહર્ષિ દયાનંદને જુઓ - નિષ્પક્ષ ભાવે જુઓ.

- ઇતિહાસાચાર્ય શ્રી નિરંજનદેવ કેસરી

(સંદર્ભ ગ્રંથ : 'મહર્ષિ દયાનંદ - કાલ ઔર કૃતિત્વ', લેખક : ડૉ. કુશલદેવ શાસ્ત્રી, પાન ૪૨૩)